"સચિત્ર કાવ્યસરિતા"ના લેખક



રાજરત્ન મહાસુખભાઈ ચુનીલાલ શેઠ.

સુજ્ઞ મહાશય,

આ "સચિત્ર કાવ્યસરિતા" નામનો ગ્રંથ ભેટ તરીકે આપના હાથમાં મુકતાં તેના લેખક રા. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ કે જેઓ મારા વડીલ ભાઈ શ્રી માણેકલાલના બાલપણના સાચા સ્નેહી મિત્ર છે તેમના જીવનની હકીકતમાંથી ભાવી પ્રજાને ઘણું શીખવાનું મળી આવે તેવું હોવાથી તેમના સેવાભાવી લોકોપયોગી જીવન સંબંધી બે શબ્દ લખવા સારૂં મન પ્રેરાય છે.

રા. મહાસુખભાઈનો જન્મ સંવત ૧૯૩૩ના જેઠ સુદ ૯ ના દિવસે થયો છે, એ જોતાં તેમણે જીવનની ત્રીજી વીશી લગભગ પુરી કરી છે. તેઓ ન્યાતે વીસા પોરવાડ શ્રાવક છે અને ધર્મે જૈન છે. આ કાવ્યસરિતાને વહેવડાવનાર રા. મહાસુખભાઈ સાચા કુદરતી કવિ છે, કારણ કે તેમનાં કાવ્યની સરિતાનું ઝરણું બાર તેર વરસની ઉમ્મરેથીજ ચાલુ થયું હતું. એમના જાહેર જીવનનાં કાર્યો જેમ અનેક છે તેમ એમની સાહિત્યસેવાનો ફાળો પણ મોટો છે.

સંવત ૧૯૫૩માં મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિક્યુલેશનની પરીક્ષા અને સ્કૂલ ફાઈનલની પરીક્ષા તેમણે પસાર કર્યા પછી તેઓ ખાનગી અભ્યાસ ચાલુ રાખી પોતાની શરાફી પેઢીમાં જોડાયા હતા. સાથે સાથે "પદ્માકર પ્રિન્ટિંગ પ્રેસ" ઉઘાડી એક માસિક પત્ર કાઢવાની શરૂઆત પણ તેમણે કરી હતી. આ રીતે જોઈ શકાય છે કે તેમના જાહેર જીવન સાથેજ તેમનું સાહિત્ય જીવન શરૂ થયું છે. આ પદ્માકર પ્રેસમાં મારા વડીલ ભાઈ માણેકલાલ

પણ એમની સાથે જોડાયા હતા. આમ રા. મહાસુખભાઈ-એ તેમની વયની બીજી વીશીની શરૂઆતથી સાર્વજનિક, સામાજિક, ધાર્મિક, અને સાહિત્યની સેવાઓની શરૂઆત કરવા માંડી હતી.

સંવત ૧૯૫૬ના ભયંકર દુષ્કાળ પ્રસંગે તન મન અને ધનથી ગરીબોને મદદ આપવા તનતોડ મહેનત વિસનગરમાં તેમણે કરી હતી. પોતે ગર્ભશ્રીમંત હોવા છતાં પરિશ્રમની દરકાર તે સમયે તે રાખતા નહોતા. વિસનગરમાં તે દુષ્કાળના દિવસોમાં મોટા તળાવ ઉપર સરકારી રીલીફ કામ તેમના હસ્તક ચાલતું હતું, જેમાં ચારથી પાંચ હજાર માણસો કામે લાગ્યાં હતાં. એ ભયંકર દુષ્કાળના દિવસોમાં આ રીલીફ કામ ઉપરાંત બીજી અનેક પ્રવૃત્તિઓ તેમણે હાથ પર લીધી હતી. બે મોટાં અન્ન ગૃહો, એક કૅટલ કૅમ્પ, એક અનાથ બાલાશ્રમ, અશકતોને રોટલા પૂરા પાડવાનું કામ, દરદીઓને દવા આપવાનું કામ, મરેલાં માણસોને ઠેકાણે પાડવાનું કામ વીગેરે જાતનાં જુદાં જુદાં કામો તેમણે એ સમયે ઉઘાડયાં હતાં. આ તમામ કામમાં મારા વડીલ ભાઈ શ્રી માણેકલાલ તેમને પૂરેપૂરી મદદ આપતા હતા. તે વખતમાં તેમની સાથે મારા ભાઈનો બંધાયેલો સ્નેહસંબંધ અત્યાર સુધી દિન પ્રતિ દિન વૃદ્ધિ પામતો ચાલુ રહેલો છે.

સંવત ૧૯૬૨ માં વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની સ્થાપના થઈ ત્યારે તેઓ પોતાની મુંબઈની શરાફી પેઢીમાં જોડાયેલા હોવા છતાં પણ સુધરાઈ, મહાલ પંચાયત, પ્રાંત પંચાયત, પંચાયત પ્રતિનિધિ સભા અને

ધારાસભામાં જોડાયા. વિસનગર શહેરની સુધરાઈમાં લાગટ વીસ પચીસ વરસ સુધી સભાસદ તરીકે અને આશરે પંદર વર્ષ સુધી તો ઉપપ્રમુખ અને ચેરમેન તરીકે સુધરાઈનું સુકાન હાથમાં રાખી સારાંસારાં લોકોપયોગી કામો તેમણે કર્યાં હતાં. વિસનગરનું મોટું તળાવ જે ખંડેર સ્થિતિમાં આવી પડયું હતું અને તૂટી પડવાની તૈયારીમાં હતું તેને સુધારવાનું કામ રા. મહાસુખભાઈએ હાથમાં લીધું. કેટલુંક દુરસ્તીનું કામ સુધરાઈ તરફથી એવી ઢબે થવા લાગ્યું કે વિસનગરના શ્રીમંત ગૃહસ્થો તે તરફ આકર્ષાયા અને તેમના ઉદાર આશ્રયથી તળાવ ઉપર ગંગાઘાટ, જમનાઘાટ, મથુરાઘાટ, પરસનઘાટ, ગૌઘાટ, શંકરઘાટ, મણિકર્ણિકાઘાટ, મથુરાશ્રમ વીગેરે સુંદર ઘાટો ૨૦ મહાસુખભાઈ મારફત બાંધવામાં આવ્યા છે. તે જોતાં કાશી (બનારસ)ના ગંગાકીનારાનું સ્મરણ થઈ આવે છે. આ તળાવમાં પાણી આવવાની નહેરો સાફ કરાવી તથા પાણી આવવાના ગરનાળામાં સંકોચ પડતો હોવાથી ચાલુ ગરનાળાંની બાજુએ બે નવીન ગરનાળાં એમના હસ્તક કરવામાં આવ્યાં, અને પાછલા ભાગમાં એક ગરનાળું જીર્ણ થઈ ગયેલું તે કાઢી નાખી તેને બદલે બે ફરી બનાવવામાં આવ્યાં. આ રીતે તળાવનો સારો જીર્ણોદ્ધાર તેમના હાથે થયેલો છે.

બજારમાં જીર્ણ થયેલી દુકાનો તેમજ ખંડેરો સુધરાઈ તરફથી ખરીદી લઈ ત્યાં શાકમારકેટ પણ સુધરાઈ તરફથી તેમણે બનાવી વિસનગરની શોભામાં વધારો કર્યો છે.

વિસનગરમાં અંગ્રેજી અભ્યાસ માટે પહેલાં સરકાર તરફથી એ. વી. સ્કૂલ ચાલતી હતી. તેમાંથી હાઈસ્કૂલ બના-

વવા સંવત ૧૯૭૧ માં ફંડ એકઠું કરનાર અને સક્રિય કામ કરનાર ત્રણ કાર્યવાહકો પૈકીના રા. મહાસુખભાઈ એક હતા.

વિસનગરમાં પંચાલ "શેઠ હરિચંદ મંછારામ તીજોરીવાળા વૉટરવર્કસ" કરવા માટે સ્વ. હરિચંદે નીમેલા બે ટ્રસ્ટીઓ પૈકીના સક્રિય કામ કરનાર તે એક હતા. વિસનગરમાં સ્વ. "શેઠ ડોસાભાઈ મગનલાલ પ્રસૂતિગૃહ" ની સ્થાપના કરવાની પ્રેરણા કરનાર અને તેની સ્થાપનામાં અગ્ર ભાગ લેનાર રા. મહાસુખભાઈ હતા. સ્ટેશનની સડક ઉપર બહારના મુસાફરોને ઉતરવાનું સાધન નહોતું, તેવું સાધન પુરૂં પાડે એવી "મણીઆર લલ્લુભાઈ પાનાચંદ ધર્મશાળા" ઉભી કરાવી આપવાનો યશ પણ તેમને ઘટે છે.

વળી જણાવતાં આનંદ થાય છે કે સંવત ૧૯૯૧ માં મારા વડીલ ભાઈશ્રી માણેકલાલ તરફથી વિસનગરમાં સરકારી દવાખાનાની પાસે બંધાયેલા "સૌ૦ ચંચળબાઈ માણેકલાલ સેનેટોરીયમ" સંબંધી પણ યોગ્ય સલાહ આપનાર તેજ હતા.

આ પ્રમાણે વિસનગર શહેરની સેવા તેઓ કરતા ગયા અને બીજી બાજુએ વડોદરા રાજ્યની ધારાસભામાં લાગટ દશ વર્ષ સુધી ત્રણ વખત બીન હરીફ લોકજ્ઞ સભાસદ તરીકે વિસનગર વિભાગમાંથી ચુંટાઈ મેસાણાપ્રાંતની અને વડોદરા રાજ્યની યથાશક્તિ સેવા તેમણે ઉઠાવી છે. ધારાસભામાં રા. મહાસુખભાઈ ચુંટાયા તે વખતે વિસનગર મહાજન તરફથી તા. ૧૯—૯—૧૩ ના રોજ તથા અંજુમને ઈસ્લામ તરફથી તા. ૨૪–૧૦–૧૩ ના રોજ તેમને જાહેર માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

વળી સંવત ૧૯૮૬ માં વડોદરા રાજ્યમાં હિન્દુ
સ્ત્રીઓના મિલ્કત ઉપરના હકક સંબંધી નીમાયેલી સમિ-
તિમાં તેમજ વડોદરા રાજ્યની બૅન્કિંગ ઈન્કવાયરી સમિ-
તિમાં તેઓ એક સભ્ય તરીકે નીમાયા હતા. ત્યાં તેમણે
સ્ત્રીઓને અને ખાસ કરીને વિધવા સ્ત્રીઓને લાભ થઈ
શકે તેવા કાયદાના સુધારા કરવાની સૂચનાઓ મુકાવી
હતી, અને પ્રજાને વેપાર વીગેરેમાં બૅન્ક દ્વારા આર્થિક
સગવડો મળે અને વેપારની સરળતા થાય તેવા માર્ગો
પણ તેમણે એ સમિતિની કાર્યવાહીમાં સૂચવ્યા હતા.
પ્રજાને અને સરકારને લાભ થાય તે પ્રમાણે રેલ્વેમાં
વધારો કરવાની સૂચના પણ તેમણે મુકી હતી. આ પ્રકા-
રનાં તેમનાં કામો ઉંડા અભ્યાસ વગર, અંગત સુખ અને
સગવડનો ભોગ આપ્યા વગર અને કાર્ય દક્ષતા વગર
સાધી ન શકાય એ સૌ કોઈ સ્વીકારે તેવી બીના છે.

વડોદરા રાજ્યના પ્રજામંડળનો ઇતિહાસ તપાસવા
બેસશું તો જણાશે કે રા. મહાસુખભાઈ એ પ્રજામંડળના
ઉત્પાદકો પૈકીના એક છે. ઇતિહાસ એવો છે કે સંવત
૧૯૫૯ માં કડીપ્રાંતના મહાજનના આગેવાનોએ મળીને
"કડીપ્રાંત મહાજન સભા" સ્થાપેલી, તે મહાજન સભામાં
રા. મહાસુખભાઈ આગેવાની ભર્યો ભાગ લેતા હતા. આ
મહાજન સભાની જુદી જુદી બેઠક મેસાણા, ખેરાળુ,
પાટણ અને સિદ્ધપુર મુકામે મળી હતી. તેમાં કડીપ્રાંતના
સભ્યો તો આવતાજ હતા, પરંતુ વડોદરા રાજ્યના અન્ય
પ્રાંતમાંથી પણ કેટલાક પ્રજાકીય પ્રશ્નોમાં રસ લેનાર
ગૃહસ્થો આવતા હતા. તે બધાની પ્રેરણાથી આખા વડો-

દરા રાજ્યની મહાજન સભા સ્થાપવાનો વિચાર ઉભો થયો. એ ઉપરથી વડોદરામાં હરિભક્તિવાળા સ્વ૦ શેઠ મગનભાઈએ બધાને વડોદરે ખાનગી રીતે બોલાવ્યા હતા. ત્યાંથી વડોદરા રાજ્ય પ્રજામંડળ ઉભું થયું અને નવસારીપ્રાંતના ગૃહસ્થો તરફથી આમંત્રણ મળતાં તેની પહેલી બેઠક તા. ૩૧-૧૨-૧૯૧૬ ના રોજ નવસારીમાં મળી, જે "વડોદરા રાજ્ય પ્રજામંડળ" એ નામથી હાલ ચાલુ છે. શરૂઆતમાં કેટલાંક વર્ષો સુધી તેઓ તે મંડળના જનરલ સેક્રેટરી તરીકે કામ કરતા હતા.

તે ઉપરાંત વડોદરા રાજ્યમાં અનેક જાહેર પ્રજાકીય અને સાર્વજનિક હિતના કાર્યની જાહેરસભામાં રા. મહાસુખભાઇએ આગળ પડીને ભાગ લીધો છે. રાજ્યની પુસ્તકાલય પરિષદોમાં, શિક્ષકોની પરિષદમાં, તલાટીઓની પરિષદમાં તેમણે પ્રમુખ તરીકેની જવાબદારી સ્વીકારી લોકહિતની પ્રવૃત્તિને સાચી દોરવણી આપી છે. વળી કેટલાંક વર્ષો સુધી તેઓ વિસનગરમાં ઑનરરી મેજીસ્ટ્રેટ તરીકે કામ કરતા હતા.

એમની અનેક સેવાઓ પૈકીની એક તો એવી છે કે તેની જરા વિસ્તારથી અત્રે નોંધ લેવી જોઇએ. સં. ૧૯૭૯માં સિદ્ધપુરમાં હિન્દુ મુસલમાનનો મોટો ઝઘડો થયલો, તે શમાવવા વડોદરાથી ખાસ પોલીસ અને મિલિટરી પાર્ટી સિદ્ધપુર મોકલવાની સરકારને જરૂર પડી હતી. એવા મારામારીના કટોકટી ભરેલા ગંભીર મામલા વખતે ત્યાં સુલેહ સ્થાપવા, ઉપર જણાવેલી કડીપ્રાંત મહાજન સભાએ બીડું ઝડપેલું હતું, અને તે સભાનું પ્રમુખપદ શ્રી મહા-

સુખભાઇને આપેલું હતું. તે સ્વીકારવામાં તેમણે પોતાનું પરમ કર્તવ્ય માન્યું હતું. રા. મહાસુખભાઇ સિદ્ધપુર ગયા તે વખતે મામલો બહુજ ગંભીર બન્યો હતો. કોઇ જગ્યાએ રસ્તા પર પાથરવાને એકઠા કરેલા મેટલના પત્થરાના ઢગલામાંથી અણીઆળા પત્થરો ફેંકાતા હતા, કોઈ જગ્યાએ દુકાનો સળગાવી મુકવાનાં તોફાન ચાલતાં હતાં, કોઈ જગ્યાએ ગોળીબહાર પણ થતા હતા. એવા વિકટ મામલામાં પોલીસ અને મિલિટરીના રક્ષણ સાથે શેઠ મહાસુખભાઇ સિદ્ધપુરમાં ગયા હતા. ત્યાં પોલીસ કમિશ્નર, પોલીસ નાયબસુબા, સુબા વીગેરે અમલદારોને તેઓ મળ્યા. અને પોલીસ અને મિલિટરીના જાપ્તા સાથે મોટી ગંજાવર સભા તેમના પ્રમુખપણા નીચે મેળવવામાં આવી. તે સભામાંથી હિન્દુઓના અને મુસલમાનોના પ્રતિનિધિ ચુંટી કાઢવામાં આવ્યા અને એ પ્રતિનિધિમંડળમાં કેટલાક દિવસ સુધી વાટાઘાટ ચલાવી. છેવટે બંને પક્ષની સંમતિ પ્રમાણે ઠરાવ કરી સુલેહ શાન્તિ સ્થાપવામાં આવી હતી. આ પ્રજાકીય સેવા માટે શ્રીમંત સરકાર તરફથી ધન્યવાદનો પત્ર તા. ૧૯ માહે એપ્રિલ ૧૯૨૩ નો રા. મહાસુખભાઈ ઉપર લખવામાં આવ્યો હતો. એ પત્રમાં માજી દિવાન સર મનુભાઈના પોલિટિકલ સેક્રેટરી લખે છે કે " આપે બજાવેલી કામગીરીથી તેઓ આભારી થયા છે અને સુલેહ મેળવવા આપે બતાવેલ બાહોશપણું અને આપની કામ કરવાની શૈલી જોઈ તેઓ ખુશી થયા છે."

બીજે વરસે એટલે સંવત ૧૯૮૦ માં હિન્દુ મુસલમાનનો ઝઘડો વિસનગરમાં ઉભો થયો હતો, ત્યારે પણ

સુલેહશાન્તિ સ્થાપવા નીમાયેલી કમીટીમાં તેમણે અગ્ર ભાગ લઇ સમાધાન કર્યું હતું. સંવત ૧૯૮૩ની સાલમાં દેશમાં અતિવૃષ્ટિની આપત્તિ આવી પડી હતી તે વખતે વિસનગરમાં અને આજુ બાજુના ગામડાંમાં રેલના સંકટમાંથી લોકોને બચાવી નિરાધારને અન્ન અને વસ્ત્ર પૂરૂં પાડવાનું કામ બજાવવા સારૂ સ્વયંસેવકોનું મંડળ તેમના તરફથી સ્થાપવામાં આવ્યું હતું. એ વખતે ગૃહસ્થો પાસેથી આર્થિક મદદ મેળવી સંકટગ્રસ્ત લોકોને મદદ કરવામાં આગેવાની ભર્યો ભાગ તેમણે લીધો હતો. તેવીજ રીતે પ્લેગ, કૉલેરા, ઇન્ફ્લ્યુએન્ઝા વીગેરે ભંયકર રોગોના ઉપદ્રવ વખતે વિસનગરમાં દવાનાં સાધનોની વ્યવસ્થા કરી યથાશક્તિ સીધી અને આડકતરી રીતે તેઓ મદદ કરતા આવ્યા છે. મોંઘવારીના દિવસોમાં ગરીબ લોકોને સસ્તા ભાવે અનાજ આપવાની દુકાનોની વ્યવસ્થા તેમણે કરી હતી. સીઝાતા ગરીબ માણસોને ગુપ્ત રીતે અન્ન અને પૈસાથી મદદ કરવાની પણ વ્યવસ્થા તેમના હસ્તક ચાલતી હતી. વળી વિદ્યાર્થીઓને પુસ્તકની, ફીની અને એવી બીજી યોગ્ય મદદ કરવા અને કરાવવા પોતાનાથી બનતું તે કરે છે. આ સ્થળે જણાવતાં વિશેષ આનંદ થાય છે કે શ્રીમંત મહારાજા સાહેબની અંગત ખાનગી ઉદાર સખાવતો પણ તેમની જ મારફત દુષ્કાળ અને મોંઘવારીના દુઃખદ પ્રસંગે વિધવાઓ અને નિરાધાર ઉચ્ચ કુટુંબો અને પ્રજાજનોને ઘણીજ ગુપ્ત રીતે થયેલી છે, તેવા તે શ્રીમંતના વિશ્વાસુ છે.

વિસનગરમાં લાંબા વખતથી સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે. તે પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ

તરીકે એઓ ઘણા વરસોથી કામ કરે છે અને પુસ્તકાલયને લોકોપયોગી બનાવવા માટે તેમણે અનેક શુભ કામો કર્યાં છે. તે સંસ્થાને સંગીન પાયા ઉપર લાવવા અને કાયમ માટે તેને સારી રીતે નિભાવવા માટે પારેખ વલ્લભરામ હેમચંદ તરફથી એ સંસ્થા માટે સારી રકમ તે ભેટ મેળવી શકયા છે. આ ભેટ મળ્યા પછી આ સંસ્થા "પારેખ વલ્લભરામ હેમચંદ જનરલ લાયબ્રેરી" એ નામથી ઓળખાય છે. એજ સંસ્થામાં સ્ત્રીઓ વાસ્તે અલગ ગોઠવણ કરાવી આપવા તેજ ગૃહસ્થ પાસેથી સારી રકમ તેમણે મેળવી છે. અને પુસ્તકાલયના મકાનમાં સ્ત્રીઓ માટે ખાસ ભાગ બંધાવવામાં આવ્યો છે.

વિસનગરમાં અનેક કેળવણીની સંસ્થાઓ સ્થપાયેલી છે. તેમાં જુની સંસ્થા "શુભદર્શક વાચકગૃહ" નામની સંસ્થા છે. સંવત ૧૯૪૭ ના અરસામાં આ સંસ્થા સ્થપાઈ હતી. તે સંસ્થાના આદ્ય સંચાલકોના નામની યાદીમાં આજે શેઠ મહાસુખભાઇનું નામ જોવામાં આવે છે. એ સંસ્થા દ્વારા પહેલાં તો વિદ્યાર્થીઓને ભણાવવા માટે પુસ્તકો આપવાની પ્રવૃત્તિ ચાલુ થઈ હતી. વચ્ચે થોડો સમય એ સંસ્થાનું ચેતન મંદ પડયું હતું. પણ હાલ એ સંસ્થા વિસનગરની બજાર વચ્ચે ઉપયોગી પુસ્તકાલય તરીકે સારી રીતે ચાલે છે. તે સંસ્થાને પાછળથી વિસનગરના અમારી નાગર વાણીઆની જ્ઞાતિના પ્રગતિવાંછુ ભાઇઓએ અપનાવી લીધી છે, અને હાલ એ સંસ્થાને સારી મદદ આપનાર પારીખ મણિલાલ મૂળચંદ (મદ્રાસવાળા)નું નામ આપવામાં આવ્યું છે. આ રીતે "પારીખ મણિલાલ મૂળચંદ શુભદર્શક

વાચક ગૃહ" મહાસુખભાઇની અસલી પ્રગતિપ્રિયતા સિદ્ધ કરી આપે છે.

વિસનગરમાં આજે સુંદર કન્યાશાળાનું મકાન આવેલું છે. તેને આ રૂપે અને આ ઠેકાણે લાવવામાં મહાસુખભાઈનો હાથ હતો. સ્વ. પાર્વતીબાઇના ટ્રસ્ટીઓ એ શાળાની સવડ ટ્રસ્ટની રૂએ એક જુના મકાનમાં કરવાના હતા. પરંતુ તેમ નહીં કરતાં પાર્વતીબાઇના નામથી યોગ્ય સ્થળે નવું સુંદર અને સવડવાળું મકાન કરવા વિસનગર સુધરાઇના ઉપ-પ્રમુખ તરીકે સરકાર સાથે મહાસુખભાઈએ લાંબો પત્ર વ્યવહાર ચલાવ્યો અને પછી તે વખતના દીવાન સર મનુભાઈ જ્યારે વિસનગર પધાર્યા ત્યારે તેમને બધાં સ્થળો વીગેરે બતાવ્યાં અને કન્યાશાળાનું મકાન આજે છે તે ઠેકાણે બંધાવવાની યોજના વાસ્તે ઘટતા હુકમો કરાવ્યા હતા.

મહાસુખભાઇના વિચાર ઉદાત્ત છે. તે કોઇપણ ન્યાત જાત સાથે સારાં કામ માટે હળી મળી શકે છે. પોતાનો પૂર્ણ સહકાર આપે છે. વૈષ્ણવો સાથે, પાટીદાર મંડળ સાથે, નાગર બ્રાહ્મણો સાથે, અને મુસલમાન ભાઇઓ સાથે સામાજિક ઉન્નતિના કામમાં તે ઝટ સહકાર આપે છે. એ બાબતનો એક દાખલો અત્રે આપવા જેવો છે. એમના બાલમિત્ર રાય સાહેબ ગિરધરલાલ દયારામ મહેતા (હાલ જામનગર દ્વારકા રેલ્વેના મેનેજર) ની સાથે તે ઘણી વાર નાગર કૉન્ફરન્સમાં હાજરી આપતા હતા. તેવાં સામાજિક કામે તે કલોલ, સુરત, બનારસ વીગેરે સ્થળે ગયા હતા. એ બંને મિત્રો વિધવાઓની મદદ વાસ્તે કોઇ સંસ્થા હોવાના વિચાર ધરાવતા હતા. તે વિચારને પરિણામે વિસ-

નગર શહેરમાં વિસનગરા નાગરજ્ઞાતિનું એક વિધવાઆશ્રમ ઉભું થવા પામ્યું છે. એ ઉભું કરવામાં રાય સાહેબ ગિરધરલાલભાઈની ખંત અખૂટ છે, અને તેમાં મહાસુખભાઈનો આડકતરો સાથ પણ છેજ.

વિસનગર શહેરમાં પ્રગતિદાયક સંસ્થાઓ ઉભી કરવા વાસ્તે તેમનું મન સદા રોકાયુંજ રહે છે. નિર્દોષ વાર્તાલાપ, આનંદ હાસ્યવિનોદ, રમત ગમત અને વિચારની આપલે કરવા માટે કલબ જેવી સંસ્થા દરેક અર્વાચીન શહેરમાં જોઈએ. આવી કલબ વિસનગરમાં સ્થપાયેલી તેને એવી સરસ રીતે તેમણે ચલાવી કે એમની કાર્યપદ્ધતિથી પ્રેરાઈ પારીખ મથુરાદાસ મગનલાલે ઉદાર મદદ આપી, અને કલબનું મકાન તે મદદમાંથી બંધાવવામાં આવ્યું. એ મકાન સર મનુભાઈ સાહેબને હસ્તે તા. ૧-૮-૧૯૧૯ના દિવસે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. ત્યારથી એ સંસ્થા " મથુરાદાસ કલબ"ના નામથી ઓળખાય છે.

સાર્વજનિક હિત માટે મહાસુખભાઈ સદા પ્રયત્નશીલ હોય છે. એ વાત સારી રીતે આખા વડોદરા રાજ્યમાં એમની કાર્ય પદ્ધતિથી જાણીતી થઈ ગઈ હતી. તા. ૩૧-૭-૧૯૧૯ના રોજ વિસનગર શહેરમાં મહાજનના જાહેર મેળાવડામાં સર મનુભાઈ સાહેબે ભાષણ આપતાં જણાવ્યું હતું કે " રા. મહાસુખભાઈ વિસનગરના હિતના માટે પ્રયત્ન કરે છે એટલુંજ નહીં પણ કડી પ્રાંતના ભલા માટે તે કામ કરે છે, તે ધારાસભાના હેવાલ ઉપરથી જાણતા હશો. મેં વિસનગરમાં જે જે જાહેર સંસ્થાઓ અને કામો જોયાં તેમાંનું એક પણ એવું નથી કે જેમાં મહાસુખભા-

ઈની મદદ ન હોય. લોકોપયોગી કામો કરવા યત્ન કરે છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું" આ મહાસુખભાઈની સમાજસેવાનું પ્રમાણપત્ર નાનું સુનું નથી.

આ પ્રમાણે સાર્વજનિક કામોમાં તેઓ રોકાયા હોવા છતાં પોતાના જૈન સમાજની સેવા કરવાનું કર્તવ્ય તેમણે વિસાર્યું નહોતું. વિસનગરમાં જૈનોના મુખ્ય મોટા દેવાલયનો વહિવટ ઘણા વરસો સુધી તેમની પાસે રહેલો અને હાલ પણ તે દેવાલય ઉપર તેમની દેખરેખ છે. હાલના જમાના પ્રમાણે લોકોને જે જે સગવડો આપવી ઘટે તે તમામની ગોઠવણ તેમની સૂચના પ્રમાણે કરવામાં આવી છે. દેરાસરની પાસે યાત્રાળુઓને ઉતરવા માટે ધર્મશાળા, જમવા માટે શાન્તિભુવન અને સુવા બેસવા માટે ગોદડાં વીગેરેની ગોઠવણ થયેલી છે. તે ઉપરાંત બે દેરાસરની સુધારણા પણ તેમના હસ્તક થઈ છે. વળી સ્ત્રીઓ માટે ધર્મક્રિયા કરવા સારૂ સારા ઉપાશ્રયોની પણ સવડ વિસનગરમાં એમની પેરવીથી થયેલી છે.

જો કે તેઓ પાંચ છ પેઢીથી વિસનગરમાં રહે છે છતાં તેમનો કન્યા લેવા દેવાનો જ્ઞાતિસંબંધ પાટણ સાથે રહેલો છે, તેથી પાટણના વતની તરીકે પણ તે ઓળખાય છે. આજ કારણથી તેમને પાટણની મોટી ખલીપુરની પાંજરા પોળના ટ્રસ્ટી તરીકે બે વર્ષ સુધી સરકારે નીમ્યા હતા. તેમની એ કામગીરી પણ ઉત્સાહપૂર્વક બજાવવામાં આવી હતી, જેનો ઉલ્લેખ પાટણ શહેર તરફથી તા. ૨૨–૩–૨૦ના રોજ તેમને અપાયેલા માનપત્રમાં કરવામાં આવ્યો હતો. તેઓ સમગ્ર હિન્દુસ્થાનમાં જૈનોની પ્રતિનિધિ તરીકે ગણાતી

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સ્થાનિક સભાસદ તરીકે છે. પંદર વરસ સુધી તારંગાજી તીર્થનો વહિવટ કરનાર સમિતિના ઉપપ્રમુખ તરીકે પણ તેમણે કામ બજાવ્યું હતું.

આગળ જણાવ્યા પ્રમાણે તેઓ કુદરતી કવિ હોવાથી કાવ્યો લખવા તરફ તેમની મનોવૃત્તિ દોરાયેલી રહેતી હતી. સ્વ. સાક્ષરશ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવના તંત્રીપણા નીચે ચાલતા "ચંદ્ર" નામના માસિકના તે એક કાવ્ય લેખક હતા. તેમાં, તથા પોતાના માસિકમાં, તેમજ બીજાં માસિકોમાં કાવ્યોના લેખો તે આપતા હતા. સંવત ૧૯૫૪માં "કાવ્ય સરિતા"ની પહેલી આવૃત્તિ તેમણે પોતાની એકવીસ વરસની ઉમ્મરે સુંદર પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરી હતી. એ આવૃત્તિમાંનાં કેટલાંક પસંદ કરેલાં કાવ્યો આ ગ્રંથમાં પણ મુકવામાં આવ્યાં છે, તે વાત આ ગ્રંથનો ઉપોદ્ઘાત વાંચવાથી સ્પષ્ટ રીતે સમજાશે. તે પછી સંવત ૧૯૫૬ માં કાજી અનવર કે જે એક આત્મજ્ઞાની મહા પુરૂષ હતા તેમનાં સમાધિ, યોગ, આધ્યાત્મિક સ્વરૂપ, ભક્તિશૃંગાર વીગેરેનાં બોધદાયક કાવ્યો ઉપર ટીકા લખી "અનવર કાવ્ય" નામનો ગ્રંથ તેમણે પ્રસિદ્ધ કર્યો છે. તે ગ્રંથ હિન્દુઓને અને મુસલમાનોને આત્મ કલ્યાણાર્થે એટલો બધો પ્રિય થઈ પડયો છે કે જેની હાલમાં છઠ્ઠી આવૃત્તિ ચાલે છે. તે પછી "વિસનગર અને વડોદરા રાજ્યની ટૂંક હકીકતનો ઇતિહાસ" તથા "કમનસીબ કુમારિકાનો સામાજિક નાટય પ્રયોગ" લખ્યો છે, તે ઉપ-રાંત તેમણે દીક્ષાને અંગે જૈનસમાજ અને સાધુ સંસ્થામાં ચાલતી અનિચ્છનીય પ્રવૃત્તિઓ અટકાવવા કમર કસીને

સતત પાંચ છ વરસ સુધી સાંજવર્તમાન, મુંબઈ સમાચાર, હિન્દુસ્થાન, નવગુજરાત, સયાજી વિજય, જૈન વીગેરે જાહેર વર્તમાનપત્રોમાં સારા નિબંધ લેખક તરીકે પુષ્કળ લેખો લખી, તેમજ વડોદરા, ભાવનગર, પૂના, રંગુન, મુંબઈ વીગેરે શહેરોમાં ભાષણો આપી પ્રજામત કેળવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે; એટલુંજ નહીં પરંતુ સમાજ અને સાધુ સંસ્થામાં બનતા અયોગ્ય દીક્ષાનાં દૃશ્યો પ્રજા સમક્ષ ખડાં કરવા તેમણે "અમૃતસરિતા" નામની નવલકથાના બે મોટા ભાગ પ્રસિદ્ધ કરી સાહિત્ય દ્વારા સમાજ સેવા કરેલી છે. પુસ્તક રૂપે પ્રકટ કરતાં પહેલાં તે નવલકથા સાંજવર્તમાનપત્રમાં સોળ માસ સુધી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તેમની પ્રજામત કેળવવાની આ પ્રવૃત્તિ વડોદરા સરકારના ધ્યાન ઉપર આવવાથી શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવે રાજ્યમાં અયોગ્ય દીક્ષાનાં અનિષ્ટોની તપાસ કરવા કમિશન બેસાડયું. એ વિષય ઉપર વિરૂદ્ધની અને તરફેણની હકીકતો સાંભળી અને પછી બાળદીક્ષા અટકાવવા સંન્યાસ દીક્ષા પ્રતિબંધક કાયદાનો મુસદ્દો ઘડી ધારાસભામાં મુકી વાટાઘાટ કરી છેવટે તા. ૯-૧૧-૩૩ ના રોજ "સંન્યાસ દીક્ષા પ્રતિબંધક કાયદો" બહાર પાડયો છે. આ પ્રમાણે રા. મહાસુખભાઈની પાંચ વરસની મહેનતને શ્રીમંત મહારાજા સાહેબે સફળ કરી છે, એટલુંજ નહીં પરતુ જણાવતાં આનંદ થાય છે કે શ્રીમંત મહારાજાએ પોતાના રાજ્યારોહણના હીરક મહોત્સવના માંગલિક પ્રસંગે લેખકની અનેકવિધ સેવાઓ ધ્યાનમાં લઈ અને ખાસ કરી પ્રજામત કેળવવાની પ્રવૃત્તિથી સારા

લેખક તરીકે તેમને તા. ૭-૧-૩૬ ના દરબારમાં **રાજરત્નનો સુવર્ણ પદક** એનાયત કરી તેમની કદર કરી છે. તેમને મળેલા આ ચંદ્રકના માન માટે અભિનંદન આપવા રા. મહાસુખભાઇને વિસનગર ન જવા દેતાં પરભારા વડોદરાથી મુંબઇ બોલાવવાની પેરવી તેમના મિત્રોએ અને ગુણાનુરાગી ગૃહસ્થોએ કરી. ત્યાં મુંબઈમાં તા. ૧૯-૧-૩૬ ના રોજ મારા વડીલ બંધુના પ્રમુખપણા નીચે મારવાડી વિદ્યાલયના મોટા હૉલમાં રા. મહાસુખભાઈને રૂપાના કાસ્કેટમાં મોટા મેળાવડા વચ્ચે જાહેર માનપત્ર આપવામાં આવ્યું હતું. તે પ્રસંગે તેમના જૈનમંડળો તરફથી વડોદરામાં, વિસનગરમાં અને મેસાણા પ્રાંતના તેમના મિત્રો અને ગુણાનુરાગી પ્રજાજનો તરફથી મેસાણામાં જાહેર મેળાવડામાં માનપત્રો આપવામાં આવ્યાં હતાં. રા. મહાસુખભાઈની સાહિત્ય પ્રવૃત્તિની કદર કરી શ્રીમંત મહારાજા સાહેબે આ સુવર્ણપદક એનાયત કર્યો હતો તે વાત પર સ્પષ્ટ રીતે ભાર મુકવા સારૂ મેસાણા પ્રાંતના મિત્રોએ જે માનપત્ર આપ્યું હતું તે સાહિત્યના ચિહ્ન તરીકે પુસ્તકના આકારની ચાંદીના કાસ્કેટમાં અર્પણ કર્યું હતું.

તેમના જીવનની બીજી વીશીના મધ્ય ભાગમાં અને પાછલા ભાગમાં તેમનાં વડીલ જનોના તેમજ કેટલાક કૌટુંબિક જનોના અવસાનથી તેમનું હૃદય વૈરાગ્યની ભાવના તરફ દોરાતું ગયું. તે સમયમાં લખાયેલાં કાવ્યો આ ગ્રંથના વૈરાગ્ય તરંગમાં દૃષ્ટિગોચર થાય છે. હાલમાં બે ત્રણ વરસથી તેઓ સાધારણ રીતે નિવૃત્ત જીવન જેવું જીવન ગાળે છે. તેમ છતાં સાહિત્ય સેવામાં તો તેમનું

મન લાગેલુંજ રહે છે. તેમને મોટી પરણાવેલી ત્રણ પુત્રીઓ હતી તેમાંથી બે પુત્રીઓ એકજ વરસમાં બે વરસ ઉપર સ્વર્ગસ્થ થઇ હતી. તેથી તેમનું હૃદય ખિન્ન રહે એ સ્વાભાવિક છે.

સાંસારિક આપત્તિઓને આધ્યાત્મિક વિચાર બળથી તેઓ દૂર રાખવા મથતા હતા. એમના એ પ્રયત્નમાં એમનાં સુશીલ અને કાર્યદક્ષ પત્ની સૌ૦ શાન્તાબેન બહુ મદદ આપી રહ્યાં હતાં. તેથીજ આ પુસ્તક તૈયાર કરવાની, તેની શુદ્ધ પ્રતો લખવાની, તેમાં જોઇતાં ચિત્રો બદલ કલાકારને સૂચનો મોકલવાની, છાપખાનામાં પુસ્તક મોકલી તેને છાપતું કરવાની પ્રવૃત્તિ લેખક ઉપાડી શકયા હતા. પરંતુ માણસ ઇચ્છે છે કંઈ અને ઈશ્વર યોજે છે કંઇ. મને જણાવતાં બહુ દિલગીરી થાય છે કે એવાં સુશીલ પત્નીની હુંફ અને સાથ ખરી જરૂરીઆત વખતે શેઠ મહાસુખભાઈ તા.૨૬-૯-૩૬ની રાત્રે દસ વાગે એકદમ તેમનું હૃદય બંધ થવાથી માત્ર ૨૦ મિનિટમાંજ અચાનક ગુમાવી બેઠા છે. એ સુશીલ ગૃહિણીએ જીવનની છેલ્લી પળ સુધી શેઠ મહાસુખભાઇના ઘરનું સૂત્ર બરાબર જાળવ્યું હતું. મહાસુખભાઇના ઘરની પ્રતિષ્ઠા જાળવી રાખવામાં અને વધારવામાં તેમજ સામાજિક અને ધાર્મિક કામમાં સંપૂર્ણ મદદ કરવામાં એમનાં ધર્મપત્નીએ જે ફાળો આપ્યો છે તે નમૂનેદાર છે. આ જીવનરેખા લખવાની શરૂઆત મેં કરી હતી ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહાતો કે મારે આ જીવન રેખામાં શેઠ મહાસુખભાઇનાં ધર્મપત્ની સૌ૦ શાન્તાબેનનું હૃદય બંધ થવાથી ઉત્પન્ન થએલા અચાનક અવસાનની નોંધ ખિન્ન હૃદયે લેવી પડશે.

રા. મહાસુખભાઈ શુદ્ધ ચારિત્રવાન, વિચાર વાણી ને વર્તનનું એક સરખું પાલન કરનાર ગર્ભશ્રીમંત અને વિદ્યા સંપન્ન હોવા છતાં વિવેકી છે, નમ્ર છે અને સાદા છે. તેમના આવા ગુણો ખરેખર અનુકરણ કરવા જેવા છે. આ બધા ગુણો તેમનાં કાવ્યો વાંચવાથી સ્પષ્ટ રીતે જણાઈ આવશે. તે જો કે સુધારક તરીકે ઓળખાય છે છતાં તેઓ સત્યશોધક હોવાથી જુના રીતરીવાજોમાં જે જે સારૂં હોય છે તે ગ્રહણ કરે છે અને નવામાં જે જે ત્યાગ કરવા જેવું હોય છે તે છોડી દે છે. આવા તે મધ્યમસરના સુધારક છે. તે પણ તેમનાં કાવ્યો ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે.

લેખકે "વિસનગર અને વડોદરારાજ્યની ટૂંક હકીકત" એ નામનું પુસ્તક લખેલું છે તેમાં વિસનગરની માધ્યમિક કેળવણીની સંસ્થાઓ સંબંધી હકીકત જણાવતાં છેવટે 'વિદ્યાર્થીઓને બે બોલ' લખતાં તેઓ જણાવે છે કે "જો સારા વકીલ બનો તો વિસનગરની પ્રજાનાં દુઃખના કેસો વગર પૈસે હાથમાં લો અને પ્રજાના બેલી બની દુઃખમાંથી છોડાવો, નહીં કે સામા પક્ષના વકીલ થઈને ઉભા રહો. જો ડૉકટરો બનો તો તમારી વૈદ્યકીય સલાહ અને મદદ આપી વિસનગરનાં દર્દીઓનાં દર્દ દૂર કરો. જો ઈજીનેર બનો તો સાર્વજનિક લોકોપયોગી સંસ્થાઓનાં મકાન અને તળાવ, કુવા, વાવ એવાં પરોપકારી બાંધકામો કરવા પરિશ્રમ ઉઠાવો. જો ખેતીવાડીના ગ્રેજ્યુએટ બનો તો તમારા ખેડુત ભાઈઓને ખેતીના કામમાં સુધારો કરી મદદ કરો અને વેઠથી રીબાતા ભાઈઓને વેઠમાંથી છોડાવો. જો કચેરીમાં નાના યા મોટા કારકુનો બનો તો વિસનગરની

વાત પ્રસંગ આવે વહેલી ઉપાડો અને વિસનગરનું કલ્યાણ થાય તે તરફ દૃષ્ટિ રાખો; અમલદારો આગળ હકીકત રજુ કરતાં વિસનગરનું હિત હૈયામાં કોતરી રાખો. જો વિસનગરના અમલદાર બનો તો હોદ્દાનું અભિમાન ધારણ કરી વિસનગરને નહીં ભૂલી જતાં વિસનગરનું ભલું કરવા જેટલો કાયદાથી લાભ મળી શકતો હોય તેટલો આપવા પ્રયત્ન કરો. જો હૃદયમાં વિસનગરની સેવા કરવાની દૃઢ અને શુદ્ધ ઈચ્છા હશે તો નોકરીથી અલગ રહી જેટલું કરી શકશો તેના કરતાં નોકરીમાં જોડાઈ વધારે કરવા તમે શક્તિવાન થઈ શકશો " આ તેમના શબ્દો. " પરોપદેશે પાંડિત્યમ્ " જેવા નહીં પરંતુ તેમણે પોતાના જીવનમાં સેવાભાવી સક્રિય વર્તનથી પૂરવાર કરી બતાવી વિસનગરની પ્રજાને રૂણી બનાવેલી છે.

ઉપર પ્રમાણે લેખકના જીવનની ટૂંકી રૂપરેખા આપવાનો ખાસ ઉદ્દેશ એ છે કે ભવિષ્યની ઉછરતી પ્રજા તેમનું અનુકરણ કરી એમણે કર્યાં છે તેવાં સાર્વજનિક મહત્વનાં કાર્યો કરવા પ્રેરાય અને જો તેઓ તેમ કરી આવાં કામોનો ફાળો પોતાના જીવનમાં આપશે તો મારો ઉદ્દેશ સફળ થયો સમજીશ.

લેખકના જીવનચરિત્ર માટે આથી પણ વધારે લખી શકાય તેમ છે. પરંતુ મારા ભાઈ અને મિત્રો પાસેથી મળેલી માહીતી અને જાતઅનુભવથી, તેમજ રા. મહાસુખભાઈને જુદા જુદા પ્રસંગે મળેલાં માનપત્રોમાંથી તેમણે કરેલાં સેવાભાવી કામોની તારવણી કરી ભાવી પ્રજાને જાણવાયોગ્ય જીવનચરિત્રની રૂપરેખા દોરી રજુ કરી છે.

ઉપર પ્રમાણે લેખક રા. મહાસુખભાઇના જીવન ચરિત્રની રૂપરેખા પછી મારા વડીલ ભાઇ શ્રી માણેકલાલની થોડી ઘણી હકીકત હું આપું તો તે અસ્થાને નહીં ગણાય, કારણ કે જ્યારે જ્યારે હું રા. મહાસુખભાઇનું સ્મરણ કરૂં છું ત્યારે મને મારા ભાઈનું સ્મરણ થાય છે, કારણ કે વિસનગરમાં શરૂઆતમાં કેટલીક પ્રવૃત્તિમાં એ બંને સાથે જોડાયેલા હતા.

વિસનગરમાં મારા પૂજ્ય પિતાશ્રી દોશી નાનચંદ પુંજીરામનો કાપડનો સારો વેપાર ચાલતો હતો. તેમાં મારા સ્વ. મોટા ભાઇ આદિતરામ તેમની સાથે સારી રીતે કામ કરતા હતા. છતાં મારા વડીલ ભાઈશ્રી માણેકલાલની ઈચ્છા એવી હતી કે પરદેશ જઇ વેપારની ખીલવણી કરવી. આ પ્રમાણે આગળ વધવાની ધગસથી સંવત ૧૯૫૭ માં તે મુંબઈ ગયા. ત્યાં પ્રથમ કાપડ મારકીટમાં તે નોકરીમાં જોડાયા. તે પછી સંવત ૧૯૫૯ ની સાલમાં મારી બેનો, પછી અમારા ભાઈ આદિતરામ, પછી મારા પિતાશ્રી વીગેરેનાં અવસાન થયાં. તેથી તમામ ઘરની જોખમદારી અને ચિંતાનો બોજો ભાઇ માણેકલાલ ઉપર આવી પડ્યો. પરંતુ તેમનામાં અજબ સહનશીલતાનો અને ધીરજનો ગુણ હોવાથી હીંમત નહીં હારતાં પોતે બધો બોજો ઉપાડી લીધો અને પ્રભુકૃપાથી મારાભાઇની બુદ્ધિ વિકસતી ચાલી, અને એ બુદ્ધિવિકાસથી શા. હીરાલાલ અમૃતલાલે તેમને ભાગીદાર તરીકે પોતાની સાથે વેપારમાં જોડ્યા. મારા ભાઇએ પોતે દુઃખ જોયેલું હોવાથી બીજાઓનાં દુઃખ કેમ દૂર કરી શકાય તે પ્રશ્ન તેમની મગજશક્તિમાં

રસ્યાજ કરતો હતો. તેથી સૌને યથાશક્તિ મદદ કરવી એ મારા ભાઈનું જીવનસૂત્ર બની ગયું છે.

સંવત ૧૯૭૪ માં પોતાના જમાઈ મણીઆર ચીમનલાલ નાથુરામ તથા અમારી ફોઈના દીકરા પારેખ માણેકલાલ હરગોવનદાસ તથા મને મારા ભાઈએ પોતાની પાસે જેટલી મીલકત હતી તેટલી આપી કાપડનો ધંધો શા. નરોત્તમદાસ ચીમનલાલના નામથી શરૂ કરાવ્યો. અને અમને સારા વેપારના રસ્તા ઉપર તેમણે એ રીતે ચડાવ્યા. આ તેમનો ઉપકાર અમે ભૂલી શકીએ તેમ નથી.

ત્યાર બાદ કેટલાક વખત પછી ભાઈ માણેકલાલ શા. હીરાલાલથી જુદા પડયા અને શા. સવાઈલાલ માણેકલાલની સાથે જોડાયા.

અમારા પિતાશ્રી ગુજરી ગયા બાદ ભાઈ માણેકલાલે મારા તરફ એવું માયાળુ અને વાત્સલ્ય ભર્યું વર્તન રાખ્યું છે કે હું કોઈ પણ સંયોગમાં તે ભૂલી શકું તેમ નથી. આવા તેમના આભારથી અને પિતાતુલ્ય તેમના વાત્સલ્યથી પ્રેરાઈ લેખકના જીવનચરિત્રની આ રૂપરેખા તેમના ચરણે સાદર કરૂં છું.

આ લેખ લખવામાં વિસનગરની જી. ડી. હાઈસ્કૂલના હેડ માસ્તર રા. કલ્યાણરાય નથુભાઈ જોષી બી. એ. એ મને જે મદદ કરી છે તે માટે તેમનો આભારી છું.

મુંબાઈ—વિલાપાર્લા,
નહેરૂ રોડ.

લી૦ સેવક
**નરોત્તમદાસ નાનચંદ.**

॥ ॐ ॥

# સચિત્ર કાવ્યસરિતા.

લેખક

**મહાસુખભાઈ ચુનીલાલ.**

અનવરકાવ્ય, વિસનગર અને વડોદરારાજ્યની ટૂંક હકીકત,
અમૃતસરિતા, કમનસીબ કુમારિકાનો નાટ્યપ્રયોગ વીગેરેના કર્તા.

**વિસનગર.**



પ્રસ્તાવના લેખક

**રા. રમણલાલ વસંતલાલ દેસાઈ. એમ. એ.**



ચિત્રકાર—કલાબ્ધિ



**વિક્રમાર્ક ૧૯૯૩ સન ૧૯૩૭**

**ત્રીજી આવૃત્તિ. પ્રત ૧૦૦૦**

(મોટા સુધારા વધારા સાથે નવીન સ્વરૂપમાં)



**કીંમત રૂ. ૪-૦-૦**

આ પુસ્તક મળવાનું ઠેકાણું—

મુંબઈ—બુકસેલર એન. એમ. ઠક્કરની કંપની. ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ.

વડોદરા—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ. ઠે. રાવપુરા.

અમદાવાદ—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ઠે. ત્રણ દરવાજા.

વિસનગર—લેખક મહાસુખભાઈ ચુનીલાલ શેઠ.



Printed at The Diamond Jubilee Printing Press,
by Devidas Chhaganlal Parikh.
Salapose Road – Ahmedabad.
and
Published by Mahasukhbhai Chunilal Sheth,
RajRatna and late member of the
Legislative Council – Baroda State.
Visnagar (N. Gujarat).



**સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલ દલછારામં. (વિસનગર)**

જન્મ—સંવત્ ૧૮૯૬ના માહ વદ ૦)) બુધવાર.

અવસાન—સંવત્ ૧૯૬૧ના ફાગણ વદ ૪ શુક્રવાર.

# હૃદયપ્રેમપુષ્પમાલાર્પણ.



પરમ પૂજ્ય તીર્થરૂપ સ્વર્ગસ્થ

## પિતાશ્રી ચુનીલાલ દલછારામ.

( ગઝલ )

સ્મરણ થાતાં, પિતાજી હે ! રમે મૂર્ત્તિ નજર આગે,
નયન ભિંજાય આંસુથી, સુતેલું તે ફરી જાગે.
નહીં કોટી ઉપાયોથી વળે ઉપકારનો બદલો,
દિસે ઓછું, ભલે અર્પું જીવનનો હું સમય સઘળો.

રહે રસથી ભિંજાયેલું હૃદય મારૂં સદા કાળે,
હૃદયગિરિથી ઝરે ઝરણો, સુખે ઉદ્ગાર તે ચાલે.
સરિતા કાવ્યની ચાલી, ખીલી ઉદ્યાન અંતરની,
કુસુમ ત્યાં પ્રેમનાં ખીલ્યાં, મળી સુગંધ ભીતરની.

ખીલેલાં પુષ્પને વીણી, કુસુમમાળા ગુંથી હાથે,
પિતા ! કંઠે સમર્પું હું હૃદયના ઉભરા સાથે.
સ્વીકારી પુષ્પમાલા આ, વશી શિવસુખના ભુવને,
પિતા ! દૈવી દઈ આશિષ સુખી રાખો મહાસુખને.

આપનો સદાનો આભારી વિયોગી પુત્ર

**મહાસુખ.**

Weep no more, nor sigh, nor groan,
Sorrow calls no time that's gone:
Violets plucked, the sweetest rain
Makes not fresh nor grow again;
Trim thy locks, look cheerfully;
Fate's hidden ends eyes cannot see;
Joys as winged dreams fly fast,
Why should sadness longer last?
Grief is but a wound to woe;
Gentlest fair one, mourn no mo.

—(*Samuel Fletcher.*)

He could not hear thy voice, fair child,
He may not come to thee;
The face that once like spring-time smiled
On earth no more thou'lt see.

—(*Felicia Hemans.*)

# ઉપોદ્ઘાત.



મહાન્ પર્વત તરીકે હૃદયની કલ્પના કરી, તેમાંથી ઉદ્ભવતા વિચારોને શિલાઓની સાથે અથડાઇ ખળ ખળ વહેતા ઝરણરૂપે કલ્પી, અને તે ઝરણોથી ઉત્પન્ન થતી કાવ્ય-સંકલનાની, વાતાવરણમાં રહેલી વાયુલહરી સાથે ક્રીડા કરી મોજાં ઉછાળતી, ચાંદની દ્વારાએ ચંદ્રની સુધાનું પાન કરતી, સૂર્યનાં પ્રકાશિત કિરણોથી પ્રકાશિત થઇ પ્રકાશ આપતી, જુદા જુદા પ્રદેશની ભૂમિ સાથે સ્પર્શ કરી તેમાંથી રસ ગ્રહણ કરતી, ફળદ્રુપ જંગલમાં તેમજ શુષ્ક વેરાનમાં પ્રવેશ કરી વનસ્પતિને નવપલ્લવ કરતી, અને સ્ત્રીપુરૂષોને પોતાનામાં નિમજ્જન કરાવી સ્વેચ્છાએ વહેતી સરિતા* રૂપે કલ્પના કરી છે, અને જેમ પાણીની સરિતામાં એક પછી એક તરંગ આવ્યા કરે છે તેમ આ સરિતામાં પણ સૃષ્ટિસૌન્દર્ય તરંગ, નીતિ તરંગ, વૈરાગ્ય તરંગ અને કાવ્ય

---

* × × × × The rivulet,
Wanton and wild, through many a green ravine
Beneath the forest flowed. Sometimes it fell
Among the moss with hollow harmony,
Dark and profound. Now on the polished stones
It danced, like childhood, laughing as it went,
Then through the plain in tranquil wanderings crept,
Reflecting every herb and drooping bud
That overhung its quietness. —*(Shelly)*.

વિનોદ તરંગ, એમ જુદા જુદા પ્રકારનાં કાવ્યોની ચાર તરંગોમાં રચના કરી અને સરિતાના તરંગોમાં સમાયેલાં કાવ્યોના ભાવ નજર આગળ તાદૃશ ખડા કરવા કાવ્યો-ની સાથે ભાવદર્શક આકર્ષક ચિત્રો મુકી આ ગ્રંથ તદ્દન નવીન સ્વરૂપમાં **સચિત્ર કાવ્યસરિતા** તરીકે પ્રસિદ્ધ કરી ગુર્જર કાવ્યવિલાસી વાચકવર્ગના હાથમાં મુકતાં મને આનંદ પ્રાપ્ત થાય છે. એકંદર આશરે ૫૫ ચિત્રો જાણીતા કલાકાર **કલાબ્ધિ** ( રા. દુર્ગાશંકર જટાશંકર પંડયા ) પાસે તૈયાર કરાવી આ ગ્રંથમાં મુકવામાં આવ્યાં છે.

કુદરતી નિયમાનુસાર વાચકોની દૃષ્ટિ સુંદર ચિત્રો તરફ વધારે આકર્ષાતી હોવાથી અને કાવ્યનો કોઈ ગ્રંથ ભાવદર્શક ચિત્રોથી અલંકૃત થયેલો અદ્યાપિ સુધી પ્રસિદ્ધ નહીં થયેલો હોવાથી તેવો ગ્રંથ વાચકોના હાથમાં મુક-વાની ઘણા વખતથી મારી ઇચ્છા હતી. પરંતુ કુશળ ચિત્રકારોની અનુકૂળતાના અભાવે તે કામ અદ્યાપિ સુધી લંબાયા કરતું હતું. જેમ કલ્પનાને કાવ્યમાં ઉતારવામાં આવે છે તેમ તે કલ્પનાના કાવ્ય ઉપરથી મૂળ કલ્પનાનું ચિત્ર ચિતરવાનું કામ ચિત્રકારનું હોય છે તેથી તે કામ ક્યારે, કેટલા વખતમાં અને કેવું પીંછીમાં ઉતરશે એ અનિશ્ચિત હોવાથી જુદા જુદા ચિત્રકારો સાથે વાતચિત અને પત્ર વ્યવહાર કરતાં છેવટે રા. કલાબ્ધિ સાથે અનુકૂળતા મળ-વાથી તે ચિત્રકામ, કાવ્ય અને ચિત્રનો ખ્યાલ આપનાર સંપૂર્ણ સામગ્રી સાથે, તેમને સોંપવામાં આવ્યું અને રૂબ-રૂમાં સૂચનાઓ પણ કરવામાં આવી. ચિત્રોનું કામ એક

વર્ષે પૂરૂં થયું અને મારી ઇચ્છાનુસાર આ ગ્રંથ ચિત્રો સાથે વાચકોના હાથમાં મુકી શકયો છું; સૃષ્ટિસૌન્દર્યનાં કાવ્યોમાં ઘટાવેલા ઉપમાલંકારના ચિતાર પણ સાથે સાથે ચિત્રોમાં દર્શાવવામાં આવ્યા છે તે "સરોવર કિનારે ચંદ્રોદય," "ચંદ્રપ્રતિબિમ્બ," "પ્રાતઃકાળે ગિરિશૃંગે વૃષ્ટિસમય," વીગેરે ચિત્રો ધ્યાનપૂર્વક જોવાથી સમજાશે અને કલાકારની કૃતિનો ખ્યાલ આવશે. અને માનું છું કે આવાં અને આટલાં ચિત્રોવાળો કાવ્યગ્રંથ આ પહેલ વહેલોજ આવી કૃતિમાં વાચકોના જોવામાં આવશે.

કાવ્યસરિતાની પ્રથમ આવૃત્તિ સંવત્ ૧૯૫૪ માં, બીજી આવૃત્તિ ૧૯૭૦માં અને આ સાલ તેમાંનાં કેટલાંક કાવ્યોને પસંદ કરી, કેટલાંકમાં મોટો સુધારો કરી અને ઘણાંક નવીન કાવ્યો ઉમેરી આ આવૃત્તિને તદ્દન આધુનિક સમયાનુસાર નવીન સ્વરૂપ આપેલું છે. ગ્રંથ ઉઘાડી નજર કરતાં જણાશે કે હૃદય પર કાવ્યની બમણી છાપ પાડવાના આશયથી આ ગ્રંથને ભાવદર્શક ચિત્રોથી ચિત્રમય બનાવી દીધો છે અને તેજ કારણથી **સચિત્ર કાવ્યસરિતા** તરીકે ઓળખાવું છું.

કાવ્ય એ હૃદયમાંથી સ્વેચ્છાએ પ્રકાશ આપનાર વસ્તુ છે; પછી તેને હૃદયનો ચિતાર કહો કે વિચારનો પ્રવાહ કહો કે કલ્પનાની મૂર્ત્તિ કહો. હૃદય તેની માતૃભૂમિ છે. જેવા જેવા વાતાવરણમાં, પ્રદેશમાં અને રસમાં હૃદય પ્રવેશ કરે છે તેવા તેવા રંગ હૃદય ધારણ કરે છે અને તે તે રંગને અનુસરી નાના પ્રકારનાં કાવ્યોને જન્મ આપે

છે. તે પ્રમાણે સમયાનુસાર મારા હૃદયની ભૂમિકામાં ઉદ્ભવેલી ભિન્ન ભિન્ન ભાવનાના વિવિધ નવીન રંગ કાવ્યોમાં પ્રકાશિત થાય એ સ્વાભાવિક છે.

સામાન્ય વાચક વર્ગ કઠણ કાવ્યોનું રહસ્ય બરાબર સમજી શકે તે હેતુથી કેટલાંક કાવ્યોની નીચે ટીકા અને વિવેચન આપેલાં છે. અને છેવટે પિંગળ, રસાલંકારની સમજુત અને કઠણ શબ્દોના અર્થ આપેલા છે. વિદ્યાર્થીઓને અને સામાન્ય રીતે જનસમાજને ઉપયોગી થઈ પડે એવી શૈલિથી લખેલાં બોધદાયક કાવ્યોને **નીતિતરંગમાં,** ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ અને સંસ્કારી સ્ત્રી પુરૂષો માટે કુદરતી દૃશ્યનાં અને અલંકારવાળાં કાવ્યોને **સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં,** કાવ્યોમાં ઉંડા ઉતરી પૂરે પૂરો રસ લેનાર માટે રસાલંકાર અને નાયકનાયિકાનાં કાવ્યોને **કાવ્યવિનોદ તરંગમાં** અને સાંસારિક ઉપાધિઓથી ખિન્ન થયેલા, નિવૃત્ત જીવન ચાહનારા મનુષ્યોના હૃદયને શાંતિ આપનારાં અને દુઃખીને દિલાસા રૂપ કાવ્યોને **વૈરાગ્ય તરંગમાં** દાખલ કરેલાં છે, એટલે આ ગ્રંથ સામાન્ય રીતે આખા જનસમાજને, કેળવણીખાતાને અને પુસ્તકાલયોને ઉપયોગી થઇ પડશે એમ હું માનું છું.

પ્રિય વાચકો ! આ કાવ્યસરિતાના કિનારે બેસી અવલોકન કરશો તો જણાશે કે એ રીતે ચાર તરંગોમાં મારાં કાવ્યોને વહેંચી નાખ્યાં છે, પરંતુ એ ચારે તરંગોમાં કયા તરંગો તમને રૂચિકર અને મનોવૃત્તિને તૃપ્ત કરનાર નીવડશે તે સમયે સમયે પરિવર્તન પામતા હાલના કાવ્યના

યુગમાં અને હાલના સાહિત્યના વાતાવરણમાં તમારી દૃષ્ટિ અને મનોવૃત્તિ ઉપર આધાર રાખે છે. કુદરતના કાનુન અનુસાર સૌની પ્રકૃતિ, દૃષ્ટિ અને મનોવૃત્તિ પ્રાયઃ એક સરખી નહીં હોવાથી કોઇને કોઈ તરંગ આનંદજન્ય ખૂબ ઉછળતો દૃષ્ટિગોચર થશે તો કોઈને મંદ લાગશે, કોઇને મંદ લાગતો હશે પણ ઉંડાણમાં રહેલું રહસ્ય મનને સચોટ અસરકારક નીવડતું હશે, કોઈને વર્તમાન સમયે નિઃરસ લાગતો હશે પણ ભૂતકાળનું ભાન કરાવનાર ભવિષ્યનો રસમય જણાતો હશે, કોઈ તરંગોમાં સમાયેલાં જુનાં તત્વો નવીન આંખે અને નવીન તત્વો જુની આંખે કાંઈ જુદાજ સ્વરૂપમાં જણાતાં હશે તો કોઇને બંનેના મિશ્રણનું ભાન કરાવી તુલનાત્મક દૃષ્ટિએ નવીન પ્રકારનું દર્શન કરાવતાં હશે, કોઇને નિસ્તેજ જણાતો રંગ બીજાને તેજસ્વી જણાતો હશે, એમ ભિન્ન ભિન્ન પ્રકારે ઉછળતા તરંગોનાં કિરણો ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિ અને અભિરૂચિ ઉપર પ્રકાશ પાડતાં દૃષ્ટિગોચર થશે. મારા સુજ્ઞ વાચકો ! તમારામાં કોઈ યુવક કે વૃદ્ધ હશે, સાક્ષર કે સામાન્ય કોટીનો હશે, શૃંગારરસનો શોખીન હશે કે વૈરાગ્યભાવનાથી ભીંજાયેલો હશે, સૂક્ષ્મ નજરથી કુદરતનાં દૃશ્યોનું નિરીક્ષણ કરનાર હશે કે નીતિનાં બોધવચન ગ્રહણ કરનાર હશે, બાહ્ય સ્વરૂપનું પ્રદર્શન કરનાર હશે કે અંતરના સ્વરૂપનો પરીક્ષક હશે, પુરૂષ હશે કે સ્ત્રી હશે, તે તમામને દરેક વસ્તુ સર્વાંશે રૂચિકર નીવડે એ અસ્વાભાવિક છે. આવી પરિસ્થિતિમાં પ્રકૃતિ, અભિરૂચિ, વય અને સમયાદિ અનુસાર ચારે તરંગોમાંથી તમને જે જે રૂચે

તેના રસનું પાન કરી કાવ્યપિપાસા તૃપ્ત કરશો તો મારો પ્રયત્ન સફળ થયો ગણીશ.

ગુજરાતના જાણીતા ગુર્જર નવલકથાકાર સાક્ષરશ્રી **રમણલાલ વસંતલાલ દેસાઈ** એમ.એ. એ આ ગ્રંથની પ્રસ્તાવના લખી કૃપા દર્શાવી છે તે માટે આ સ્થળે તેમનો હાર્દિક આભાર માનું છું.

કાવ્યોમાં ઉચ્ચારાનુસાર અને વ્યાકરણાનુસાર હ્રસ્વ દીર્ઘ અક્ષર, તેમજ પિંગળાનુસાર લઘુ ગુરૂ અક્ષર સાચવવા, હ્રસ્વને દીર્ઘ બોલવા તે ઉપર – લીટી, અને દીર્ઘને હ્રસ્વ બોલવા તે ઉપર ᵕ અર્ધચંદ્રાકાર ચિહ્ન મુકેવા, અને પ્રુફશીટ વાંચવા પૂરતું ધ્યાન આપ્યું છે છતાં મારો દૃષ્ટિ–હસ્ત–મતિદોષ નહીં હોય એમ હોવું અસંભવિત છે, માટે ગુર્જર કાવ્યવિલાસી વાચકવર્ગ મારા દોષ પર દૃષ્ટિ નહીં કરતાં તત્ત્વ ગ્રહણ કરી આભારી કરશે.

વિસનગર.<br>
સંવત્ ૧૯૯૩ કાર્તિકપૂર્ણિમા } મહાસુખભાઈ ચુનીલાલ.



# પ્રસ્તાવના.

(લેખક- રા. રમણલાલ વસંતલાલ દેસાઈ. એમ. એ.)

'અમૃતસરિતા' નામની નવલકથાના પ્રસિદ્ધ લેખક શ્રી મહાસુખભાઈ ચુનીલાલ શેઠ ઉત્તર ગુજરાતના એક અગ્રણી છે એ સહુ કોઈ જાણે છે. ન્હાની ઉમ્મરમાં અપાતી બીનજવાબદાર દીક્ષા વિરૂદ્ધ જબરદસ્ત પ્રચાર કરનાર અને વડોદરા રાજ્યમાં એવી દીક્ષાઓ કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં સફળ થયેલા એ સુધારક વડોદરા રાજ્યમાં રાજાપ્રજાના એક માન્ય આગેવાન છે. સુધરાઈ, પંચાયત, ધારાસભા, પ્રજામંડળ વગેરે મંડળો દ્વારા તેમણે પોતાની આગેવાની સફળ કરી છે, અને જૈન રૂઢીચુસ્તોને જાગૃત કરનાર એ આદર્શ જૈન, જૈનેતર વર્ગના પણ આસરૂપ છે. વિવિધ પ્રકારનું લોકોપયોગી પ્રવૃત્તિમય જીવન ગાળનાર શ્રી મહાસુખભાઈ કવિ છે એ વાત વિસારે પડવા લાગી હતી. વર્ષો ઉપર તેમણે કાવ્યસરિતા નામનો કાવ્યગ્રંથ બહાર પાડયો હતો, અને સાક્ષરવર્ગનું ધ્યાન ખેંચ્યું હતું. દસકે દસકે બદલાતી આપણી સાહિત્યરૂચિ અને દસકે દસકે બદલાતા આપણા સાહિત્યસ્વામીઓના આ ઝડપી યુગમાં તેમણે કાવ્યસરિતામાં ઘણો વધારો કરી તેને અનેક ચિત્રોથી વિભૂષિત કરી જનતા સમક્ષ સચિત્ર કાવ્યસરિતા રૂપે ફરી મુકી છે એ વાસ્તવિક થયું છે. કવિતા અને સાહિત્યના સંસ્કરણથી યુક્ત

વ્યક્તિઓનાં જીવન ઉપયોગી અને પ્રવૃત્તિમય હોય છે એ સાબીત કરી કવિઓ અને સાહિત્યકારોને માથે આવતો કાર્યશિથિલતાનો દોષ તેમણે દૂર કર્યો છે.

શ્રી મહાસુખભાઇ પોતાને કવિ કહેવરાવતા નથી. નર્મદ, દલપત, કલાપી કે ન્હાનાલાલને જેમ આપણે કવિ કહીએ તેમ શ્રી મહાસુખભાઇને આપણે કવિ કહી શકીશું નહીં. તેઓ કોઈ નવો કવિતાપંથ કે માર્ગસ્થાપન કરતા કવિ અગ્રણી નથી. તેમની કવિતાના કેટલાક ભાગને આજનું વિવેચન કવિતા તરીકે ન સ્વીકારે એ સંભવિત છે. છતાં આપણે ભૂલવું ન જોઇએ કે કવિતાનાં મુલ્યાંકન સમયે સમયે ફરતાં રહ્યાં છે; સર્વ સમયને આવરી લે એવી કવિતાની વ્યાખ્યા હજી સુધી રચાઈ નથી; અને જે પ્રકારને આપણે આજ કવિતા કહેતાં ખમચાઈએ છીએ તે પ્રકાર આવતી કાલ સર્વમાન્ય બને છે. શ્રી મહાસુખભાઈની કવિતા નવીન માર્ગ પ્રવર્તક કે બંડખોર નથી. પોતાના સમયનાં કવિતાવહનને ઝીલી તેમને પોતાનાં બનાવી તેમણે કાવ્યસરિતામાં સુંદર કવિતાપ્રયોગો કર્યાં છે; કવિતાના પ્રચલિત સૂરોને ઝીલી તેમણે કાવ્યસરિતામાં તે સૂરોનો સુંદર પડઘો પાડ્યો છે એની ના પડાય એમ નથી.

કાવ્યસરિતાનો લંબાણુ પરિચય પ્રસ્તાવનામાં શક્ય ન હોય. એનું વાંચન અને એનો અભ્યાસ જ પૂરો પરિચય આપી શકે. શ્રી મહાસુખભાઈની કવિતાના મુખ્ય મુખ્ય લક્ષણોનો આછો સ્પર્શ હું પ્રસ્તાવનામાં કરીશ. તેમણે

પોતેજ પોતાનાં કાવ્યોને ચાર તરંગોમાં ગોઠવી કવિતાનાં લક્ષણો સમજવાની સુગમતા કરી આપી છે:

૧ સૃષ્ટિસૌન્દર્ય તરંગ. ૨ નીતિ તરંગ.
૩ વૈરાગ્ય તરંગ. ૪ કાવ્યવિનોદ તરંગ.

શ્રી મહાસુખભાઈની શક્તિ સૃષ્ટિસૌન્દર્ય તરંગ અને કાવ્યવિનોદ તરંગમાં બહુ ખીલી નીકળેલી સ્પષ્ટ જણાઇ આવશે. સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં તેમની કલ્પના ઉન્નત બને છે, તેમનાં સૌન્દર્યદર્શન વાસ્તવિક છતાં પ્રકાશિત છે, વર્ણનો તાદૃશ અને સૌષ્ટવભર્યાં છે, અને એ સર્વને સજીવન કરતા માનવભાવ અને માનવસંબોધનો આ તરંગને કવિત્વમય બનાવે છે. સૃષ્ટિ સાથે માનવહૃદયની એકતા અનુભવતું કવિહૃદય સૌન્દર્યદૃશ્યોમાંથી અનેક માનવચિત્રો સરજાવી કવિની રસિકતાનું—કવિના ઉચ્ચ સંસ્કારનું વાચકને ભાન કરાવે છે. અનેક દૃષ્ટાંતોમાંથી સહજ હાથ લાગતા નમૂના જોઈએ તો 'વૃષ્ટિસમયની ચંદા' માંથી

અરે ચંદા મુગ્ધા ! શિદ અધિક લજ્જા દિલધરી
નિહાળે તું નીચું વસન કરથી આવરી જરી ?
બતાવી દે તારૂં મુખ કરલતાને દૂર કરી !
અતિ આનંદે તું ખીલવ હસતું આનન ફરી !

અથવા 'અનિલલહરી' માંથી

હોય રમ્ય ઉદ્યાન પ્રફુલ્લિત શોભતી,
પામે છે જ્યાં રંગિન પુષ્પ વિકાસ જો,
વેલી લતા જ્યાં એક બીજાને ભેટતી,

ત્યાં તું તેમની સંગે રમતી રાસ જો,
પૂર્ણ સ્વચ્છંદી દિસે છે તું લહરીરમા !

સૃષ્ટિસૌન્દર્યની સાથે એકતા અનુભવતા માનવભાવનાં આ ચિત્રો—અને આવાં બીજાં ઘણાં છે—સરસ નથી એમ કોણ કહેશે ?

વળી કલાપીનું ભાન કરાવતાં 'કમળમાં બેઠેલો ભ્રમર' અને 'વસંતકુમારીને આવકાર' નાં કાવ્યો કલ્પનાની ઉજ્જવલતાનું દર્શન કરાવતા નમૂના છેઃ

છો ને બીડાતી પાંખડી, તેની નહીં દરકાર છે,
માશૂકના રસપાનમાં બસ પ્રાણ આ કુરબાન છે.

તથા

ભરી પિચકારી રસિક નરનારી અન્ય પ્રતિ ધારીધારી,
તન પર મારી રમે રંગધારી સુખથી હોરી ઉચ્ચારી,
નહીં શર્મ મારી તમારી, સુખાકારી વસંત પધારી.

'વૃષ્ટિસમયનો સાંજનો વંટોળીઓ' એ કાવ્યમાંનું સરસ વર્ણન, 'વનદેખાવ' માંની ગ્રામજીવનની ઝાંખી, 'અમાવાસ્યાએ આકાશદેખાવ' ના વર્ણનને છેડે આવતી આછી રમુજ, એ સહુ શ્રી મહાસુખભાઇની રચનાના નમૂના વિશિષ્ઠતા ધરાવે છે.

છંદ, ગરબી, ગઝલ અને રાગદારી ઉપર શ્રી મહાસુખભાઇનું પ્રભુત્વ છે એ આખા પુસ્તક ઉપરથી આપણને સમજાય છે. એના નમૂના સ્થળે સ્થળે વેરાયલા પડયા

છે. શબ્દરચના કેટલી સુશ્લિષ્ટ છે એ પણ સહજ નજર ફેરવતાં આપણને સમજાઈ જશે. દૃષ્ટાંત તરીકે 'દર્શન-મોહ' માંથી પ્રથમ કડી કવિના શબ્દલાલિત્યની આપણને સરસ સાક્ષી આપે છે:

રંગ રસે ઉભરાય, રસિક આ,
રંગ રસે ઉભરાય.
મુખ બહુ શોભે, અંતર લોભે,
ચંદા પણ શરમાય, રસિક આ,
રંગ રસે ઉભરાય.

તેમની છંદરચના અનેક વૃત્તોને વીંટી વળી છે. ઉપ-જાતિ અને શિખરિણીનો એક એક નમૂનો તેમના છંદ-પ્રભાવ માટે બસ થઈ શકશે:

શું સૂક્ષ્મ તારાથીઁ પ્રકાશ દેતી
આકાશગંગા અહિં આવીઁ વ્હેતી ?
કે અપ્સરાં કો સજી રત્નસાડી
ચાલે ગતિ મંદથીઁ શું અગાડી ?

તથા

વસ્યો અત્રે પદ્મે, મમ તરલ ઉર્મિ કહિં ભમે ? !
દૃગે આ શું આવે પલક મહિં જોતાં પ્રિય સમે ?
કળાયે ના કિંચિત્ ખુબીઁ સમય ! તારી અકળ છે !
પડ્યો ઉંડા તર્કે; નવ હૃદયને અલ્પ કળ છે.

વર્તમાન વિવેચનનું વલણ સીધા બોધને કવિતામાં ન ગણવા તરફ વધારે છે. નીતિબોધની અતિશયતા વૃદ્ધોની

શીખામણુ સરખી એકતાનવાળી, અતિ સાવચેતીભરી, અને લુખી બની જાય એ સમજી શકાય તેવું છે, પરંતુ તેમાં કવિતા નજ હોઇ શકે એમ માનવું એ કવિતાની સૂક્ષ્મ-વ્યાપકતાને ન સમજવા સરખું છે. બાઈબલની આજ્ઞાઓ, ગીતાનો સ્પષ્ટ આદેશ, અને

દયા ધર્મકો મૂલ હય, પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છાંડીયે જબલગ ઘટમેં પ્રાન.

જેવી પ્રચલિત ઉક્તિઓ, બોધવચનો—નીતિવચનો હોવા છતાં કવિત્વ રહિત છે એમ કહી શકાય નહીં. બોધકવિતામાં બળ હોય, સચ્ચાઇ હોય, નવીનતા હોય તો તે જરૂર રસમય બને છે. અને રસ એ તો કવિતાનો આત્મા છે.

બોધકવિતાનું પ્રચારલક્ષીપણું પણ ભૂલવા સરખું નથી. ક્રાન્તિ કે દેશભક્તિનો બોધ કવિતામાં ઉતરી શકે છે એ અજાણ્યું નથી. શ્રી મહાસુખભાઇના 'નીતિતરંગ' માં આવાં ઉદ્દેશલક્ષી કાવ્યો 'કલાકૌશલ્ય' કે 'આર્યભૂમિ માટે પ્રભુ પ્રાર્થના' જેવાં છે એ ભૂલવા સરખું નથી. જો કે મોટે ભાગે ટુંકાં દૃષ્ટાંતો, વાતો, સીધો ઉપદેશ, કટાક્ષ, અને કહેવત દ્વારા નીતિબોધ કરવાની જૂની ગણાતી પ્રણાલિકા શ્રી મહા-સુખભાઇએ પોતાના નીતિતરંગમાં સ્વીકારી છે એ સહજ જોઇ શકાય છે.

એ જૂની ગણાતી પ્રણાલિકા ખરેખર જૂનીજ રહેશે ? મને લાગે છે કે તેમાં સમાયલાં પ્રચાર, કટાક્ષ અને વેધક-

પણાનાં તત્ત્વ એ પ્રણાલિકાનો પુનરૂદ્ધાર કરવા માટે પૂરતાં છે. આજ નહીં તો દસ વર્ષ પછી પણ આ ઢબ આપણે પાછા ઉપયોગમાં લઈશું એમ મને લાગ્યાજ કરે છે.

વળી એ પ્રણાલિકામાં આનંદ આપતું entertainment નું તત્વ રહેલું છે અને તેની slogans—ધ્યેય ઉક્તિઓદ્વારા અસર કરવાની શક્તિ પણ અદ્‌ભુત છે એ જ્યારે આપણે સમજીશું ત્યારે બોધકાવ્યોને કવિતા કહેતાં શરમાવાની આપણી વૃત્તિ બદલાઈ જશે. નીતિતરંગમાંનું નીચેનું અવતરણ

> પાસે પૈસો હોય જ્યારે મિત્રો ઘણા આવે ત્યારે,
> કહે ખમા ખમા મારે, ગુણ ગીતે ગાય છે;
> નમે પ્રતિ દિને નારી પાણી સાટે દુધ લાવી,
> પૂરા પ્રેમે ખવરાવી પછી પોતે ખાય છે;
> જ્યારે રંક દશા થાય મિત્ર એકે ન દેખાય,
> નારી પિયરમાં જાય, સ્નેહી તજી જાય છે,
> કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
> મિત્ર ને સ્ત્રીની પરીક્ષા દુઃખસમે થાય છે.

અનુભવ, કટાક્ષ આછો આનંદ અને વ્યવહારની વિચિત્રતામાંથી ઉદ્‌ભવતો વિરાગ એ સર્વની એક રસમય છાપ પાડી આપણને આવાં વાક્યો વાંચવા અને સાંભળવા પ્રેરે છે ત્યારે એમ તો લાગેજ છે કે આ ઢબની કવિતાને આપણે કોઈ સ્થળે અન્યાય તો કરીએજ છીએ.

નીતિતરંગ આટલા વિવેચન પછી જૂની ઢબની કવિતાનો સારો નમૂનો છે એટલું તો પૂરવાર કરીજ આપશે.

વૈરાગ્ય તરંગમાં જગતની નિઃસારતા, દુઃખદ પ્રસંગોનાં સ્મરણો, અને તેમાંથી ઉદ્દ્ભવ પામતી વ્યથા અથવા વિરાગની સૂચના આપતાં કાવ્યો છે. એમાં કરૂણ રસ છે, અને શાંત વિરાગનું ગાંભીર્ય પણ છે. ગઝલની રચના આપણી વિરાગવૃત્તિને, આપણી શોકોક્તિને બહુ અનુકૂળ નીવડી છે, અને તેનો ઉપયોગ શ્રી મહાસુખભાઈએ આ તરંગમાં સારી રીતે કર્યો છે, છતાં ‘ મનમુસાફર ’ કે ‘ ગ્રામ્ય સ્મશાને શોકોદ્દ્ગાર કાવ્ય ’ જેવાં છંદરચનામાં ગવાયલાં ગંભીર શોકછાયાભર્યાં વિરાગ ગીતો પણ આ તરંગમાં છે એ ધ્યાનમાં રાખવા સરખું છે.

કાવ્યવિનોદતરંગ શ્રી મહાસુખભાઈને કાવ્યશાસ્ત્રના—રસાલંકાર અને પિંગળના એક ભારે વિદ્વાન તરીકે આપણી સમક્ષ રજુ કરે છે.

કાવ્ય એ માત્ર વિનોદ નથી એ ખરૂં. પરંતુ કાવ્ય વિનોદ પણ છે એ સત્ય વર્તમાન કવિતા ભૂલતી જાય છે એ બરાબર થતું નથી. કાવ્ય સ્વાનુભવ રસિક હોવા છતાં તેનો રસાસ્વાદ જાહેર મીજલસોમાં પણ લઈ શકાય છે એ વિસરાતી જતી હકીકત કવિતાને અસ્પૃશ્ય બનાવી દે એવો સંભવ છે. કાવ્યની રચનામાં બુદ્ધિના ચમકારા હોઈ શકે છે, બુદ્ધિનાં ઘર્ષણો થઈ શકે છે, બુદ્ધિને કસોટીએ

પણ ચઢાવી શકાય છે. રાજા મહારાજાઓ જ્યારે વિદ્યાવ્યાસંગી હતા ત્યારે દરબારમાં કવિઓની બુદ્ધિજન્ય કવિતાની ઝપટ ચાલતી અને યુદ્ધ તથા રાજકારણની કઠોર બાજુઓને સંસ્કારના જાહેર ઓપ અપાતા. કલ્પના, ચાતુર્ય અને શબ્દવૈભવનાં એમાં પ્રદર્શનો થતાં. આખ્યાનો અને કથાનકો દ્વારા સામાન્ય જનતાને વિનોદ મળે એવી કવિતા પણ રચાતી. સમસ્યાઓ, ઉખાણાઓ, અને કહેવતોના ભંડાર એમાંથી ઉઘડી આવતા. આજ કવિતાને વિનોદ કહેતાં આપણને શરમ આવે છે, એ આપણી પશ્ચિમને અનુસરવાની વૃત્તિને આભારી છે. એ સ્થિતિ બદલાય એ ઇચ્છવા યોગ્ય છે. કવિતા સાર્વજનિક બને એવા સંભવો કવિસંમેલન અને મુશાયરામાંથી જાગશે એમ ધારણા છે. એવાં સંમેલનોમાં કવિતાનું વિનોદતત્ત્વ પાછું જીવતું જાગતું થશે. શ્રી મહાસુખભાઇનો કાવ્યવિનોદતરંગ એ દૃષ્ટિએ મને ઘણો મહત્વનો લાગે છે.

કાવ્યનું વિનોદતત્ત્વ બહુજ વિપુલ શબ્દભંડાર ઉઘાડી આપે છે; કલ્પનાની ચિત્ર વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, શબ્દગૌરવ—ઉચ્ચારણની શક્તિનું ભાન કરાવે છે.

'રાત્રે સવિતા ગગને બિરાજે'

એ પાદપૂર્તિકાવ્ય આપણી બુદ્ધિ અને કલ્પનાને સુંદર રમતમાં રોકે છે. શબ્દ અને અર્થાલંકારની રમત કવિ અને વાચકને સ્પષ્ટતા અર્પે છે, અને કવિતાને માત્ર

વિચારજાળ કે ઉર્મિજાળ બનતી અટકાવે છે. ચિત્રકાવ્યો કદાચ કવિતા નહીં હોય, પરંતુ રોજ ઈંગ્રેજી ગુજરાતી puzzles—શબ્દરમતમાં રોકાતી બુદ્ધિમાન પ્રજાને ચિત્ર કાવ્યો માટે ફરીઆદ કરવાની જરૂર હું જોતો નથી. કવિતા દ્વારા બુદ્ધિને ખીલવવાના એ સર્વ પ્રયોગો કવિ થવા ઇચ્છા રાખનારને બહુજ જરૂરના છે. કવિતા માટેની શબ્દ તૈયારી અને તેને અનુરૂપ માનસ એનાથી ઘડાય છે. Technique—રચના ઉપર એથી અદ્‍ભુત સ્વામિત્વ પ્રાપ્ત થાય છે, અને કવિતાને આવશ્યક ગુણપ્રાસાદ એ પ્રયોગોમાંથી ખીલી શકે છે. ચિત્રકાવ્યો રચનાર બધાજ કવિ હોય નહીં એ ખરૂં, પરંતુ ચિત્રકાવ્યો કવિ બનવામાં સહાય રૂપ બને છે એની ના પાડવામાં કાંઈ અર્થ નથી. શબ્દ અને અર્થની વિપુલતા એવી કસરતોમાંથી પ્રાપ્ત થાય છે.

શ્રી મહાસુખભાઇની છંદરચના સુંદર છે એ હું આગળ જણાવી ગયો. એ છંદસૌન્દર્યની પાછળ સુંદર પ્રયોગશીલતા છે એ આપણને તેમનો ‘પિંગળ પ્રકાશ’ કહી રહ્યો છે. નર્મદ, દલપત, રણછોડભાઈ ઉદયરામ વગેરેના પિંગળપ્રયત્નોમાં શ્રી મહાસુખભાઇનો સરળ ‘પિંગળ પ્રકાશ’ એક સારો ઉમેરો છે. છંદ, રસ, અલંકાર, નાયિકાભેદ એ બધા શાસ્ત્રીય વિષયોનું નિરૂપણ શ્રી મહાસુખભાઈએ કરેલું છે એ જોતાં તેમનાં અભ્યાસ અને વિદ્વત્તા માટે મને ઘણું માન ઉપજ્યું છે. કવિ જન્મસિદ્ધ ભલે હોય, કૃત્રિમ શિક્ષણથી કવિ બનાવાય નહીં એ કહેવત ભલે ખરી હોય, પરંતુ જન્મસિદ્ધ કવિ પણ રસાલંકાર

અને પિંગળનું શિક્ષણ લે તો તેની કવિતા વધારે સમૃદ્ધ થાય એજ મને લાગે છે.

શ્રી મહાસુખભાઇમાં કવિનાં લક્ષણો છે. તેઓ મહાકવિ છે, અગર કવિ છેજ એમ કહેવાની અગર માનવાની જરૂર નથી. એક સંસ્કારભર્યા સાહિત્યપ્રિય હૃદયમાં કવિતાં કેવા ભણકાર ઉપજાવી શકે એ જોવા માટે તેમની આ સુંદર સચિત્ર કૃતિ બસ થશે. સંસ્કાર એ માનવતાની કલગી છે. સચિત્ર કાવ્યસરિતા એક સંસ્કારભર્યો કવિતાગ્રંથ છે. કવિતાનં પ્રકારો અને લક્ષણોનું વૈવિધ્ય એમાંથી રૂડે પ્રકારે મળી આવે છે. નવે સ્વરૂપે એ સંગ્રહ પ્રકટ થાય છે તે સમયે હું તેને આવકાર આપું છું. આવકાર આપવાનાં કારણો મ્હેં ઉપર સ્પષ્ટતાથી દર્શાવ્યાં છે. સંગ્રહમાં ભૂલ કે ખામી છે જ નહીં એમ કહેવાનો આશય નથી, પરંતુ જે માનસ આ સંગ્રહમાં વ્યક્ત થાય છે એ માનસની સંસ્કારસમૃદ્ધિ તરફ જ લક્ષ દોરવાનું પ્રાસ્તાવિક કાર્ય હું કરી શકું છું.

ચિત્રોની યોજના ખાસ આકર્ષક છે. પ્રસંગોને પીંછીમાં ઉતારી ચિત્રદ્વારા દ્દઢીભૂત કરવાનો આ પ્રયત્ન ધીમે ધીમે ગુર્જર સાહિત્યમાં સફળ બનતો જાય છે. સચિત્ર કાવ્ય સરિતાનાં કેટલાંક ચિત્રોમાં કુદરતની પાછળ રહેલી કલ્પના મૂર્ત્તિને માનવ સ્વરૂપ આપવા થયેલો ઝીણવટભર્યો પ્રયત્ન ખાસ ધ્યાન ખેંચે એવો છે.

નર્મદ, દલપત, નરસિંહરાવ અને કલાપીના પડઘા પાડતું—જૂની નવી કવિતાઓના સુંદર પ્રયોગોભર્યું આ

'સચિત્ર કાવ્યસરિતા' નું પુસ્તક મને તો આવકારદાયક લાગે છે. ગુર્જર જનતાને પણ તેવુંજ લાગશે એમ હું ધારૂં છું.

શ્રી મહાસુખભાઈ હજી કવિતા લખશે. એકદમ હૃદય બંધ પડવાથી તેમનાં પત્નીના અચાનક અવસાનથી હમણાંજ ઉદ્ભવેલો તેમના જીવનનો અત્યંત કરૂણ પ્રસંગ તેમના હૃદયને દ્રવતું રાખ્યા વગર રહેજ નહીં. હૃદયવેદના કવિતા-દ્વારા ઉતારતાં તેઓ જરૂર બીજી કવિતાઓનો સંગ્રહ પ્રસિદ્ધ કરે એમ હું ઈચ્છું છું.

વડોદરા
તા. ૨૨-૧૧-૩૬ } રમણલાલ વસંતલાલ દેસાઈ.

# અનુક્રમણિકા.

## સૃષ્ટિસૌન્દર્ય તરંગ.

(વિષય) પૃષ્ઠ

(વિષય) પૃષ્ટ

# નીતિ તરંગ.

(વિષય) — પૃષ્ઠ

## વૈરાગ્ય તરંગ.

| (વિષય) | પૃષ્ઠ |
|---|---|

## કાવ્યવિનોદ તરંગ.

## ॥ मंगलाचरण ॥



### ॥ श्रीसरस्वत्यै नमः ॥

સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઈશ્વરા—એ રાહ.)

વંદન કરૂં હૃદય સાથ હે સરસ્વતી !*
તુજ પ્રભાપ્રકાશ જ્ઞાન વાણી વાક્મતિ. વંદન૦

સર્વદા મયૂરવાહને વિરાજતી,
હસ્તવીણાધારિણી, તું ગીતકલાવતી,
મધુર તંત્રરણિતસંગ ધ્વનિ ખીલાવતી,

---

* હે સરસ્વતી ! હું તને હૃદયપૂર્વક નમસ્કાર કરૂં છું. જ્ઞાન, વાણી, વાક્ચાતુર્ય અને બુદ્ધિ એ તારી પ્રભાનો પ્રકાશ છે; તું હમેશાં મોરના વાહન ઉપર બિરાજનારી છે, હસ્તમાં વીણા ધરનારી છે, સંગીતકળા વાળી છે, તારના મધુર રણકારાની સાથે સ્વરના ધ્વનિને ખીલવનારી છે,

મનને સ્વરને રસને સ્ફુરવતી ખીલવતી મનહરતી
તુજ પ્રભાગતિ ! વંદન કરૂં હૃદય સાથ હે સરસ્વતી ! ૧

આપ નિત્ય હૃદય વિમળ સત્ય સન્મતિ,
કર તું દેવી બુદ્ધિ સુધારસથી રસવતી,
મંગળ તુજ વાસ હજો જ્ઞાનઅર્પતી

સદને વદને વચને, તિમિરવતી દુષ્ટ મતિ દૂર કરતી
વાણી ભગવતી ! વંદન કરૂં હૃદય સાથ હે સરસ્વતી ! ૨

તુજ પ્રભાની વૃષ્ટિ હજો હે પ્રભાવતી !
જ્ઞાનભાસ ઉજ્જવળ કર શુદ્ધ ભાસ્વતી !
કાપ તાપ આપ મહા સુખ સંપતિ !

ચરણે શરણે ધરને હે શ્રીમતી જ્ઞાનવતી સુખકરતી
બ્રાહ્મી ભારતી ! વંદન કરૂં હૃદય સાથ હે સરસ્વતી ! ૩



---

અને તારી પ્રભાની ગતિ, મનને, સ્વરને અને રસને સ્ફુરાયમાન કરનાર, હૃદયને ખીલાવનાર, અને મનને હરણ કરનાર છે; તું હમેશાં મારા અંતઃકરણમાં સારી નિર્મળ બુદ્ધિ આપ; હે દેવી ! તારા અમીરસથી મારી બુદ્ધિને રસમય કર; હે જ્ઞાનદાતા દેવી ! મારા ઘરમાં, મુખમાં, અને વચનમાં તારો મંગળકારી વાસ હજો; હે વાક્દેવી ! તું અંધકારવાળી મલીન દુષ્ટ બુદ્ધિને દૂર કરવાવાળી છે; હે પ્રભાવતી ! તારી પ્રભાની વૃષ્ટિ હજો; હે તેજસ્વી દેવી ! તું શુદ્ધ ઉજ્જ્વળ જ્ઞાનનો પ્રકાશ કર; મારા સંતાપો દૂર કરી અતિશય સુખ અને સંપત્તિ આપ; અને હે શ્રીમતી જ્ઞાનવતી સુખદાયક બ્રાહ્મી ભારતી ! તું મને તારા ચરણે શરણમાં રાખ.

# જંગલમાં કોકિલાનો ટહુકાર*

અથવા

# એક દિવ્ય ધ્વનિ.



## કોકિલાને—

( હરિગીત અથવા ગઝલની રાહ. )

ટહુકારતી હે કોકિલા ! કેવું મધુરૂં ગાય છે !
રસથી ભર્યા તુજ કંઠ પર મારૂં જીગર ખેંચાય છે.
વેરાન આ વનવાસમાં વસવું ચહે શું સુંદરી !
મુજ પાસ ઉડી આવ ને તુજ કુંજમાંથી સંચરી. ૧

સુવર્ણપિંજરમાં રહી મુજ મ્હેલ માંહે મ્હાલ તું,
નિત્યે ધરાવું ભોગ સુંદર પ્રેમથી આરોગ તું,
મૃદુ “સા રી ગ મ” ના સૂરથી નિત્યે રહે લલકારતી,
બસ એ મહા સુખ હું ચહું હે કોકિલા ટહુકારતી ! ૨

---

* કોઇ એક કુદરતનો શોખીન વૈભવશાળી પુરુષ જંગલમાં ફરતાં ફરતાં એક વૃક્ષમાં ટુહૂટુહૂ કરતી કોયલના—કોકિલાના સ્વરો કાને પડવાથી તેના મધુર સૂરથી આકર્ષાઇ તે વૃક્ષના થડની પાસે કુદરતી રીતે બનેલા સ્થાને બેસી એક ચિત્તથી સાંભળવા લાગ્યો. તેના કંઠના સૂરથી તે એટલો બધો મોહિત થયો કે તે કોકિલા તેના મ્હેલમાં રહી રોજ આવું ગાયન કરી આનંદ પમાડે તો કેવું સારૂં એવા વિચારના સ્ફુરણથી તે તેને સંબોધે છે અને કોકિલા જાણે ટહુકારના ધ્વનિમાં જવાબ આપતી હોય એવી ઉત્પ્રેક્ષા છે.

## કોકિલાનો જવાબ—

**રાગ ભૈરવી.**

( જહાનમાં નઝર પડે જહાં જહાં– એ રાહ. )

પંખી હું સ્વતંત્ર છું સદા સદા. એ ટેક.

પ્રભુ વિના ન કોઈની જરા તમા,
પ્રભુ વિના ન કોઇની જરા તમા,
શાંતિ આપી, કષ્ટ કાપી, ટાળી આપદા,
ત્રા....તા....ધા....તા સાચવે અહા ! પંખી० ૧

ફળ મધુર ખાઇને કરૂં મઝા,
ફળ મધુર ખાઇને કરૂં મઝા,
સ્વર્ગ તુલ્ય, છે અમુલ્ય, વાસ ઘાસના,
આ....વા....મા....રા રાજમ્હેલ હા ! પંખી० ૨

પાંજરાનું સુખ ના ગમે કદા,
પાંજરાનું સુખ ના ગમે કદા,
કનકવાસ, એજ ખાસ, જેલની સજા,
હા....હા....હા....હા ! મ્હોતની કજા !

સુખ મારૂં એક છે સ્વતંત્રતા,
સુખ મારૂં એક છે સ્વતંત્રતા,
જો મહા સુખી થવા ચહાય સર્વથા,
કૂ....હૂ....કૂ....હૂ ! તું સ્વતંત્ર થા. પંખી० ૪



**વાંચો સામેનું કાવ્ય**—"પ્રભાતે ખીલેલી કુસુમની કળિ
અથવા પરોપકારી હૃદયનું દૃશ્ય."



સુગંધ દેવા ખીલી રહી, જગ જેથી સંભારે સહી,
મૃત્યુની ચિંતા છે નહીં, તેથી કળિ હું ખીલતી. ટુક-૮

# પ્રભાતે ખીલેલી કુસુમની કળિ

અથવા

# પરોપકારી હૃદયનું દૃશ્ય.



**પ્રસંગ—**

રાગ પ્રભાત.

( જળકમળ છોડી જા તું બાળા—એ રાહ. )

કળિ કુસુમની શી ખીલતી !
અંગે મનોહર શોભતી !
અંગે મનોહર શોભતી !
શી શોભતી ! રસ આપતી !
રંગે રસેલી દીપતી ! ! એ ટેક.

**કુસુમની કળિને—**

શાથી હસે આ સમયમાં ખીલી રહીને હૃદયમાં ?
જોને જગત આ નયનમાં દુનિયા જણાયે ભૂલતી, કળિ૦ ૧

તુજ પાંખડી છે કોમળી, તું તો દિસે ભોળી ભલી,
આરૂ સુવાસિત હે કળિ ! નથી ખેલ તું આ સમજતી, કળિ૦ ૨

તું જઇશ કરમાઇ ખરી, આ વાત સારી છે ખરી,
આવે દયા રે તાહરી, તું તો દિસે છે મ્હાલતી, કળિ૦ ૩

જે જાયું છે આ જગતમાં, જાવાનું તે તે પલકમાં,
ટકવાનું કો નવ ખલકમાં, તેવીજ તારી છે ગતિ, કળિ૦ ૪

**કુસુમની કળિનો જવાબ—**

ખીલી રહી હું ઉપવને સુગંધ દેવા જગતને,
  ઉપકાર કરવો જે બને, નથી કાંઇ બીજું ઇચ્છતી, કળિ૦ ૫

હું જન્મી આ વેલી પરે, રે કોણ તે મિથ્યા કરે ?
  મૃત્યુજ સાંજે આખરે, તેનો નથી ડર રાખતી, કળિ૦ ૬

ઉપકાર જો હું નવ કરૂં ધિક્કાર જીવતર માહરૂં,
  સુગંધ આપીને મરૂં, જીવન વૃથા નથી ગાળતી, કળિ૦ ૭

સુગંધ દેવા ખીલી રહી, જગ જેથી સંભારે સહી,
  મૃત્યુની ચિંતા છે નહીં, તેથી કળિ હું ખીલતી, કળિ૦ ૮

હું તો દિસું ભોળી ભલે, કુદરત નિહાળું પળપળે,
  પણ ચતુર તારી શી વલે ? બુદ્ધિ નથી તુજ પ્હોંચતી, કળિ૦ ૯

તેં ભાઇ જન્મી શું કર્યું ? શુભ કામ તેં શું આદર્યું ?
  જો જીવન તારૂં ધૂળ ઠર્યું, સંભારશે નવ કો રતિ, કળિ૦ ૧૦

**સમાધાન—**

તુજ બેન શિખામણ ખરી.
  સમજ્યો ન હું કુદરત જરી,
ખરી ભૂલ મહાસુખની ઠરી,
  તારી નથી ભૂલ લાગતી. ૧૧

——

વાંચો સામેનું કાવ્ય-"સૂર્યોદય."



દિવ્ય વિશ્વચિત્ર નેત્રમાં રમે પ્રભાતે,
સૂર્ય ઉદય થાય, કળા બની મહા શી આ તે! ટુક-૧

# સૂર્યોદય.

**રાગ ઝીંઝોટી.**

( ઉઠી પ્રભાત સ્મરની જીવ શ્રી ગણેશદેવા—એ રાહ. )

દિવ્ય વિશ્વચિત્ર નેત્રમાં રમે પ્રભાતે,
સૂર્યઉદય થાય, કળા બની મહા શી આ તે ! દિવ્ય૦ ૧

પવનલહરી પુલક અંગ સ્પર્શીને ખીલાવે,
સુરભિ કુસુમ સંગ રમી વાસ સરસ લાવે, દિવ્ય૦ ૨

તિમિર નાશ થાય, ખીલે હૃદય શું સવારે !
વ્યોમભોમસંધિ[1] મધ્ય રવિ પ્રકાશ મારે, દિવ્ય૦ ૩

ખગ મધુર સ્વર કરે પ્રફુલ્લ વૃક્ષવૃંદે,
રવિ પ્રતિ શું સ્તવન કરી સર્વ સંગ વંદે ?! દિવ્ય૦ ૪

ભૂમિ કનકમય બને શી કરપ્રભાથી ભારે !
દેખી સૂર્યકાન્ત દિવે કનકવસ્ત્ર ધારે ! દિવ્ય૦ ૫

કમળપુષ્પ હર્ષથી સરોવરે વિકાસે,
ભ્રમર વાસભોગી મૃત્યુવશ પડેલ ભાસે, દિવ્ય૦ ૬[2]

---

૧ વ્યોમભોમસંધિ મધ્ય=આકાશ અને પૃથ્વીની સંધિ વચ્ચે અર્થાત્ દૃષ્ટિમર્યાદામાં. ક્ષિતિજમાં ( Horizon ).

૨ સૂર્યોદય થવાથી સરોવરમાં કમળો ખીલી રહે છે અને તે ખીલેલાં કોઈ કોઇ કમળમાં મરેલા ભ્રમરો જણાય છે; કારણ કે કમળના ઉપર સ્વાભાવિક રીતે ભ્રમરની એટલી બધી પ્રીતિ હોય છે કે કમળની પાંખડીઓ સંધ્યાકાળે બંધ થતાં સુધી પણ કમળમાંથી ઉડી જવાની ભ્રમર ઇચ્છા કરતો નથી; છેવટે કમળ બંધ થવાથી કેટલાક ભ્રમરો કમળના કોશમાં રૂંધાઇને અંદર મરણ પામે છે. (વાંચો કાવ્ય "સંધ્યાસમયે કમળમાં બેઠેલો ભ્રમર" પૃષ્ઠ ૧૧ )

મન ! રસાંધ નવ થઇશ, શાન્તિ તારી જાશે,
  કમળ ભ્રમરપ્રાણ હરે જો ફસાવી પાશે, દિ૦ય૦ ૭

આંસુ નાખી રડતી નીરે કુમુદ રંક બાળા,
  ચંદ્રકાન્તવિરહ[1] થકી હૃદય લાગી જવાળા, દિ૦ય૦ ૮

તરૂ ભીનાં શું ઝાકળેજ, નમતી સ્થિતિ ધારી,
  શશીવિયોગથી રડંતી નિશનું અશ્રુવારિ ?! દિ૦ય૦ ૯[2]

કિરણગરમીથી સુકાય નીર સમીર દ્વારે,
  ગરમીકિંકરી લુહી શું અશ્રુદુઃખ વારે ?! દિ૦ય૦ ૧૦[3]

શોક નિશાચર કરે વિશેષ અંગવાસે,
  કેવી કળા ! કોઈ રડે, કોઇ મગ્ન હાસે ! દિ૦ય૦ ૧૧

કુર્કટો કુ કુ સ્વરો કરે સહૂ સવારે,
  સૂર્યઉદય વિશ્વને શું સૂચવે ઉચારે ?! દિ૦ય૦ ૧૨

થાય મહા સુખ ને સુશાન્તિ આ પ્રભાતે,
  સકળ અલૌકિક કળા બની મહા શી આ તે ! દિ૦ય૦ ૧૩



---

૧ ચંદ્રકાન્તવિરહ થકી = ચંદ્રરૂપી પતિના વિયોગથી.

૨ પરોઢીએ ઝાકળ પડવાથી ઝાડનાં પાંદડાં ભીનાં બને છે અને પાણીના ભારના લીધે નમેલાં જણાય છે; આ પાણી જાણે ચંદ્રના વિયોગથી રડતી બિચારી રાત્રિરૂપી સ્ત્રીનાં આંસુ હોય એમ લાગે છે.

૩ ઝાકળનું પાણી પવનદ્વારાએ સૂર્યનાં કિરણની ગરમીથી સુકાઇ જાય છે તે જાણે ગરમીરૂપી દાસી રાત્રિરૂપી સ્ત્રીનાં આંસુ લુહી નાખીને દુઃખનું નિવારણ કરે છે. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

વાંચો સામેનું કાવ્ય- "સૂર્યાસ્ત."



આકાશમાં આભાસ કેવો રમ્ય દૃષ્ટિએ પડે!
શી પશ્ચિમે રચના રચાઈ! તેની ઉપમા નવ જડે,
રવિચિત્રકારે કિરણકલમે રંગપીંછી ફેરવી,
કેવી છબી ચિતરે જુઓ વશી દૃષ્ટિમર્યાદે રવિ! ટુક ૧-૨

# સૂર્યાસ્ત.

હરિગીત છંદ.

આકાશમાં આભાસ કેવો રમ્ય દૃષ્ટિએ પડે
શી પશ્ચિમે રચના રચાઈ તેની ઉપમા
અભ્રો રમે છે સંગ સંગે, કેલિ કેવી આદરે !
આ અભ્રગણ કે ગિરિમંડળ ગગનથી વાતો કરે ! ૧

આકાશને કો સ્પર્શતાં, સોનેરી કેવાં શૃંગ છે !
સોનેરી કેવી છે કિનારી, દિવ્ય કેવો રંગ છે !
રવિચિત્રકારે કિરણકલમે રંગપીંછી ફેરવી;
કેવી છબી ચિતરે જુઓ વર્ણી દૃષ્ટિમર્યાદે રવિ ! ૨

વસ્ત્રો સજે છે શ્યામ કોઈ, શ્વેત વસ્ત્રો કો ધરે,
ઘડીવારમાં તે વેશ બદલી રૂપ જૂદાં તે કરે;
વેરાઈ ચાલ્યાં વાદળાં, રવિભાસ આછો પશ્ચિમે,
રવિ સાથ ચાલ્યો દિવસ ને સંધ્યા સરે ધીમે ધીમે. ૩

આકાશમાં દેખાવ કેવો, રંગ સૌ બદલાય છે,
દૂર થાય કૈં નીલ રંગ ત્યાંથી, લાલ રંગ છવાય છે,
સંધ્યા સજી શું લાલ સાડી સંચરી પૃથ્વી પરે ? !
આભાસ તેની સાડીનો આકાશમાં નજરે સરે ? ! ૪

તિમિર વધતું જાય છે, રવિભાસ પણ ઉડી ગયો,
  શું રાત્રિની તૈયારી આ ! દેખાવ બદલાઈ રહ્યો,
શું રાત્રિરાણીની દિસે સંધ્યા બિચારી કિંકરી ? !
  શું સૂચન કરવા વિશ્વને સ્વારી અગાડી નીસરી ? ! ૫

રવિરાજ રંડાઇ ગયું ને રાજ રાત્રિનું થયું,
  દુનિયા બિચારી શોકમાં છે, તેજ ઉડી સૌ ગયું,
પણ રાત્રિરાણીની પ્રજા દિસે ઘણી દુનિયા પરે,
  જે સ્મરણ રાત્રિનામનું કરતી રહી નિજ અંતરે. ૬

રતિરંગક્રીડાના રસિકો રાત્રિથી હરખાય છે,
  મદમાતી યુવતિઓ પતિની આશમાં મલકાય છે,
સૌ પંખી માળે જાય છે ને ઘુવડ શિકારે ફરે,
  પશુઓ વળ્યાં સૌ ઘર ભણી ને ચોર બ્હારે નીસરે. ૭

કમળો જુઓ કરમાય છે, કુમુદો વિકાસિત થાય છે,
  કેવાં પુકારે ચક્રવાકો[1] નદીતટે, ન મળાય છે,
કેવી અલૌકિક આ કૃતિ છે ! સર્વ કુદરતમાં વસે,
  કોઇ મહા દુઃખમાં રડે કોઇ મહા સુખમાં હસે. ૮



૧ છુટાં પડેલાં ચક્રવાક પક્ષીઓ નદીકિનારે સામસામી વિયોગથી બોલ્યા કરે છે પણ રાત્રિના અંધારાના લીધે એક બીજાને મળી શકતાં નથી.



પ્રશ્ન—

ઉઠ ભૃંગ તું ઉઠ ભૃંગ તું !
ભાનુ સરે જો પશ્ચિમે,
જો પાંખડીઓ કમળની
બીડાય છે ધીમે ધીમે.

સંધ્યા બની જો ને જરી
તૈયારી છે આ રાતની
આ કમળ બીડાઇ જશે
દરકાર શું નવ પ્રાણની ?

જવાબ—

ના ના નહીં ઉડીશ હું,
મારી દયા શિદ ખાય છે?
ચુંબનસુધારસસ્વાદ શું હા!
મન નહીં જ ધરાય છે.

છો ને બીડાતી પાંખડી,
તેની નહીં દરકાર છે,
માશૂકના રસપાનમાં
બસ પ્રાણ આ કુરબાન છે.

**વાંચો સામેનું કાવ્ય—**
"સંધ્યા સમયે કમળમાં
બેઠેલો ભ્રમર અથવા દિવાનો
આશક." ટુક ૧-૪

# સંધ્યાસમયે કમળમાં બેઠેલો ભ્રમર*

અથવા

# દિવાનો આશક.



ભ્રમરને—

( હરિગીત અથવા ગઝલની રાહ. )

ઉઠ ભૃંગ તું ઉઠ ભૃંગ તું ! ભાનૂ સરે જો પશ્ચિમે,
 જો પાંખડીઓ કમળની બીડાય છે ધીમે ધીમે,
સંધ્યા બની જો ને જરી, તૈયારી છે આ રાતની,
 આ કમળ બીડાઈ જશે, દરકાર શું નવ પ્રાણની ? ૧

ઝટ ઉઠ, ભ્રમર ! વિચાર કર ! તું જઈશ પૂરાઈ મરી,
 જો કમળ આ બીડાય છે આંખો ઉઘાડી જો જરી,
શો મોહ આ માશૂક પર ! દરકાર ક્યાં માશૂકને ?
 આશક દિવાનો શું બન્યો ? પ્રેમાંધ આવો ચુંબને ! ૨

* આ કાવ્યમાં ભ્રમર દ્વારાએ કામાન્ધ પુરૂષને ઉપદેશ દેવામાં આવ્યો છે. ગૂઢોક્તિ અલંકાર છે. ભ્રમરમાં નાસિકાઇન્દ્રિનો ગંધવિષય સ્વાભાવિક રીતે રહેલો હોય છે કે જે તેને પાશમાં ફસાવી મૃત્યુવશ કરે છે. આ સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

उत्कर्त्तितुं समर्थोऽपि गंतुं चैव सपक्षकः ।
द्विरेफो गन्धलोभेन कमले याति बंधनम् ॥

અર્થાત્ મોટાં લાકડાને પણ કોતરી નાખવાને ભ્રમર શક્તિવાન છે, ઉંચે ઉડવાને પણ પાંખવાળો છે, પરંતુ કમળની સુગંધના લોભના લીધે કમળના કોશના પાશમાં સપડાઇ જાય છે.

પ્રીતિપાત્ર કમલા આ નથી, પણ મૃત્યુનો એ પાશ છે,
બાંધ્યો તને રસની રસીથી, મોહ મિથ્યાભાસ છે,
માની શિખામણ આટલી તું છોડ ને માશૂકને,
તારી ભ્રમર આવી દશા દેખી દયા આવે મને. ૩

**ભ્રમરનો જવાબ—**

ના ના નહીં ઉડીશ હું, મારી દયા શિદ ખાય છે?
ચુંબનસુધારસસ્વાદ શું હા! મન નહીંજ ધરાય છે.
છો ને બીડાતી પાંખડી, તેની નહીં દરકાર છે,
માશૂકના રસપાનમાં બસ પ્રાણ આ કુરબાન છે. ૪

**પરિણામ—**

અફસોસ! આ કેવું બન્યું? બીડાઇ સૌ ગઈ પાંખડી,
નસિહત અરે એકે નહીં આ ભ્રમરના ચિતમાં ચડી,
બની અંધ એ રસપાનમાં અંતે ફસાયો પાશમાં,
નવ બ્હાર નિકળી તે શકે, શું લુબ્ધ એ માશૂકમાં! ૫

શક્તિ ધરે છે કાષ્ટ કોતરવાની તેવો છે બલી,
પણ છેદવા નિર્બળ અરે આ પાંખડી જે કોમળી,
ચેતન! સમજ આ દૃશ્યથી, રસમાં ન થાતો અંધ તું,
કુદરત નસિહત દે મહા સુખદાયી [illegible] ન તું



# નદીકિનારે ગાળેલી ચાંદની

અથવા

# ચકોરનો માર્મિક બોધ.



**પ્રસંગ—**

ઉપજાતિ વૃત્ત.

ચંદ્રે યુવાની ગગને ખીલાવી,
સર્વત્ર કૌમુદી અતિ જમાવી,
તેજસ્વી સૌ કિર્ણ કટાક્ષ મારે,
ભેદી મને શાન્તિ દિલે પ્રસારે. ૧

આગે તરંગો સરિતા ઉછાળે,
તેથી તરંગો ઉર થાય ભાળે,
આનંદી મોજાં ચળકાટ સારે,
શોભાવી ચંદ્રે નદી શી અત્યારે ! ૨

શું સૂક્ષ્મ તારાથી પ્રકાશ દેતી
આકાશગંગા અહિં આવી વ્હેતી ?
કે અપ્સરા કો સજી રત્નસાડી
ચાલે ગતિ મંદથી શું અગાડી ? ૩

વા શીત વાસિત શું મંદ આવે !
વા વાસ સાથે તરૂગુણ લાવે;
રોમાવળી કો લહરી ખીલાવે,
કોને સમો આ નવ રમ્ય ભાવે ? ૪

**નદીને—**[૧]

તને સરિતા લહરી પીડે છે,
તારા પ્રવાહે અતિ તે નડે છે,
સ્વામીની પાસે સરતાંજ ખાળે,
કેવું તને આ સખી કષ્ટ આલે? ૫

**નદીનો જવાબ—**

ભાઇ! જરી ના લહરી અરિ છે,
આનંદી મારી ગમતી સખી છે,
તેના વિના શાન્ત દશા વિશેષ,
આનંદ ભાસે હૃદયે ન લેશ. ૬

સામી મળે કે બનું હર્ષઘેલી,
ભેટું સખીથી ગતિ મંદ મેલી,
ઝીણા સ્વરે ગાઈ ખુશીથી ચાલું,
સંગે રમી હું સુખ માંહિ મ્હાલું. ૭[૨]

સ્પર્શી શરીરે પુલકો ખીલાવે,
ભારે તરંગો હૃદયે ઉઠાવે,
સૌ લ્હેર મારી લહરી કરાવે,
ના દુઃખ સ્વપ્ને રતિ ઉપજાવે. ૮

ભાઇ! પતિ પાસ જતાં ન ખાળે,
કિન્તુ કરે મશ્કરી મારી વ્હાલે,

---

૧ લહરીથી નદીને દુઃખ થતું હશે એવી શંકાથી નદીને પૂછવામાં આવે છે.

૨ નદીના પ્રવાહની સામે પવન આવવાથી તરંગો વધારે ઉછળે છે તે જાણે નદી પોતાની લહરીસખીને સામી મળી આલિંગન કરતી જણાય છે. આવી રીતે જ્યારે પવનલહરી જરા જોરથી વહે છે ત્યારે કાંઇ સરરર જેવો અવાજ થાય છે તે જાણે ઝીણા સ્વરે નદી ગાન કરતી હોય તેવો ભાસ છે.

ગુપ્ત રીતિ અતિ મંદ ગતિ શી !<br>
ચંદ્ર સરે શું રતિરસઆશે ! શર્વરી૦ ૬

રેડી જળે અમી કૌમુદી દ્વારે<br>
રૂપ અનેક બનાવી પ્રકાશે ! શર્વરી૦ ૭[૧]

આમ વશી શશી મંદ તરંગે<br>
શર્વરી સંગ રમે શું વિલાસે ! શર્વરી૦ ૮

શર્વરીકામિની મસ્ત બની શી !<br>
કૌમુદીકામથી કેવી વિકાસે ! શર્વરી૦ ૯

કેવી કરે શશી આ જળક્રીડા<br>
રંગભૂમિ રચીને સરવાસે ! શર્વરી૦ ૧૦[૨]

ડહાપણ ઉપરથી શું શશીનું !<br>
અંદરની ગતિ શી શશી પાસે ! શર્વરી૦ ૧૧[૩]

શાંત કળાધર ? ચંદ્ર સુધાકર !<br>
તારી કળા ન કળી જ શકાશે. શર્વરી૦ ૧૨

તારી પ્રતિ રતિ દૃષ્ટિ કર્યાથી<br>
કોણ મહા સુખમાં ન તણાશે ? શર્વરી૦ ૧૩



---

૧ ચાંદની દ્વારા પાણીમાં અમૃત રેડી; અનેક સ્વરૂપ બનાવી ચંદ્ર પ્રકાશ મારે છે અર્થાત્ પાણીના તરંગોમાં અનેક પ્રતિબિંબ પાડી ચંદ્ર પ્રકાશ આપે છે.

૨ સરોવરની અંદર તમામ આકાશનો દેખાવ પ્રતિબિંબરૂપે દેખાય છે તે જાણે ચંદ્ર તમામ આકાશમંડળની રચના સરોવરમાં રચી સરોવરને વિલાસ કરવાની રંગભૂમિ બનાવી જળક્રીડા કરે છે એવી કલ્પના છે.

૩ ચંદ્રનું ઉપરનું આકાશમાંનું સ્વરૂપ કેવું શાંત અને ડહાપણ ભરેલું જણાય છે પરંતુ અંદરનું પાણીમાંનું સ્વરૂપ કેવું કામી અને ચંચળ જણાય છે અર્થાત્ ઉપરથી શાણો અને અંદરથી કામઘેલો છે એવું ચંદ્રનું ચરિત્ર છે.

વાંચો સામેનું કાવ્ય-- "અનિલલહરી
અથવા સ્વચ્છંદી સામાન્યા."



સ્વરૂપ મહા છે અકળિત તારૂં સર્વથા, દિસે નહિ પણ સ્પર્શે ગ્રહી ભુજબાથ જો,
પ્રેમ ચખાડે અદ્દભુત રીતે સર્વદા, શરમ ધરે નવ તું કોઇની સાથ જો,
વેલી લતા જ્યાં એક બીજાને ભેટતી, ત્યાં તું તેમની સંગે રમતી રાસ જો,
પૂર્ણ સ્વચ્છંદી દિસે છે તું લહરીરમા.

ટુક ૫-૨

# અનિલ લહરી*

અથવા

# સ્વચ્છંદી સામાન્યા.

**ગરબી** (આસો માસો શરદ—એ રાહ.)

પૂર્ણ સ્વછંદી દિસે છે તું લહરીરમા !
રાખે છે ન તમા કોની દિનનિશ જો,
જ્યાં ફાવે ત્યાં તું રમી આવે ભાવથી,
માર્ગ મળે છે વિશ્વ વિષે દશ દિશ જો, પૂર્ણ૦ ૧

હોય રમ્ય ઉદ્યાન પ્રફુલ્લિત શોભતી,
પામે છે જ્યાં રંગિન પુષ્પ વિકાસ જો,
વેલી લતા જ્યાં એક બીજાને ભેટતી,
ત્યાં તું તેમની સંગે રમતી રાસ જો, પૂર્ણ૦ ૨

રમત કરી વિધ વિધ પ્રકારે ચાલતી,
પામે છે રસ સર્વ તરૂનો આમ જો;

* જેવી રીતે વેશ્યા સ્ત્રી હમેશાં મનસ્વીપણે વર્તે છે, જ્યાં ફાવે ત્યાં જાય છે, દરેક પુરૂષને સ્પર્શે છે, પ્રેમરસ ચખાડે છે, વિલાસ કરાવે છે, ગાયન સંભળાવે છે, મરજીમાં આવે ત્યાં સ્વછંદપણે રમવા જાય છે, તેવી રીતે પવનલહરી છુટથી વહે છે, દરેક સ્થળે પ્રવેશ કરે છે, દરેક વસ્તુને સ્પર્શે છે, પુષ્પ વીગેરે સુગંધિદાર વસ્તુઓને સ્પર્શી સુગંધ પમાડી આનંદ આપે છે, ગાયનના સ્વરના ધ્વનિ શ્રવણ કરાવે છે, આ પ્રમાણે પવનલહરીનાં અને વેશ્યા સ્ત્રીનાં ઘણાંક લક્ષણો સમાન જણાયાથી અનિલલહરીને (પવનની લહેરને) સામાન્યા (વેશ્યા સ્ત્રી) રૂપે કલ્પી વર્ણન કરવામાં આવ્યું છે. ઉપમા અલંકાર છે.

સામાન્યા સમ લક્ષણ તારાં છે રમા!
પ્રેમ તણા તારા છે અગણિત ઠામ જો, પૂર્ણ૦ ૩

તારા યાર તણો નવ પાર મળે જરા,
પુષ્પ મળ્યું જ્યાં એકજ ત્યાં તું જાય જો,
શોળવી પ્રેમ લઈને પાછી ચાલતી,
સ્નેહ સજડ નવ કોથી તવ સંધાય જો, પૂર્ણ૦ ૪

સ્વરૂપ મહા છે અકળિત તારૂં સર્વથા,
હિંસે નહિ પણ સ્પર્શે ગ્રહી ભુજબાથ જો,
પ્રેમ ચખાડે અદ્ભુત રીતે સર્વદા,
શરમ ધરે નવ તું કોઈની સાથ જો, પૂર્ણ૦ ૫

ગાનસુધા તું અર્પે ઉભય કાનને,
જાણે સંગીતશાસ્ત્રરસિક તમામ જો,
શરદ વસંતે શાન્ત બની તું મ્હાલતી,
દમ્પતીમાં તું જાગૃત કરતી કામ જો, પૂર્ણ૦ ૬

ગિરિવરને પણ ચુંબન કરતી ચાલતી,
સમદ્રને ક્યાં છોડે છે તું અલ્પ જો!
સંગ રમીને ઘેલો કરતી તરંગથી,
ખ્યાલે તુજ ખુબી નવ આવે સ્વલ્પ જો, પૂર્ણ૦ ૭

મેઘ મહારાજાને હિવાનો કરે,
એવો તારો મોહક અકળિત મંત્ર જો,
પૂર્ણ સ્વચ્છંદી ખરેખર તું લહરીરમા!
પામે આમ મહા સુખરંગ સ્વતંત્ર જો, પૂર્ણ૦ ૮



સામાન્યા સમ લક્ષણ તારાં છે રમા!
  પ્રેમ તણા તારા છે અગણિત ઠામ જો, પૂર્ણ૦ ૩

તારા યાર તણો નવ પાર મળે જરા,
  પુષ્પ મળ્યું જ્યાં એકજ ત્યાં તું જાય જો,
ભોળવી પ્રેમ લઈને પાછી ચાલતી,
  સ્નેહ સજડ નવ કોથી તવ સંધાય જો, પૂર્ણ૦ ૪

સ્વરૂપ મહા છે અકળિત તારૂં સર્વથા,
  હિંસે નહિ પણ સ્પર્શે ગ્રહી ભુજબાથ જો,
પ્રેમ ચખાડે અદ્‌ભુત રીતે સર્વદા,
  શરમ ધરે નવ તું કોઈની સાથ જો, પૂર્ણ૦ ૫

ગાનસુધા તું અર્પે ઉભય કાનને,
  જાણે સંગીતશાસ્ત્રરસિક તમામ જો,
શરદ વસંતે શાન્ત બની તું મ્હાલતી,
  દમ્પતીમાં તું જાગૃત કરતી કામ જો, પૂર્ણ૦ ૬

ગિરિવરને પણ ચુંબન કરતી ચાલતી,
  સમદ્રને ક્યાં છોડે છે તું અલ્પ જો!
સંગ રમીને ઘેલો કરતી તરંગથી,
  ખ્યાલે તુજ ખુબી નવ આવે સ્વલ્પ જો, પૂર્ણ૦ ૭

મેઘ મહારાજાને દિવાનો કરે,
  એવો તારો મોહક અકળિત મંત્ર જો,
પૂર્ણ સ્વચ્છંદી ખરેખર તું લહરીરમા!
  પામે આમ મહા સુખરંગ સ્વતંત્ર જો, પૂર્ણ૦ ૮





સરોવર તટ પરે, ઉભો રહી ધ્યાન ધરે, જુએ છે નીચી નજરે રે,
ઠગારા બગ! ઠગે છે શું દુનિયાને રે? ઠગારા બગ! ટુક-૨

વાંચો સામેનું કાવ્ય- "સરોવર કિનારે બેઠેલો બગ
અથવા દાંભિક ઠગ ભક્ત."

## સરોવરકિનારે બેઠેલો બગ*

અથવા

## દામ્ભિક ઠગ ભક્ત.

ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ.)

ઠગારા બગ! ઠગે છે શું દુનિયાને રે? એ ટેક.

છે શું દુનિયાને, બેશી રહી એક ધ્યાને?
અમ જેવાં સાચો માને રે, ઠગારા બગ० १

સરોવરતટ પરે, ઉભો રહી ધ્યાન ધરે,
જુએ છે નીચી નજરે રે, ઠગારા બગ० २

સાચો ધ્યાની જોગી ધારી, મારા જેવી ભોળી નારી,
જાનની કરે ખુવારી રે, ઠગારા બગ० ३

હું માછલી છું બિચારી, પાણી મહીં વસનારી,
આવું પાસે જોગી ધારી રે, ઠગારા બગ० ४

જેવું સાફ મન મારૂં, તેવું મન જાણી તારૂં,
બીક તારી નહીં ધારૂં રે, ઠગારા બગ० ५

---

* બગલામાં સ્વાભાવિક ગુણ એવો છે કે તે નદી અગર સરોવરના કિનારે માછલાં પકડવા માટે એક ધ્યાનથી શાંતતાથી ઉભું રહે છે, નજર પાણીમાં નીચી રાખે છે અને જરા પણ હાલતુ ચાલતું નથી, આથી માછલાંઓ તેના આગળ નિર્ભયપણે પાણીનો મેલ ખાવા કિનારે આવે છે કે તરતજ લાગ રાખી બગલું માછલાને ચાંચથી પકડી ભક્ષણ કરે છે. આ ઉપરથી બગલાને ખોટો ધ્યાની—બગઠગ—તરીકે ગણવામાં આવે છે. આ કાવ્યમાં સરોવરની માછલી, બગને ઠગ તરીકે ગણી ધિક્કાર આપી દુનિયાની ભોળી સ્ત્રીઓને ખોટા આડંબરવાળા સાધુઓ અને ઠગારાઓના પાશમાં નહીં સપડાવવા ઉપદેશ આપે છે.

પ્રેમે આવું પાસ તારી, પણ તું તો લાગ ધારી,
  પ્રાણ હરે ચાંચ મારી રે, ઠગારા બગ૦ ૬

કેવી તારી આ ઠગાઈ! જાણે બીજો તું કસાઈ!
  દયા નહીં દિલ માંહી રે, ઠગારા બગ૦ ૭

માનજો હે ભોળી બાઇ! ઠાઠ માંહે છે ઠગાઈ,
  ઘર ઘાલે તે ભલાઈ રે, ઠગારા બગ૦ ૮

બગ જેવો ઠગ જાણો, દૃષ્ટાંત આ સાચું માનો,
  ઠાઠ આવો ઠગવાનો રે, ઠગારા બગ૦ ૯

તેને જોઇ દૂર ખસો, દૂર વાસ મહીં વસો,
  તેથી મહા સુખી થશો રે, ઠગારા બગ૦ ૧૦

( હરિગીત છંદ.* )

બગ સમ ઠગારા બહુ વસે છે સર્વત્ર આ અવનિ પરે,
  દેખાવમાં શાંતિ અને સદ્‌ગુણને ધારણ કરે,
શિકાર શોધી કાઢવા વિધ વિધ યુક્તિ આદરે,
  સપડાવવા છૂપી રીતે તે જાળ મોટી પાથરે. ૧૧

કોઈ જટા શિરે વધારી ચોગી મોટા તે બને,
  પછી ધર્મના બ્હાના નીચે તે મેળવે શિકારને,
ભોળી બિચારી યુવતિઓ તે જાળમાં સપડાય છે,
  જ્યાં અંધશ્રદ્ધા ત્યાં સદા દામ્ભિક ફાવી જાય છે. ૧૨



* આવા દામ્ભિક બગઠગ પુરૂષોનાં ઘણાં ઘણાં દૃશ્યો આગળ નીતિ તરંગમાં "કામાન્ધ પુરૂષોનાં દૃશ્ય" એ કાવ્યમાં બતાવ્યાં છે તે વાંચવાથી ખ્યાલ આવશે.

વાંચો સામેનું કાવ્ય– "મુસાફર કે સીતમગર?
અથવા પરદેશીની પ્રીત."



હૃદય છે પ્રેમથી ઘાયલ, થવાયું પ્રેમથી ઘેલું,
મુસાફર કે સીતમગર શું? કહો આ દુઃખ ક્યાં રડવું? કડી ૧૨-૧૩

# મુસાફર કે સીતમગર ?*

અથવા

# પરદેશીની પ્રીત.

## કહો આ દુઃખ ક્યાં રડવું ?

(ગઝલ.)

મુસાફર સ્નેહીની સોબત, મુસાફર સ્નેહીની મ્હોબત,
હસાવીને રડાવે છે, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૧

સ્ફુરાવી સ્નેહનાં અંકુર, ભિંજાવી સ્નેહથી અંતર,
કરે છે વાત છુટવાની, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૨

કસોટી શું હૃદયની છે ? પરીક્ષા શું પ્રણયની છે ?
મુસાફરનું શું આ વર્તન ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૩

પરસ્પર વાતવિનોદે, હૃદય બે થાય છે ખાલી,
હવે ઉભરો સમાશે ક્યાં ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૪

કરીને પ્રેમનું અંજન, ખસે છે પાસથી પોતે,
નિશાની પ્રેમની આ શું ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૫

બનાવી મુગ્ધ અંજનથી, ભૂલાવી ભાન અંતરનું,
મુસાફર તો ફસાવે છે, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૬

દગો કરશે મુસાફર આ, નહીં તેવી હતી ભ્રાંતિ,
મહોબતની દગલબાજી, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૭

---

* આશક અને માશૂકના પ્રેમ સંબંધી એક કવિ લખે છે કે—
પ્રીત થવી તો સ્હેલ છે, નિભાવવી નવ સ્હેલ,
પીતાં કેફ પડે મજા, જેરવતાં મુશ્કેલ.

કદી પૂછો મુસાફરને, "પ્રીતિની રીત આવી શું ?"
સીધો ઉત્તર નહીં આપે, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૮

"પ્રીતિ પરદેશીની એવી" કહી એવું દિલાસો દે,
વળે સંતોષ તેથી શું ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૯

ભલે તનથી પડે છુટો, અમે મનથી ન છોડીશું,
હ્રદયમાં મૂર્તિ સ્થાપીશું, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૧૦

હ્રદયના તારથી સાંધી, પ્રીતિરસ પાઈને પીશું,
અમારી તો રીતિ એવી, કહો આ દુઃખ ક્યાં રડવું ? ૧૧

હ્રદય છે પ્રેમથી ઘાયલ, ઘવાયું પ્રેમથી પૂરૂં,
વધુ શું બોલીએ આથી ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૧૨

મહા સુખ ક્યાં હવે શોધું ? વિરહની વેદના વળગી,
મુસાફર કે સીતમગર શું ? કહો આ દુઃખ ક્યાં રડવું ? ૧૩

( હરિગીત છંદ. )

નિર્દય કઈ એવા સીતમગર પૃથ્વી પર દેખાય છે,
રંગે રમે વિધવાની સંગે વચન ગુપ્ત અપાય છે;
રતિરંગમાં વિધવા સગર્ભા જો કદી બની જાય છે,
તરછોડીને કાઢી મુકે વિધવા દુઃખે રીબાય છે. ૧૪

કદી કો કુમારી પ્રેમમાં આવી પડી સપડાય છે,
રંગે પરસ્પર વચન ત્યાં પછી લગ્નનાં લેવાય છે,
આશક પછી તરછોડી તેને લગ્ન બીજાથી કરે,
કેવી ઉઠે જવાળા અરે કુમારિકાના અંતરે ? ૧૫

**વાંચો સામેનું કાવ્ય**– "વૃષ્ટિસમયની ચંદ્રા અથવા
મુગ્ધાસ્વીયાની લજ્જાયુક્ત હઠીલાઈનું દશ્ય."



અરે ચંદ્રા મુગ્ધા ! શિદ અધિક લજ્જા દિલ ધરી
નિહાળે તું નીચું વસન કરથી આવરી જરી. ટુક-૨

# વૃષ્ટિસમયની ચંદા*

અથવા

## મુગ્ધાસ્વીયાની લજ્જાયુક્ત હઠીલાઇનું દશ્ય.

શિખરિણી વૃત્ત.

હિવે ચંદ્રિકા આ ઝગ ઝગી રહી છે અહિં તહિં!
 અહા આનંદી શી! દગ રીઝવતી શી ખીલી રહી!
અરે! આ કયાં આવે ઘન કંઇક વચ્ચે દિવ મહીં!
 દુભાવે તર્કોને નયન ધીર રાખે રતિ નહીં. ૧

અરે ચંદા મુગ્ધા! શિદ અધિક લજ્જા દિલ ધરી
 નિહાળે તું નીચું વસન કરથી આવરી જરી?
બતાવી દે તારૂં મુખ કરલતાને દૂર કરી!
 અતિ આનંદે તું ખીલવ હસતું આનન ફરી! ૨

---

* આ કાવ્યનું વિવેચન ટુકના ક્રમવાર નીચે પ્રમાણે આપ્યું છે—

૧ ચંદ્રે પોતાનું તેજ ફેલાવ્યું છે, ગગનમાં વાદળાં દોડાદોડ કરી વૃષ્ટિની તૈયારી કરે છે, તેવા સમયે નાયક રમ્ય સ્થાને બેશી પ્રકાશથી આનંદ પામી ઉંચી નજર નાખી કહે છે "આકાશમાં તેમજ અત્રે સર્વત્ર ચાંદની પ્રકાશી રહી છે! કેવી આનંદી અને ચક્ષુને તલ્લીન કરતી ખીલી રહી છે! પણ અરે! આવા રમ્ય સમયે વચ્ચે આકાશમાં વાદળ ક્યાંથી આવે છે? મારા ઉછળતા તરંગોને અટકાવી હૃદયને ખિન્ન કરે છે, અને નયનને અધીરાં બનાવે છે" આ શબ્દો નાયકનો વાદળ પ્રત્યે ઉત્પન્ન થયેલો અણગમો દર્શાવી આપે છે.

૨ ચંદાને (ચંદ્રને) મુગ્ધા સ્વીયા અર્થાત્ પોતાની નવોઢા સ્ત્રી તરીકે કલ્પી છે અને નાયક પતિરૂપે છે. જે સમયે વાદળ વચ્ચે આવે છે ત્યારે નાયક એકદમ બોલી ઉઠે છે "અરે ચંદા મુગ્ધા! તું આટલી બધી શરમાશ

અરે શાને લાજે? રમણીય તરૂણી! તું રમણી
 વ્રીડાથી આ પીડા કર થકી ગ્રહે છે શિદ ઘણી?!
હઠીલી તન્વંગી સખીશિખથી આવી અહિં બની?
 પછી કે શું તારી અકળિત ખુબી મુગ્ધ વચની? ૩

અરે આ શું જોતાં ઘન ગગન માંહે બહુ ભમે!
 સહૂ સાથે સ્પર્શી રમત અતિશે વાદળ રમે.
કહાં ચંદા નાઠી મધુરી અધીરો તું કરી મને?
 તપાસું કયાં શોધું? મમ શરમ આવી શું ન તને?! ૪

---

જઇ આ તારા હસ્ત વડે મુખ ઉપર વસ્ત્ર ઢાંકી શા માટે નીચું જુએ છે? ચંદા! હસ્તો દૂર કરી સામું જો, અને તારા હસતા મુખને આનંદથી વિકાસિત કર.”

૩ “હે લલિત પ્રમદા! શા માટે લજવાય છે? તું મારી રમણી છે અર્થાત્ તું મારી સ્ત્રી થઇ ચુકી છે ને સદાની મારીજ છે; તું તારા હાથેજ લજ્જાથી આવી શોકજનક પીડા કેમ ગ્રહણ કરે છે? હે હઠીલી કોમળ સ્ત્રી! આ તને તારી સખીએ શિખવ્યું છે કે આ મુગ્ધાવસ્થાનીજ ખુબી જણાઇ આવે છે?” મુગ્ધાવસ્થામાં નવી યુવાની, કોમળતા, મદન-વિકારની શરૂઆત, રતિમાં વક્રતા અને અત્યંત લજ્જા એ મુખ્ય લક્ષણો સ્ત્રીઓમાં જોવામાં આવે છે; અત્યંત લજ્જા અને કોમળતાને લીધે પતિના સમાગમથી ડરે છે, નજર નહીં જોડતાં નીચું જુએ છે અને નહીં બોલતાં શાંત રહે છે, અને અનુકૂળ પ્રસંગ જણાતાં દૂર પણ ખસે છે. આ કાવ્યમાં ચંદાને આવી મુગ્ધા સ્ત્રી કલ્પીને વર્ણન કરવામાં આવ્યું છે. (મુગ્ધાનાં લક્ષણ માટે આગળ કાવ્યવિનોદ તરંગમાં “મુગ્ધા લક્ષણ કાવ્ય” વાંચો.)

૪ આવી રીતે નાયિકા પ્રત્યે કહેતો નાયક આકાશમાં વધારે વાદળાં આવવાથી ચકિત બની કહે છે “અરે આ શું? આકાશમાં વાદળાં ઘણાં ભમે છે. એક બીજાનો સ્પર્શ કરી દોડયા કરે છે! પરંતુ અરે! મને આમ અધીરો કરીને મારી ચંદા ક્યાં નાઠી? ક્યાં તપાસ કરૂં? ચંદા! મારી તને જરા પણ શરમ ન આવી?”

અરે જા જા મુગ્ધા ! વસન થકી શું આવર્યું તનુ !
 ન સામું નિહાળ્યું ! અધર મમ રાખ્યું મન ઘણું;
ઉમંગે આવ્યો હું તુજ નિકટ તારાથી રમવા !
 નહીં થોભી તું તો રતિ થકી હસાવા મલકવા. ૫

પડ્યા શોકે છુટા હૃદય ભીડવા આતુર કરો !
 સુધાભોગી મારા તવ વગર નિસ્તેજ અધરો !
અરે ! આ શું અભ્રો દિવ મહીં પ્રસારે તિમિરને
 શું આ દેખું ? શુદ્ધિ હૃદય મહિં છે કે નથી મને ?! ૬

પડ્યો શું સ્વપ્ને કે શયન મહિં તર્કે ભટકતો ?!
 અહા ! કેવું ભાસે તિમિર અતિ જ્યાં ભાસ ચકતો !!
ળ્હીલો મુકી અભ્રે સરર સરી ચંદ્રા નવ નવી !
 ઉઠી ચાલી મુગ્ધા શિદ અધિક રીસાઈ રીસવી ?! ૭

---

૫ "અરે જા જા ધિક્કાર છે મુગ્ધા ! છેવટે તેં તારૂં સર્વ અંગ ઘન-પટથી સંતાડી દીધું ! મારૂં હૃદય અધર રાખી ફરી મારા સામું પણ ન જોયું ! હું તારી સાથે રમવાને અત્રે આનંદથી આવ્યો પરંતુ રતિમય હાસ્ય કરવા તું તો ઠરીજ નહીં ! ચાલી ગઇ !"

૬ "મારા હસ્તો જે તને આલિંગન કરવા તત્પર થઇ રહ્યા હતા તે છુટા પડી સખેદ બની રહ્યા છે, તારા કપોલના રસનું પાન કરનાર મારા અધરો તારા વિના નિસ્તેજ છે." તેવામાં નાયકનું ધ્યાન અંધકાર તરફ જવાથી તે કહે છે "અહાહા ! વાદળાંથી ગગન ઘમઘોર બન્યું છે ! અંધકાર ફેલાય છે ! અરે ! મને આ શો ભાસ થાય છે ? હૃદયમાં શુદ્ધિ છે કે નહીં ?"

૭ "અરે ! હું સ્વપ્નાધીન છું કે શય્યામાં સુતેલો તર્કમાં ગર્ક છું ? દેખાવ શો દૃષ્ટિએ ચડે છે ? જ્યાં શ્વેત આભાસ જણાતો હતો ત્યાં અંધ-કાર શિવાય કંઇ નથી. આ અંધકાર શું ચંદ્રાના જવાથીજ ? હે ચંદ્રા !

વળી આ શું આવે જળ સરતું આવું ગગનથી !
 અતિશે સર્વાંગે પુલકિત કરે છે ! ગમ નથી !
ખશી કૌમુદી ને તિમિર નીર આ શું બની રહ્યું !
 અહિં આ અત્યારે ફરફર ખરે કે શું હું લહું ? ૮

અરે ! ના ના આ તો નથી નથીજ વૃષ્ટિ જળ તણી !
 પડે અશ્રુધારા ઉભય દૃગથી દુઃખથી ઘણી ! !
સરી બેની પાસે નિજ દુઃખ રડી શું રડી પડી ?!
 ભિંજાવ્યાં વસ્ત્રોને અધિક ખરવી આંસુની ઝડી ! ૯

અરે ચંદ્રા ! કેવું મન મુકી અતિ રૂદન કરે !
 ભિંજાયેલાં વસ્ત્રો સહિથી જળબિન્દુ ખરખરે !
જરા જોતાં જોતાં જળખળ વહ્યું, શું જળ સરે !
 વહે કેવું અત્રે નીર પડતું ભૂમિતલ પરે ! ૧૦

---

મને અત્રે એકલો મુકીને તું અભ્રમાં સરી ગઇ ! પોતે રીસાઇ મને રીસવી તું શા માટે ચાલી ગઇ ?"

૮ એટલામાં મંદ મંદ વરસાદથી નાયકનું ચિત્ત ફરવાથી વિચાર તે કરે છે "અહા ! આકાશમાંથી આ બિન્દુ શાનાં ખરે છે ? મારા શરીરનાં રોમ ખીલાવે છે, અરે આ શું ? ખરે હું બેભાન છું. ચંદ્રા ઉડી ગઇ અને તે જગોએ અંધકાર અને પાણી ! અહા ! આ મંદ મંદ ફરફર આવે છે કે શું હશે ? શો વિચાર કરૂં ?"

૯ "ખરેખર આ વરસાદ નથી પરંતુ મારી દુઃખયારી ચંદ્રાની આંખમાંથી ખરતી અશ્રુની ધારાઓ છે ! શું તે પોતાની બેનપણી પાસે ચુપકીથી સરી જઇ તેની આગળ પોતાનું દુઃખ દર્શાવી આંસુ નાખે છે ? આ તેણે રડી રડીને આંસુધારાઓ પાડી ઘનવસ્ત્રોને ભીનાં કીધાં છે."

૧૦ "હે મુગ્ધા ! તું કેવું અતિશય રૂદન કરે છે કે જેથી તારાં ભિંજાયેલાં વસ્ત્રોમાંથી અશ્રુધારાઓ ચાલી રહી છે !" આમ નાયિકા પ્રત્યે

રહે છાની વ્હાલી! જળ ખુટી જશે તુજ નયને,
  કહ્યું તું ના માને અધિક મુખથી શું વદું તને!
હજુએ ના માને, હઠીલી તુજ કેવી હઠ વડી!
  હવે ના બોલાવું રડી રડી તું ચંદ્રા મર રડી. ૧૧

અરે! આવું કહેતાં ઘનપટથી પાણી પૂર પડે!
  ખરે મારા શબ્દો શ્રવણ કરી વ્હાલી બહુ રડે!
કર્યું તેં શું ચંદ્રા! પળ ખરી મહા સુખની ગઈ!
  હવે શાન્તિ ધારી બસ કથન એકે કથું નહીં. ૧૨



---

કહેતા નાયક પર જ્યારે વધારે પાણી પડે છે ત્યારે તે બોલે છે કે "અહો! ક્ષણવારમાં પાણીનું બળ વધી ગયું! તે કેવું આકાશમાંથી સરે છે અને ભૂમિ ઉપર વહે છે?"

૧૧ એમ કહી એકદમ જુસ્સામાં પ્રવેશ કરી નાયક નાયિકા પ્રત્યે કહેવા લાગ્યો "અરે વ્હાલી મુગ્ધા ચંદ્રા! હવે તું છાની રહે! તારી આંખમાંથી પાણી ખુટી જશે. તને આથી વિશેષ શું કહું? તું મારૂં કહ્યું તો માનતીજ નથી, ને હજુ પણ ક્યાં માને છે? આ તારી કેવી હઠીલાઇ? બસ, હવે તને બોલાવુંજ નહીં. ભલે આંસુ નાખી રડી મર."

૧૨ આવું બોલતાં એકદમ વૃષ્ટિનું બળ વધ્યું તે દેખી નાયક ઉત્પ્રેક્ષા કરે છે કે "ખરેખર આવા મારા કઠોર શબ્દો સાંભળીને તે હઠીલી ચંદ્રાએ પૂરપાટ રૂદન શરૂ કર્યું છે જેથી ભિંજાયેલાં ઘનપટમાંથી અતિશય પાણી વરસ્યા કરે છે. હે મુગ્ધ બાળા! તેં આ શું કર્યું? મારી ખરી આનંદની પળ ઉડી ગઈ, બસ, હવેથી તને એક પણ શબ્દ કહીશ નહીં."

# કોકિલાના કંઠની રસધારા.



રાગ સીહાનો કાનરો*

ક્યાંથીઁ સરે સ્વર સુરભિ સ્થાને ?
ગાનસરિત વહી રહીઁ રાને ! ક્યાંથીઁ૦ ૧

કંઠથીઁ ગીત સમીર શું આણે !
શું શું કણું મૃદુ આ વનિતાને ? ક્યાંથીઁ૦ ૨

શબ્દ મધુરથી આવતીઁ ધ્યાને !
કોયલ સુંદરીઁ આ સ્વર તાણે !! ક્યાંથીઁ૦ ૩

કુંજ વિષે વશી પાય સુધાને !
હર્ષ પ્રસારતીઁ તું રહીઁ છાને ? ! ક્યાંથીઁ૦ ૪

ગુપ્ત વશી તું કરે ગીત શાને ?
વૃંદથીઁ બ્હાર વશી રહીઁ ગાને ! ક્યાંથીઁ૦ ૫

જો ટહુકાર પડે સ્વર કાને
ગાયક કો ન રહે અભિમાને ! ક્યાંથીઁ૦ ૬

કીર્તિ અજાણ શું તારીઁ પ્રમાણે ? !
હર્ષ વિશેષ મહાસુખ માને ! ક્યાંથીઁ૦ ૭



---

* દોધક વૃત્તના માપ પ્રમાણે એટલે કે ત્રણ ભગણ અને બે ગુરૂ (ગુલલ ગુલલ ગુલલ ગુગુ) એ પ્રમાણે અક્ષરો ગોઠવી કાવ્ય રચવાથી તે સીહાના કાનરામાં તેમજ ઠુમરીમાં સારી રીતે ગવાઇ શકે છે. કદાચ એક ગુરૂના બદલે બે લઘુ અક્ષરો મુકવામાં આવે તો ગાવામાં હરકત આવતી નથી.

**વાંચો સામેનું કાવ્ય**– "દીપક અને પતંગ અથવા પ્રેમમાં પ્રાણના બળિદાનનું દૃશ્ય."



રે રે પતંગો ! શું પડો છો અગ્નિમાં આવી રીતિ ?
આ જ્યોત તો બાળી મુકે, ચાહે નહીં તમને પ્રીતિ. દૃ-૪

# દીપક અને પતંગ*

અથવા

# પ્રેમમાં પ્રાણના બળિદાનનું દૃશ્ય.



હરિગીત છંદ.

**પ્રસંગ—**

ખીલી રહ્યો શું બાગ આ! વરસાદ પણ ઉઘડી ગયો,
આકાશથી ચાલ્યો રવિ, સંધ્યાસમય વ્યાપી રહ્યો,
તૈયારી રાત્રિની થઈ દીવા પ્રકાશિત ત્યાં થયા,
ઘડીવારમાં દેખાવ અદ્ભુત દૃષ્ટિગોચર થઈ રહ્યા. ૧

ફરહાદ ને શીરીનના ને રોમિયો જ્યુલિયેટના.
ચિતાર ઉભા થઈ રહ્યા આશક અને માશૂકના,
દીવાની કાન્તિ દેખીને આવ્યાં પતંગો ઉડીને.
દીવાની સામે શું ધસે છે એકદમ ત્યાં આવીને! ૨

---

* ચોમાસામાં બાગમાં સંધ્યાસમયે દીવા થતાં અસંખ્ય પતંગીઆં આવીને દીવાની આસપાસ ઉડી છેવટે બળીને ભસ્મિભૂત થાય છે તે વખતના દેખાવનું આ કાવ્ય છે. પતંગીઆમાં ચક્ષુઇન્દ્રિનો રૂપવિષય સ્વાભાવિક રીતે રહેલો છે કે જે તેને બાળીને ભસ્મ કરી નાખે છે. આ સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

स्निग्धदीपशिखालोक विलोलित विलोचनः ।
मृत्युमृच्छति संमोहात्पतंगः सहसा पतन् ॥

અર્થાત્ રંગીન પતંગો દીવાની શિખા જોઇને તે તરફ દોડે છે અને તેનાથી લોભાય છે, દૃષ્ટિ ચંચળ બની રહે છે, ને અંતે તેનું સ્વરૂપ નિહાળી તેમાં એકદમ ઝંપલાઇ દગ્ધ થઇ નાશ પામે છે.

પટકાય માથું અગ્નિ લાગે પાંખ તૂટી જાય છે,
બળી ભસ્મ થાયે અંગ છેવટ મૃત્યુવશ તે થાય છે.
છે પાંખ સુંદર ઉડવા, નાસી છુટે ભયથી ખરે,
પણ કેમ છે નવ પ્રાણની દરકાર તેના અંતરે? ૩

**પતંગને—**

રે રે પતંગો! શું ધસો છો અગ્નિમાં આવી રીતે?
આ જ્યોત તો બાળી મુકે, ચાહે નહીં તમને પ્રીતે,
પચરંગી સુંદર પાંખ છે! કેવું સુશોભિત અંગ છે!
એ અંગનું બળિદાન દેવા જીગર કેમ ચહાય છે? ૪

**પતંગનો ઉત્તર—**

હે માનવી! શું પ્રેમ તે તારાથી નવ સમજાય છે,
આ જ્યોત અગ્નિ છે નહીં, પણ પ્રેમરસનું પાત્ર છે,
આ રંગ પણ કુરબાન છે, આ અંગ પણ કુરબાન છે,
એ જ્યોત માશૂકપ્રેમમાં આ પ્રાણ પણ કુરબાન છે. ૫

**સમાધાન—**

કુદરત! અકળ તારી કૃતિ! સમજાય નવ કોથી અરે!
કેવાં પતંગો પ્રાણ આપે આવીને દીપક પરે!
છે પ્રાણઘાતક દીપક તે પર મોહ મિથ્યા થાય છે,
મિથ્યા મહા સુખ માની પ્રાણી ફંદમાં સપડાય છે. ૬



વાંચો સામેનું કાવ્ય- "ચંદ્રપ્રતિબિમ્બ અથવા
સ્ત્રીવિલાસ વિચારસ્વપ્ન."



સરિત ચપળા! પાશે નાખ્યો કળા રચી તેં મને!
તવ હૃદયમાં લાવી ચંદ્રા બતાવતી મુખને! ક઼ડી-૭

# ચંદ્રપ્રતિબિમ્બ*

અથવા

# સ્ત્રીવિલાસ વિચારસ્વપ્ન.

હરિણી વૃત્ત.

સુખમય અહા રમ્ય સ્થાને દગે સહુ શું ભમે?!
નજર કરતાં સુખાનંદે પડે મન આ સમે!
નવ કળી હતી સ્વપ્ને કિંચિત્ મનોજ્ઞ ખુબી મહા!
વદન હસતે સંગે સંગે સખીવૃન્દ હા!! ૧

* પવનલહરીમાં સુગંધ પ્રસારતાં વૃક્ષાદિકથી છવાઇ રહેલા અરણ્યમાં નદી મંદ મંદ તરંગો ઉછાળતી ચાલી રહી છે, ચંદ્ર ભૂમિ ઉપર શ્વેત ચાંદની પ્રસારી આકાશમાં ખીલી રહ્યો છે, અને મંદ મંદ સુગંધિદાર પવનલહરી હૃદયને આનંદ આપતી અને શરીરને રોમાંચિત કરતી વહ્યા કરે છે; આવા રમ્ય સમયે નાયક નદીકિનારે બેશી સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરે છે. સરિતા, ચંદ્રિકા અને લહરી એ ત્રણેની પ્રગલ્ભા અર્થાત્ કામક્રીડામાં કુશળ ભરયુવાન સ્ત્રીઓ તરીકે કલ્પના કરી છે. ચંદ્ર અર્થાત્ ચંદાને મુગ્ધાકુમારી કલ્પી છે; નાયકનું હૃદય કામરસથી ભિંજાવી ત્રણે સખીઓ સંગે મળી નાયકને ચંદાનો પ્રિય બનાવવા વિધ વિધ પ્રકારે યુક્તિઓ કરી રચના રચે છે. ચંદા લજ્જાના લીધે આડકતરી રીતે સરિતાદ્વારાએ પોતાનું પ્રતિબિમ્બ પાડી નાયક સાથે દૃષ્ટિ મેળવી હાસ્ય કરી ચુંબન કરે છે એવો ભાસ છે. આ ત્રણે સખીઓ પોતાની કુંવારી સખી ચંદાને નાયકની પ્રિયા બનાવવાની યુક્તિમાં સફળ થાય છે. સ્પષ્ટીકરણ માટે ટુંકવાર નીચે પ્રમાણે ભાવાર્થ આપવામાં આવ્યો છે—

૧ આ સુખદાયક મહા રમ્ય સ્થાને શું દૃષ્ટિએ પડે છે? નજર કરતાં ખરેખર આ સમયે અંતઃકરણ આનંદમાં ગર્ક થાય છે. આવી મનોહર રચના જરા સ્વપ્નમાં પણ કળી નહોતી. અહા! સંગે હળી મળીને સખીઓ હાસ્ય કરતી રમી રહી છે.

ગગનભૂમિને સ્પર્શી સ્પર્શી સુસંગ કરાવતી—
નગઉદધિનો નિજદ્વારે પ્રવાહ ચલાવતી—
પ્રસરી સઘળે ભૂમિકાને ભુજે ગ્રહી ભેટતી—
લહરી–સરિતા–ચંદ્રિકા આ સખી ત્રણ ખેલતી. ૨

ગગન ગિરિથી ચંદ્રાથી આ સરી તજી સૌ વ્રીડા !
પ્રિય સમય શો સાધી સાથે મળી કરવા ક્રીડા !
લહરી તરૂણી અત્યાનંદે અદૃશ્ય રહી રમે !
પુલકિત કરે સ્પર્શી કિન્તુ નહીં નજરે ભમે ! ૩

તરૂણ પ્રમદા ચંદ્રિકા પાશ માંહિ ફસાવતી
કર થકી મને સ્પર્શી અંગે રતિ શી પ્રસારતી !
હસતી ખીલતી ચંદ્રા પાસેથી આવી અહિં ઠરી !
અધીરી સખીનો સંદેશો શું લઈ અહિં સંચરી ? ! ૪

---

૨ આકાશ અને પૃથ્વીને સ્પર્શ કરી તેમનો પરસ્પર સંબંધ કરાવતી પવનલહરી, પર્વત અને મહાસાગર વચ્ચે પોતાના જળઅંગદ્વારાએ પરસ્પર વાત ચલાવતી સરિતા, અને સર્વત્ર પ્રસરી રહી ભૂમિકાને આલિંગન કરતી ચંદ્રિકા, એ રીતે ત્રણ સખીઓ સાથે મળીને રમી રહી છે.

૩ આ ત્રણે સખીઓમાંથી એક ગગન પાસેથી, બીજી પર્વત પાસેથી અને ત્રીજી ચંદ્રા પાસેથી લજ્જા છોડીને આવી છે, અને સૌ સાથે રમવાનો કેવો તેમણે અનુકૂળ વખત શોધી કાઢયો છે ! લહરીસ્ત્રી છુપી રીતે આનંદમાં રમી રહી છે, તે મારા શરીરને સ્પર્શ કરી મારી રોમાવલી ખીલાવે છે, પરંતુ તે દેખાતી નથી;

૪ પ્રેમાળ ચંદ્રિકાસ્ત્રી મને પ્રેમપાશમાં ફસાવી દે છે, મને કિરણ–હસ્તથી સ્પર્શ કરી કેવી રીતે પ્રીતિ પમાડી રહી છે ! આ શું હાસ્ય કરતી યુવાનીમાં આવેલી કામરસથી ખીલેલી તેની સખી ચંદ્રાકુમારી પાસેથી આવીને અહિં સરી છે ? શું તેની અધીરી સખી પાસેથી કાંઇ સંદેશો લઇને આવી છે ?

હૃદય રીઝવે હાવે ભાવે સરિત સરે હશી !
વશીકરણની વિદ્યા તેની તરંગ મહિં વશી !
પ્રતિ પળ સખીઓ બંનેને બતાવતી ચાલતી !
સરિત સુભગા નેત્રાગ્રેથી સ્વઅંતર આપતી ! ૫

અકળ રચના સર્વે ભાસે તમારી ત્રણે તણી !
વિધ વિધ રીતે લોભાવો છો પ્રસારી ક્રીડા ઘણી !
તરૂણ વયની ચંદ્રાની સૌ હિસો સખીઓ તમે !
નિકટ સરતાં લાજે મુગ્ધાકુમારી, નહીં રમે ! ૬

રતિરસ થકી રંગાયેલી તમે રસરંગમાં !
રસિક સખીનો શોધીને શું કરો સખી સંગમાં ? !
સરિતચપળા પાશે નાખ્યો કળા રચી તેં મને !
તવ હૃદયમાં લાવી ચંદ્રા બતાવતી મુખને ! ૭

---

૫ સરિતાસ્ત્રી હાસ્ય કરીને હાવભાવથી હૃદયને રીઝાવી રહી છે, તેની વશીકરણની વિદ્યા ખરેખર તેના તરંગોમાં વશી રહી છે, દરેક પળે પોતાની બે સખીઓને તરંગદ્વારાએ તે બતાવતી ચાલી રહી છે, અને તે પોતાનું અંતઃકરણ આંખના ઇસારાથી દર્શાવી આપે છે.

૬ આવી રીતે તમારી ત્રણે સખીઓની અકળ રચના જોવામાં આવે છે, તમે જુદા જુદા પ્રકારની ક્રીડાઓ કરી મને લોભાવો છો. તમે ખરેખર જુવાન વયની ચંદ્રાકુમારીની બેનપણીઓ જણાઓ છો. તે બિચારી મુગ્ધા-કુમારી અહિં પાસે આવતાં શરમાય છે, તેથી અત્રે આવીને રમતી નથી.

૭ તમે ત્રણે સખીઓ તો રતિવિલાસના રંગમાં પૂરેપૂરી રંગાયેલી જણાઓ છો, અને આ તમારી સખી ચંદ્રા કુંવારી છે તેના માટે તેના લાયક પતિ શોધી કાઢી તેને પણ તમારી બરાબર કરી તમારા સંગમાં મેળવવાને તમે પ્રયત્ન કરતાં જણાઓ છો. હે સરિતાપ્રમદા ! તેં અદ્ભુત રચના રચીને મને પ્રેમપાશમાં સપડાવી દીધો છે; તું તારા હૃદયરૂપી દર્પણમાં ચંદ્રાને લાવીને તેના મુખનું મને દર્શન કરાવે છે.

લહરી સરીને સંગે લજ્જા પમાડી હસાવતી !
સખી શું ખીલવે આ મુગ્ધાને ! ન સ્થિર રહે રતિ !
અતિશય અહા વ્રીડાપીડા વસે નિજ અંતરે !
ધવળ પટને ચંદ્રિકા આ વચે કંઇ આવરે ૮

મમ સ્ત્રી કરવી શું ધારી છે તમે મળી સંગમાં !
શિદ હૃદય બે સાથે રહેશે વશી રહી અંગમાં ?
સરિત ખુબી આ તારી કેવી ?! ફસાવી દીધો મને !
તરૂણ સખીને યુક્તિ સાધી વસાવી દીધી મને ! ૯

તુજ મહિં રહી વ્રીડા ત્યાગી હવે દૃગ જોડતી !
વદનરસ સૌ લે છે ઓષ્ઠે, વિલાસ પ્રસારતિ !

---

૮ લહરીસખી સરિતાની સાથે જરા સરીને ચંદ્દાને લજ્જા પમાડી જરા જરા હસાવે છે અને ખીલાવે છે. ચંદ્દામુગ્ધા જરા પણ સ્થિર રહેતી નથી અર્થાત્ બરાબર મારી સાથે શરમના લીધે નજર જોડતી નથી. (નદીના તરંગોના લીધે ચંદ્રનું પ્રતિબિંબ બરાબર સ્થિર રહેતું નથી.) ખરેખર ચંદ્દાકુમારીના અંતઃકરણમાં અતિશય લજ્જાની પીડા વશી રહી છે જેથી ચંદ્રિકા પ્રસંગે પ્રસંગે જરા વાદળરૂપી શ્વેત વસ્ત્રને મુખ ઉપર ઢાંકે છે. (વચ્ચે જરા વાદળ આવવાથી ચંદ્ર વાદળમાં છુપાય છે અને તેથી પ્રતિબિંબ પણ વાદળમાં છુપાયેલું જણાય છે.)

૯. તમે ત્રણે સખીઓએ એક બીજા સાથે મળીને તમારી ચંદ્દા સખીને મારી પ્રિયા બનાવવા ધારી છે કે શું ? અમારાં બંનેનાં હૃદય શી રીતે જોડાઇને સાથે રહેશે ? હે સરિતા ! આ તે તારી કેવી ખુબી ! તેં મને ફસાવી દીધો છે. તેં તારા યુક્તિબળથી ચંદ્દાકુમારીને મારા હૃદયમાં વસાવી દીધી છે.

૧૦ હે સરિતા ! હવે ચંદ્દા તારી પાસે રહીને લજ્જા છોડીને નજર જોડતી જણાય છે, તે પોતાના અધરથી મારા વદનનો રસ લે છે અને મારૂં મુખ તેણે ચુંબનથી ભરી લીધું છે. આ તમારી અકળિત કળા જણાય છે.

મમ ભરી દીધું આણી આનંદ આનન ચુંબને !
  અકળિત કળા ભાસે કેવી તમારી અહિં વને ! ૧૦

લહરી સરિતાએ યુક્તિથી હર્યા મમ નેત્રને !
  હૃદય ચતુરા ચંદ્રાએ આ લીધું ગ્રહી યૌવને !
નવ સુખ હવે ચંદ્રા છોડે—અહા ! થયું શું અહિં ?
  હૃદય શુધ છે કે સ્વપ્ને છું વિલાસક્રીડા મહીં ? ૧૧

નહીં નહીં નહીં સ્વપ્ને કિન્તુ દિસું પરલોકમાં
  રમત રમતો દૈવી સ્ત્રીથી મહા સુખ સંગમાં !
તરલ મનની મિથ્યા ઉર્મિજ, ભાસ અસત્ય છે !
  નવ તરૂણી છે, કિન્તુ આ તો શશીપ્રતિબિમ્બ છે. ૧૨



---

(પવન શાંત હોય છે અને પાણી જરા સ્થિર જેવું લાગે છે ત્યારે ચંદ્રનું પ્રતિબિંબ બરાબર મોં ઉપર તેજ મારે છે, આ જાણે ચંદ્રા હવે આડકતરી રીતે લજ્જાયુક્ત નજર જોડી હસે છે અને ચુંબન કરે છે એવી ઉત્પ્રેક્ષા છે.)

૧૧ લહરી અને સરિતાએ યુક્તિદ્વારાએ મારાં લોચનને હરી લીધાં છે, અને ચતુર ચંદ્રામુગ્ધાકુમારીએ પોતાના નાજુક યૌવનદ્વારાએ મારૂં અંતઃકરણ ચોરી લીધું છે. હવે ચંદ્રાકુમારી મારૂં સુખ છોડતી નથી.—અહા ! અહિં આ શું થયું ? મારા હૃદયમાં શુદ્ધિ છે કે હું સ્વપ્નમાં રતિવિલાસની રમત કરૂં છું ?

૧૨ ના ના, હું સ્વપ્નમાં નથી પરંતુ પરલોકમાં દેવાંગના સાથે સુખાનંદથી ક્રીડા કરૂં છું. આ બધા ચંચળ મનના મિથ્યા તરંગો છે, આ બધો ભાસ ખોટો છે. કાંઈ આ ચંદ્રા તરૂણી નથી પરંતુ આ તો નદીના પાણીમાં દેખાતું ચંદ્રનું પ્રતિબિમ્બ છે.

## ચંપક કુસુમ

અથવા

## કામિનીની અંતરવેદના.



રાગ હુમરી

ચંપક કુસુમને—

કેમ રડે મૃદુ ચંપક નારી !
ના સમજાય મને પીડ તારી, કેમ૦ એ ટેક.

મંદ અનિલલહેર મનોહર
રમ્ય વસંત અતિ ખુશકારી, કેમ૦ ૧

સૂર્ય સુધાકર અમૃતદાયક,
સર્વ અનુકૂળ છે હિતકારી, કેમ૦ ૨

તું ખુશકારક અંતરભેદક
ચાર દિશા રહીં વાસ પ્રસારી, કેમ૦ ૩

સુંદર છે તન ઘાટ સુકોમળ,
ખામીં પડે નજરે નહિ મારી, કેમ૦ ૪

આટલું સુખ છતાં દુઃખ અંદર,
છૂપીં કહાં તન માંહિ બિમારી ? કેમ૦ ૫

હાસ્ય કરે કમલાદિ સરોવર,
તેમનીં કેવી ક્રીડા મનહારી ! કેમ૦ ૬

છોડીં મહા સુખ તેં તન ઉપર
આમ પિળાશ ફિકાશ શીં ધારી ! કેમ૦ ૭

ચંપકનો જવાબ—

શું મુજ દુઃખ રહું તુજ આગે ?
અંતર આગથીં આ તન લાગે, શું મુજ૦ એ ટેક.
શીતળ મંદ અનિલ વહે પણ
શાંતિ વળે નવ સુરભિ ફાગે, શું મુજ૦ ૧
ચંદ્ર રવિકર સુખદ તો પણ,
તીર સમાં મુજ ભીતર વાગે, શું મુજ૦ ૨
થાય કઈં ઇરષા ઉર અંદર,
નીરખીં અન્ય તણાં સુખ ભાગે, શું મુજ૦ ૩
હાસ્ય અધિક કરે કમલાદિક,
ભૃંગ રસિક રમે અનુરાગે, શું મુજ૦ ૪
પદ્મિનીભૃંગવિલાસ ચિરે ચિત્ત,
શું મનહારક મંત્ર પરાગે ! શું મુજ૦ ૫
વાસિત યૌવન પૂર વહે મુજ,
ભૃંગરસિક ચુમે નવ રાગે, શું મુજ૦ ૬
શું કરૂં ઘાટ ! બળ્યું તન સુંદર !
શૂન્ય રસિક વિના સહુ લાગે, શું મુજ૦ ૭
કરગરૂં તો પણ પાસ સરે નવ,
કાય 'બળી ગઇ વિરહઆગે, શું મુજ૦ ૮
વિરહતાવથી નિત્ય તપે તન,
તેથીં પિળાશ વળી તનભાગે, શું મુજ૦ ૯
ભૃંગ રમે મુજ સંગ નિરંતર,
ચંપક એજ મહા સુખ માગે, શું મુજ૦૧૦

# વૃષ્ટિસમયનો સાંજનો વંટોળીઓ*

અથવા

## વ્યોમસિંહ અને ભોમસિંહ વચ્ચે યુદ્ધ.



વસંતતિલકા વૃત્ત.

આ સૌ દૃગે ગગન માંહિ વિલોકવાથી
પાણી વળે નયન માંહિ વિશેષ વાથી,
તોફાન આ ગગનમાં પવને જગાવ્યું,
જાણે જગે જબર જોરથી જુદ્ધ જાગ્યું ! ૧

* વર્ષાઋતુની શરૂઆતના સાંજના મોટા વંટોળીઆનું આ વર્ણન છે. પવનનું એવું જબરૂં તોફાન થાય છે કે આકાશ તમામ રેતથી છવાઇ જાય છે અને ધૂળકોટ બની રહે છે, કંઇ પણ દેખાતું નથી, માણસ વીગેરે જ્યાં ને ત્યાં આંખો મીંચીને ઉભાં રહે છે. જ્યારે આવા વંટોળીઆની શરૂઆત થાય છે ત્યારે દૂરથી ધૂળનાં વાદળાં ડુંગર જેવાં આવતાં દેખાય છે અને પછી ધૂળથી ઘેરી નાખે છે; તદ્દન અંધારૂં છવાઇ જાય છે. આવું તોફાન પવન બંધ પડવાથી અગર વરસાદ આવવાથી શાંત થાય છે. આ કાવ્યમાં વંટોળીઆની એક મોટા યુદ્ધ તરીકે કલ્પના કરી છે અને વ્યોમ અર્થાત્ આકાશ અને ભોમ અર્થાત્ ભૂમિ એ રીતે બન્ને રાજાઓ કલ્પવામાં આવ્યા છે. વ્યોમને વ્યોમસિંહ તરીકે અને ભોમને ભોમસિંહ તરીકે ઓળખાવવામાં આવ્યા છે. વ્યોમસિંહ પોતાના લશ્કર તરીકે પવન અને વરસાદથી, અને ભોમસિંહ પોતાના લશ્કર તરીકે ધૂળથી, એક બીજા સાથે યુદ્ધ કરે છે; શરૂઆતમાં તો ભોમસિંહ વ્યોમસિંહને હરાવે છે પરંતુ એટલામાં વ્યોમસિંહને મેઘરાજાની મદદ મળવાથી તેનું બળ વધે છે તેથી તે જળસ્વારીના લશ્કરના બળથી ભોમસિંહને સખત હાર ખવરાવે છે. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

વાયુ બહુ સબળ વાય વિનાશકારી,
  શું વ્યોમસિંહ તણી સ્વારી સહૂ પધારી ? !
વૃક્ષો મહા સબળ સર્વ વહી હલાવે,
  શું ભોમસિંહભૂપના ભટને ધ્રૂજાવે, ૨

આકાશમાં રજ ઉડે, બની કેવી ઘેલી ?
  વેરી વિલોકી ધસી શું ભૂમિવાસ મેલી !
ધૂળે બધી ધરણીનેજ જગાવી દીધી,
  શું ભોમસિંહભૂપની સજ સ્વારી કીધી, ૩

કોઇ જગે રજ ન ઉંચ જગે જડે છે,
  નીચી જગે કંઇ જમાવ કરી પડે છે,
સૌ શૂરવીર શૂરથી રણમાં લડે છે,
  ને બાયલા બીકણ ઘેર પડી રહે છે. ૪

સ્વારી પધારી, નભ વાદળથી છવાયું,
  દૃષ્ટિ પરે પડતું તે દિવને છુપાવ્યું,
શું ભોમસિંહભૂપના ભટ ભાળી ભારી
  વ્યોમે કીધો કઠણ કોટ વિનાશકારી. ૫

વાયુ વિના અવર કો લડવા ન આવે,
  બેશી રહે બીકણ કાયર કોટ માંહે;
આદિત્ય ઉષ્ણ અતિ ઉજ્જવળ અસ્ત પામ્યો,
  નાઠો નિહાળી બળ ભોમ તણા શૂરામાં. ૬

લાગે જુઓ શીતળતા કંઈ વાયુ માંહે,
  બિંદુ કંઈ જળ તણાં પડતાં જણાયે.

જાણે રવિ નમ્રો પડ્યો જઇ મેઘ પાસ,
ને મોકલાવી મદદે જળસ્વારી ખાસ ! ૭
ધીમે ધીમે રજ બધી ધરણી ઠરે છે.
શું ભોમસિંહ ડરથી બળ ખેંચી લે છે ? !
પાણી સરે ગગનથી, નવ બાકી રાખે,
છુટ્યાં શું તીર તહિંથી ? ભૂમિ છેદી નાખે. ૮
વિદ્યુત થાય ગગને, વળી મેઘ ગાજે,
ભૂમિ ધ્રુજાવી મુકી તોપ તણા અવાજે !
પાણી મહીં ધૂળ બધી ભમતી તણાઈ,
સ્વાધીન શું કરી લીધા ભૂમિના સિપાઈ ? ! ૯
તોફાન શાન્ત થયું, મેળવી જીત વ્યોમે;
અંતે લડી સખત મેળવી હાર ભોમે,
સંગ્રામ આમ દુઃખદાયી, પ્રજા ન જંપે,
શાન્તિ મહા સુખ અખંડ સુલેહસંપે. ૧૦

( હરિગીત છંદ. )

જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા જનતા મહીં નવ જંપ છે,
જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા હૃદયે અતિશય કંપ છે;
જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા સુખશાંતિનો વિનાશ છે,
જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા જીવજાનનો સંહાર છે. ૧૧
જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા ધનમાલ સૌ લૂંટાય છે,
જ્યાં યુદ્ધ ચાલે ત્યાં સદા ખુબ પાયમાલી થાય છે;
શક્તિ ભલે હો વિજયની પણ યુદ્ધને દુર રાખજો,
ચાહો મહા સુખશાંતિરસ તો યુદ્ધનું મોં બાળજો. ૧૨

**વાંચો સામેનું કાવ્ય**– "પ્રાતઃકાળે ગિરિશૃંગે વૃષ્ટિસમય
અથવા શિખરિણી સાથે મેઘરાજાનો રતિવિલાસ."




નથી આ તો વૃષ્ટિ તણી જ સહુ તૈયારી દિસતી,
ગિરિપ્રિયા સ્પર્શવા છુપી ખુબી કરે મેઘભૂપતિ. ટુક-૮

# પ્રાતઃકાળે ગિરિશૃંગે વૃષ્ટિસમય*

અથવા

# શિખરિણીપ્રિયા સાથે મેઘરાજાનો રતિવિલાસ.

શિખરિણી વૃત્ત.

અહા ! હું ક્યાં ભાસું? મમ શરીર શું ગિરિ ઉપરે ?
અરે ના ના, આ તો કૃતિ નવીન આવેજ નજરે !
અહા ! હું તે હું કે રસરસિક દ્વિરેફ શું અરે ?
ઠર્યો સુધા લેવા શિખરિણીનલિનીમુખ પરે ? ૧

વસ્યો અત્રે પદ્મે, મમ તરલ ઉર્મિ કહિં ભમે ? !
દૃગે આ શું આવે પલક મહિં જોતાં પ્રિય સમે ?
કળાયે ના કિંચિત્ ખુબી સમય ! તારી અકળ છે !
પડ્યો ઉંડા તર્કે, નવ હૃદયને અલ્પ કળ છે. ૨

---

* પર્વતના શિખરને અર્થાત્ શિખરિણીને મેઘરાજાની સ્ત્રી તરીકે આ કાવ્યમાં ઉત્પ્રેક્ષા કરી છે. મેઘરાજા અને શિખરિણીના સંયોગની કલ્પના કરી વૃષ્ટિનું અને પર્વતનું, શરૂઆતથી આખર સુધીનું વર્ણન કર્યું છે. અપહ્નુતિઅલંકારમાં સંભોગશૃંગાર રસ છે. પરસ્ત્રીના સંબંધથી થતા દુઃખનો ચિતાર છે. વ્યભિચારનિષેધ કાવ્ય છે. ટુકવાર નીચે પ્રમાણે ભાવાર્થ આપ્યો છે–

૧ અહા હું ક્યાં ઉભો છું? આ મારૂં શરીર પર્વતના શિખર ઉપર છે? ના, ના, આ તો કાંઇ નવીન રચના જોવામાં આવે છે. હું તે હું પોતે છું કે રસાતુર ભ્રમર છું? સુધારસ પીવાને શિખરિણીરૂપી કમળના મુખ ઉપર અત્યારે બેઠો છું.

૨ અત્રે હું પદ્મમાં પડ્યો છું પણ મારા તરંગો ક્યાંઇ ભમ્યા કરે છે! અહા ! એક ક્ષણમાં આ સમયે શું નજરે આવે છે? હે સમય ! તારી

શું દૃષ્ટિમર્યાદે કિરણ ફુંકતો દિનકર કયાં ?
  કહાં કિરણો તેનાં સહુ સરી ગયાં ? અત્ર નવ કાં ?
શું દૃષ્ટિમર્યાદે રવિ સરી ગયો સૌ કર લઇ ?
  નિહાળી શું ગિરિ ભય ધરી સિધાવ્યો ગૃહ મહીં ? ૩

અરે ના ના ભાનુ નથી સરી ગયો તે ગગનમાં,
  છુપાવ્યો અભ્રોએ, અતિ બળ અહા કેવું ઘનમાં ?
વસ્યાં અભ્રો દિવે વિમળ નભ જ્યાં શોભિત હતું,
  ચડી મોટી સ્વારી ! દિવ મહિં દિસે સૈન્ય ફરતું ! ૪

કહાં ચાલ્યો ઉઠી પ્રિય સરસ સૂર્યોદય સમો ?
  કહાં તે દેખાવો ? નવ કહિં, ભલે લોચન ભમો,
બની શું આ સંધ્યા ? નહિં નહિંજ, પક્ષો ખીલી રહે !
  દિસે પંખી ગાતાં મધુર મમ કર્ણો સ્વર ગ્રહે ! ૫

---

ખુબી જરા પણ કળાતી નથી ! ઉંડા વિચારમાં પડું છું પણ હૃદયને જરા પણ કળ પડતી નથી.

૩ પૂર્વમાં દૃષ્ટિમર્યાદામાં હમણાં કિરણો નાખી સૂર્ય પ્રકાશતો હતો તે કયાં ગયો ! તેનાં કિરણો કયાં ગયાં ? કેમ અત્રે દેખાતાં નથી ? શું પાછો દૃષ્ટિમર્યાદામાં કિરણો લઇને સૂર્ય ચાલ્યો ગયો કે પર્વત દેખીને ડરવાથી પોતાના ઘરમાં પેશી ગયો ?

૪ ના, ના, સૂર્ય ગગનમાં નાશી ગયો નથી, પણ વાદળાંએ તેને છુપાવ્યો છે. અહા વાદળમાં કેવી શક્તિ છે ! જે જગોએ સ્વચ્છ આકાશ શોભતું હતું તે જગોએ વાદળાં છવાયાં છે, આકાશમાં મેઘસ્વારી ચડી છે અને તેનું સૈન્ય ફરતું જણાય છે.

૫ આનંદી અને પ્રિય પ્રભાતનો સમય કયાં ગયો ? તેના દેખાવો કયાં ગયા ? મારી બંને આંખો આમ તેમ ભલે જુએ છે પણ તે દેખાવો જણાતા

કહું હું શું આને? સમય અહિં આ શો પળ પળે?
  મતિકોશેથી આ નવ સમયનું નામ નિકળે!
અહા! જોતાં આવું વધ્યું તિમિર ભારે નભ વિષે!
  ફરી રાત્રિ આવે તિમિર લઈ? કે શું બન્યું દિસે? ૬

વહે નૈરૃત્યેથી અનિલલહરી શીતળ અહા!
  દિસે આનંદી શો નિશદિવસ વચ્ચે સમય આ!
ઇશાને આ વિદ્યુત્ ચમકી ચમકાવે હૃદયને!
  ખરે આ દર્શાવે તજવિજ સહૂ વૃષ્ટિની મને. ૭

નથી આ તો વૃષ્ટિ તણીજ સહુ તૈયારી દિસતી,
  ગિરિપ્રિયા સ્પર્શવા અતિ ખુબી કરે મેઘભૂપતિ,
રખે આવે લજ્જા રવિની સમજી એવું મનમાં!
  છુપાવ્યો ભાનુને સહુ કિરણ સાથે ગગનમાં! ૮

---

નથી. અરે! શું આ સંધ્યા? ના, ના, કારણ કે નીચે કમળો ખીલી રહે છે, પંખીઓ મધુર સ્વરે ગાતાં સંભળાય છે.

૬ ત્યારે આને શું કહું? ક્ષણે ક્ષણે આ શો દેખાવ દેખાય છે? મને આ સમયનું નામ બુદ્ધિકોશમાંથી જડી આવતું નથી. અહા! એટલામાં તો આકાશમાં અંધારૂં વધી ગયું! શું આ તે અંધકાર લઇને રાત્રિ પાછી આવે છે કે આ તે શું બન્યું?

૭ નૈરૃત્યકોણમાંથી ઠંડો પવન આવે છે; દિવસ અને રાત્રિ વચ્ચેનો આ સમય કેવો પ્રિય લાગે છે? ઇશાનકોણમાં વીજળી થાય છે અને અંતઃકરણને ચમકાવે છે. ખરેખર આ મને વૃષ્ટિની તૈયારી સૂચવે છે.

૮ ના, ના, આ તો વૃષ્ટિની તૈયારી દેખાતી નથી પરંતુ મેઘરાજા પોતાની ગિરિશિખરિણી–પ્રિયાને સ્પર્શ કરવા ખુબી કરે છે, અને રખેને શરમ આવશે એમ ધારી કિરણો સાથે સૂર્યને આકાશમાં છુપાવ્યો છે.

દિવે, આવા કાર્યે, વીજળી શિદને થાય અદકી ?
　રખેને કો જોશે તજવિજ કરે વીજ ચમકી;
અરે કિન્તુ હું તો નથીજ ખસતો શૃંગ તજીને,
　ઠરૂં શૃંગે જોવા સહુ શું શું કરે મેઘ ગિરિને ! ૯

અહા ! આવું કહેતાં મમ ભણી બહુ વાદળ ખસે !
　ગિરિશિખાનો શું વદનરસ લેવા ઘન ધસે ?
અરે જેવાં આવે શરમ ધરી તેવાં દૂર ભમે !
　વહે શિરે તેઓ, મુખરસ ન પામે કંઈ સમે ! ૧૦

ગ્રહે, તારા, અર્કે હરકત ન કોયે કીધી જરી,
　પરંતુ પાડી મેં રસની મહિં ભંગાણ જબરી,
ગયો તેની સાથે સકળ મમ આનંદ રસનો,
　પડે કષ્ટે કાયા કંઈ કંઈક આનંદ મનનો ! ! ૧૧

---

૯ વળી આવા સમયમાં શા માટે વીજળી થાય છે ? રખેને કોઇ જોશે એમ ધારી પ્રકાશના ચમકારા કરી તપાસ કરે છે. છોને ગમે તેટલો તપાસ ચાલે પણ હું તો આ શિખર છોડીને જવાનો નથી, અને મેઘ ગિરિને શું કરે છે તે જોવાને શિખર ઉપર રહું છું.

૧૦ અહા ! આમ બોલતામાં તો મારી તરફ વાદળાં ધસારો કરે છે. શું આ તે શિખરિણીપ્રિયાને ચુંબન કરવાને મેઘરાજા નીચે આવે છે ? પરંતુ જેવાં તેઓ આવે છે તેવાંજ મારી શરમ ધરીને દૂર ખશી જાય છે અને મારા માથા ઉપર થઇ ચાલ્યાં જાય છે અને મુખરસ પામી શકતાં નથી.

૧૧ ગ્રહોએ, તારાઓએ અને સૂર્યે જરા પણ હરકત કરી નહીં પરંતુ મેં તેમના રંગમાં ભંગ પાડ્યો છે, તે સાથે રસનો મારો તમામ આનંદ દૂર થયો છે, મારી કાયા કષ્ટમાં પડી છે, પરંતુ કાંઇ કાંઇ કૌતુક જોવાને મનનો આનંદ જણાય છે.

અહા આ શું પાણી! ફર ફર ખરે મેઘથી સરી!
　વ્રીડાની આ પીડા દૂરજ કરવા શું ખુબી કરી?
પછી કે શું યુક્તિ રચી ભ્રમર આ દૂર કરવા
　ભિંજાવી પાંખોને અબળ કરી આનંદ હરવા? ૧૨

પછી કે શું આ તે નવીન રૂપ ધાર્યું ભૂપતિએ?
　કરી યુક્તિ સ્પર્શ્વા શિખરિણીપ્રિયાનેજ હૃદયે!
નહિં છોડું હું આ કમળમુખ, છોને પર ખરે,
　પીડા આપે છોને, તજી રસસુધા કોણજ સરે? ૧૩

પડે આ શું પાણી! મમ સકળ કાયા થરથરે!
　પતિ શું આલિંગે શિખરિણીપ્રિયાને ભીડી કરે?!
અહા! શી આ ચાલી બળથી રસની રેલ અતિશે!
　નિહાળી સૌ નેત્રે મમ મન પડે તર્કની વિષે! ૧૪

---

૧૨ અહા! પાણી પડતું જણાય છે! વાદળમાંથી પાણીની ફરફર આવે છે! શું મેઘરાજાએ પોતાની શરમ દૂર કરવાને આ ખુબી કરી છે કે પછી મારી–ભ્રમરની–પાંખો ભિંજાવીને અશક્ત કરી મને દૂર કરવાની આ રચના રચી છે?

૧૩ કે પછી મેઘરાજાએ આ તે નવીન સ્વરૂપ ધારણ કર્યું છે? ખરેખર તેણે શિખરિણીપ્રિયાને આલિંગન કરવા આ યુક્તિ રચી જણાય છે, ભલે ગમે તેમ હોય પરંતુ હું તો આ મુખકમળને છોડીને જવાનો નથી, ભલે ગમે તેટલી પીડા તે આપે પણ આવો સુધારસ છોડીને કોને જવાની ઇચ્છા થાય?

૧૪ અહા કેવું પાણી પડે છે! મારૂં શરીર ધ્રુજ્યા કરે છે, મેઘરાજા પોતાની શિખરિણીપ્રિયાને હસ્તમાં ભીડીને કેવું આલિંગન કરે છે! અહા આ કેવી રતિરસની રેલ ચાલી રહે છે!! આ સૌ જોઇને મારૂં મન વિચારમાં પડી જાય છે.

વહે વારિધારા પરવત પરેથી સહુ સ્થળે !
શું વ્હાલાના સ્પર્શે શ્રમથી દિલથી બિન્દુ નિકળે ?!
રહ્યો હું તો અત્રે સહુ રસિક આવી રસ પીએ !
પ્રિયા સ્નેહે ઘેલી ! ખીલવોં ખુબ બાજી તરૂણીએ ! ૧૫

તરૂવેલીપત્રો પરથીં જળબિન્દુ સરી પડે !
શું દેખી સંગ્રામે શિખરિણીંપ્રિયાને તરૂ રડે ?
અરે ના ના એ તો સહુ તરલ ભ્રાંતિ મન તણી !
રડે શાને દેખી રમતી પતિની સાથ રમણી ! ૧૬

સુખે દેખી સ્નેહી નવ નયન માંહે નીર ધરે !
તરૂ ? ના ના, આ તો શિખરિણીંનોં રોમાવળિ ખરે !
ખીલી સ્પર્શે પાછી ભીંનીં બનીં દબાઈ નીચું જુએ,
અહા ! રત્યાનંદે પુલક પરનો સ્વેદ શું લુહે !! ૧૭

---

૧૫ પર્વત ઉપરથી સર્વ સ્થળે પાણીની ધારાઓ વહે છે; આ તે શું પતિના સ્પર્શથી રતિવિલાસમાં શ્રમથી પરસેવાનાં બિંદુ શરીરમાંથી નિકળે છે ? હું તો અત્રે પડી રહ્યો અને રસિક આવીને પ્રિયાનો રસ લે છે. પ્રિયા પ્રેમમાં ઘેલી બની રહી છે. અહા ! યુવાન સ્ત્રીએ કેવો રસ જમાવ્યો છે !

૧૬ ઝાડના પાંદડાં પર પાણીનાં ટીપાં પડ્યા કરે છે; આતે શું રતિવિલાસના સંગ્રામમાં શિખરિણીને દેખીને વૃક્ષો રડે છે ? ના, ના, એ તો ફોકટ મનના તર્કવિતર્કો છે; પતિ પાસે તેની પ્રિયાને રમતી દેખીને શા માટે તેઓ રડે ?

૧૭ પોતાના સ્નેહીને સુખાનંદમાં દેખીને કોઇ પણ આંસુ નાખે નહીં. અરે ! આ તે તરૂ કે શું ? ના, ના, તે તો શિખરિણીના શરીરની રોમાવળી છે. પતિનાં સ્પર્શથી તે ખીલે છે અને પાછી પરસેવાના બિંદુથી ભિંજાઇ દબાઇ જાય છે. અહા ! આવા રતિવિલાસમાં પરસેવાનાં બિંદુ કોણ લુહી નાખે ?

વહે જોતાં નીચે ઝરણ જળનાં પૂર શૂરથી !
વહી ચાલી રાને નીર ભરી સરિતા ઉલટથી !
અતિ કેવી પ્રીતિ ! શ્રમ નવ જરાએ મન વસે,
પીડાયે છે કાયા પણ હૃદય આનંદ વરસે ! ! ૧૮

પડે પાણીધારા કંઇ કંઇ જગે પથ્થર પરે,
શિલા સાથે ભેટી નિજ દિલ અરે ખંડિત કરે !
નથી એ તો ધારા; શિખરિણીની રત્નાવળિ દિસે !
તુટે છે વિલાસે ખર ખર ખરે રત્ન અતિશે ! ! ૧૯

પીડાયો હું ભારે ! જળબળ મટે છે જરી નહીં !
દીધી શિક્ષા મેઘે, શિખ વીજ તણી ના મન ગ્રહી;
ભિંજાયાં આ વસ્ત્રો થર થર ધ્રુજે કાય સઘળી,
સુધા લેવા આવ્યો પણ ન કમળે આ કળ વળી. ૨૦

---

૧૮ નીચે પાણીનાં ઝરણો ઝર્યાં કરે છે અને તેની આનંદી નદી જંગલમાં વહ્યા કરે છે. અહા ! તેમની કેવી ગાઢ પ્રીતિ ! રતિવિલાસનો જરા પણ શ્રમ તેમના મનને આવતો નથી. કાયા પીડાય છે પણ મનમાં આનંદ થયા કરે છે.

૧૯ કેટલીક પાણીની ધારાઓ પથર ઉપર પડે છે અને શિલાઓની સાથે ભેટીને અર્થાત્ અથડાઇને પોતાની કાયાને ખંડિત કરે છે મતલબ કે પછડાઇને છાંટાના રૂપમાં ઉડે છે. અરે ! આ તો પાણીની ધારાઓ નથી પરંતુ શિખરિણીના કંઠના રત્નહારની સેરો છે અને તે રતિવિલાસની મસ્તીથી તુટવાથી તેનાં રત્નો આસપાસ વેરાય છે.

૨૦ હું ઘણો પીડાયો છું, વરસાદનું જોર મટતું નથી, મને મેઘે આ શિક્ષા આપી છે, વીજળીની શિખામણ માની નહીં, કપડાં ભિંજાયાં છે, કાયા થર થર કંપે છે, હું અત્રે સુધા પીવાને આવ્યો પણ આ કમળમાં મને ચેન પડયું નહીં.

પૂરી આશા મેઘે ! અકળિત પ્રિયા મસ્ત બની શી !
 વિલોકી આ ક્રીડા મમ સહુ બની સ્તબ્ધ મતિ શી !
અરે ! ક્યારે ભાનુ ઘનગણજ ભેદી ખીલી રહે
 ગૃહે ઉઠી ચાલું, કઈ કઈક શાન્તિ દિલ ગ્રહે ! ૨૧

અહિં પ્રાતઃકાળે બની શી રચના અલ્પ સમયે ?!
 કીધી કેવી શિક્ષા ! સહુ રમી રહે ચિત્ર હૃદયે !
કદી ના ભૂલાયે ! કદી નવ જશે લેખ મનથી !
 અહા ગિરિશૃંગે કંઈ ખચિત બાકી રહ્યું નથી ! ૨૨

કદી સુખાનંદો પરયુવતિ માંહે નવ વસે,
 ખરે આ બોધે છે ગિરિશિખરદૃષ્ટાંત અતિશે,
હવે ઉઠી ચાલું શિખરિણી તજીને ઘર ભણી,
 મહા સુખે મ્હાલું ગૃહ મહિં રમી સાથ રમણી. ૨૩



---

૨૧ મેઘરાજાએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી ! અહા ! શિખરિણીપ્રિયા કેવી મસ્ત બની ! તેમની ક્રીડા જોઇ મારી બુદ્ધિ સ્તબ્ધ બની ગઇ, હવે સૂર્ય પાછો ક્યારે વાદળાંને ભેદી બહાર નિકળે કે હું અત્રેથી ઉઠીને ઘેર ચાલ્યો જાઉં કે જેથી મને જરા શાન્તિ વળે.

૨૨ અહા ! આ અલ્પ સમયમાં પ્રાતઃકાળે કેવી રચના બની રહી ! મને મેઘે ઘણી શિક્ષા કરી છે, તે તમામ મારા હૃદયમાં રમ્યા કરે છે, તે કદી પણ ભૂલાશે નહીં અને તે લેખ મારા અંતઃકરણમાંથી ભુસાવાનો નથી. ખરેખર પર્વતના શિખર ઉપર કાંઇ બાકી રહ્યું નથી.

૨૩ સારાંશ કે કદી પરસ્ત્રીમાં સુખ નથી તે માટે આ ગિરિશિખરનું દૃષ્ટાંત સારી રીતે બોધ આપે છે. હવે આ શિખરિણીને છોડીને ઘેર ચાલ્યો જાઉં કે જેથી સ્વસ્ત્રી સાથે વિલાસ કરી પરમ પવિત્ર આનંદમાં રહું.



રંગ રસે ઉભરાય, રસિક આ, રંગ રસે ઉભરાય,
દ્રષ્ટિ સ્પર્શ ને મળી આવે, ફળિભૂત યૌવન થાય. ટેક ૯-૫

**વાંચો સામેનું કાવ્ય**- "દર્શનમોહ અથવા
કામાન્ધ વ્યભિચારિણીની મનોદશા."

## દર્શન મોહ

અથવા

## કામાન્ધ વ્યભિચારિણીની મનોદશા.

**રાગ ધનાશ્રી**

(આંખ ભરે શું થાય—એ રાહ)

રંગ રસે ઉભરાય, રસિક આ,
રંગ રસે ઉભરાય. એ ટેક.

મુખ બહુ શોભે, અંતર લોભે,
ચંદા પણ શરમાય, રસિક આ, રંગ૦ ૧

ધનુષ ભૃકુટી લોચન શર બે
કોમળ વિંધે કાય, રસિક આ, રંગ૦ ૨

અમૃતધારા મુખથી વહે છે,
રસ રસ રસ વહીઁ જાય, રસિક આ, રંગ૦ ૩

કોમળ અંગે કામ રમે છે,
કાય દમે મુજ હાય, રસિક આ, રંગ૦ ૪

કોઇ સખી જો મેળવી આપે
ફળિભૂત યૌવન થાય, રસિક આ, રંગ૦ ૫

ડુબી રહું જો રતિરસરંગે
તોજ મહા સુખ થાય, રસિક આ, રંગ૦ ૬

# ખીલેલી ચંદા*

અથવા

# સખી સ્નેહ.



ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ.)

રસીલી ચંદા! હસે ભૂમિ સખી તારી રે! એ ટેક.

હસે ભૂમિ સખી તારી, રસે રંગે ખીલનારી,
વસે હર્ષ ઉર ભારી રે, રસીલી ચંદા૦ ૧

સખી પર પ્રીત કેવી? પ્રીત શિદ કળી લેવી?
નથી કંઈ જેવી તેવી રે, રસીલી ચંદા૦ ૨

ગગનમાં વસનારી, નહીં અહિં ઠરનારી,
કિન્તુ સખી મળનારી રે, રસીલી ચંદા૦ ૩

કર[1] ચંદા તું પ્રસારી કર[2] મહીં ભીડનારી,
આલિંગે શું સ્નેહ ધારી રે, રસીલી ચંદા૦ ૪

રહી મરે અંધકારે, તારા વિના આંસુ સારે,
વિયોગે વ્યથા વધારે રે, રસીલી ચંદા૦ ૫

પ્રફુલ્લિત તારી પાસે, રોમે રોમે તે વિકાસે,
રહે મહા સુખવાસે રે, રસીલી ચંદા૦ ૬



* ચંદા (ચંદ્ર) અને ભૂમિને પ્રેમાળ સખીઓ કલ્પી છે; ચંદાના ઉગવાથી ભૂમિ પ્રકાશિત આનંદમય બની રહે છે તે જાણે ચંદાસખીના મળવાથી ભૂમિસખી પૂર્ણ હર્ષિત થાય છે. ૧ કર=કિરણ. ૨ કર=હાથ.

**વાંચો સામેનું કાવ્ય**– "વસંતકુમારીને આવકાર."



સુખાકારી વસંત પધારી, ભલે તું, સુખાકારી વસંત પધારી.
શું શોભે અલૌકિક નારી ! ભલે તું, સુખાકારી વસંત પધારી. ટુક ૧

## વસંતકુમારીને આવકાર.

રાગ હોરી.

સુખકારી વસંત પધારી, ભલે તું !
સુખકારી વસંત પધારી. એ ટેક.

મન હરનારી વસંત પધારી સુરભિ વાયુ પ્રસારી,
શોક નિવારી અશોક વધારી સર્વ અલંકાર ધારી
શું શોભે અલૌકિક નારી ! સુખાકારી વસંત પધારી. ૧

અતિ ખીલનારી, અતિ હસનારી ચંદ્રા સખી એવી તારી,
હતી ઉર ભારી વિયોગે બિમારી, આવી શું અર્જ સ્વીકારી
હસે હવે ચંદ્રા બિચારી, સુખાકારી વસંત પધારી. ૨

શુષ્ક નઠારી લતા સૌ ઉતારી વેશ નૂતન શણગારી,
પત્ર પ્રસારી ફુલે ફુલનારી માલિની કામણગારી
બની સજી સાડી શ્રીકારી, સુખાકારી વસંત પધારી. ૩

ગગનવિહારી સુસ્વર તાણનારી, પંખીની જાતિ ગાનારી,
કોકિલ નારી મધુર ટહુકારી, બુલબુલ બહુ લલકારી,
કરે ગીત આનંદકારી, સુખાકારી વસંત પધારી. ૪

બહુ પ્રિયકારી તું ફેલાવનારી લાલ ગુલાલ પ્રસારી,
મન્મથકારી રતિ સાધનારી ઉડી રહે રંગઝારી,
તું રંગાઈને રંગનારી, સુખાકારી વસંત પધારી. ૫

ભરી પિચકારી રસિક નરનારી અન્ય પ્રતિ ધારી ધારી,
તન પર મારી રમે રંગ ધારી મુખથી હોરી ઉચ્ચારી,
નહીં શર્મ મારી તમારી, સુખાકારી વસંત પધારી. ૬

દિલ હરનારી લીલા તુજ સારી અમૃત પાઈ પીનારી,
સ્મિત કરનારી કમળ જેવી નારી કાંત મહા સુખ ધારી,
પધારી વસંતકુમારી ! સુખાકારી વસંત પધારી. ૭

## વસંતને અભિનંદન.*

### રાગ પહાડી ગઝલ.

(સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ – એ રાહ.)

રહમ પરવરદિગારે આજ કરી ભાઇ તુજ પર,
ખીલી કુદરત્ વશી ગુલૂશન્ની અંદર ભાઈ દિલબર. એ ટેક.

વસંતપંચમી સુંદરી બહન મદે ભરપૂર,
સંચરી મનહર બાગમાં, ખૂબસુરત સુખનૂર !
ફૂલો પર તેની ફરે ઈશ્કભરી ચશ્મનઝર,
રહમ પરવરદિગારે આજ કરી ભાઈ તુજ પર. ખીલી૦ ૧

સુંદર ફૂલ વિંણી લઇ સરસ સુગંધિદાર,
વિધ વિધ રંગીન ફૂલનો સુંદર ગુંથ્યો હાર;
કરી કારીગરી શી સુંદરીએ તેની અંદર !
રહમ પરવરદિગારે આજ કરી ભાઈ તુજ પર. ખીલી૦ ૨

પ્રેમભરી દૃષ્ટિ થકી કરમાં લઈ ફૂલહાર,
તને વધાવે સુંદરી દિવ્ય વસંતબહાર;
મહા સુખે રહો તુજ જીંદગી આશિષ અમર,
રહમ પરવરદિગારે આજ કરી ભાઈ તુજ પર. ખીલી૦ ૩

---

* વસંતપંચમીના દિવસે વસંત નામના યુવકની વર્ષગાંઠની ખુશાલીના પ્રસંગે તેના મિત્ર તરફથી આશીર્વાદયુક્ત કાવ્યદ્વારા આનંદના ઉદ્ગાર છે.

**વાંચો સામેનું કાવ્ય-** "કલમ કરી ભૂમિમાં રોપેલી મૃદુ લતા
અથવા નવપરણિત મુગ્ધાને આશ્વાસન."



સખી શું તું બોલે! નિકટ સરી જો અત્ર નજરે,
રડે છે બિચારી દુઃખ થકી લતા આ ભૂમિ પરે. ટુક ૨

# કલમ કરી ભૂમિમાં રોપેલી મૃદુ લતા*
અથવા
# નવપરણિત મુગ્ધાને આશ્વાસન.



શિખરિણી વૃત્ત.

**પ્રૌઢા:**—સખી શું તે સ્થાને નિરખી રહી છે એક નજરે?
કહે શું છે એની? હૃદય દુઃખભ્રાન્તિ શિદ ધરે?
દિસે છે તે સ્થાને મૃદિત સુલતા માત્ર નમતી,
વિના તે તે તત્રે નથી સખી કંઈ અન્ય વ્રતતિ. ૧

---

* પોતાના પતિના ઘરમાં પ્રથમ પ્રવેશ કરતી મુગ્ધ બાળાના અંતઃકરણની સ્થિતિનું આ ચિત્ર છે. કોમળ વેલની શાખા પરથી કાપી જમીનમાં રોપેલી કુમળી લતાની સ્થિતિ સમાન ઉપર દર્શાવેલી મુગ્ધ બાળાની સ્થિતિ જોવામાં આવેલી તે ઉપરથી ઉદ્ભવેલી કલ્પના આ કાવ્યમાં "મુગ્ધ બાળાને" "મૃદુ લતા" એ નામથી ઓળખાવે છે. પ્રાતઃસમયે બે સખીઓ બાગમાં ફરવા નિકળેલી છે. એક મધ્યા છે અને બીજી પ્રૌઢા છે. આમ તેમ ફરતાં મધ્યાસખીને ઉપર દર્શાવેલી મૃદુ લતા એક છોડની પાસે નમેલી જોવામાં આવે છે. તે તે ધારીને જોઇ રહે છે. તમામ વૃક્ષ, વેલી, પુષ્પાદિક ખીલેલાં હતાં ને તે બિચારી કરમાયેલી નિસ્તેજ દેખાતી હતી તેથી તેને તેના દુઃખની ભિન્ન ભિન્ન શંકાઓ થવાથી અને દુઃખના કારણની સમજ નહીં પડવાથી તે પોતાની ચતુર પ્રૌઢાસખીને પુછે છે તો તે તરતજ સીધો અને સરલ પ્રત્યુત્તર ન આપતાં તેમની બંનેની પ્રથમની મુગ્ધાવસ્થાનું ભાન કરાવી સરખામણી કરી તે સખીની પાસે મૃદુ લતાના દુઃખના કારણની શંકાનું સમાધાન કરાવે છે. ટુંકવાર ભાવાર્થ નીચે પ્રમાણે—

૧ પ્રૌઢા કહે છે "હે સખી! તું તે સ્થળે એક નજરે શું જોઇ રહી છે? ત્યાં શું છે તે તું કહે. શા માટે દુઃખની ભ્રાંતિ કરે છે! તે સ્થળે માત્ર નમતી કરમાઇ જતી એક કોમળ ચોળાયેલી લતા જણાય છે. તે શિવાય ત્યાં બીજી કોઇ લતા જણાતી નથી."

**મધ્યા:**—સખી શું તું બોલે ! નિકટ સરીં જો અત્ર નજરે,
રડે છે બિચારી દુઃખ થકીં લતા આ ભૂમિ પરે !
થયું શું તેને હા ? પવન મહિં છે અન્ય રમતી !
પડી છે આ શોકે સખીં હૃદય શાંતિ નવ રતિ ! ૨

નહીં ભાનુ ભેદે ભૂમિ સમય આ ઉષ્ણ કિરણે,
બળી તાપે જેથી કૃષિત સખીં તેનું તન બને.
અરે ક્યારો જોતાં નહિં કહિં સ્થળે શુષ્ક અવનિ,
હિસે જેથી વેલી ઉદક વિણ તૃષાતુર ઘણી. ૩

સુખાનંદી શાન્તિકરણ શીત પ્રાતઃસમય છે ?
સહૂ આનંદે છે ! સુરભિ કુસુમો હાસ્યમય છે !
નથી આ કુમુદા રજનિકરકાન્તા નિરખતાં,
રડે જેથી શોકે વિરહ થકીં સુધાકર જતાં. ૪

ભૂમિ વાસો આનો, કુમુદિનીં વસે છે સરવરે,
સખી કહેને કો આ ? અહિં શિદ બિચારી રડીં મરે ?

---

૨. મધ્યા કહે છે "સખી ! તું શું બોલે છે ? પાસે આવીને નજર કરીને જો, દુઃખથી આ બિચારી લતા જમીન પર નમી પડતી જણાય છે, તેને શું થયું ? બીજી બધી પવનમાં રમ્યા કરે છે અને આ બિચારી શોકમાં પડી છે, હૃદયમાં જરા પણ શાંતિ જણાતી નથી.

૩ આ સમયે સૂર્ય પણ ગરમ કિરણોથી જમીનને ભેદી નાખતો નથી કે જેથી તેનું શરીર તાપથી બળી સુકાઇ જાય; તેનો ક્યારો જોતાં જમીન પણ સુકાઇ ગયેલી નથી કે જેથી પાણી વિના આ તરસે મરી જાય.

૪. સુખ અને આનંદ આપનારો શાન્તિદાયક ઠંડો સવારનો વખત છે. સર્વે આનંદમાં છે, સુગંધિદાર પુષ્પો ખીલીને હસી રહ્યાં છે. વિચાર કરતાં તે કાંઈ ચંદ્રપ્રિયા કુમુદા પણ નથી કે જે ચંદ્રના જવાથી વિયોગથી શોકમાં પડી રડતી હોય.

હશે કેવી તેની દુઃખમય અહા સ્થિતિ મનની ?
ખરે દુઃખી જાણે દુઃખમય દશા દુઃખી જનની. ૫

**પ્રૌઢાઃ**—સખી ! તે આધારે સમજીશ હવે તેનું દુઃખ જે,
વિચારી લે સ્ત્રીઓ વિધ વિધ ગુજારે જીવન જે.
પિતા માતા પાસે વિધ વિધ રીતે કેલિ કરતી,
સુખાનંદો લેતી, હૃદય મહિં ચિંતા નવ રતિ, ૬
સખી સંગે ખેલી વિમળ કરતી હાસ્ય વદને,
સ્વઈચ્છાએ બાળા વિવિધ કરતી શાન્તિ મનને,
અહા તેવી બાળા પરણી જતી જ્યારે પતિગૃહે
અતિશે શોકાર્દ્ર સ્થિતિ મનની કેવી બની રહે ! ૭
કદી ભૂમિકા જે નિરખી નથી જેણે કંઈ પળે,
નથી સ્વસ્નેહી જ્યાં હૃદય મહિં જેથી કળ વળે,
પડે છે દૃષ્ટિએ નવીન જન સૌ જે ગૃહ મહીં,
ઠરે રે ત્યાં કયાંથી મૃદુ હૃદય તેનું સુખ ગ્રહી ?! ૮

---

૫. આ લતા તો જમીન ઉપર છે અને કુમુદિની તો સરોવરમાં પાણીમાં રહે છે માટે હે સખી! આ કોણ છે તે કહે, તે અત્રે શા માટે રૂદન કરે છે? અહા! તેના મનની દુઃખમય દશા કેવી હશે? ખરેખર દુઃખી જનનું દુઃખ દુઃખી જન જ સમજી શકે.”

૬. પ્રૌઢા કહે છે “હા સખી! તેજ તારા શબ્દોના આધારે હવે તું સમજી શકીશ કે તેનું દુઃખ શું છે. સ્ત્રીઓ પોતાની જુદી જુદી અવસ્થાનું જીવન ગુજારે છે તે પર વિચાર કર. માબાપ પાસે નાના પ્રકારની રમત ગમત કરતી, આનંદ ભોગવતી, નિશ્ચિંત રહેતી,

૭. સખીઓ સાથે રમત કરી નિર્દોષ હાસ્ય કરતી, ઇચ્છા પ્રમાણે વર્તન કરી મનને શાંતિ આપતી, એવી બાળા જ્યારે પરણીને પતિના ઘરમાં પ્રવેશ કરે છે ત્યારે તેના મનની દશા કેવી શોકથી ભીંજાઇ—છવાઇ જાય છે ?!

૮. જે ભૂમિને કોઇ પણ વખતે જોઇ નથી, જ્યાં તેનું કોઇપણ સ્નેહી નથી કે જેથી મનને શાંતિ થાય અને જે ઘરમાં સૌ માણસો નવાંજ જોવામાં આવે છે ત્યાં તે બાળાનું કોમળ અંતઃકરણ શી રીતે ઠરે!

સ્મરી સુખાનંદો જનક જનનીનાં ઉર રડે,
સ્મરી સંગે રહેતી સખીજન જ શોકે મન પડે,
નહીં શાન્તિ વ્યાપે, વિવિધ મનભ્રાન્તિ મન દહે,
સ્મરી જો ને દુઃખી પ્રથમ ગતિ કેવી પતિગૃહે ? ! ૯

હરિણી વૃત્ત.

મુગ્ધા:—નથી નથી સખી તેની કિંચિત્ મને કદી વિસ્મૃતિ !
સ્થિતિ અનુભવેલી તો શાને ખસે સ્મૃતિથી રતિ ? !
ગૃહવિરહથી દુઃખાકારી સ્થિતિ બળતી દવે
પ્રથમ ગમને મુગ્ધાવસ્થા દરેક અનુભવે ! ૧૦

તવ મમ સખી તે તે સર્વે દશાજ ગઈ વીતી !
નવ કળી હતી તે તે ભદ્રા નવીન બની સ્થિતિ !—
વિફળ સહુ આ વાર્તા ! તેનું પ્રયોજન શું અહીં ?
વ્રતતિની દયા આત્મા માંહે શું થાય તને નહીં ? ! ૧૧

---

૯. માબાપનું સુખ સંભારી તે આંસુ સારે છે, બેનપણીઓને સંભારી દિલગીર થાય છે, મનને શાંતિ વળતી નથી, જુદી જુદી મનમાં થતી ભ્રાંતિઓ શરીરને બાળે છે, માટે હે સખી ! પ્રથમ પતિના ઘરમાં પ્રવેશ કરતાં કેવી દુઃખદાયક દશા હોય છે તે તે બધું યાદ કર.

૧૦. મુગ્ધા કહે છે "હે સખી ! તે દુઃખ હું વિસરી ગઈ નથી, તે સ્થિતિ મેં અનુભવેલી છે એટલે જરા પણ સ્મરણ બહાર નથી, પ્રથમ પતિના ઘેરે પ્રવેશ કરતાં માબાપના ઘરના વિયોગના દવથી બળતી દુઃખકારી દશા દરેક મુગ્ધ બાળા અનુભવે છે.

૧૧. હે સખી ! તારી અને મારી તે દશા હવે વીતી ગઇ છે; હે ભદ્રા ! જે સ્થિતિની કલ્પના પણ કરી નહોતી તેવી નવીન સ્થિતિ હાલમાં આપણી બની રહી છે—પણ હે સખી ! આ મિથ્યા વાદવિવાદ છે, આ વાતનું અત્રે શું પ્રયોજન છે ? તને હૃદયમાં આ બિચારી લતાની જરા પણ દયા આવતી નથી ?"

મંદાક્રાંતા વૃત્ત.

**પ્રૌઢાઃ**—મુગ્ધાવસ્થા મદનહીન જો હોત સ્ત્રીઅંગવાસે,
પીડાવાસ શ્વશુરગૃહ સૌ થાત અત્યંત ભાસે !
પીડાભ્રાન્તિ કુસુમશરથી નાસતી, થાતી શાન્તિ !
ધીમે ધીમે સ્મરરસપૂરે પૂર્ણ વેગે તણાતી ?! ૧૨

શોકાગાર પ્રથમ ગમન ! પ્રાન્તમાં શાન્તિવાસ !
ચિત્તે થાયે પ્રથમ દુઃખની ભ્રાન્તિનો નાજ ભાસ !
વિચારી લે પ્રથમ સમયે શી હતી સ્થિતિ તારી ?
તેવી આની ભૂમિ પર દશા જો સખી દુઃખકારી. ૧૩

સ્રગ્ધરા વૃત્ત.

**મધ્યાઃ**—વિખૂટી શું પડેલી જનકજનનીથી જ્યાંહ કેલિ કરંતી ?
નિજ સ્નેહી સખીની રમતગમત શું ત્યાગી અત્રે વસંતી.
શોકાગ્નિમાં પીડાતી, હૃદય કળ વળે ના જરા, છે નમંતી,
કહેને એની હશે કયાં જનનીગૃહ અરે ? છે બિચારી રડંતી ૧૪

---

૧૨. પ્રૌઢા કહે છે "હે સખી ! જો સ્ત્રીઓની મુગ્ધાવસ્થા કામવિકાર રહિત હોત તો ખરેખર તેમને સાસરૂં દુઃખના ઘર જેવું લાગત, પરંતુ કામદેવથી દુઃખની ભ્રાંતિઓ ખસવા લાગે છે, અને શાંતિ થાય છે; અને ધીમે ધીમે તે પછી કામદેવના રસના પૂરમાં પૂર્ણ વેગથી તણાય છે. (અર્થાત્ યુવાવસ્થાને લીધે પતિસમાગમની પ્રબળ ઈચ્છા થવાથી સ્ત્રીઓની મનોવૃત્તિ સાસરા તરફ થાય છે.)

૧૩ પતિની પાસે પ્રથમ આવવું તે શોકના ઘર સમાન હોય છે, પછી તે શાંતિનો વાસ થાય છે, અને પ્રથમના દુઃખનો વિચાર પણ આવતો નથી, માટે હે સખી ! તું તારા પતિ પાસે પહેલ વહેલી ગઇ હતી ત્યારે તારા મનની સ્થિતિ કેવી હતી તેનો તું વિચાર કર; આ બિચારી લતાની પણ તેવીજ દુઃખચારી સ્થિતિ આ જમીન ઉપર જોવામાં આવે છે."

૧૪. મધ્યા કહે છે "શું આ લતા તેનાં માતપિતા કે જેમની પ રમત કરતી હતી તેમનાથી વિખુટી પડેલી છે ? પોતાની સખીઓની ર.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

**પ્રૌઢા:**—જો જો આ સખી વેલી કોમળ મહા પાસે અહીં ભાસતી
તે આ મૃદુ લતાની છેજ જનની સ્નેહી સદા પાળતી,
આનંદે રમતી લતા રસભરી આનંદી વાયુ મહીં,
તેને કાપી વિખૂટી માતથી કરી રોપેલી છે આ અહીં. ૧૫
જ્યારે અંતર તેનું અત્ર ભૂમિમાં પ્રીતે સ્થપાશે ઘણી
ભૂમિસ્નેહ પરસ્પરે પ્રસરશે ત્યારે સ્થિતિ સુખની,
અત્રે એકલી હાલ આ મૃદુ લતા આવી અવસ્થા સહે,
ક્યાંથી અલ્પ સમે ભૂમિ મળી રહે? શી રીત શાંતિ લહે? ૧૬
ક્યાંથી પોષણ પામી સુખરસથી રેલે વિકાસી અરે?
સ્નેહી કોઈ નથી અહીં, કળ વળે ક્યાંથી સખી અંતરે?
ક્યાં ક્યાં તે પિતુવાસ? ક્યાંજ ભૂમિ આ? ક્યાં સુખ ક્યાં દુઃખ આ?
ક્યાં તે સુખ પ્રફુલ્લ હાસ્ય કરતું? નિસ્તેજ ક્યાં મુખ આ?૧૭

---

ગમત છોડીને અત્રે આવેલી છે? ખરેખર તે શોકાગ્નિમાં બળતી જણાય છે, કળ પણ પડતી નથી, નમી ગઇ છે, માટે હે સખી! મને કહે કે તેની માનું ઘર ક્યાં હશે? બિચારી રડ્યા કરે છે."

૧૫ પ્રૌઢા કહે છે "જો સખી! આ પાસે કુમળી વેલ છે તે આ મૃદુ લતાની મા છે. તે તેનું પાલન કરતી હતી. આ લતા પ્રથમ આ વેલ ઉપર રસથી ભરેલી હતી અને વાયુમાં રમતી હતી, પછી તેને ત્યાંથી કલમ કરી—કાપીને—વેલરૂપી તેની માથી છૂટી પાડી અહીં જમીનમાં રોપેલી છે.

૧૬ જ્યારે તેનું હૃદય આ ભૂમિમાં પ્રીતિ સાથે સ્થપાશે અને ભૂમિનો સ્નેહરસ પ્રસરશે ત્યારે સુખની દશા આવશે. અત્રે તે બિચારી આવી અવસ્થા સહન કરે છે. ક્યાંથી એકદમ ટુંકા વખતમાં ભૂમિ સાથે મળી જઇ—મૂળ નાખી—શાંતિ પામે?

૧૭. ક્યાંથી પોષણ પામી આનંદથી તે ખીલી રહે? અહીં કોઇ તેનું સ્નેહી નથી, સખી! શી રીતે તેને કળ પડે? ક્યાં તેના બાપનો વાસ અને ક્યાં આ ભૂમિ? ક્યાં તે સુખ અને ક્યાં આ દુઃખ? ક્યાં તે હસતું મુખ અને ક્યાં આ નિસ્તેજ મુખ?"

**મધ્યા**:—હા હા હું સમજી હવે પ્રિયસખી તેની દશા દુઃખની,
તેવી તેની દશા ખરેખર દિસે જેવી હતી આપણી.
કિન્તુ કેવી રીતે ત્વરાથી મળી રૂહે સ્નેહે ભૂમિ સંગમાં,
જેથી કોમળ વેલી તારૂણી ખીલે આનંદ ઉમંગમાં! ૧૮

**પ્રૌઢા**:—ભૂલે કેમ સખી પ્રીતિ સજડ હા એકે ક્ષણે શું બને!
અંગે વાસ ધીમે ધીમે બની રહે જે ના ખસે કો ક્ષણે!
આનંદો હૃદયે રમે પ્રથમના? તે તે રહે શું જતા?!
ભૂમિસ્નેહ ધીમે ધીમે પ્રસરતાં વિકાસશે આ લતા! ૧૯

વસંતતિલકા વૃત્ત.

**બંને**:—માતાપિતાવિરહથી રડતી લતા હે!
શોકાદિ કાપી ધર અંતર શાંતિ માંહે!
તારી દશા સમ હતી અમ એક વારે!
નિર્મેલી છે સ્ત્રીજનને સ્થિતિ આ પ્રકારે! ૨૦

ચિન્તાજ દૂર કરને! સહુ સુખ થાશે!
વિશ્વેશ છે રજનિદિવસ તારી પાસે?
આ ભૂમિમાં સજડ સ્નેહ સદાય જામો!
ખીલી કુસુમથી મહા સુખવૃદ્ધિ પામો. ૨૧



૧૮. મધ્યા કહે છે "હે સખી! હું હવે તેના દુઃખની હકીકત સમજી. ખરેખર આપણી દશા હતી તેવી આ બિચારી કોમળ લતાની છે. પરંતુ ભૂમિની સાથે શી રીતે જલ્દીથી મૂળ નાખી મળી રહે કે જેથી મોટી વેલરૂપી સ્ત્રી બની આનંદથી ખીલી રહે?"

૧૯ પ્રૌઢા કહે છે "હે સખી! કેમ તું ભૂલે છે! એક ક્ષણમાં પ્રીતિ શી રીતે સજડ બની રહે? ધીમે ધીમે અંગમાં પ્રીતિનો વાસ થાય છે જે કોઇ પળે ખસતો નથી. માબાપના ઘેર કરેલા આનંદો એકદમ કેમ વિસારે જડે? માટે ભૂમિનો રસ ધીમે ધીમે પ્રસરવાથી આ લતા પ્રફુલ્લિત થશે."

# નિસ્તેજ કુમુદા*

અથવા

# વિરહિણીની મર્મ વેદના.

ગરબી (સાહેલી આ તો કાનુડો—એ રાહ.)

રસિક વિના, કુમુદા શિદ રસ પામે રે? એ ટેક.

કુમુદા શિદ રસ પામે? શિદ ઠરે સ્થિર ઠામે?
ચિત્તની વ્યથા ન વામે રે, રસિક વિના૦ ૧

પતિ મળવાની આશે જોઉં ઉંચે હું આકાશે,
નહીં શશીપતિ ભાસે રે, રસિક વિના૦ ૨

વહી ચાલી અશ્રુધારા, સંકુચિત દુઃખે દારા,
તજી શું હે પ્રિય મારા રે? રસિક વિના૦ ૩

પડી કાયા મમ નીરે, તમ વિણ દુઃખ શિરે;
જવાળા લાગી આ શરીરે રે, રસિક વિના૦ ૪

ઘનમાં જો હોય વ્હાલા! આવને સ્મરે છે બાળા!
નથી મિથ્યા મમ ચાળા રે, રસિક વિના૦ ૫

તરછોડી શું રીસાઇ, કુમુદા શોકે તણાઇ;
આવી લે ચુંબન આંહિ રે, રસિક વિના૦ ૬

વશી રહે કુમુદ સંગે, વિકાસું અંગે ઉમંગે;
પામું મહા સુખ રંગે રે, રસિક વિના૦ ૭

---

*કુમુદા (પોયણી, કુમુદિની) રાત્રે સ્વાભાવિક રીતે ચંદ્રના પ્રકાશથી ખીલે છે અને દિવસે પાંખડીઓ બીડી દઇ સંકોચાય છે. આ કાવ્યમાં કુમુદાને ચંદ્રની સ્ત્રી કલ્પી છે. ચંદ્રવિયોગથી કુમુદા વિલાપ કરેછે. વિપ્રલંભશૃંગારરસ છે.

## વસંત પ્રભાત*



રાગ હોરી.

પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! પ્રભાતે
પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! એ ટેક.

પ્રિય સખી જોને ભૂમિરંગ આજે ! ચિત્ર હૃદય લે વિચારી,
ભૂમિપટ ઉપર ઋતુ ચિત્ર ચિતરે, ચિત્રકળા શી વિકારી !
કૃતિ કેવી આનંદકારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૧

સહુ સહકારે પ્રસારી પ્રભાતે સરસ પ્રભા સુખકારી,
નવપલ્લવ મૃદુ મ્હોર શું મ્હેકે વાસ વિશેષ વધારી
કળા આવી કોણે ચિતારી? પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૨

સખી રચના આ અરે શું ન સમજી ! ખુબી વસંતે વિસ્તારી;
પરિમલભદ્રા[૨] વસંતઋતુના સદ્‌ગુણ દર્શાવનારી
કહે છે વસંતી પધારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૩

બળથી કરંતા તનુ[૩] નગ્ન સર્વે વૃક્ષથી વસ્ત્ર ઉતારી,
થર થર કંપિત કાયા કરંતા વાયુ પ્રવાહો વિદારી,
ખુશી આ વસંતે પ્રસારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૪

---

* વસંતઋતુના આનંદી પ્રભાતે સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરતી એ સખીઓ વસંતઋતુનું વર્ણન કરે છે.

૨. લીંબડા, આંબા વીગેરેના મ્હોરની સુગંધિ આવે છે તે પરથી વસંતઋતુનું સૂચન થાય છે તે જાણે પરિમલભદ્રા (સુગંધ રૂપી સખી) તેની વસંતસખીના સદ્‌ગુણોને જાહેર કરી કહે છે કે "જુઓ વસંત પધારે છે." એવી કલ્પના કરી છે.

૩. (તનુ = શરીર) શિયાળામાં પાનખરઋતુમાં કાયાને કંપાવનાર

હર્ષથી ઘેલી બની રહી રંગે કોયલ કુંજવિહારી
દેખી વસંતસખી સુખથી તે ગીત કરે ટહુકારી,
કરે સ્તુતિ નેકી પુકારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૫

નવ નવ રંગે કુસુમો વિકાસે પરિમલ પૂર્ણ પ્રસારી,
અધિક ઉમંગે મૃદુ પુષ્પ જાણે ભૂમિરમા હસ્ત ધારી
વધાવે વસંતી કુમારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૬

મનહર લાગે ગગન રક્ત વર્ણે પૂર્વ દિશા સખી મારી !
ઉત્સવ આજે પ્રભાતે કીધો શું કુંકુમ ગગને પ્રસારી !
વિલોકી વસંતીનોં સ્વારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૭

વિધ વિધ આલેખી ચિત્રો વિભુએ ચિતરી આ ભૂમિ સારી,
સરસ વસંતે પૂરી રંગ ચારૂ ભૂમિ છબી શી ઉતારી !
કળા કેવી આકર્ષનારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૮

ઋતુ ઋતુ જેવા પૂરે રંગ ચિત્રે મૂર્તિજ તેવીં થનારી,
વિશ્વ વિષે આ કદી એક રૂપે સ્થિતિ નહીં નિર્વિકારી,
દશા તેવીં મારી તમારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૯

ખુબ રસ પામ્યાં વસંત અમે બે તવ મૃદુ કુંજે વિહારી !
પ્રિય સખીં ચાલો મહા સુખ સંગે કાવ્યકુસુમ હાથ ધારી
વધાવો વસંતી કુમારી ! પ્રભુ આ તે કૃતિ દિવ્ય તારી ! ૧૦



---

[illegible] વૃક્ષો પરથી પત્રરૂપી વસ્ત્રોને ઉતારી નાખી નગ્ન કરતા [illegible] હવે વસંતઋતુએ આનંદ ઉત્પન્ન કર્યો છે.

૬૪-૨ સચિત્ર કાવ્ય

વાંચો સાહેર્ં ... ...યોધર હંસ અથવા
"આન્ધ પુરૂષના વિકારનું દશ્ય."



ભરયૌવન વનમાં સંચરતી, સંચરતી દીઠી યુવતિ.
સરવરતટ પર બેસી ચરંતા હંસ પયોધર ચંચુવતી!
મૌક્તિકહારનું રક્ષણ કરવા કંચુકી તટ પર આવરતી. ટૂક ૩-૪

# પયોધર હંસ

અથવા

# કામાન્ધ પુરૂષના વિકારનું દૃશ્ય.



**રાગ કાલિંગડો.**

(કર યાદ અલિકો દમ પર દમ—એ રાહ)

ભરયૌવન વનમાં સંચરતી,
સંચરતી દીઠી યુવતિ, ભરયૌવન૦ એ ટેક

વનરચના આ રંગરસેથી
દિવ્ય અલૌકિક મનહરતી, ભરયૌવન૦ ૧

ઉરસરવર ત્યાં નિર્મળ શોભિત,
મંદ મનોજ્ઞ તરંગગતિ, ભરયૌવન૦ ૨

સરવરતટ પર બેસી ચરંતા
હંસપયોધર ચંચુવતી, ભરયૌવન૦ ૩

મૌક્તિકહારનું રક્ષણ કરવા
કંચુકી તટ પર આવરતી, ભરયૌવન૦ ૪

કંચુકીજાળે હંસ ફસાયા
દેખી દયા થઈ અંગ અતિ, ભરયૌવન૦ ૫

પાસ જઈને યુક્તિ કરીને
જાળ કરી ત્યાંથી ખસતી, ભરયૌવન૦ ૬

હંસ છુટેલા ચારૂ વિલોકી
મોહ થકી રહી બુદ્ધિ જતી, ભરયૌવન૦ ૭

૫

હસ્ત વતી બે ગ્રહવા જાતાં
ચંચુપ્રહાર ન બાકી રતિ, ભરયૌવન૦ ૮

ઘા અતિ કારી વિષ વિકારી
પ્રસર્યું કાય બધે ફરતી, ભરયૌવન૦ ૯

અંધ બનાવ્યો ભાન ભૂલાવ્યો,
શું થયું તેની રહી ન મતિ, ભરયૌવન૦ ૧૦

આ શું મહા દુઃખ કે શું મહા સુખ ?
કોણ કળે આ કામકૃતિ ? ભરયૌવન૦ ૧૧

હરિગીત છંદ.

અકળિત કૃતિ છે કામની ચક્ષુ છતાં અંધો કરે,
તોફાની કૃતિ છે કામની વિકાર અંતરમાં ભરે,
બળવાન કૃતિ છે કામની સૌ જ્ઞાન અંતરથી હરે,
પરવશ બનાવી તે મુકે, બુદ્ધિ બગાડે આખરે. ૧૨

અંકુશ જો નવ મન પરે તો કામ ફાવી જાય છે,
અંકુશ જો નવ મન પરે તો લક્ષ્મી ત્યાં લૂટાય છે,
અંકુશ જો નવ મન પરે તો પ્રાણ ત્યાં સપડાય છે,
અંકુશ જો નવ મન પરે તો પાયમાલી થાય છે. ૧૩

કૃતિ આવી દેખી કામની ચેતી વિચારી ચાલજો.
ધરી આત્મબળ તેવા સમે વશ રાખી મનને મારજો,
વશ રાખી ઈન્દ્રિઓ બળે સંયમ સદા સંભાળજો,
ચાહો મહા સુખશાંતિ તો અંકુશ મન પર રાખજો. ૧૪



# નેતરની નમ્રતા કે કપટભાવના ?*



ગરબી. (ઓ વાંસલડી—એ રાહ.)

ઓ નેતર તું ! આવી પડી શું નજરે સારી આ ઘડી ? !
શિદ નરક તજી ભૂમિ પરે તું વાસ કરી અત્રે પડી ? ! એ ટેક.

છે નમ્ર ઉપરથી તું ભારી, પણ કપટ હૃદયમાં ધરનારી,
તું પાપી અભાગી નીચ નારી, ઓ નેતર તું૦ ૧

કો માનવી આવીને વાળે, તો તરત વળે તું તે કાળે,
શો પ્રેમ ઉપરથી તું આલે ! ઓ નેતર તું૦ ૨

તે જો પાછો કર લે તાણી, તેવી ને તેવી થાવાની,
તું પથ્થર ઉપર છે પાણી, ઓ નેતર તું૦ ૩

અતિ માર મારીને સપડાવે, તો રતિ શિખ ઉરમાં તું લાવે,
અહિં એકલી તુજને સૌ ફાવે, ઓ નેતર તું૦ ૪

જ્યારે વાયુ નીર ચાલે છે, તું ખોટી નમ્રતા ધારે છે,
તે જાણીને જાવા દે છે, ઓ નેતર તું૦ ૫

---

* નેતરનો સ્વભાવ સાધારણ રીતે સ્થિતિસ્થાપક હોય છે, જેમ વાળીએ તેમ તે વળે છે, અને જ્યારે તેને છુટી મુકવામાં આવે છે ત્યારે તે હતી તેવી થાય છે, પરંતુ જ્યારે તેની સોટીને બરાબર વાળી સજડ બાંધી રાખવામાં આવે છે ત્યારેજ તે કાયમની વળી રહે છે; આવા તેના સ્વભાવને લીધે તેને ખોટી નમ્રતા ધારણ કરનાર કપટી સ્ત્રી તરીકે કલ્પી તેના પ્રત્યે તિરસ્કાર બતાવવામાં આવ્યો છે.

જ્યારે જ્યારે તે સ્થિર રહે છે, તું પ્રથમનું તુજ રૂપ ધારે છે,
તુજ મોટાઇ બતલાવે છે, આ નેતર તું૦ ૬

આ ખોટી નમ્રતા તું ધારી, વાયુ નીરને છેતરનારી,
જેથી જીવે છે તું નારી, આ નેતર તું૦ ૭

નર નાર બાળને ધ્રૂજાવે, ડર અધિક ઉરમાં ઉપજાવે,
નહીં દયા દિલ માંહે લાવે, આ નેતર તું૦ ૮

આ ભવમાં ને આ ભવ માંહે, જો ને શિક્ષા તુજને થાયે,
પ્રભુ શિદને તે વિસરી જાયે ! આ નેતર તું૦ ૯

તુજને કાપી જન લાવે છે, રીબાવી ખાલ ઉતારે છે,
તે ખાલની જાળી બનાવે છે, આ નેતર તું૦ ૧૦[1]

તેની ઉપર સૌ જન બેસે, અતિ ભાર દાબીને તે દેશે,
નવ અરજ પાપીની ઉર લેશે, આ નેતર તું૦ ૧૧

સર્વે ગુણીના ગુણ ઉચ્ચારે, દુર્ગુણીને સૌ જન ધિક્કારે,
દ્દષ્ટાંત તેનું છે તું આ રે, આ નેતર તું૦ ૧૨

દુર્ગુણી દુઃખે પીડાયે છે, સદ્‌ગુણી મહા સુખ માંહે છે,
ગુણદુર્ગુણનો ન્યાયજ એ છે, આ નેતર તું૦ ૧૩

હરિગીત છંદ.

નેતર સમાં નરનાર જગમાં દૃષ્ટિગોચર થાય છે,
દુશ્મન કદી સામો મળે તો નમ્ર તે બની જાય છે,

---

૧ નેતરની છાલ મજબૂત અને નરમ હોવાથી તેની સળીઓ ઉતારી ખુરશી પલંગ વીગેરેને જાળીના આકારમાં ભરવામાં આવે છે; આ ઉપરથી જાણે તેના શરીરની ખાલ ઉતારી શિક્ષા કરવામાં આવતી હોય એવી ઉત્પ્રેક્ષા છે.

વાણી મધુર મુખથી વદે આજીજી પણ તેવી કરે,
 વિલોકી આવો નમ્ર તેને શત્રુ પણ પાછો ફરે. ૧૪

પણ શત્રુ કદી નબળો પડી આવે ફરી જો લાગમાં,
 શત્રુની સામે તે થઇ સપડાવશે પછી પાશમાં,
છે નમ્રતાની મૂર્તિઓ આવી અરે દુનિયા પરે,
 માની મહા સુખ નમ્રતાના દંભમાં તે છેતરે. ૧૫

## પૂર્ણિમાએ આકાશદેખાવ*

અથવા

## સુંદર સરોવરનું દૃશ્ય.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દૃષ્ટિએ દૂર દેખતાં દિવ વિષે દેખાવ તે દીપતો,
 આધિઅર્ક અધિક ઉષ્ણ ઉર માંહે અસ્ત લાગે થતો !
આકાશે નિરખીજ શીતળ શશી શર્માઈ શું તે ગયો ?!
 કે શોકાગ્નિ સહૂ શશીસલિલથી શું શાંત જલ્દી થયો ?! ૧[1]

ઉંચે વિમળ વ્યોમ વ્યાપી રહ્યું આ ! વિશાળ જોતાં ઘણું !
 દિસે વિમળ વ્યોમ કે અમળ આ કાસાર શું નીરનું ?!

---

* આકાશની સરોવર રૂપે અને ચંદ્રની કમળ રૂપે કલ્પના કરી વર્ણન કરવામાં આવ્યું છે.

૧ આકાશમાં પૂર્ણ પ્રફુલ્લિત ચંદ્રને દેખીને શોક રૂપી સૂર્ય અસ્ત થાય છે તે જાણે ચંદ્રને દેખીને શરમાઈ ગયો કે પછી શોક રૂપી અગ્નિ ચંદ્ર રૂપી પાણીથી શમી ગયો ? અર્થાત્ શોક દૂર થયો.

વચ્ચે વાદળ છે વિહાર કરતાં વાયાથી વાયુ બહુ,
ચાલે વાદળ કે સરોવરજળે ચાલે તરંગો સહુ ? ! ૨

કેવો શીતળ આ શશી ગગનમાં તેજસ્વી સુશોભતો !
ચોરે ચિત્ત ચતુર ચંદ્ર ગગને ચક્ષુ વળી ચોરતો,
દુઃખાદિ દિલથી સહુ દૂર રહે દેખી મહા શીત એ !
આકાશે પ્રફુલિત પૂર્ણ શશી કે પદ્માકરે પદ્મ એ ? ! ૩

પૂરો પ્રેમ પમાડતો પવન આ શાન્તિ પમાડે વહી,
વાતો વિમળ વાયુ કે કમળની શું વાસ વ્યાપી રહી ? !
તારાઓ ચકતા ગ્રહો ચળકતા દેખાવ દે કો સ્થળે,
જાણે કોમળ નાની પદ્મકળિઓ ખીલી રહી છે જળે ! ૪

કૌમુદી શીત શ્વેત શાન્ત કરતી વ્યાપી ભૂમિકા પરે,
લજ્જા પામી શું પદ્મપાંસુપટથી[1] કાયા ભૂમિ આવરે !
ચાહી ચાહી ચકોર ચિત્ત ગગને ઉડે ઉમંગી બની,
જાણે ભાળી સુપદ્મભોગી ભ્રમરો ભાસે જતા તે ભણી ! ૫

ચંદ્રિકા તુજ ચંદ્ર હે જગતને તૃપ્તિ પમાડે કરે,
સૌ માધુર્ય મધુ સમાન ફળ માંહે કિરણમાર્ગે સરે,
ખીલી શર્વરી મંદ હાસ્ય કરતી તારા થકી આનને,
દેજે સર્વ સ્થળે સુધાકર સુધા શાન્તિ મહા સુખને. ૬

---

૧ પદ્મપાંસુપટથી = કમળની રજથી બનેલા વસ્ત્રથી. ભૂમિ ઉપર શાંત શ્વેત ચાંદની વ્યાપી રહી છે તે જાણે ભૂમિરૂપી સ્ત્રી કમળની રજથી બનેલા વસ્ત્રથી પોતાની કાયા લજ્જા પામીને ઢાંકતી હોય તેવી ઉત્પ્રેક્ષા છે.



સકળ ગગન માંહે અભ્ર દેખાવ દે છે! વિધ વિધ રચનાઓ કેવી તે ત્યાં રચે છે!
નિરખી નિરખી નેત્રે તર્કવિતર્ક થાય, ગગનની રચના કે ઉદધિ શું જણાય? ટુક-૧

વાંચો સામેનું કાવ્ય- "અષાઢ સમયનો આકાશદેખાવ
અથવા અભ્રરચનાનું દૃશ્ય."

# મધ્યાહ્ન સમયનો આકાશદેખાવ*

અથવા

# ભૂગોળરચનાનું દૃશ્ય

અને

# અસ્થિરતાનો ચિતાર.

માલિની વૃત્ત.

સકળ ગગન માંહે અભ્ર દેખાવ દે છે!
વિધ વિધ રચનાઓ કેવી ત્યાં તે રચે છે!
નિરખી નિરખી નેત્રે તર્કવિતર્ક થાય,
ગગનની રચના કે ઉદધિ શું જણાય?! ૧

ઘનગણકૃતિ કેવી શ્વેત દિવે દિસે છે,
સહુ શું ઉદધિ મધ્યે શોભતા દ્વીપ તે છે?!
કંઈ કંઈ નીલવર્ણા એક બીજા પરે છે,
દ્વીપ પર ગિરિ મોટા દૃષ્ટિએ શું પડે છે?! ૨[1]

*હિમન્તઋતુના મધ્યાહ્નસમયના આકાશનો દેખાવ છે; મધ્યાહ્નસમયે જ્યારે જ્યારે પૃથક્ પૃથક્ વાદળાં આકાશમાં છવાય છે ત્યારે ત્યારે પૃથ્વીનો આબેહુબ ચિતાર બની રહે છે, તે પરથી આકાશની મહાસાગર રૂપે અને વાદળાંના સમૂહની જમીનના મોટા ખંડો તરીકે કલ્પના કરી પૃથ્વી ઉપરના જુદા જુદા દેખાવોની ઉત્પ્રેક્ષા કરી વર્ણન કરવામાં આવ્યું છે.

૧ જ્યારે વાદળાં એક બીજા ઉપર ચડી ગાઢ બને છે ત્યારે શ્યામ વર્ણ ધારણ કરે છે તે જાણે દ્વીપ ઉપર પર્વતો હોય તેવો ભાસ થાય છે.

જરી જરી ઘન વચ્ચે દિવ દેખાવ દે છે!
  સરવર જળ કેરાં શું ભરેલાં દિસે છે?!
વિવિધ ગગનરેષા લાંબી કોઈ જગે છે!
  ગિરિ થકી નિકળેલી શું સરિતા વહે છે?! ૩[1]

કંઇ ઘનગણ વચ્ચે વાદળી સાંકડી છે,
  સરસ સરવ સંયોગીભૂમિ શું બની છે?!
કંઇ ઘનગણ વચ્ચે વ્યોમકિનારી જોતાં,
  સકળ બની રહી સામુદ્રધૂનિ જુઓ ત્યાં?! ૪[2]

અનિલ અખિલ આકાશે કંઈ મંદ વાય,
  પવનબળ થકી તે વાદળાં સૌ તણાય,
મનુજ! જરૂર જાણો જગતમાં તેમ થાય,
  વન નગર ગિરિ સૌ કાળચક્રે તણાય! ૫

ઉજડ રણ બને જ્યાં ગિરિ આવી પડેલા,
  નહીં સરવર લાગે છે રણો જ્યાં બનેલાં,
નૃપતિ દીન બને છે થાય છે દીન રાજા,
  પળ પળ બદલાયે વેશ સૌ આમ ઝાઝા! ૬

---

૧ કોઇ સ્થળે વાદળાંમાં જરાક આકાશનો ભાગ ઉદા રંગનો જણાઇ આવે છે તે જાણે સરોવર પાણીથી ભરેલાં હોય તેવો દેખાવ જણાય છે. વળી કોઇ સ્થળે વાદળાંના સમૂહમાં જુદી જુદી લાંબી વાંકી ચુકી આકાશની ઉદા રંગની રેષાઓ અર્થાત્ લીટીઓ જણાઇ આવે છે તે જાણે પર્વતમાંથી નદીઓ વહેતી હોય તેવું લાગે છે.

૨ બે મોટા વાદળાંના સમૂહ વચ્ચે જ્યારે એક નાની સાંકડી વાદળી આવે છે ત્યારે તે વાદળી સંયોગીભૂમિ જેવી લાગે છે; તેવીજ રીતે બે મોટા વાદળાંના સમૂહ વચ્ચે જ્યારે આકાશની ઉદા રંગની કિનારી જણાય છે ત્યારે તે આકાશની કિનારી સામુદ્રધૂનિ જેવી જણાય છે.

અતિશય ગગને આ ભાનુ કેવો પ્રકાશે !
 સુખદ જગતરાજા વિશ્વમાં જેમ ભાસે,
સબળ કિરણ નાખી તેજ સર્વત્ર દે છે,
 જગપતિ શું દયાની દૃષ્ટિ પ્રેમે કરે છે ?! ૭

રજનિ સરતીં પૂર્વે પશ્ચિમે જેમ નાસે,
 જગપતિ વિણ જાણે જગ્ત અંધેર ભાસે !
ચળક ચળક કિર્ણો પશ્ચિમે સૌ સરે છે,
 જગતજન સદાયે આવતાને નમે છે. ૮[1]

વળી દિનકર વચ્ચે અભ્રની સ્વારીં આવે,
 સહુ દિનકરનું એ તેજ ત્યાંથી છુપાવે,
કિરણ સકળ તેનાં ના પ્રકાશે જરાએ,
 ઈશ જગતનીં માયાથી જરી ના જણાયે, ૯[2]

કુદરત ! ખુબીં તારી કેવીં આ સર્વ દિશ !
 તુજ ખુબીં કળતાં તો જાય હારી કવીશ !
ચળિત જગત આવું છે વૃથા જગ્તભ્રાન્તિ,
 નસિહત સમજીને લે મહા સુખશાન્તિ. ૧૦



૧ સૂર્યની ગતિ પૂર્વથી પશ્ચિમની હોવાથી પૂર્વ તરફ સ્વાભાવિક રીતે અંધારૂં થતું જાય છે અને પશ્ચિમ તરફ કિરણો આગળ પ્રસર્યાં કરે છે તેથી પશ્ચિમ દિશા તેજસ્વી થતી જણાય છે તે ઉપરથી રાજાના જવાથી રાજ્યમાં અંધેર થાય છે અને રાજાના આવવાથી સર્વ સતેજ થાય છે અને પ્રજા આવતાને નમે છે એવી ઉત્પ્રેક્ષા કરી છે.

૨ સૂર્ય ઉપર વાદળ આવવાથી તે જણાતો નથી તેમ ઈશ્વર પણ જગતની માયા રૂપ આવરણથી જણાતો નથી.

# અમાવાસ્યાએ આકાશદેખાવ*

અથવા

# શિક્ષક વિનાની શાળાનું દશ્ય.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ભાનુ અસ્ત થયો તિમિર પ્રસર્યું ભૂમિ ભલી ભાળતાં,
ભાનુ કે ગુણી આ ગુરૂ ગગનના ભાસે સ્વધામે જતા ?!
પામે વૃદ્ધિ તિમિર મંદ ગતિથી રાત્રિ સરે આ સહી,
જાણે ભાનુગુરૂ વિના સહુ સ્થળે અંધેર શાળા મહીં! ૧

પશ્ચિમે ગ્રહ શુક્રનો ચળકતો દૃષ્ટિ પડે એકલો,
જાણે શુક્ર છકેલ શિષ્ય રમવા ઉમંગથી નિકળ્યો ?!
ચાલ્યો સૂર્ય પછાડી મંદ ગતિથી કિર્ણદૃગે ભેદતો,
શું ભાનુગુરૂની તપાસ કરવા પૂંઠે જતો ભાસતો! ૨[1]

---

* આકાશની નિશાળ રૂપે, સૂર્યની ગુરૂ રૂપે, અને ગ્રહ તથા તારાઓની વિદ્યાર્થીઓ રૂપે કલ્પના કરી પૂરેપૂરી રાત્રિના દેખાવનું વર્ણન કર્યું છે અને તે અરૂણોદયના છેવટના વર્ણન પરથી સ્પષ્ટ સમજાય છે.

૧ સૂર્યના અસ્ત થયા પછી શુક્રનો ગ્રહ પશ્ચિમ દિશામાં પ્રકાશ મારતો જણાઇ આવે છે અને કેટલાક વખત પછી તે પણ અસ્ત થાય છે. તેની ગતિ એવી છે કે અમુક વખત સુધી સૂર્યાસ્ત પછી તે પશ્ચિમે દેખાય છે. (આ વખતે તેને અંગ્રેજીમાં Evening star સાંજનો તારો કહે છે) અને અમુક વખત સુધી સૂર્યોદય પહેલાં તે પૂર્વમાં દેખાય છે (આ વખતે તેને Morning star સવારનો તારો કહે છે), આ ઉપરથી શુક્ર જાણે ભાનુગુરૂની પાછળ તપાસ કરવાને જતો હોય એવી કલ્પના કરી છે.

આકાશે પરિપૂર્ણ ઉજ્જવળ ધીંસે તેજસ્વી તારા થયા,
તારા કે રમવા કુમાર નિકળ્યા ?! નિશ્ચિત સર્વે બન્યા !
કો તેજસ્વી વિશેષ, લેશ, લઘુ કો, મોટા ઘણાકો વળી,
મોટા કોઈ સમાન નાની વયના વિદ્યાર્થીની મંડળી ! ૩[1]

શી તારાગણની રચાઈ રચના ?! બુદ્ધિ કહ્યું ના કરે !
આ તારાગણ કે કુમાર રચના શું ખેલની આદરે ?!
સૌ આકાર નવા નવા સમૂહમાં, દેખાવ આનંદ દે !
તે તે લાયક ઉપમા નવ જડે, શું મુખ શોભા વદે ?! ૪

ચક્રાકાર, ત્રિકોણ, હસ્ત સરખા, પ્રાસાદ દેખાવના,
કો મૃદંગ, પલંગ, બાણ, ગૃહના આકારના છે ઘણા,
હસ્તીદંત સમા, કુરંગશિર ને કોઈ રથાકારના,
આ તારારચના જ કે રમતના નાના પ્રકારો બન્યા ?! ૫[2]

કો તારાગણ લંબ પુચ્છ[3] સરખું છે સાથ તે અંતમાં,
જાણે પાછળ એકને પકડવા નાસે સહૂ સંગમાં !

---

૧ તારાઓ સૂર્યના જવાથી તેના તેજની ગેરહાજરીના લીધે પરિપૂર્ણ રીતે પ્રકાશે છે તે જાણે નાનાં છોકરાંઓને રમત ઉપર વધારે પ્રેમ હોવાથી ગુરૂની ગેરહાજરીમાં નિર્ભયપણે છુટા થઇ રમવા માંડે છે એવી ઉત્પ્રેક્ષા છે.

૨ તારામંડળમાં ઘણા ઘણા તારાઓએ જુદા જુદા સમૂહમાં ગોઠવાઈ જુદાં જુદાં રૂપ ધારણ કરેલાં છે તે ઉપરથી ખગોળવેત્તાઓએ આકાર પ્રમાણે તેમનાં નામ ચક્ર, ત્રિકોણ, હાથનો પંજો, પ્રાસાદ, મૃદંગ, પલંગ, બાણ, ગૃહ, હસ્તીદંત, કુરંગમસ્તક, રથ વીગેરે પાડેલાં છે. આ આકારો જાણે છોકરાંઓની રમતોના જુદા જુદા પ્રકારો હોય તેવી કલ્પના કરી છે.

૩ પુંછડીઆ તારાનો (Comet) દેખાવ એવો હોય છે કે આગળથી અણી અને પાછળ મોટું ઝીણા તારાઓનું બનેલું લાંબું પુંછડું હોય છે,

વ્યોમે ઉજ્જ્વળ આ પ્રકાશિત મહા તેજસ્વી મંદાકિની![1]
છે મંદાકિની કે રચેલી નિયમે સામગ્રી શું કેલિની?! ૬

શાન્તે નિશ્ચલ ધ્રુવ ઉત્તર નભે કેવો હસે છે તહિં!
શું તે ધ્રુવકુમાર ચોકી કરતો અસ્થિર ઉભો રહી?!
તારાઓ પડતા ખરી ગગનથી નીચે ત્વરાથી કંઈ!
તારા કે લઘુ બાળકો સરી પડે શું દાવ ચૂકી જઈ?! ૭

પૂર્વે થાય અરૂણ ઉદય જુઓ, તારા ગયા સો ડરી,
આકાશે દળી જાય મંદ બનીને આભાસ દેખી ફરી,
તૈયારી બની સૂર્યની, અરૂણ આ છે સૂર્યનો સારથિ?
"આવે ભાનુગુરૂજી" એમ સૂચવે શું સારથિ દૂરથી? ૮[2]

કેવા એક બીજા પછી બની રહે નિસ્તેજ તારા સહુ!
જાણે દૂરથી સૂચના સમજીને શાણા બને છે બહુ!
રાત્રિ શાન્ત વહી ગઇ, અકળ આ કેવી કૃતિ વ્યોમની!
આનંદી શી બનાવી હે ગગન તેં રાત્રિ મહા સુખની!

---

આ દેખાવ જાણે એક દોડતા છોકરાને પકડવાને તેની પછવાડે છોકરા દોડતા હોય તેવો લાગે છે.

૧ મંદાકિની=આકાશગંગા, જેમાં બાર રાશીઓ આવેલી હોય

૨ અરૂણોદય થવાથી સૂર્યનાં કિરણોના પ્રકાશનો ઘણો ઝાંખો આકાશમાં જરા જરા જણાયાથી તારાઓનું તેજ કમી થવા લાગે સૂર્યની સ્વારીની તૈયારી થાય છે. આ અરૂણસૂર્યના રથનો સારથિ છે અને તે જાણે વિદ્યાર્થીઓને ભાનુગુરૂ આવે છે એવું દૂરથી સૂચન હોય એવી ઉત્પ્રેક્ષા છે.

વાંચો સામેનું [illegible] "મૃગજળ અથવા કુદરતના મિથ્યાભાસનું દૃશ્ય."



નહીં સર નહીં જલ, મૃગજળ ચિત્રનેત્રે ભમે!
હરણ! જળરંગ છે, જળ નહીં, તું શાને ભ્રમે? ટૂંક ૩-૪

# મૃગજળ*

અથવા

# કુદરતના મિથ્યાભાસનું દૃશ્ય.

પૃથ્વી વૃત્ત.

અહા નિરખું શું તહીં? નવીન ભાસ કેવો દિસે?
કહાંથી પ્રકટ્યું અરે સ્વરૂપ તે ભૂમિકા વિષે!
હતું નવ વિલોકતાં કંઇ હતો હું જ્યારે તહિં!
ચડે નયન ચિત્ર શું! ખુબી મહા બની આ રહી! ૨

સરોવર દિસે દૃગે! ન હતું જ્યાં કંઈ ત્યાં રમે!!
નહીં સર નહીંજ, મૃગજળચિત્ર નેત્રે ભમે!
જલાશય ખૂબી! તલે વશી તરૂપ્રતિચ્છાય[1] શી!
મનોજ્ઞ રચના મહા! હરિણ જાય ત્યાં ત્યાં ધશી! ૩

* કોઇ જંગલમાં દૂરથી બરાબર સરોવર જેવો દેખાવ દેખાય છે તેને મૃગજળ, મૃગતૃષ્ણા અથવા ઝાંઝવાનાં જળ (mirage) કહેવામાં આવે છે. આબેહુબ પાણીનો ભાસ દેખી હરણો પાણી પીવા માટે તે તરફ દોડે છે પણ વાસ્તવિક રીતે તે કંઇ નહીં હોવાથી તે દેખાવ આગળ ને આગળ જતો જણાય છે તેથી છેવટે તૃષા તૃપ્ત કરવાની ફોકટ આશામાં દોડતાં હરણ થાકી નિરાશ થાય છે. આ કાવ્યમાં હરણ દ્વારાએ જગતની માયાની તૃષ્ણામાં તણાતા પુરૂષોને ઉપદેશ દેવામાં આવ્યો છે. મુસાફર જંગલમાં મુસાફરી કરી રહ્યો છે, તેવામાં તે પાછળ નજર કરે છે તો જ્યાંથી તે આવતો હતો તે સ્થળે સુંદર સરોવરનો ભાસ થાય છે તેથી તે દૃશ્ય ઉપરથી મુસાફર તેનું વર્ણન કરે છે અને ઝાંઝવાનાં જળનો ખ્યાલ થતાં તે તરફ દોડતાં હરણને ઉપદેશ કરે છે.

૧ તરૂપ્રતિચ્છાય = ઝાડનો પડછાયો. આ મૃગજળના દેખાવના પાણીની અંદર ઝાડના પડછાયાનો પણ ભાસ થાય છે.

## વનદેખાવ

અથવા

## કુદરતી કૃતિનું અવલોકન.

ઇન્દ્રવિજય વૃત્ત.

ખેતર સાર કુવેતર ગોચર દૃષ્ટિ પડે ફરતાં વન વિષે,
ચાર દિશા દિસતાં દ્રુમ ખેતર અંદર છોડ રસાળ અતિશે,
કોઇ બન્યાં પીંત પીત ફૂલોથીં કરે શીંત ચિત્ત ચડી ચિતવાસે,
શ્વેત ગુલાબીં સુશોભિત લાલ લીંલા પચરંગ કુસુમથીં ભાસે ! ૧

કુસુમ કોઈ ખીલ્યાં પરિપૂર્ણ,અપૂર્ણ વળી કંઈ સુરભિ ભારે,
રંગીંન આ રચના શીં રચાઇ! સુચિત્ર સહૂ ચિતર્યાં શું ચિતારે?!
ફૂલણજી ફૂલીં આમ વળે નિજ ફૂલ કદી નવ દિલ દબાવે,
ગુણીં જનો બકીં બોલ કદાપિ સુખે નિજ ગુણ નહીં બતલાવે. ૨

સુજ્ઞ જનો સમ છોડ ઘણાક દિસે ભમતાં કંઇ ખેતર માંહિ,
છે કણથીજ ભરેલ અતિશય ફૂલથીં ફાલીં મરે ન ફૂલાઇ,
છે કણભારથીં તે નમતા, ધરીં ગર્વ જરી ગગને ન નિહાળે,
તેહ ભૂમિકુળમાત ભણી નમીં નિર્મળ ભક્તિ બતાવીં શું આલે! ૩

દુર્મિલા વૃત્ત.

ફરતા અતિ કોસ કુવેતરમાં બહુ સાદ થતા કરણે પડતા,
પૂર શૂરથીં તાળથીં ચક્ર ફરે, વળીં ખેડુત રાગ પૂરે ગમતા;
બળથી જળ ઉડીં અવાજ કરી નિજ મારગ માંહિ વહે ભમતું,
ભમતું ફરતું નીંર ખેતરમાં સહુ છેવટ ભૂમિ વિષે શમતું. ૪



સૌ આનંદ વશી રહ્યો હૃદયમાં દેખી લીલા દૃષ્ટિએ,
પાણી પુષ્પ લતા તરૂ કુદરતી ચિતાર આ ભૂમિએ. ટુક-૨૭

**વાંચો સામેનું કાવ્ય**- "વનદેખાવ અથવા
કુદરતી કૃતિનું અવલોકન."

વળી ખેતર અંદર ઉંદર સૌ દર ભોંય કરી દરમાં વસતા,
કરડી થડ છોડ નીચે ધરતા, પછી ઉંદર ઉંદરને ભરતા;
કપિઓ કુદતાં, સસલાં રમતાં, ભુંડ સૂવર કોઈ વિષે ભમતાં,
બહુ હાની અનાજની સૌ કરતાં કંઇ ખેડુતની ખુસથી ડરતાં.૧૦

ઇંદ્રવિજય વૃત્ત.

ખીલી, સકંટક બાવળ, આવળ રંગીન પીત ફૂલોથી ફૂલેલા,
શોકનિવારણ શોભિત સાર, અશોક તરૂ અતિ રમ્ય ઉગેલાં,
રોગનિવારણ આ સુખકારી લતા લીલી સાબરસંગની પાસે,
આવી નિહાળી મનોજ્ઞ તરૂરચના ઉર હર્ષસરોજ વિકાસે.૧૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

છે વિચિત્ર બળી ગયેલ સઘળા કેવા જવાસા[1] અહીં!
દેખીને નિજ જાતિભાઈ સુખમાં સુકાય ઉભા રહી!
આવે છે વરસાદ સુખ કરતા વૃક્ષો ખીલે સૌ ઘણાં!
આ સુકાઇ મરેજ મત્સરનિધિ છોડો જવાસા તણા. ૧૨

એવા માનવી ભૂમિમાં અધિક છે નિધિ અદેખાઈના!
બીજાને સુખી દેખીને બળી મરે દિલે ખરે તેમના!
દેખે લાભ ન લેશ તેમ કરતાં, સુકાઈ પોતે મરે,
સદ્ગુણી તણી રીતિ એ નવ કદી, મૂર્ખા નરોની ખરે. ૧૩

---

૧ જવાસા = આ નામના છોડનાં ડાળાં કાપીને હવા ખાવા માટે તેની ટટ્ટી બનાવવામાં આવે છે; આ છોડમાં એવો વિચિત્ર ગુણ છે કે ઉનાળામાં જ્યારે બીજી વનસ્પતિ સુકાય છે ત્યારે તે નવપલ્લવ થાય છે અને વરસાદ થવાથી જ્યારે બીજી વનસ્પતિ નવ પલ્લવ થાય છે ત્યારે તે બળી જાય છે.

રસ ભૂમિ તણો કળથી કસીને નિશદિવસ છોડ હરિત રહે,
હરદી શ્રમ ખેડુત આમ કરી, ફળ મિષ્ટ લણી દિલ સુખ ગ્રહે;
સુખ માંહિ નિરોગી દિસે જન તે, રવિતાપ તણો ડર ના જ ધરે,
સુખ લે હરખી નિરખી વનને, વનની ગમતો વિધ વિધ કરે. ૫

નૃપતિવર ને ધનવાન ભલે મનથી સુખ સૌ સમજે ધનમાં,
કરવા તન પુષ્ટ નિરોગી ભલે દઇ દામ દવા જ ભરે તનમાં,
પણ કોટી દવા મળી એક હવાની બરાબરી શું કરશે જગમાં!
પ્રભુ દીનદયાળ જુઓ દરકાર કરે દીન ખેડુતની વનમાં. ૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કેવા શાન્ત ઉંચા વડા અધિક આ ગંભીર ભારે વડો!
પત્રો કેરી ઘટા બહુ સરસ છે! કેવાં દિસે છે થડો?
લે વિશ્રામ તમામ પ્રાણી હરખી છાયા નીચે આ વને!
મોટાના સુખકારી આશ્રય થકી પામે દીનો સુખને! ૭

ભારે છે વડવાઇઓ ભૂમિ સુધી નીચે નમેલી બહુ,
જાણે તે ભૂમિમાતને નમી પડી ભાવેથી વંદે સહૂ!
પક્ષી ગાન કરે મધુર સુરથી બેશી તરૂ ઉપરે,
શું તેઓ ભૂમિમાતના ગુણ પ્રીતે હર્ષે ગીતે ઉચરે?! ૮

દુમિલા વૃત્ત.

શુક કાબર તેતર ખેતર અંદર કાગ, મયૂર ઘણાં ભમતાં,
ભમતાં ફરતાં ઉડતાં લડતાં, જમતાં કણહાની બહુ કરતાં,
સમળી, ચકલી તણું વૃંદ રમે, ગીત ઉચરતાં જમતાં,
નવ જાત ગણાઇ શકે ગણતાં! ભૂલ લેખક ખાય ગણી લખતાં!૯

વળી ખેતર અંદર ઉંદર સૌ દર ભોંય કરી દરમાં વસતા,
કરડી થડ છોડ નીચે ધરતા, પછી ઉંદર ઉંદરને ભરતા;
કપિઓ કુદતાં, સસલાં રમતાં, ભુંડ સૂવર કોઈ વિષે ભમતાં,
બહુ હાની અનાજની સૌ કરતાં કંઈ ખેડુતની બુમથી ડરતાં.૧૦

ચંદ્રવિજય વૃત્ત.

બીલી, સકંટક બાવળ, આવળ રંગીન પીત ફૂલોથી ફૂલેલા,
શોકનિવારણ શોભિત સાર, અશોક તરૂ અતિ રમ્ય ઉગેલાં,
રોગનિવારણ આ સુખકારી લતા લીલી સાસરસંગની પાસે,
આવી નિહાળી મનોજ્ઞ તરૂરચના ઉર હર્ષસરોજ વિકાસે.૧૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

છે વિચિત્ર બળી ગયેલ સઘળા કેવા જવાસા[1] અહીં !
દેખીને નિજ જાતિભાઈ સુખમાં સુકાય ઉભા રહી !
આવે છે વરસાદ સુખ કરતા વૃક્ષો ખીલે સૌ ઘણાં !
આ સુકાઇ મરેજ મત્સરનિધિ છોડો જવાસા તણા. ૧૨

એવા માનવી ભૂમિમાં અધિક છે નિધિ અદેખાઈના !
બીજાને સુખી દેખીને બળી મરે દિલે ખરે તેમના !
દેખે લાભ ન લેશ તેમ કરતાં, સુકાઈ પોતે મરે,
સદ્ગુણી તણી રીતિ એ નવ કદી, મૂર્ખો નરોની ખરે. ૧૩

૧ જવાસા = આ નામના છોડનાં ડાળાં કાપીને હવા ખાવા માટે તેની ટટ્ટી બનાવવામાં આવે છે; આ છોડમાં એવો વિચિત્ર ગુણ છે કે ઉનાળામાં જ્યારે બીજી વનસ્પતિ સુકાય છે ત્યારે તે નવપલ્લવ થાય છે અને વરસાદ થવાથી જ્યારે બીજી વનસ્પતિ નવ પલ્લવ થાય છે ત્યારે તે બળી જાય છે.

પીળી નાગરવેલ[1] કે તરૂ પરે! જે મૂળ વિના રહે!
પોતે પી રસ વૃક્ષનો લીલી રહે ને સુકવે વૃક્ષ એ.
કાળી ડાકણુ કોઈ કે મનુષ્યને શું આવી બેઠી શિરે?
લે છે પ્રાણ શરીરમાંથી સઘળું શું લોહી તે ચૂશી રે! ૧૪

લીલા સુંદર લીંબડા મળી રહ્યા! ફેલાવ તેનો વડો!
પાસે પીંપર પીંપળા મન હરે! છે પાસ પાસે થડો!
કૂદે છે કપિવૃંદ કે તરૂ મહીં ઉમંગ આણી રમે,
ઉંચે શું ચડી સર્વ આ નિરખતા ભૂમિ ભલી આ સમે?! ૧૫

ભુજંગી વૃત્ત.

દિસે ઝાંઝી ઝીંઝી મળ્યાં પાસ ઝાડો,
પડ્યો કોઠ કંથેરનો કોટ આડો;
મહા વૃક્ષ છે આમ્રનાં આસપાસ,
પશુપંખીનો શાન્તિનો એ નિવાસ. ૧૬

તરૂ સર્વથી તાડ કેવો ઉંચો છે?
ગુણે સર્વથી તે અતિશે નીચો છે;
સહૂ વૃક્ષ દે શાન્તતા છાય આપી,
નહીં આપશે તાડ કિંચિત્ કદાપિ. ૧૭

નહીં તેહ પંકાય કોઇ જગાએ,
કદી કોઈ કીર્તિ કથે ના કથાએ,

---

૧ નાગરવેલ=આ નામની વેલને લાંબી લાંબી દોરીઓ જેવી ટીસીઓ હોય છે, તેને કોઇ લોકો લીલી રાખવા માટે કાપીને કોઇ ઝાડના ડાળા-ઉપર નાખે છે તો તે ઝાડનો રસ પીને લીલી રહે છે. (પાનની વેલને પણ નાગરવેલ કહે છે પણ તે અર્થમાં અત્રે નથી.) આવા તેના અવગુણને લીધે તેને અહિવલ્લી પણ કહેવામાં આવે છે.

ઉંચા માનવી ગુણીમાં ના ગણાયે,
ગુણે જે ઉંચા ગુણ તેના ગવાયે. ૧૮

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કોકિલા તરૂવૃંદમાં ગીત કરે, ગીતત્વરિતા સરે,
આણી અંગ ઉમંગ ગાય અહિં શું વારાંગના સુસ્વરે ?!
શો કોલાહલ શબ્દનાદ ખગના આનંદી કર્ણો ગ્રહે,
સંગે રાગ પૂરે મધુર સ્વરથી ! વીણા બની શું રહે ?! ૧૯
વાયુ શબ્દ કરે તરૂ મહિં ભમી ને થોભી થોભી જરા,
માપી તાળ પૂરે મૃદંગ વચમાં શું કોકિલાને ખરા ?!
વૃક્ષો શાન્ત રહે નહીં પવનથી હાલે અહિંથી તહિં !
જાણે ઉર રીઝી સુગાયન સુણી માથું હલાવે સહી ! ૨૦

હરિગીત છંદ

તૃણ શુષ્ક ક્યાંહિ રાન માંહિ ચાર કોઈ ક્ષેત્રમાં,
અજ મેષ મહિષી વૃંદ ચરતાં ખેલતાં આનંદમાં,
ગોવાળ ઉભા દંડ ધારી ગાયવૃંદ ચરાવતા,
નિજ સાદથી સૌને ત્વરાથી હુકમ માંહે રાખતા ! ૨૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શોભે સારસદ્વંદ્વ પ્રેમી ભમતું છુટું પડે જે નહીં,
પાસે પાસ રહે સદા પ્રતિ પળે પ્રીતિ ન તોડે સહી,
જો મૃત્યુવશ થાય એકજ, બીજું કાયા પીડીને મરે,
પામે સુખ અપાર દમ્પતી અહો આવી પ્રીતિ જે ધરે ! ૨૨

મંદાક્રાન્તા વૃત્ત

અત્યાનંદી મૃગજળ દૂરે શું અલૌકિક ભાસે,
પાણી પીવા દિશ તરફ તે કોઈ કુરંગ નાસે,

થાકી થાકી રખડી મરતાં પાણી ના પાસ આવે,
મિથ્યા તેવું જગતસુખ છે, પાશ માંહે ફસાવે ! ૨૩[1]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

છે શિકારી જનાવરો ભટકતાં, કોઈ ભયે ભાગતાં,
કો કો ભોગ થઈ પડે બળી તણા, કો સુખમાં મ્હાલતાં,
છે શિકારી શિકારમાં રખડતા મૃગાદિને મારતા,
તાણી ચાપ ઘણાક પાપી શરને પક્ષી ભણી તાકતા. ૨૪

કોઈ કોઈ પ્રવાસી મારગ મહીં ધીમે ધીમે ચાલતા,
થાકેલા જન બેસતા હરખથી શાન્તિ અતિ પામતા,
ભારા ઘાસ તણા મુકી શિર પરે ખેડુત સ્ત્રી આવતાં,
ભાસે લોક ઘણાંક આ વન વિષે, કો આવતાં, કો જતાં. ૨૫

માલિની વૃત્ત.

ફરર ફરર આવે વાયુ ચારે દિશાનો,
સુરભિ પવન સાથે ગુણ સૌ આવવાનો,
વિમળ શુભ હવાથી રોગ આદિ વિનાસે,
અધિક ગુણ પમાડે સુખશાન્તિ પ્રકાશે ! ૨૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સૌ આનંદ વશી રહ્યો હૃદયમાં દેખી લીલા દૃષ્ટિએ,
પાણી પુષ્પ લતા તરૂ કુદરતી ચિતાર આ ભૂમિએ,
પંખીનાં ગીત સૌ કરી શ્રવણ હું રંગે બુડયો છું ઘણો !
પીધો આજ અહિં સુધા સમ પૂરો પ્યાલો મહા સુખનો! ૨૭

---

૧ વિશેષ ખુલાસા માટે વાંચો કાવ્ય "મૃગજળ" પૃષ્ટ ૭૭




દેખાવ કેવા દરિયાકિનારે! જોતાં પડે ચિત્ત ઉંડા વિચારે!
કો દમ્પતી રંગરસે ફરે છે! સંકેત સ્થાને જઈ કો ઠરે છે. ટુક ૧-૪

**વાંચો સામેનું કાવ્ય**– "દરિયાકિનારો અથવા
આનંદ અને આરામનો ઓવારો."

# દરિયાકિનારો
અથવા
# આનંદ અને આરામનો ઓવારો.



ઇન્દ્રવજ્રા વૃત્ત.

દેખાવ કેવા દરિયાકિનારે !
　જોતાં પડે ચિત્ત ઉંડા વિચારે !
આનંદી કેવી રચના રચાઈ !
　આવે હૃદેમાં ભૂમિભાસ કાંઈ !　　૧

ભરતી ચડે છે નિયમાનુસારે,
　છોડે નહીં સ્થાન કદી લગારે,
મોટાજ મોટા નવ થાય ખોટા !
　નિત્યે અધૂરા છલકાય છોટા !　　૨

ખેલાડી ખેલો કરતા દિસે છે !
　શોખી પુરૂષો ફરતા ફરે છે !
નાના કુમારો ભમતા વધારે !
　નાના પ્રકારે રમતા કિનારે !　　૩

કો દંપતી રંગરસે ફરે છે,
　સંકેત સ્થાને જઈ કો ઠરે છે,
કોઈ કટાક્ષે નિજ મર્મ આપે,
　કોઇ વિલાસી રતિછાપ છાપે.　　૪

કો યારને શોધતી છૂપી રીતે,
　નિહાળતી વ્યાકુળ વ્યગ્ર ચિત્તે,
ચેષ્ટા વિલોકી રસિકો હસે છે,
　જેને ન રૂચે દૂર તે ખસે છે.　　૫

કોઈ વિચારો કરતા ફરે છે,
કોઇ પ્રપંચે ભમતા ભમે છે,
ઇચ્છા પ્રમાણે સુખ માની લે છે,
દેખાવ આનંદ અનેક દે છે. ૬

કોઇ દિસે મગ્ન મધુર ગીતે,
કોઈ કરે છે સ્તુતિ એક ચિત્તે,
ઉદ્દાર પાસે સહુ જાય પ્રીતે,
પામે મહા સુખ અનેક રીતે. ૭

## સમુદ્રદેખાવ*

અથવા

## પૃથ્વીની વિશાળતાનો અગમ્ય ચિતાર

ઇન્દ્રવજ્રા વૃત્ત.

વિશાળ ગંભીર સમુદ્ર કેવો !
ચિતાર સર્વત્રથી કેમ લેવો ?
આકાશ તૂટી પડી કાંઈ કાજે,
ભૂમિ પરે શું પથરાયું આજે ?! ૧

ચાલે અતિ એક પછી તરંગો !
દેખી વધે છે ઉરમાં ઉમંગો !
આકાશના પૂર્ણ થવા શું ભાવી
આકાશ સાથે ઘનસ્વારી આવી ?! ૨

* સમુદ્રને, ઉંચેથી નીચે ભૂમિ ઉપર તુટી પડેલા આકાશની ઉપમા આપી વર્ણન કરવામાં આવ્યું છે.

મોજાં અતિશે અથડાય આરે !
  રાત્રિદિને શાન્ત નહીં લગારે,
તેને શું આ ભૂમિ નીચે ઉતારે,
  તેથી કિનારા પકડે અત્યારે ! ૩[1]

મોટો કરે છે ઘુઘવાટ ભારે !
  તેથી પડે ચિત્ત ઉંડા વિચારે !
જાણે ભૂમિકા બળથી પીડે છે,
  પોકાર તેથી પ્રભુને કરે છે. ૪[2]

કોઈ તરંગો ઉછળે અતિશે !
  પાછાં સમાયે સહુ નીર વિષે,
જાણે ઉંચે તે ચડવા મથે છે !
  ઉંચે ચડીને ફરીં તે પડે છે ! ! ૫

કેવી કિનારે ભરતી જણાય ! !
  શું માફી લેવા ભૂમિ પાસ જાય ? !
પાછી જુઓ તે સહુ ઉતરે છે !
  જાણે તિરસ્કાર ભૂમિ કરે છે ! ૬

મારે તરંગો સઘળે પ્રકાશ,
  સર્વત્ર કેવા ચળકાટભાસ !

---

૧ એક પછી એક આવતાં દરિયાનાં મોજાં કિનારા પર અથડાય છે તે જાણે વાદળાંઓ ઉપરથી નીચે આવેલા આકાશને પાતાળમાં ઉતારી દેવાને પ્રયત્ન કરી ભૂમિકાના કિનારા પકડે છે. ભૂમિ, ઉપરથી નીચે આવેલા આકાશને, પાતાળમાં ઉતારી નાખવાને મથે છે અને આકાશ પાતાળમાં જવાને નાખુશ હોવાથી બચવાની ખાતર કિનારા પકડે છે એવો ભાસ છે.

૨ નીચે આવેલું આકાશ જાણે ભૂમિના બળથી પીડાતું હોય અને તેથી દુઃખમાંથી મુક્ત થવા ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરતું હોય એવી ઘુઘવાટ પરથી કલ્પના કરી છે.

આવ્યું નીચે આ નભ એમ ધારી,
અત્રે શું તારાની પધારી સ્વારી ?! ૭

ભાનુનું મોટું પ્રતિબિમ્બ લાગે
પાણી વધારે સ્થિર જેહ ભાગે !!
આ તે પ્રતિબિમ્બ જ કે શું ભાનુ ?
આકાશભાનુ પ્રતિબિમ્બ માનું ! ૮[1]

મંદાક્રાન્તા વૃત્ત.

જોતાં કેવું જળ જળ મહા !! દૃષ્ટિમર્યાદ દિસે !
નિધિ સાથે નભ મળી રહ્યું આજ શું જગ્ત વિષે ?!
નાવિકો જો નિધિ ભમી વળે કિન્તુ ના પાસ આવે !
મિથ્યા તેવું જગતસુખ છે ! ભૂત જેવા ભમાવે. ૯

જોતાં સર્વે અધિક દૂરનાં દૂબિને નાવ ભાસે !
કો કો અર્ધાં, જરી જરી કંઇ, પૂર્ણ છે જેહ પાસે,
જાતાં કોઈ કંઈ કંઇ ઘટે, જે વધે આવતાં છે,
દર્શાવે શું 'સકળ ભૂમિ આ વર્તુલાકારમાં છે' ! ૧૦

પાણી માંહે ગિરિ ખડકના જ્યાં પડેલા નડે છે
દીવાદાંડી દીપક ફરતા વાળી તે તે જગે છે !
આવી આવી ઘણીક રચના દૂરથી જાણ આલે !
જાણી દૂરે ભયસૂચક આ નાવિકો નાવ વાળે ! ૧૧

ભાસે આછા કંઈ કંઈ સ્થળે દ્વીપ મોટા પડેલા,
જેમાં ઉંચા કંઇ ગિરિ દિસે અભ્ર ભેગા ભળેલા,

---

૧ સ્થિર પાણીમાં પ્રતિબિમ્બ રૂપે દેખાતો સૂર્ય તે ખરેખર સૂર્ય અને આકાશમાં પ્રકાશ મારતો સૂર્ય તે સૂર્યપ્રતિબિમ્બ છે એવી ઉત્પ્રેક્ષા કરી છે. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

ક્યાં તે ભૂમિ દૂર વશી રહી ?! તર્ક કેવા કરાવે ?
ચોપાસે આ જગતરચના દષ્ટિએ કેવી આવે ? ૧૨

કોઈ નૌકા દૂર ભૂમિ થકી આવી ઉભી કિનારે,
ગાજે ભૂમિ જનસમૂહના હર્ષ કેરા ઉચ્ચારે.
કોઇ નૌકા સજ બની રહી દૂર દેશે જવાને,
આંસુ નાખે વિરહી બનતાં અંતરે શોક આણે. ૧૩

કેવી આ તે અકળ રચના વિશ્વકર્ત્તાની ભાસે !
બુદ્ધિ થાકે, કુદરત તણી કલ્પના ક્યાંથી થાશે ?
જોતાં કિંચિત્ અતિ મન ઠરે, ગાઉં શું ગુણગીતા !
વ્હેવા લાગી હૃદયથી મહા સુખશાંતિસરિતા. ૧૪



## ઇરાવતી નદીમાંથી માંડલે.*



( રાગ ભેરવી. )

મુસાફર ! પૂરી થઈ તુજ આશ,
સફળ થયોજ પ્રવાસ, મુસાફર !
પૂરી થઇ તુજ આશ. એ ટેક.

બ્રહ્મદેશ તું જોવા નીકળ્યો, કુદરતપ્રેમી પ્રવાસી,
સ્થળજળમાર્ગે આવ્યો અહીં તું, છોડી હિંદનિવાસ, મુ૦ ૧

ઇરાવતી આ મહા સરિતા મંદ તરંગ ઉછાળી,
મંદ ગતિથી કેવી વહે છે, દેખી થાય ઉલ્લાસ, મુ૦ ૨

* તા. ૨૬-૩-૧૯૨૮ના દિવસે બ્રહ્મદેશમાં માંડલેથી મીંગુ નામનો મોટો ઘંટ જોવા ઇરાવતી નદીમાં સ્ટીમ લૉંચમાં બેશી સામે કિનારે જતી વખતે ઉદ્ભવેલું કાવ્ય.

આવ્યું નીચે આ નભ એમ ધારી,
અત્રે શું તારાની પધારી સ્વારી ?! ૭

ભાનુનું મોટું પ્રતિબિમ્બ લાગે
પાણી વધારે સ્થિર જેહ ભાગે!!
આ તે પ્રતિબિમ્બ જ કે શું ભાનુ?
આકાશભાનુ પ્રતિબિમ્બ માનું! ૮[1]

મંદાક્રાન્તા વૃત્ત.

જોતાં કેવું જળ જળ મહા!! દૃષ્ટિમર્યાદ દિસે!
નિધિ સાથે નભ મળી રહ્યું આજ શું જગ્ત વિષે?!
નાવિકો જો નિધિ ભમી વળે કિન્તુ ના પાસ આવે!
મિથ્યા તેવું જગતસુખ છે! ભૂત જેવા ભમાવે. ૯

જોતાં સર્વે અધિક દૂરનાં દૂબિને નાવ ભાસે!
કો કો અર્ધાં, જરી જરી કંઇ, પૂર્ણ છે જેહ પાસે,
જાતાં કોઇ કંઇ કંઇ ઘટે, જે વધે આવતાં છે,
દર્શાવે શું 'સકળ ભૂમિ આ વર્તુલાકારમાં છે'! ૧૦

પાણી માંહે ગિરિ ખડકના જ્યાં પડેલા નડે છે
દીવાદાંડી દીપક ફરતા વાળી તે તે જગે છે!
આવી આવી ઘણીક રચના દૂરથી જાણ આલે!
જાણી દૂરે ભયસૂચક આ નાવિકો નાવ વાળે! ૧૧

ભાસે આછા કંઈ કંઈ સ્થળે દ્વીપ મોટા પડેલા,
જેમાં ઉંચા કંઇ ગિરિ દિસે અભ્ર ભેગા ભળેલા,

---

૧ સ્થિર પાણીમાં પ્રતિબિમ્બ રૂપે દેખાતો સૂર્ય તે ખરેખર સૂર્ય અને આકાશમાં પ્રકાશ મારતો સૂર્ય તે સૂર્યપ્રતિબિમ્બ છે એવી ઉત્પ્રેક્ષા કરી છે. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

ક્યાં તે ભૂમિ દૂર વશી રહી ?! તર્ક કેવા કરાવે ?
ચોપાસે આ જગતરચના દૃષ્ટિએ કેવી આવે ? ૧૨
કોઈ નૈકા દૂર ભૂમિ થકી આવી ઉભી કિનારે,
ગાજે ભૂમિ જનસમૂહના હર્ષ કેરા ઉચ્ચારે.
કોઇ નૌકા સજ બની રહી દૂર દેશે જવાને,
આંસુ નાખે વિરહી બનતાં અંતરે શોક આણે. ૧૩
કેવી આ તે અકળ રચના વિશ્વકર્ત્તાની ભાસે !
બુદ્ધિ થાકે, કુદરત તણી કલ્પના ક્યાંથી થાશે ?
જોતાં કિંચિત્ અતિ મન ઠરે, ગાઉં શું ગુણગીતા !
વ્હેવા લાગી હૃદયથી મહા સુખશાંતિસરિતા. ૧૪



## ઇરાવતી નદીમાંથી માંડલે.*

( રાગ ભૈરવી. )

સુસાફર ! પૂરી થઈ તુજ આશ,
સફળ થયોજ પ્રવાસ, મુસાફર !
પૂરી થઇ તુજ આશ. એ ટેક.

બ્રહ્મદેશ તું જોવા નીકળ્યો, કુદરતપ્રેમી પ્રવાસી,
સ્થળજળમાર્ગે આવ્યો અહીં તું, છોડી હિંદનિવાસ, મુ૦ ૧
ઇરાવતી આ મહા સરિતા મંદ તરંગ ઉછાળી,
મંદ ગતિથી કેવી વહે છે, દેખી થાય ઉલ્લાસ, મુ૦ ૨

* તા. ૨૬–૩–૧૯૨૮ના દિવસે બ્રહ્મદેશમાં માંડલેથી મીંગુ નામનો મોટો ઘંટ જોવા ઇરાવતી નદીમાં સ્ટીમ લૉંચમાં બેશી સામે કિનારે જતી વખતે ઉદ્ભવેલું કાવ્ય.

જળ પર તારી નાની નૌકા શિઘ્ર ગતિથી ચાલે,<br>
મસ્ત બની છે જળથી જાણે પામ્યો કામ વિકાસ, મુ૦ ૩

બંને તટ પર બ્રહ્મદેશની ફળદ્રૂપ ભૂમિ ભાસે,<br>
વનસ્પતિ શી ખીલી રહી છે ! કુદરતનો શું વાસ ? મુ૦ ૪

વાદળમાંથી નજર કરીને સૂર્ય કિરણ ફેંકે છે,<br>
જળતલ કેવી ચમકાવે છે ! દિવ્ય તરંગ પ્રકાશ ! મુ૦ ૫

શહેર માંડલે એક કિનારે પ્રાચીન રમ્ય જણાયે,<br>
ડુંગર સુંદર ભાસે દૂરથી, ભેદે છે આકાશ, મુ૦ ૬

ડુંગર ઉપર બરમા જનનાં મંદિર મનહર ભારે,<br>
સુવર્ણ રંગે શૃંગ રસેલાં ચળકે છે ચોપાસ, મુ૦ ૭

બીજે કિનારે ભરપૂર ઝાડી જીર્ણ કંઇ ખંડેરો,<br>
પીતાંબરી વૈરાગી સાધુ–ફુંગીના[1] આવાસ, મુ૦ ૮

ઘંટ એક છે મીંગુ[2] નામે અજબ ચીજ દુનિયામાં,<br>
રણકે છે જે ઘોર અવાજે જોવા નીકળ્યો ખાસ, મુ૦ ૯

વાયુલહરી ભેટી નદીને પુલકિત કરતી અંગે,<br>
નૌકાને પણ કેવી રમાડે ! આ શું રમે છે રાસ ? ! મુ૦ ૧૦

નવયૌવનમાં નૌકા ડોલે, ડોલીને ડોલાવે,<br>
હૃદય મહા સુખશાંતિ પામે, સફળ થયોજ પ્રવાસ. મુ૦ ૧૧



---

૧ ફુંગી=બરમા લોકોના સાધુ. ૨ આ મીંગુ નામનો અસાધારણ મોટો ઘંટ ઘણા પરદેશી મુસાફરો જોવા માટે આવે છે. મોટાઈમાં દુનિયામાં બીજા નંબરે કહેવાય છે.



જો જો મિત્ર ! જરા કરી નજર જો, કેવી કૃતિ છે તહીં !
શું ઉદ્યાન મનોજ્ઞ શોભિત મહા ! વિલોકીએ ત્યાં જઈ. ટુક-૧

**વાંચો સામેનું કાવ્ય**– "ઉદ્યાનદેખાવ અથવા
કુદરતી રચનાનું રમ્ય પ્રદર્શન."

# ઉદ્યાન દેખાવ

અથવા

# કુદરતી રચનાનું રમ્ય પ્રદર્શન.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જો જો મિત્ર ! જરા કરી નજર જો, કેવી કૃતિ છે તહીં ?!
શું ઉદ્યાન મનોજ્ઞ શોભિત મહા ! વિલોકીએ ત્યાં જઇ.
આકર્ષે મન નેત્ર આ કુદરતી દેખાવ સર્વે સહી !
ચાલો ચાર દિશા ભમી નિરખીએ જે જે દિસે આ મહીં. ૧

માલિની વૃત્ત.

સરસ બહુ ગુલાબો રંગી બેરંગી બાળ,
કુસુમ પીત ગુલાબી છે મૃદુ શ્વેત લાલ;
ખુશકરણ સુગંધિ લોક સૌ ચાહી લે છે,
ગુણી સદ્ગુણીમાંથી જેમ ગુણો ગ્રહે છે. ૨

દુઃખદ અધિક જોતાં કંટકો ડાળ ડાળે !
ઇશ તણી ખુબી કોઈ ના કળે કોઇ કાળે !
સકળ ગુણ ન મુકે એકમાં વિશ્વત્રાતા,
વિધ વિધ ગુણ આપે સર્વને શાન્તિદાતા. ૩

દુમિલા વૃત્ત.

ડમરા મરવા તણી જાત મળી, કલગી વળગી સરખી શિખરે,
વળી તેમની બેન જુઓ તુળશી, નિજ ભાઇની સાથ પડે નજરે,
કદી બાંધવબેન ફૂલેથી ખીલી બની ફૂલણજી નવ ફૂલી મરે,
લઘુતાથી રહે, ન વડાઇ ચહે, ન ઉંચે ચડીને અભિમાન ધરે. ૪

પ્રભુ દીનદયાળ તણો ઇનસાફ જુઓ, નવ તે દીનને વિસરે,
રચ્યું બાંધવબેનનું અંગ અખંડ સુગંધથી, અંગથી વાસ સરે,
જગમાંહિ પૂજાય પવિત્ર મનાય સુગંધથી સર્વનું દુઃખ હરે,
પ્રભુતાથી પ્રભુ દૂર દૂર ખસે, લઘુતાથી રીઝી પ્રભુ સ્હાય કરે. ૫

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દેતી કાંત કુસુમ કોમળ લઘુ પાસે સદાઓ[1] મળી,
બેઠી કૌતક બાગનું નિરખવા બાળા શું ભોળી ભલી!
પુષ્પો ગોળ સફેત લાલ કુમળાં છે લીલી શાખા પરે,
સ્ત્રીઓ પાત્ર ધરી શું લંબકરને નાના પ્રકારે કરે?! ૬

વચ્ચે પીત મુકુટ જો કુસુમમાં, કેવી કળા આ અહીં?
જાણે દીપ બળે પ્રકાશિત લઘુ રંગીન પાત્રો મહીં!
જો જો દાવદી[2] આ સદાની ફરતી, સૌ વર્તુલાકારમાં,
દિસે દાવદી કે શું ગોળ ફરતી સ્ત્રીઓ ઉભી સંગમાં?! ૭

ઝૂલે છે ફૂલથી નીચી નમી નમી ઘેલી રસે થાય છે,
શું સ્ત્રીઓ ભમતી તમામ ગરબા સંગે મળી ગાય છે?

---

૧ આ સદાના છોડનાં ફૂલ બીલકુલ લાલ હોય છે અને તેનો ઘાટ ગોળ નાના પ્યાલા જેવો હોય છે, તેમાં પીળું નાનું છોગું હોય છે તેથી સદાઓને નાના પાત્રોમાં દીવા કરી હાથમાં પકડીને બેઠેલી નાની બાળાઓ કલ્પી જાણે શરત્પૂર્ણિમાના ગરબાની રચના રચાઈ હોય તેવી ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે.

૨ સદાઓની આસપાસ દાવદીના છોડો ખીલી રહી પવનમાં ઝુલ્યા કરે છે તે જાણે સ્ત્રીઓ ગોળ વર્તુલમાં ફરતી ગરબા ગાય છે એવી કલ્પના કરવામાં આવી છે.

પાસે જાસુદ[1] દાવદીની ફરતે, શોભા શું તેની કહું !
  કામાના ગરબાની ચોકી કરવા ઉભા કુમારો સહુ ! ૮

પુષ્પો વાસ રહિત લાલ સઘળાં, કાન્તિ ઘણી તેમની,
  જો ના હોય સુવાસ કુસુમ મહીં, કાન્તિ નહીં કામની.
દિસે માનવીમાં જરા ગુણ નહીં, સર્વાંગ શોભાય છે,
  શોભા શા ઉપયોગની સકળ તે ! સદ્ગુણ પંકાય છે. ૯

પાસે પાડળ પાટલી ખીલી રહી, જાઇ ઝુલે છે ઘણી,
  જોવાને ગરબા શું નગ્રજનની અત્રે મળી મેદની[2] ?!
ખીલ્યો મંડપ પંચપત્રી[3] ફૂલથી, ઉંચે કુસુમો હસે,
  જુએ છે ગરબા શું બેશી ઝરૂખે કોઇ રસિકો રસે ?! ૧૦

હરિગીત છંદ.

બહુ સરસ આ મનહરણ છે ફૂલ સૂર્યમુખી ખીલતાં,
  જે ભાનૂદયની સંગ સર્વે પુષ્પ વિકાસે સદા,
ભમશે ફૂલો રવિ સાથ તે નિજ મુખ કરી રવિની ભણી,
  રવિ અસ્ત જ્યારે થાય ત્યારે બંધ સ્થિતિ તેમની. ૧૧

શું ભક્ત નિશાસ્ત્રીથી લાજી નીચું જોતો આ વસે ?!
  શું ભક્ત ભાનુદેવનો આ ગર્ક છે ભક્તિરસે ?!

---

૧ દાવદીના છોડોની પાછળ આસપાસ જાસુદના છોડો ઉગેલા છે તે જાણે ગરબા ગાતી સ્ત્રીઓની ચોકી કરવાને કુમારો ઉભેલા છે.

૨ મેદની=મેળો. જાસુદની પાછળ પાડલ, પાટલી, જાઈ વીગેરે આસપાસ ખીલી રહ્યાં છે તે જાણે ગરબા જોવાને નગરનાં લોકો એકઠાં મળ્યાં છે એવી ઉત્પ્રેક્ષા છે.

૩ ઉંચા મંડપો ઉપર પંચપત્રી વેલનાં ફૂલો ખીલી રહ્યાં છે તે જાણે મોટી હવેલીના ઝરૂખે બેશીને રસિકજનો ગરબાની રચના જુએ છે.

મન ! તેમ તું ઈશભક્તિ માંહે બાંધ તારા પ્રેમને,
ગતિ સારી આપી સુખ દેશે દીનદયાળુ તુજને. ૧૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જોતાં મંડપ ઉપરે જુઈલતા વાથી ઝુલે છે ઘણી,
દેખીને સતિ તે પતિ પવનને ઘેલી મદે શું બની?!
ખીલ્યાં શ્વેત સુગંધિદાર કુસુમો, દેખાવ હૈયું હરે,
કીધી પુષ્પની વૃષ્ટિ શું કુદરતે જુઈ રમા ઉપરે?! ૧૩

વેલા મંડપ ઉપરે બહુ ઝુલે, પુષ્પો રમે સાથ તે,
બેશીને હિંચકે શિશુ કુસુમ શું હિંચે હવા માંહ તે??
શો વિસ્તાર લતા તણો બધો ગમે ! ભાનુ પ્રવેશે નહીં,
દીધો દેશવટો રવિકિરણને, છે એવી છાયા અહીં. ૧૪

માલિની વૃત્ત.

નિરમળ સર નાનું મિત્ર જો પાસ પેલી,
રમણીય રચના છે ! બાજુએ ફાલી વેલી,
વિમળ જળની માંહે મત્સ્ય નાનાં ભમે છે,
રમત ગમત તેઓ ચાર પાસે રમે છે. ૧૫

કમળ સરસ વચ્ચે કાન્ત ચારૂ વધારે,
ઉદકતલ પ્રકાશે પદ્મથી રમ્ય ભારે,
નીર પર મૃદુ પત્રો પાસ પાસે તરે છે,
જળ જળ જળ વચ્ચે સૌ પ્રકાશી રહે છે.

મીન તણી રમતોથી બિન્દુ પત્રે ભરાય,
નિરમલ મણિરત્ને શું જડેલાં જણાય !

ભ્રમર કમળ માંહે વાસ લેવા ભમે છે,
દીપક ભણી પતંગો જેમ આવી ધસે છે. ૧૭

શુધ શશીપ્રીતિવાળી પોયણી શોભતી છે,
નિરમલ સર વચ્ચે વાયુથી હાલતી છે,
રવિ થકી નીચું જુએ, ના હસે હર્ષ આણી,
સતિ દિનકર ભાળી શોકમાં શું ભરાણી ?! ૧૮

બગ બતક રમે છે શ્વેત હંસો ફરે છે,
રમત ગમતમાં સૌ ચાર પાસે તરે છે,
મધુર મુખથી બોલે પંખી નાનાં કિનારે,
દિનકરમુખ દેખી પ્રાર્થના શું ઉચારે ?! ૧૯

ભુજંગી વૃત્ત.

ઝુલે માંડવે દ્રાક્ષવેલા ઉમંગે,
હવામાં હિંચે શું અહા સર્વ રંગે !
નીચે તેની ચિત્રે ભરી છાય અત્રે,
અહા વેલ શું ચિત્તરી ભૂમિવસ્ત્રે ! ૨૦

લતા ઉપરે પંખી નાનાં વધારે
કરે છે કંઈ ખેલ નાના પ્રકારે;
મીઠી દ્રાક્ષ ચાખે દિલે હર્ષ આણી,
મળી એમની અત્ર જાણે ઉજાણી ! ૨૧

ચીં ચી શબ્દથી સાદ સંગે કરે છે,
ગીતે દ્રાક્ષના ગુણ શું ઉચરે છે ?!
વળી આણી ઈર્ષા કઈ તો લડે છે,
મળી ન્યાતની શું લડાઈ કરે છે ?! ૨૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

લીલાં ઝાડ લવિંગનાં નિકટમાં, શોભા શીં આકર્ષતી!
લાગે રંગ જુદા જુદા કુસુમના, ખામી નથી ભાસતી.
પાસે કેતકીં કેવડા ખીલીં રહી મ્હેંકે હવાની મહીં,
આનંદોર્મિ રમી રહે નિરખતાં, છે પીત રંગે સહી. ૨૩

ઝુંડે સર્પ સુવાસભોગીં રહીંને શાન્તે ગ્રહે વાસના,
અત્રે શત્રુ મયૂર તેથીં ભમતાં છે શોધમાં તેમના,
જાણે કો નૃપ નાશીંને ધીંર ધરી શર્ણે ગયો તે તણા,
આવ્યા શૂર ધરી અહિં પકડવા યોદ્ધા બળીઆ ઘણા. ૨૪

માલિની વૃત્ત.

નિરમળ જળના આ ઉડતા છે પુવારા,
ઉડી ગગનથીં પાછી શી પડે નીરધારા!
ખર ખર ખર શબ્દે કેવું છંટાય વારિ!
નગર ઉપર જાણે મેઘસ્વારી પધારી! ૨૫

જળ અધિક પુવારાનું વળી જો વહે છે!
નિરમળ નદીં જાણે ગિરિથી નિકળે છે!
ખર ખર ખર વ્હેતું જાય ક્યારા મહીં તે,
સરિત ઉદધિ વિષે જાય શું ચાલતી તે?! ૨૬

ખગ કઈંક કિનારે આવીં પાંખો ધુએ છે,
નદીંતટ નરનારી સ્વચ્છ વસ્ત્રો કરે છે!
કઇં કઇં જળ માંહે પાણીં પીને ભમે છે,
રમત સરસ જાણે લોક નીરે રમે છે! ૨૭

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

છે લજ્જામણિ સાર કોમળ લઘુ અસ્થિર વાયુ મહીં !
વેલી કીધી વિકાસી મન્મથરસે, ખેલે ઉભી તે રહી;
પત્રે હસ્ત લગાડવાથી ભયથી તારુણી કર્માય છે,
શું લજ્જામણિ લાજવાળી લલના સંકોચતી કાય છે? ! ૨૮

ભુજંગી વૃત્ત.

દિસે આમ્રવૃક્ષો બહુ પાસપાસે,
પ્રતિહાર ઉદ્યાનના એ શું ભાસે ?
ઉભાં છે લીલાં પત્ર આ વસ્ત્ર ધારી,
ઉભા હારમાં દેખી શું રાયસ્વારી ? ૨૯

સુગંધિ શું મેંદી પ્રસારી રહી છે !
જુઓ ભૂલભૂલામણી ત્યાં રચી છે,
પડે મેંદીના પાશમાં જે ભૂલીને
ભૂલી પંથ થાકે નરો આથડીને. ૩૦

સદા જગતમાં મોહ માયા લુભાવે,
લુભાવી પછી પાશ માંહે ફસાવે,
ફસાવી ભુલાવે ભમાવે સતાવે,
સતાવી રીબાવી પછી મૃત્યુ લાવે. ૩૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ટાળે શોક અશોકવૃંદ મનથી, આત્મા અશોકે વસે,
બાંધ્યાં તોરણ માંગળિક તરુએ, શોભિત રંગે રસે;
પાસે વાસ પ્રસારી શ્વેત ફૂલથી જો મોગરા મ્હેંકતા,
દાતા વાસનું દાન દે દિલ ધરી આનંદ ઉતારતા. ૩૨

ફાલ્યાં વૃક્ષ સુરૂપ બોલસરીનાં, આનંદી પુષ્પો ખરે,
છે આકાર મનોજ્ઞ નાજુક લઘુ, કાન્તિ દ્વિ નેત્રે ઠરે !
વેલી નાગ, વળી પ્રિયંગ, પ્રિય છે કોરંગ રંગે રસે !
આનંદી મચકુંદ, ચંદન તરૂ, જો કુંદ પાસે હસે. ૩૩

આજે હાસ્ય કરે ખીલી હૃદયમાં, કાલે સુકાઇ મરે !
છે તેવો તનખેલ અસ્થિર જગે, વારે ઘડીએ ફરે !
નારીએળી કરંતી કેલિ ગગને પત્રો ઉંચે ઉડતાં,
લાગે રાજ તણો શું વાથી ઉડતો તે વાવટો દેખતાં ? ૩૪

માલિની વૃત્ત.

સુખમય ખીલી અત્રે મંડપે પાનવેલી,
હરિત સહુ લતાઓ ફાલી પત્રે ખીલેલી;
સકળ સરસ લીલાં પત્ર તે પાન જાણ,
રમણીય બહુ લાગે, શાન્ત સૌ રમ્ય સ્થાન ! ૩૫

લઘુ પરવર છોડો ખેલતા તેની છાયે,
વ્રતતિજનની કેરાં બાળ જાણે જણાયે !
દિનકર નવ ભેદે, રક્ષતી સર્વ કાળે,
દુઃખસુખ સહી માતા વ્હાલથી બાળ પાળે. ૩૬

વસંતતિલકા વૃત્ત.

ખીલેલી ચોગમ સુકોમળ સાર કેળો !
ના ના નથી કદલીવૃંદ, મળ્યો સ્ત્રીમેળો,
તેજસ્વી લીલી અદકી વળી દીપતી છે,
રંગીન સાડી લીલી શું શરીરે સજી છે ? ! ૩૭

પત્રો ઝુલે પવનમાં, બહુ લંબ લાગે,
કામા બતાવતી કરેથી કુસુમ બાગે ? !
કોઇ વળી લઘુ શિશુ અહિંયાં જુઓ ને,
તારૂણી લાવી રમતાં નિજ બાળકોને ! ૩૮

લલિત વૃત્ત.

બહુ પરોઢીએ ઝાકળે કરી
તરૂ ભીનાં બન્યાં સ્થિર ર્‌હે ઠરી,
રજનિસ્ત્રી અરે શોકમાં પડી,
શશીવિયોગથી શું પડી રડી ? ૩૯[1]

કિરણ સૂર્યનાં આ હવે સરે,
જળ સુકાય છે ગર્મીથી ખરે,
રજનિસ્ત્રી તણાં ગર્મી કિંકરી,
લુહી શું અશ્રુને શાંતિ દે જરી ? ૪૦[2]

શિખરિણી વૃત્ત.

વળી ક્યારા વચ્ચે તરૂ સરસ છે જો તું નિરખી;
વિંટાઇ છે વેલી તરૂ થડ થકી કેવી સરખી !

---

૧ મોટા પરોઢીએ ઝાડ ઉપર ઝાકળ પડવાથી ઝાડનાં પાંદડાં પરથી પાણી ટપકે છે, તે જાણે ચંદ્રપતિના વિયોગથી રાત્રિસ્ત્રીએ રૂદન કરી આંસુ નાખેલાં છે એવી ઉત્પ્રેક્ષા છે.

૨ સૂર્યોદય થવાથી ઝાકળનું પાણી કિરણની ગરમીથી સુકાવા માંડે છે તે જાણે ગરમીરૂપી દાસી રાત્રિસ્ત્રીનાં આંસુ લુહીને આશ્વાસન આપે છે એવી કલ્પના છે.

પતિને ભેટે શું વ્રતતિરમણી કંઠ વળગી ? !
વહે સ્વામી સંગે નિશદિવસ સાચી પ્રિય સગી. ૪૧

હરિગીત છંદ.[1]

જો શોભતી ને ખીલતી આ માલતી, મલિયાગરી,
આનંદ દેતી સ્થિર ન ર્‌હેતી જો સીતાફળી ફળભરી,
આ હાલતી ને ફાલતી મધુમાલતી બહુ મ્હાલતી,
સૌ મન હરે છે ખુશ કરે છે દુઃખ હરે છે શોભતી. ૪૨

સાતોળ શોભે હૈયું લોભે નેત્ર થોભે નિરખવા,
ફૂલ ડાળ ડાળે વાથી હાલે વાસ આલે શું હવા !
જો જો કરણ, ફૂલ મનહરણ વળી ખુશકરણ વિલોકતાં,
દાડમ તણાં વૃક્ષો ઘણાં રળિયામણાં વિકાસતાં, ૪૩

જો દિશ પેલી બુગનવેલી ખુબ ખીલેલી ફાલથી,
ફૂલ શ્વેત ખીલ્યાં પત્ર લીલાં લાલ ચારૂ રંગથી,
છે શોકહરણી સુખકરણી છાય ધરણી પ્રસરતી,
જો જાયફળી ફાલી વળી છે જામફળી ફળ આપતી. ૪૪

ચંબેલી વેલી ખુબ ખીલેલી પેલી ઝુલે છે ઘણી,
અલબેલી ચંબેલી શું ઘેલી કાન્તકેલિમાં બની ? !
વેલા હવામાં ઉડતા શા મંડપે છે ખેલતા !
રતિરંગમાં પ્રિયસંગમાં શું કેશ મુકયા ઉડતા ? ! ૪૫

બટમોગરો ખીલ્યો ખરો મૃદુ ફૂલ ભર્યો શોભે સહી,
પુન્નાગનાં જો વૃંદ આ સુખકંદ, ખીલ્યાં છે તહીં,

---

૧ આ હરિગીત છંદમાં ઝડ નામે શબ્દાલંકાર છે.

ચંપકકુસુમ[1] સુરભિ, ભ્રમર નવ પાસ આવે વાસની,
ભોગીવિયોગી તન્વી બાલા કામજ્વરથી પીત બની !! ૪૬

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

અત્રે વાસિત શીત વાયુલહરી આહ્લાદ આપે સરી !
આપે પુષ્પતરૂપરિમલ ગ્રહી, શું માલિનીકિંકરી ? !
સ્નેહે માલિની દ્વાર વાસતરૂણી સ્પર્શી વસે અંતરે,
અંગે રોમ ખીલાવી મોહિત કરે, આત્મા તરંગે તરે ! ૪૭

માલિની વૃત્ત.

હરિત ભૂમિ રસાળી ! ઘાસ છે આસપાસે !
સજી અવનિ શરીરે સાડી લીલી ઉલાસે ? !
સુઘડ, સમ રચેલા માર્ગ કો રમ્ય ઘાસે !
સરસ સમ પટા શું સાડીમાં શ્વેત ભાસે ? ! ૪૮

વિધ વિધ વિધ ક્યારા શોભતા પાસ ચારે !
સરસ નવલ ભાતો ચિતરી ચિત્રકારે ? !
ફરતી સરખી ફાલી વાડ વેલે ખીલેલી !
મુકી ફરતી કિનારી સાડીને ચિતરેલી. ૪૯

---

૧ ચંપકકુસુમ=ચંપાનું ફૂલ. આ ફૂલનો રંગ પીળો હોય છે અને તેની વાસ લેવા ભ્રમર આવતો નથી. તે ઉપરથી ઉત્પ્રેક્ષા કરવામાં આવે છે કે આ બિચારી કોમળ ચંપાબાળા હમેશના પતિવિયોગથી ઉત્પન્ન થયેલા કામરૂપી તાવથી પીળી બની ગઇ છે. ( વિશેષ ખુલાસા માટે વાંચો કાવ્ય "ચંપક કુસુમ" પૃષ્ટ ૩૮ )

કંઈ વ્રતતિ લતાએ પુષ્પ વૃક્ષે વિકાસે !
કુસુમ તરૂ લતાનાં ચિત્ર બેરંગી ભાસે ? !
કંઈ કંઈ જળબિન્દુ ઘાસમાં સ્થાન કોઇ !
નિરમળ શુભ રત્નો શું જડયાં સાડી માંહિ ? ! ૫૦

સરસ સકળ લાગે મંડપો ગોળ પાસ !
પ્રિય બની રચના આ ! પર્વતાકાર ભાસ ! !
અધિક ખુબી વિલોકી હું પડું છું તરંગે !
સ્તન ભૂમિતરૂણીનાં શું વિકાસે અનંગે ? ! ૫૧

બધી ગમ બહુ ફાલ્યાં પત્ર લીલાં લતાએ !
કુચ પર લીલી ચોળી શું સજી ભૂમિકાએ ? !
કુસુમ સહુ ખીલ્યાં છે અગ્રમાં પાસ પાસે !
ચિતરી ફૂલની ભાતો ચોળીમાં એમ ભાસે ! ૫૨

દુમિલા વૃત્ત.

શુભ લાભ મળે અતિ બાગ જતાં, મન સર્વ વનસ્પતિગુણ વસે,
વિધ વિધ ગુણો સમજાય ઉરે, રસ પુષ્પ પરિમલ સૌ મળશે,
તન રોગ નિવારી નિરોગી બને, સહુ શોકતરંગ વિનાશ
તજી દુઃખ દુઃખી સુરભિઅનિલે સુખમાંહિ પ્રવેશ ખરે કરશે

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ઉદ્યાને રચના વશી કુદરતી ! ચાલે રતિ ના મતિ !
ઠામે ઠામ તરૂ લતા કુસમની દૈવી કૃતિ દિસતી !
ઠારે લોચન, આત્મ શાન્તિસુખ લે, આ સ્થાન આનંદનું,
લો આનંદ તમાસ સાધન સદા માની મહા સુખનું. ૫૪

વાંચો સામેનું કાવ્ય- "સરોવર દેખાવ અથવા
જળાશયનું રમ્ય પ્રદર્શન."




પ્રભાતે આ કેવું સરવર સુશોભે જળભર્યું !
નિહાળી આનંદી સર હૃદય મારૂં સ્થિર ઠર્યું. દ્રુ૦-૧

# સરોવરદેખાવ

અથવા

# જળાશયનું રમ્ય પ્રદર્શન.



શિખરિણી વૃત્ત.

પ્રભાતે આ કેવું સરવર સુશોભે જળ ભર્યું !
નિહાળી આનંદી સર હૃદય મારૂં સ્થિર ઠર્યું !
કહું શોભા શી આ ? મનહર દિસે ઘાટરચના !
તરૂ, પાણી, પંખી, જળચર પમાડે સુખ ઘણાં ! ૧

કિનારે છે કેવી હરિત તરૂની હાર ગમતી !
મળ્યાં પત્રો સંગે તરૂ તણી ઘટા ચિત્ત હરતી,
વળી કો ઓવારે નર નીર થકી ન્હાય હરખી,
દિલે રાચી ખેલે નીર મહિં બહુ નીર નિરખી. ૨

કુદે કો, નાચે કો, અધર બહુ ઉંચેથી પડતા,
તરે છે ઉમંગે જળ મહિં થતા લોપ તરતા,
ધુએ ધોબી વસ્ત્રો સુર મધુર તાણી મૃદુ સ્વરે,
પછાડે વસ્ત્રોને નમી નમી દઈ તાળ પથરે. ૩

વળી કોઈ આરે ઘણી યુવતિઓ પાણી ભરતી,
બહુ કોઇ ધોતી જળની ભણી કો આવતી જતી,
સુખાનંદે સંગે ઘણીક તરૂણી સ્નાન કરતી,
સખીવૃન્દે સ્નેહે કરતી જળકેલિ ગમતથી. ૪

હરિગીત છંદ.

છે મીન રમતાં, કોઇ તરતાં, કોઈ ડરતાં છે ઘણાં,
ચોપાસ ફરતાં રમત રમી લે ગમત દિલે તેમના,
છે મગર મોટા કો પડેલા, મચ્છ કોઇ અહારતા,
જાણે મહા ભૂપતિ બિરાજે, ત્રાસને વર્શાવતા. ૫

છે બતક તરતી, હંસ સુંદર સ્વાદતા નિજ ભોગને,
જળકુકડી જળમાં ડૂબી પળ માંહે ગ્રહે છે મીનને,
શોભિત સારસયુગલ પ્રેમી શાં તટે છે આ સમે !
ખેલી રમીને સુખ પામે તેમને જે જે ગમે. ૬

છે ગાન કરતી કોકિલા તરૂવૃંદમાં ખગ ખેલતાં,
કો સ્નાન કરતાં, ફરર ફરતાં દોડતાં કો ઉડતાં,
ગોવૃંદ, મહિષી, મેષ, અજ ને છે અજા પાણી પીતાં,
કો જાય આવે રમત કરતાં, બોલતાં, કોઇ બ્હીતાં. ૭

માલિની વૃત્ત.

ઠગ બગ તટ બેશી, શાન્તતા રાખી ચિત્તે,
કપટ હૃદય રાખી, બ્હાર ગંભીર રીતે,
સમય સરસ લાવી, ધારીને એક ધ્યાને,
મીન પકડીજ ચાંચે તર્ત તે અંત આણે. ૮[1]

કપટી પુરૂષ એવા વિશ્વ વિષે વસે છે,
ગરીબ નર બિચારા જાળ માંહે પડે છે,
મધુર મધુર બોલે વાણી તે પ્રીતવાળી,
પણ ખલજન રાખે અંતરે ઝેરી પાળી. ૯

---

૧ વિશેષ ખુલાસા માટે વાંચો કાવ્ય "સરોવર કિનારે બેઠેલો બગ." પૃષ્ટ ૨૧

કપટી જનની પ્રીતિ સર્વદા વિષવાળી,
કરવી નવ કદાપિ વેશ ગંભીર ભાળી,
મીન ઠગ બગ આગે સૌ ખુએ પ્રાણ પોતે,
કપટી ખલની પાસે તેમ ખોશે નરો તે. ૧૦

ભુજંગી વૃત્ત.

બની તોફાની વાયુ વળી કોઈ કાળે
કરી તોફાન પાણી તરંગે ઉછાળે,
ધસે છે કિનારે તરંગો તરંગો,
વિલોકી ઉરે થાય ઉંડા તરંગો. ૧૧

જનો સ્થિતિ આત્માની એવી પ્રમાણો,
નથી શાંતિ એને જરા સત્ય માનો,
ઉપાધિ ભમાવે ભૂલાવે સતાવે,
નહીં સ્થિર સ્થાને કદાપિ ઠરાવે. ૧૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ખીલે પદ્મની પાંખડી કિરણથી પદ્માકરે શોભતી,
કોઈ લાલ ગુલાબી શ્વેત નીલ કો વાયુ મહીં ખેલતી,
શોકાતુર કુમુદ આ શશીપ્રિયા સંકોચ પામી રહી,
તોડી સ્નેહ પતિ તણો સતિ કદી જોડે બીજાથી નહીં. ૧૩

દોડે ભૃંગ તમામ પંકજ ભણી ગુંજાર કર્તો ઘણા,
ચૂમે બેશી બહુ બહુ કમળને રાખે ન કાંઈ મણા!
છોડે વાસ નહીં મહીં પડી રડે બિડાય રાત્રે ભલે!
અંતે પ્રાણ હરે અહો કમળ તે! ફોડી નહીં નિકળે! ૧૪[1]

---

૧ વિશેષ ખુલાસા માટે વાંચો કાવ્ય "સંધ્યા સમયે કમળમાં બેઠેલો ભ્રમર" પૃષ્ઠ ૧૧

દેખીને પર નારને સહુ જનો વૃત્તિનીઁ સામે થશો,
લેશો ના રસવાસ તેનીઁ કદીએ, ઈચ્છા નહીં રાખશે
પ્રીતિ રહેવીઁ અખંડ તે કઠણ છે, પ્રીતિ થતાં વાર શી !
આ દૃષ્ટાંત વિલોકીઁ માનીઁ મનમાં રહો તેથીઁ છેટે વશી.

મંદાક્રાંતા વૃત્ત.

ઓવારે કો ગમત કરતા મિત્ર કો સંગસંગે,
ચોપાસે કો અધિક ભમતા પામીઁ ઉમંગ અંગે
કોઈ ગાતા મધુર સ્વરથી સાર સાનંદ રાગ,
ખેલી રાચી નિરમલ હવા લે ઉલાસે અથાગ.

કોઈ જોતા સરવરલીલા દૃષ્ટિ સર્વત્ર નાખી,
ધારી લે છે કુદરતકૃતિ ધ્યાનમાં લક્ષ રાખી;
કોઈ ચેષ્ટા નવયુવતિની વક્ર નેત્રે જુએ છે,
કોઈ મિત્રો રમત રમતા એમ આનંદ લે છે.

વસંતતિલકા વૃત્ત.

વચ્ચે લઘુ દ્વીપ લીલા તૃણથી ખીલેલા,
ત્યાં પ્રાણીના કંઈક વાસ દિસે બનેલા;
વિશ્રામ પંખીઁ ઉડતાં તહિં લે ઉલાસે,
કેવી મનોહરણ આ રચના પ્રકાશે !

મંદાક્રાન્તા વૃત્ત.

આવે મંદી શીતળ લહરી રોમ અંગે ખીલાવે,
પામે કાયા નિરમલ હવા રોગ નિર્મૂળ થાયે,
દેખીને હે સરવર તને સૌ ખસે શોકભ્રાન્તિ,
પ્રાણી સર્વે વિધ વિધ રીતે લે મહા સુખ શાન્તિ. ૧

# નદીદેખાવ*

અથવા

# પરોપકારની કૃતિનું દૃશ્ય.



મનહર છંદ.

છે અદૃશ્ય મૂળવાળી, ભાળી વળી શાખાવાળી,
ફેલાઈ પડેલી, લાંબી વેલ શું વખાણીએ?
મૂળમાંથી પાણી ચડે, ચાલી વેગે જાય અંતે,
રોકે નહીં તેને કોઇ, તાજી એથી માનીએ;
વર્ષાકાળમાં નિહાળો, તૃપ્ત પાણી થકી દિસે,
ગ્રીષ્મકાળે સુકાયેલી પાણી વિના જાણીએ,
ફાલે તોએ પત્ર નથી, ફૂલતી ફળતી નથી,
માટે એ તો નથી વેલ, ત્યારે શું પ્રમાણીએ? ૧

અતિશય રીઝનારી, ઉર અતિ ખીજનારી,
મુખે ઝેરવાળી[1] આ શું નાગણ ઠરેલી છે?
વાંકી ચૂકી ચાલ જુઓ ગતિ શાન્તતા ભરેલી,
પગ વિના કેવી ચાલે, મનને ગમેલી છે,

---

* પ્રથમ ટુકમાં નદીને વેલ તરીકે કલ્પી તેનું વર્ણન કર્યું છે પણ કેટલાંક તેનાં લક્ષણોની શંકા પડવાથી બીજી ટુકમાં નાગણ તરીકે નદીની કલ્પના કરી છે તેમાં પણ શંકા પડવાથી ત્રીજી ટુકમાં નિર્લજ સ્ત્રી તરીકે ઉત્પ્રેક્ષા કરી છે અને તેમાં પણ શંકા પડવાથી છેવટે નદીનું ખરૂં સ્વરૂપ ધ્યાનમાં લઇ વર્ણન કરવામાં આવ્યું છે. અપહ્નુતિ અલંકાર છે.

૧ ઝેરવાળી = જે સ્થળે નદી સમુદ્રને મળે છે તેને મુખ કહે છે, ત્યાં આગળ સમુદ્રના પાણીના લીધે પાણી ખારૂં હોય છે તેથી ખારને ઈર્ષા–ઝેર તરીકે કલ્પી નદીને ઝેરવાળી વર્ણવી છે.

**વાંચો સામેનું કાવ્ય**– "નદી દેખાવ અથવા
પરોપકારની કૃતિનું દૃશ્ય."



માનિનીઓ પાણી ભરી વળે છે, કો આવતી છે જળ કો ભરે છે,
આવી પશુઓ તરસ્યાં કિનારે, પાણી પીએ ને પછી જાય ચારે.

ટુંક ૧૨-૧૩

# નદીદેખાવ*

અથવા

# પરોપકારની કૃતિનું દૃશ્ય.



મનહર છંદ.

છે અદૃશ્ય મૂળવાળી, ભાળી વળી શાખાવાળી,
ફેલાઈ પડેલી, લાંબી વેલ શું વખાણીએ ?
મૂળમાંથી પાણી ચડે, ચાલી વેગે જાય અંતે,
રોકે નહીં તેને કોઇ, તાજી એથી માનીએ;
વર્ષાકાળમાં નિહાળો, તૃપ્ત પાણી થકી દિસે,
ગ્રીષ્મકાળે સુકાયેલી પાણી વિના જાણીએ,
ફાલે તોએ પત્ર નથી, ફૂલતી ફળતી નથી,
માટે એ તો નથી વેલ, ત્યારે શું પ્રમાણીએ ? ૧

અતિશય રીઝનારી, ઉર અતિ ખીજનારી,
મુખે ઝેરવાળી[1] આ શું નાગણ ઠરેલી છે ?
વાંકી ચૂકી ચાલ જુઓ ગતિ શાન્તતા ભરેલી,
પગ વિના કેવી ચાલે, મનને ગમેલી છે,

* પ્રથમ ટુકમાં નદીને વેલ તરીકે કલ્પી તેનું વર્ણન કર્યું છે પણ કેટલાંક તેનાં લક્ષણોની શંકા પડવાથી બીજી ટુકમાં નાગણ તરીકે નદીની કલ્પના કરી છે તેમાં પણ શંકા પડવાથી ત્રીજી ટુકમાં નિર્લજ સ્ત્રી તરીકે ઉત્પ્રેક્ષા કરી છે અને તેમાં પણ શંકા પડવાથી છેવટે નદીનું ખરૂં સ્વરૂપ ધ્યાનમાં લઇ વર્ણન કરવામાં આવ્યું છે. અપહ્નુતિ અલંકાર છે.

૧ ઝેરવાળી = જે સ્થળે નદી સમુદ્રને મળે છે તેને મુખ કહે છે, ત્યાં આગળ સમુદ્રના પાણીના લીધે પાણી ખારૂં હોય છે તેથી ખારને ઈર્ષા—ઝેર તરીકે કલ્પી નદીને ઝેરવાળી વર્ણવી છે.

સૂર્ય તણાં કિરણોથી પ્રકાશે ચળકી મહા,
  કરતી લીસોટા ચાલી ચિત્તે શી ચડેલી છે!
પણ ન રીઝે ગાનથી ખીજે નહીં મારવાથી,
  માટે ન નાગણ, ત્યારે વસ્તુ શી પડેલી છે? ૨

વસ્ત્ર નહીં કાય ધારે, નગ્ન રહે નિશદિને,
  ભૂમિ પરે સુતેલી શું નિરલજ ભામની?
અતિ ઉંડા મૂળવાળી,[1] ભારે મુખાળી[2] નિહાળી,
  મુખથી પતિને ચુમે ચાહી ચાહીને ઘણી,
લાજે નહીં કોઇ થકી, જેઠથી[3] કદાપિ લાજે,
  તરંગપ્રવાહ[4] ચિત્તે ચલાવતી કામની,
કિન્તુ હાથ પગ નથી, મુખેથી તે નથી ખાતી,
  માટે નથી નારી, ત્યારે વસ્તુ આ તે શી બની! ૩

એક વાર જોઈ જુઓ, મૂળવાળી શાખાવાળી,
  જેના વિસ્તારની શોભા કહું મુખે શી વદી!
રીઝનારી ખીજનારી, વાંકી ચૂકી ગતિવાળી
  પગ વિના ચાલનારી, ચાલ સીધી ન કદી,
અખંડ ચુંબન કરી અમૃત પાતી પતિને
  અવનિ ઉપર નાગી રહેનારી નિશદી,
નથી આ તો વેલ તેમ નાગણ શંખણી નથી
  પણ મહા સુખ સાથે આ તો વહે છે નદી. ૪

---

૧ ઉંડા મૂળવાળી = જેનાં મૂળ મોટા પર્વતમાં ઉંડાં રહેલાં છે તેવી, બીજા અર્થમાં કપટી અંતઃકરણવાળી. ૨ મુખાળી = મુખવાળી, બીજા અર્થમાં ચીબાવલી, વધારે બોલનારી. ૩ જેઠ = જેઠમાસ, બીજા અર્થમાં પતિનો મોટો ભાઈ. ૪ તરંગપ્રવાહ = મોજાંનો પ્રવાહ, બીજા અર્થમાં વિચારનો પ્રવાહ.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આનંદી સરિતા ગિરિથી નિકળી ભૂમિ પરે ચાલતી !
  ભૂમિના ગ્રહી ગુણ સૌ ઉદધિમાં અંતે મળે છે જતી;
કેવી સદ્ગુણી છે સતિ ! રતિ કદી જુદાઈ ના જે ધરે,
  આપે છે મનમર્મ સર્વ પતિને જે જે ઉરે તે ભરે. ૫

ભાનુકિરણથી અતિ ચળકતી, કેવું પ્રતિબિમ્બ[1] દે ? !
  તેવું રૂપ રચી દિલે નદીસતિ શું સૂર્ય સાથે લડે ?
જોતાં વિમળ ચાલતા નીર પરે ચાલે તરંગાવલી !
  ચોંકે શું પરકાન્તસ્પર્શડરથી નારી સુશીલા ભલી ? ૬

ઇન્દ્રવજ્રા વૃત્ત.

બંને તટે છે તરૂઓ ઉગેલાં,
  લીલાં ઘણાં તે જળથી થયેલાં,
રૂહે જેહ દાતાર ભલાની પાસ
  તે કેમ થાયે કદીયે નિરાશ ? ! ૭

દ્વીપો દિસે કો જળમાં પડેલા,
  જેઓ નથી સ્થિર કદી ઠરેલા;
પ્રત્યેક વર્ષે બદલાય તેઓ,
  છે વિશ્વનો અસ્થિર ખેલ એવો. ૮

સ્ત્રીઓ પુરૂષો દિસતાં અત્યારે !
  ધોતાં ઘણાંકો કપડાં કિનારે !
શા સાદ સાનંદ પડે જ કાને !
  આત્મા ચહે છે સહુ સૂણવાને ! ૯

---

૧ નદીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તે જાણે નદીસતિ પોતાના હૃદયમાં બીજો સૂર્ય ઉત્પન્ન કરી આકાશના સૂર્ય સાથે લડે છે એવી ઉત્પ્રેક્ષા છે.

કો સ્નાન સ્ત્રીઓ કરતી ઉલાસે !
ક્રીડા કરે કો બહુ નીરવાસે !
જાણે સ્ત્રીઓ આ મળી સંગ સંગે
સ્નેહે સતિ સાથ રમે ઉમંગે ! ૧૦

સર્વે મલાદિ જળથી કપાયે,
ન્હાઈ શરીરે સહુ સ્વચ્છ થાયે;
જુઓ રહેવાથી સતિની સંગે
ના કેમ આવે ગુણ સાર અંગે ? ૧૧

માનિનીઓ પાણી ભરી વળે છે !
કો આવતી છે, જળ કો ભરે છે !
જાણે સતિ ગુણની ખાણ લેખી
આવેજ લેવા ગુણ સાર દેખી ! ૧૨

આવી પશુઓ તરસ્યાં કિનારે !
પાણી પીએ ને પછી જાય ચારે !
કેવી દયાળુ સતિ સર્વ કાળે !
ચાહી દીનોનાં દિલદુઃખ ટાળે ! ૧૩

દાતાર તું છે સરિતા દયાળુ !
તારા મહીં સદ્‌ગુણ સૌ નિહાળું !
સર્વે જીવોનાં મન ઠારનારી !
આપે મહા સુખ તૃષા નિવારી. ૧૪



**વાંચો સામેનું કાવ્ય**— "ગિરિમંડળ દેખાવ અથવા
કુદરતની અલૌકિક કૃતિ."

**વાંચો સામેનું કાવ્ય**—



ઈશ્વરી ખુબી શી આ ઠામે ! પડ્યા ગિરિવર આરામે !
રચી શકાય શું આ દામે ! આનંદ નિરખતાં જામે !
શોભે શિલાઓ ઠામે ઠામે ઠામે. કુંક પ. કરાવ.

# ગિરિમંડળ દેખાવ

અથવા

# કુદરતની અલૌકિક કૃતિ.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ઉભો છું ગિરિશિખરે સમય આ! શું દૃશ્ય દૃષ્ટિ ચડે !
આત્મા નિરખીને લીલા ગિરિ તણી ઉંડા વિચારે પડે !
કેવી ઈશ્વરી છે અલૌકિક કૃતિ સર્વત્ર આકર્ષતી !
છે આશ્ચર્ય પમાડતી નયનને! ચાલી શકે ના મતિ ! ૧

માલિની વૃત્ત.

ગિરિવર ફરતે છે પર્વતો આસપાસ,
સકળ સકળ ભાસે શોભતા પાસપાસ !
લઘુ લઘુ ગિરિ કોઈ! કોઈ મોટા ઘણા છે!
કંઈ કંઈ કંઈ ઠામે કોઈ લાંબા પડ્યા છે? ૨

અવનિ અવનિ શોભે રમ્ય આ ચાર પાસે,
રમણીય રચના સો આ અહા કેવી ભાસે!
સકળ અવનિ કે શું ઉદધિ આ જણાયે?!
ગુરૂ પરવત છે કે દ્વીપ શું પાણી માંહે?! ૩

લઘુ ગુરૂ બહુ સર્વે પથ્થરો છે પડેલા,
અજબ ગિરિ સહૂ આ તે થકી છે થયેલા,
જગત બધું ધ્રુજે છે સંપ જો હોય ભારે,
ખચિત સબળ દિસે તેનું દૃષ્ટાંત આ રે. ૪

કટાવ.[1]

ઈશ્વરી ખુબી શી આ કામે ! પડ્યા ગિરિવર આરામે
રચી શકાય શું આ દામે ! આનંદ નિરખતાં જામે
વસે નિવૃત્તિ ચિતધામે ! શોભે શિલાઓ ઠામે

ઠામે ઠામે ! ઠામ તમામે !
જોતાં સામે ! શોક વિરામે !
રહે ન નામે ! શાન્તિ પામે !

આસપાસ આ પાસપાસ શું શિલાઓ છે ! સજડ રચેલી એક એકની ઉપર સઘળી, કોઈ કોઇ છે ચતી પડેલી અથાગ મોટી ભારે તેવી, કોઇ વળી છે નાની નાની ઘાટ વિનાની આમ તેમ તે પડી રહેલી ચારે પાસે, લાંબી પ્હોળી ઉભી વળી કો, કોઈ દિસે છે ઉંચી ગગનમાં આવી રહેલી ભારે મોટી હમણાં પડશે તેવી ઠરેલી, દેખી દેખી આ કાયા કંપે જેની નીચે મારગ ભાસે, કોઈ કોઈ તો માણસ નાસે, રખે ગબડશે દાબી નાખશે મરણ લાવશે, આવી આવી દેહશત દેતી સ્થિર શિલાઓ પડી રહે છે; કોઈ કોઈ છે મધ્ય ભાગમાં અધર રહેલી જેની ઉપર મારગ દિસે તે ઉપર થઇ મનુષ્ય જાય છે આ બાજુથી પેલી બાજુ ઘણી સ્હેલથી, જાણે મોટા પૂલ સમાને લાગે સઘળી ! રચવાને આ કોણ વસેલું ?! ઈશ્વરની છે અકળિત ખુબી ! તે નવ હાલે જરી કદાપિ, સ્થિર રહે છે વાયુ ભારે બહુ તોફાની તેની સામે અથડાયે છે કિન્તુ કદાપિ જરી ન ડગતી; કોઈ કોઈ છે સાથ વસેલી જેની ઉપર પડી રહેલી છે શિલાઓ તેની અંદર મોટા

[1] આ કટાવની રચના નર્મદકવિના કટાવ પ્રમાણે કરવામાં આવી છે.

મોટા રસ્તા ભાસે, કોઈ દિસે છે નાંના નાના અંધારાથી ઘેરાયેલા,કોઈ વિષે તો કિર્ણ સૂર્યનાં પ્રકાશ દે છે ઉજ્જવળ ભારે, કોઈ કોઈ તો બની રહી છે મોટી ગુફાઓ જેની અંદર વાઘ વરૂ છે, સુતેલા કો, કોઈ જાગતા, બૂમ પાડતા, અબળ જીવને મનુષ્ય જાતને ત્રાસ આપતા, ભારે પોતે એક સાદથી ગજાવતા તે પર્વત આખો; કોઈ ગુફામાં જોગી દિસે, શિર જટાથી જેનું ભરેલું, રાખ તણાં છે વસ્ત્ર ધરેલાં, જેની આગળ ધૂણી ધખે છે, તુચ્છ ગણે છે દુનિયાને જે, ભવનિધિ તરવા ધ્યાન પ્રભુનું ચિત્ત ધરે છે. આ એકાંતે નજર દોડતાં ઈશનામ સૌ ઉતરે ધ્યાને; ગર્ક થાઉં છું ઈશ્વરજ્ઞાને, ભ્રાંતિ વિરામે, મહા સુખશાંતિ અંતર પામે જોઈ ગુફા સામે સામે સામે સામે !!

શોભે શિલાઓ ઠામે ઠામે ઠામે ! ૫

વસંતતિલકા વૃત્ત.

દેવાલયો કંઈ કંઈ સ્થળ વૃક્ષવૃન્દે !
  જ્ઞાની તણા લઘુ ઉપાશ્રય કોઈ શૃંગે !
યાત્રાળુ લોક શ્રમથી શિખરે ચડે છે,
  કો ઉતરે ધીરજથી, રડી કો પડે છે ! ૬

ચિત્તા તણા સબળ સાદ સુણી ડરે છે,
  ને વૃક્ષથી પડી પડી કપિઓ મરે છે,
કોઈ અનાથ જીવ ભોગ થઈ પડે છે,
  કો નાસવા હિમત દેહ મહીં ધરે છે. ૭

શિકારીઓ ગિરિ મહીં ભમતા શિકારે !
  મોટા અવાજ કરી ગિરિ ગજાવતા રે !

વાઘાદિ કોઈ વિકરાળ મહા ખરાડે !
સર્વત્ર તે ભય વિશેષ દિલે પમાડે ! ૮

મંદાક્રાન્તા વૃત્ત.

આલિંગે છે પરસપર કો સ્નેહ સાથે શિલાઓ !
વેલિ વચ્ચે વળગી ઉગીં છે, કેવીં લીલી લતાઓ !
કોઈ વચ્ચે તરૂવર દિસે મૂળ નાખી ઉગેલાં,
જાણે પ્રીતિ સજડ કરવા છે શિલામાં વસેલાં ! ૯

ઠામે ઠામે અગણિત મહા વાંસનાં વૃંદ ભારે !
કેશુ તાડો સુખડ વડ છે લીંબડા કોઈ ઠારે !
આંબા શોભે વિધ વિધ તરૂ સાગ ને ખેર આદિ,
લેખાયે શું સઘળીં ગણતાં વૃક્ષવેલિનીં જાતિ ! ૧૦

કોઈ ફાલી કુસુમથીં ફૂલે આપતાં સાર વાસ,
ફેલાવે છે પરિમલ બહુ કાષ્ટ કો આસપાસ,
ખીલે ફૂલે, ફળ સરસ દે, કોઈ તો ફાલ નાખે,
કોઈ લીલાં રસથીં પૂર છે જીવ સાનંદ રાખે. ૧૧

માલિની વૃત્ત.

ઝરણ વિમળ કેવું ચાર પાસે ઝરે છે !
ખર ખર ખર શબ્દે સાદ મોટો કરે છે,
પથરથીં અથડાઇને નીચે તે વહે છે,
ખર ખર કરતા આ શા ઝરાઓ ઝરે છે ! ૧૨

હરિત અધિક ઝાડી કેવીં નીચે જણાય !
ઝરણજળ કશીને વૃક્ષ સૌ તૃપ્ત થાય;
સજડ વળગીં રૂહે છે વૃક્ષને વેલ લીલી;
વિમળ જળથીં ઝાડી ફાલીંને કેવીં ખીલી. ૧૩

અબળ સબળ પ્રાણી જાય તેમાં છુપાઈ,
 કહિં સ્થળ જીવ શિકારી તણા વાસ માંહી;
ઝરણ સકળ પ્રાણી જાય પીવા ઉલાસે,
 હરી ફરી રમી ખેલી આમથી તેમ નાસે. ૧૪

નિરમળ નીર પીને તૃપ્ત તૃષા કરીને,
 સ્વઉદર ભરવાને જાય ચારે ફરીને,
ફરી ફરી ગિરિ આંહે પેટ પોતે ભરે છે,
 કદી કંઈ જીવ કેરા ભક્ષ પોતે બને છે! ૧૫

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સ્વાભાવિક ઘણાક પથ્થર થકી કુંડો બનેલા ઘણા,
 જેમાં છે જળ સ્વચ્છ સૌ ઝરણનું, શોભા વિષે ના મણા!
રંગી વિમળ કોઇમાં કમળ છે, છે કોઈમાં પોયણી,
 કોઇ અંદર છે વનસ્પતિ[1] લીલી સ્નેહી ઘણી ચંદ્રની. ૧૬

સંતાડે જળ સૌ વનસ્પતિ નીચે પાણી ન દેખાવ દે!
 કોઇ પ્રાણી હરિત ધારી ધરણી તેમાં અજાણે પડે!
વાયુ રોમ ખીલાવતો શીતળ ને મંદો અહીં વાય છે,
 લાવે તાણી તમામ વાસ તરૂની, આનંદ સૌ થાય છે! ૧૭

સ્રગ્ધરા વૃત્ત.

આજે ગિરિ તને હે નયન નિરખતાં આત્મ સાનંદ ભારે!
 જૂદી જૂદી રૂતુમાં નવીન નવીન તું વેશ વિચિત્ર ધારે,
લીલાં વસ્ત્રો સમે કો અધિક પીત ધરે, શ્વેત ભૂરાં કદાપિ,
 આજે ગિરિ! મને તેં હૃદય મહિં મહા સુખ સૌ શાન્તિ આપી! ૧૮



૧ આ વનસ્પતિ મૂળ સાથે પાણી પર તરતી રહે છે, અને તે ધીચોધીચ રહેવાથી પાણી દેખાતું નથી. ચંદ્રના પ્રકાશથી ખીલે છે.

## રસભોગી માછલી.[1]

હરિગીત છંદ.

**માછલીને—**

ભોળી ભલી હે માછલીઓ ક્યાં અરે નાસો તમે ?
આહારના રસસ્વાદની થઈ લાલસા શું આ સમે ?
જળમાં રહેલો નિત્યનો આહાર છોડી ક્યાં ધસો ?
જીહ્વા તણા રસસ્વાદમાં નિજ પ્રાણને ગૂમાવશો. ૧

**માછલીનો જવાબ—**

જઈએ અમે રસસ્વાદ લેવા, મિષ્ટ રસ લૂટાય છે,
સંતુષ્ટ કરવા જીભને અમ ચિત્ત આકર્ષાય છે,
ક્યાંથી મળે આહાર એવો ! જીગર તેને ચ્હાય છે,
રસસ્વાદ લેતાં જીભથી ત્યાં પ્રાણ શાને જાય છે ? ૨

**માછલીને—**

આહાર છે સૌ ઉપરથી પણ લોહ કાંટો તે મહીં,
દોરી જુઓ કાતીલ મચ્છીમારના કરમાં રહી,
આહાર તે લેવા જતાં કાંટો વિંધી નાખે અરે !
દોરીથી તમને બ્હાર ફેંકી પ્રાણ લે છે આખરે ! ૩

**પરિણામ—**

માને શિખામણ કોણ આવી ? મીન ત્યાં સપડાય છે,
રસભોગી મત્સ્યો સ્વાદરસમાં મૃત્યુવશ ત્યાં થાય છે;
પરિણામ મૃત્યુકારી આ જીભઇન્દ્રિના રસવિષયથી,
ચેતન ! મહા સુખ જો ચહે તો સમજ આ દૃષ્ટાંતથી. ૪



૧ માછલામાં જીહ્વાઇન્દ્રિનો સ્વાદરસવિષય સ્વાભાવિક રીતે રહેલો છે કે જે

વાંચો સામેનું કાવ્ય–"નિસ્તેજ વસંત અથવા
દુષ્કાળ શિકારીનો શિકાર."



વસંતી રડે આ બિચારી! અહા કેવી રચના વિકારી!
પડ્યો કાળ પૂંઠે શિકારી! અહા કેવી રચના વિકારી! ટુક ૧-૫

# નિસ્તેજ વસંત

અથવા

# દુષ્કાળ શિકારીનો શિકાર.

હોરી.

અહા કેવી રચના વિકારી ! વસંતે,
અહા કેવી રચના વિકારી ! એ ટેક.

રચના વિકારી દુઃખી આ બનાવે, ક્યાં રચનાં સુખકારી ?
નહીં અવલોકું દિસે જેહ જેમાં, હાલ થયા દુઃખચારી !
વસંતી રડે આ બિચારી ! અહા કેવી રચના વિકારી ! ૧

વસંત વિલોકી રમંતા લતા ને પત્ર હવામાં પ્રસારી
નહીં સહકારો ! નહીં પત્રછાયા ! ક્યાં કૃતિ તે રમ્ય સારી ?
દશા આવી કોણે ચિતારી ? અહા કેવી રચના વિકારી ! ૨

વન ઉપવન સૌ અતિ શુષ્ક લાગે ! હર્ષ મુકયા સૌ વિહારી !
ચાર દિશાએ તરુ સર્વ ઉભાં નગ્ન દશા માંહિ ભારી,
દશા કેવી આ દુઃખકારી ! અહા કેવી રચના વિકારી ! ૩

---

તેને સપડાવી મૃત્યુવશ કરે છે; આ સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

" अगाधसलिले मग्नो दूरेऽपी वसतो वसन्
मीनस्तु सामिषं लोहमास्वादयति मृत्यवे ॥

અર્થાત્ ઉંડા પાણીમાં વસેલું માછલું દૂર છતાં પણ મચ્છીમારના કાંટા (ગલ) ને વળગેલા પદાર્થના રસસ્વાદથી તણાઇ શુદ્ધ આહાર જાણી તેને મોંમાં લે છે ને કાંટાથી વિંધાઇ મરણ પામે છે." (સ્વાદરસની લાલસાંથી આહાર મોંમાં લેતાંજ અંદર રહેલા લોખંડના અણીદાર કાંટાથી મુખ વિંધાઇ જાય છે એટલે મચ્છીમાર કાંટાને બાંધેલી દોરી ખેંચી લઇ પાણી-માંથી માછલાને બહાર કાઢી તરફડાવી મૃત્યુવશ કરે છે.)

કેવી બની છે વસંતરમાની ભૂમિસખી નગ્ન નારી,
હાડપિંજર સહૂ નજરે પડે છે, કેવી રડે આંસુ સારી !
ગઈ ક્યાં તે સાડી શ્રીકારી ? અહા કેવી રચના વિકારી ! ૪

લીલી લતાઓ નહીં દૃષ્ટિ આવે જેહ વને ખીલનારી !
રમતી સરિતા ઉછાળી તરંગો હાલ નહીં બિન્દુ વારિ !
પડ્યો કાળ પૂંઠે શિકારી ! અહા કેવી રચના વિકારી ! ૫

કુદરત ! જગ્તે મહા આવી હૃદયે કોણ કળે ગતિ તારી ?
કંઈ કંઈ સમયે અતિ ખીજનારી ! કોઈ સમે રીઝનારી !
કૃતિ નારી તારીજ ન્યારી ! અહા કેવી રચના વિકારી ! ૬

હરિત સુવર્ણે વસંતરમાને દેખી અલંકૃત સારી
કાળ કરાળે અતિ ક્રૂરતાથી વસ્ત્ર લીધાં સૌ ઉતારી ! !
કરી કેવી કાળે ખુવારી ! અહા કેવી રચના વિકારી ! ૭

રચના વિલોકી વસંતની આવી, ચેતન ! લે તું વિચારી !
સમજ સમજને તું કાળરીતિને ! સાર દિલે લે ઉતારી !
સહૂ કાળથી જાય હારી ! અહા કેવી રચના વિકારી ! ૮

સુખદુઃખ બંને સરે સંગ સંગે ! કોઈ નહીં નિર્વિકારી !
દિને કોઈ સુખી દિને કોઇ દુઃખી અંગ વસે સૌ બિમારી !
સમે કો સ્મશાને પથારી ! અહા કેવી રચના વિકારી ! ૯

મહા સુખ દેખી નહીં ગર્વ કરવો ઇશ હૃદયમાં વિસારી !
જગત મહીં આ કદાપિ ન સ્થાયિ સુખસ્થિતિ જાસનારી !
કળી લે વસંતી કુમારી ! અહા કેવી રચના વિકારી ! ૧૦



# હાથીવડ.[1]

વસંતતિલકા વૃત્ત.

ગંભીર હાથીવડ ! આજ તને નિહાળી
આત્મા થયો સ્થિર ! વિચાર સરિત ચાલી !
ગુણો સહૂ તુજ મહીં તવ નામ જેવા,
આ પાડનાર શુભ નામ પુરૂષ કેવા ?! ૧

છે ઉદ્ધતાઈ દિલમાં નવ લેશ હાથી !
અસ્થિર ના હૃદય થાય કદાપિ વાથી,
ઉભો સદા અડગ ગંભીર શાન્તતાથી,
શર્માય હાથી ગુણ તુજ નિહાળવાથી. ૨

તારી તમામ વડવાઈ વડી વળીને
દે છે તને અવનિનો રસ સૌ કશીને,

---

૧ વિસનગરમાં શહેરના દરવાજા બહાર જરા દુર આ જુનો હાથીવડ હતો. સંવત્ ૧૯૫૬ ના દુષ્કાળમાં લોકોએ તેનાં થડ ડાળાં વીગેરે કાપી નાખેલાં હોવાથી અને ઘણોજ વૃદ્ધ થયેલો હોવાથી ધીમે ધીમે તે સુકાઇને નષ્ટ થયો. હાલ ત્યાં તેનાં મૂળ શિવાય બીજાં નિશાન રહ્યાં નથી, તેના થડની આંસપાસ મોટો ચોતરો ચણેલો છે, તે જીર્ણ સ્થિતિમાં કાયમ છે. હાલમાં ત્યાં નાનો વડ ઉછેરવામાં આવ્યો છે. આ સ્થળે જૈનલોકો તરફથી દરેક કાર્તકી પૂનમે સિદ્ધગિરિનો પટ અર્થાત્ પાલીતાણાના ડુંગરનો દેવદેવસ્થાન સાથેના ચિત્રનો મોટો સુંદર પડદો બાંધવામાં આવે છે અને જૈનલોકો શહેરમાંથી દર્શન કરવા ત્યાં જાય છે, તે સમયે આ સ્થળ પાલીતાણાના તીર્થની યાત્રાનું મોટું પવિત્ર ધામ બની રહે છે. જૈનો આ પ્રમાણે યાત્રા કરી ત્યાંથી મોટા ઠાઠથી વરઘોડાના રૂપમાં શહેરમાં પાછા ફરે છે. ( આ કાવ્ય નર્મદકવિએ રચેલા કબીરવડના કાવ્ય પરથી સંવત્ ૧૯૫૨ માં ઉદ્ભવેલું તે વખતે આ હાથીવડ હયાતીમાં હતો.)

આ કાયપોષણ તણી રચના ખરી છે,
શું શુંડ તેં રસ મહીં નમતી કરી છે?! ૩

આરામ પંખી તુજ ઉપર બેશી લે છે,
ને તુજ મિષ્ટ ફળ ખેલી સુખે જમે છે,
ઉચ્ચારતાં મધુર ગાન ઘણા ઉમંગે,
તારા શું ગુણ ઉચરે મળી સર્વ સંગે?! ૪

રે તાપથી બળી જતાં ખગ આવી પાસે,
વિશ્રામ શાન્તિ દિલમાં બહુ લે ઉલાસે,
દાતારના સુખદ આશ્રયથી હમેશ,
પામે ગરીબ સુખશાન્તિ દિલે વિશેષ ! ૫

સૌ કાર્તકી પૂનમને દિન તું દીપે છે,
યાત્રાનું દિવ્ય ખુબ ધામ બની રહે છે,
બંધાય સિદ્ધગિરિનો પટ તારી નીચે,
જૈનો ઉમંગથી ભરાય તમામ ધીચે. ૬

દેવાદિને નમી નમી વળી હસ્ત જોડે,
ઉચ્ચારતાં સ્તવન મુખથી સર્વ કોડે,
આનંદથી પછીથી શ્હેર ભણી વળે છે,
સૌ કામના મનની જૈન પૂરી કરે છે. ૭

શોભા શી તારી ઉચરૂં ! નવ ખામી લેશ,
તું માનવંત વખણાય સદા વિશેષ,
છે વૃદ્ધ હાથીવડ ધન્ય સહસ્ર વારે !
પામ્યો મહા સુખ નિહાળી તને અત્યારે. ૮

**વાંચો સામેનું કાવ્ય–** "દુષ્કાળપીડિત ભૂમિકા નર્તકી."



નવ નવ રંગે ઉર ઉભરાતી ભૂમિનર્તકી બાળા!
દિવ્ય દીપતી અતિ દીપવતી વિશ્વની નાટકશાળા!
ચાળા ક્યાં ચાલ્યા? હવે હાલ જ દુઃખાળા!
ચાળા ક્યાં ચાલ્યા?

કુક–૩

# દુષ્કાળપીડિત ભૂમિકા નર્તકી.*

મરાઠી સાખી.

કુદરત ભજવે વિધ વિધ ચિત્રે ખેલ વિચિત્રે રંગે !
અકળિત રચના અદ્ભુત કૃતિએ અંતર રંગે રંગે !
 અંગે ઉમંગે ! સમે કોઈ દુઃખ સંગે ! ! અંગે ઉમંગે૦ ૧

વિધ વિધ પાત્રો નૃત્ય કરે છે વેશ વિશેષ બતાવે !
સુખ દુઃખના કંઈ પૂર્ણ ચિતારો સંગ ગ્રહીને આવે !
 લાવે ! દર્શાવે ! મહા ભ્રાન્તિ ઉપજાવે ! લાવે દર્શાવે૦ ૨

નવ નવ રંગે ઉર ઉભરાતી ભૂમિનર્તકી બાળા !
દિવ્ય દીપતી અતિ દીપવતી વિશ્વની નાટકશાળા !
 ચાળા ક્યાં ચાલ્યા? હવે હાલ જ દુઃખાળા! ચાળા ક્યાં ચાલ્યા. ૩

વસ્ત્ર ધારતી હરિત વર્ણનું ! તે તે શિદ વિસરાયે !
વસ્ત્ર વિનાની દુઃખી દશા આ હાલ બની શીં જણાયે !
 કાયે સુકાયે ! મહા તાપે ભેદાયે ! કાયે સુકાયે૦ ૪

સરિતતરંગ સુરત્ન આવળી[1] રસતી હૃદયપ્રદેશે !
હાલ નહીં તે દૃષ્ટિ આવે ! દુઃખ કળી શું કહેશે !
 દેશે વિદેશે ભૂમિ દુઃખીજ આ વેશે ! દેશે વિદેશે૦ ૫

---

* કુદરતને નાટકકાર તરીકે, વિશ્વને નાટકશાળા, અને ભૂમિને નર્તકી (નટી) તરીકે કલ્પના કરી દુષ્કાળના દેખાવનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧ સરિતતરંગસુરત્નઆવળી=નદીના તરંગરૂપી રત્નનો હાર. ભૂમિસ્ત્રીના પ્રદેશહૃદય ઉપર સરિતાના તરંગરૂપી રત્નનો હાર જે શોભી રહ્યો હતો તે નાશ પામ્યો છે અર્થાત્ ભૂમિના પ્રદેશ ઉપર નદીઓ સુકાઇ ગઇ છે.

ભૂમિનર્તકી બાળાને તું વિભુ વિશ્વ વિખ્યાતા!
હરિત વસ્ત્રથી દિવ્ય બનાવી દયા આણી સુખદાતા
ધાતા હે ત્રાતા મહા સુખ શાંતિ શાતા! ધાતા હે ત્રાતા૦ ૬

## શુષ્ક સરોવર

અથવા

## ગત સ્મરણ.

માલિની વૃત્ત.

કહિં નહિ નીરબિન્દુ! ક્યાં ગયો રમ્ય ભાસ?
સરવર રણ આ તે શું બન્યું આસપાસ?!
દ્વીપ વિરહી રડે છે! શુષ્ક નિસ્તેજ મુખ?
કૃષિત બની શી કાયા! શું અહા શિર દુઃખ! ૧

ગગન મહિં નિહાળી છે પડેલો ઉદાસ!
જળ જળ દ્વીપ માગે શું અહા મેઘ પાસ?!
હરિત અતિ લતાઓ એક ના ક્યાંહિ લાગે!
વ્રતતિવસન દ્વીપે શું તજ્યાં/દુઃખઆગે?! ૨

અનિલલહરી અત્યારે વિયોગે શી ઘેલી!
અધિક હતી તરંગે પ્રીતિ કેવી વસેલી!
ઉદક વિણ તરંગો દૃષ્ટિએ ક્યાંથી આવે!
પતિ વિણ રમણીને કોણ સ્નેહે હસાવે? ૩

સરવર દુઃખી દેખી આ દશામાં અત્યારે
સ્મરણ તવ ખુબીનું ચિત્તમાં થાય ભારે !
ગત સુખ સ્મરૂં જ્યારે હું પડું છું વિચારે !
દુઃખદ સ્થિતિ નિહાળી ખેદ વ્યાપે વધારે ! ૪

તુજ તટ પર બેશી પામતો વાયુ મંદ !
પરિમલ બહુ લેતો વૃક્ષની સુખકંદ !
નિરખી મૌન રમંતાં અંગ આનંદ થાતો !
ખુબી સહૂ અવલોકે શોક સૌ દૂર જાતો ! ૫

કહિં કઇ જન ધોતાં, કોઈ પાણીથી ન્હાતાં,
વિવિધ ખગ રમંતાં અત્ર જોતો હું ગાતાં,
વળી જળ ભરવાને આવતાં નારીવૃંદ,
ગત સુખ હું સ્મરૂં શું ! શું કરૂં કાવ્યછંદ ? ! ૬

અરર દુઃખી દશા શી ! હાલ બેહાલ કેવા !
કહિં કહિં જળબિન્દુનાં નહીં ચિહ્‌ન ક્‌હેવા !
'થયું' 'ન થયું' ન થાશે, દોષ કોનેજ દેવો ?
ચડતી પડતી ચાલે ! વિશ્વનો ખેલ એવો ! ૭

ફરતી ફરતી છાયા વૃક્ષ નીચે જણાય,
સરવરસ્થિતિ તેવી કાળથી ફેરવાય,
જળ તહિં થળ ભાસે ! બુદ્ધિ ત્યાં હારી જાય,
ગહન ગતિ પ્રભુની શું મહાસુખ ગાય ! ૮

# દુષ્કાળ દેખાવ*

અથવા

## ભયંકર હૃદયભેદક દયાજનક દૃશ્ય.

કટાવ.[1]

વિશ્વેશ વિશ્વવિખ્યાતા ! નિરાધારાધાર ધાતા !
સૌ આનંદ રહ્યા જાતા, દુઃખ દુઃખ છે સુખદાતા !
નમી સ્તવે પ્રાણ પીંડાતા, કર હવે દયા જગત્રાતા !
ત્રાતા ત્રાતા ! છે નવ શાતા !
શોકો થાતા ! નહીં સમાતા,
ઉર ઉભરાતા, નહીં ગણાતા.

દશા હાલ શી ! ! ઋતુરંગ સૌ વિપરિત ભાસે, શોકકારી આ, શાન્તિવિદારણ, ભયભિત સર્વે ચાર પાસમાં વિચિત્ર રચના બની રહી છે. વાસ કીધો કયાં જળવૃષ્ટિએ ? ! ચાર દિશાએ શુષ્ક લાગતી પાણી વિના દુઃખી વસુધા, પ્રતિ વર્ષ જે રમ્ય

---

* સંવત્ ૧૯૫૬માં ગુજરાતમાં ભયંકર દુષ્કાળ પડેલો તે વખતે દુષ્કાળપીડિત જનોને મદદ આપવા માટે વિસનગરના તળાવ ઉપર રીલીફ કામ ( માટી ખોદાણ ) ચાલતું હતું તેમાં પાંચ હજાર ગરીબ જનો કામ કરતાં હતાં, અને તદ્દન અશક્ત અને નિરાધાર માણસો માટે અન્નગૃહો ઉઘાડવામાં આવ્યાં હતાં, તે ઉપરાંત ઢોરોને માટે કૅટલ કેમ્પ, અને બાળકો માટે બાળકાશ્રમ પણ ઉઘાડેલાં હતાં. ખોદ કામ કરનારાઓને વિશેષ મદદ કરવા સસ્તા ભાવે રોટલા પણ વેચાતા પૂરા પાડવામાં આવતા હતા. રોજ પાંચ સાત માણસો ભુખમરાને લીધે દયાજનક સ્થિતિમાં મરણ પામતાં, તેની પણ યોગ્ય વ્યવસ્થા કરવામાં આવતી હતી. આ કામો પૈકી ઘણાં કામોની વ્યવસ્થા મારી પાસે હોવાથી અને સવારથી રાત સુધી તેમાંજ મારો વખત જતો હોવાથી આ કાવ્યમાં જણાવેલાં સ્રીપુરૂષ જનાવરો વીગેરેના કરૂણાજનક દેખાવો નજરે જોયેલા અને જાત અનુભવના છે.

[1] આ કટાવની રચના નર્મદકવિના કટાવ પ્રમાણે રચવામાં આવી છે.

લાગતી, વિવિધ જાતનાં વસ્ત્ર ધારતી, રંગીન ચારૂ બાળ કુમારો સુખે ખેલતાં, હાસ્યં કરંતી, શાંતિ આપતી, એજ ભૂમિના હાલ હાલ આ કેવા ભાસે ?! ઉડી ગયા ક્યાં તે દેખાવો ?! ઋતુ નવીન આ દુઃખદ કેવી ! વૃષ્ટિ બદલે દૃષ્ટિ કરડી કરતી ભારે, ભાનુકિરણે ભેદી નાખતી, ત્રાસ આપતી, સતાવતી આ ઋતુ ગ્રીષ્મ શું માની લેવી ? ના ના ના ના; હોત ગ્રીષ્મ જો માનત ભૂમિ અલ્પ સમયમાં વર્ષા સરશે વૃષ્ટિ આવશે. પણ આ તો છે વર્ષા ઋતુ વૃષ્ટિ વિનાની; રહી ભૂમિકા દુઃખે રડતી, કંઈ કંઈ હૃદયે આસ પાસથી આશપાશથી બંધાયેલી હવે ભૂમિકા નિરાશાએ અશ્રુ નાખતી ! ગઈ આશ તો પછી રહ્યું શું ? દુઃખાબ્ધિમાં પડી રહી છે ! પ્રાણી બાળક અરે કરે શું ! નિરાધાર છે ! સુખદ સ્થાન નવ નજરે આવે ! પાણી માટે સરોવરે જો જાય કદાપિ પાણી ભાસ શું નજરે આવે ! જળને બદલે થળ દિસે તો જળબિન્દુ ત્યાં ક્યાંથી પામે ? તૃષા અતિશય પીડે કાયા ! પાણી વિના અન્ય તૃષાને કોણ નિવારે ! રે રે અંતે કાય પીડાતી પડે ભૂમિએ ! દુઃખે રીબાતી એવી દશામાં મરે બિચારાં જળ વિણ પ્રાણી નિરાશ્રિત હા ! ઉદરપોષણ રે રે ક્યાંથી તેઓ પામે ? જાય જંગલે ઘાસઆશમાં તૃણપાન પણ ક્યાંથી દેખે ? પાપી પેટના માટે ભટકે ! ભુખદુઃખથી પડે ભોંય તે ! ક્ષુધા શાંતિ શી રીત પામે ! કાય સુકાયે ! રક્ત માંસ તો ઉડી ચાલ્યાં, હાડપિંજરે પ્રાણ પીડાયે ! શક્તિ અંશની આશજ ક્યાંથી ? શ્વાસ માત્ર હા મુખથી ચાલે ! આમ દુઃખમાં રીબાતાં તે મૃત્યુ પામે; મનુષ્ય કરે શું ! કાળ આગળે ઉપાયહીન છે ! ઘાસ બિચારા લાવે ક્યાંથી ? કોઈ કોઈ તો પ્રાણ સમાં જે પ્રાણી તેને છોડી ચાલ્યા, પ્રાણ ત્યાગ નિજ કરે અંતમાં ! નિરા-

ધાર તે પ્રાણી કરે શું ! આમ તેમ તે ઠામ વિનાનાં, ભુખે પીડાતાં, રખડી રખડી, આમ પ્રાણી તે પીડા પામીને મરણ પામતાં ! જેહ ઋતુમાં રમ્ય જંગલે લીલા ઘાસને ચરતાં સુખે, શુષ્ક ઘાસને મન નવ ગણતાં, તેજ ઋતુમાં દુઃખદાયી શી પશુ માત્રની દશા બની છે ! પશુ બરાબર રંક લોકના હાલ બન્યા છે, નિર્લજ ઉદર ભરવા માટે રખડી ભટકે, પણ નવ પામે ખાવા પોતે, ભુખ વેઠીને કાઢે દિવસ, હાડપિંજરે જીવ પીડાયે, આમ રીબાઈ મરે બિચારા; બાળકની તો વાત શું કરવી ! સગાં સ્નેહીથી પડે વિખુટાં, ભાઇ બેન કયાં ! માતતાત કયાં ! ખાવા માટે મારે ફાંફાં ! કૂવા પેટમાં પડી ગયેલા, દેખી તેમની દુઃખી દશા આ, પથ્થર જેવા કઠણ હૃદયના માણસને પણ દયા ઉપજે ! ! વિધ વિધ પંખી વાસ વિનાનાં સૂર્યતાપમાં ઉડી ભટકતાં, નિરાશાએ વૃક્ષલતાઓ કયાંથી દેખે ? તરૂ માત્રની પાયમાલી થઇ ! ખાલી ખેતર વિના નહીં કંઇ નજરે આવે ! પર્વત પણ જે લીલા વર્ણનું વસ્ત્ર ધારતા, ઝરણ પ્રભાવે ખીલાવતા જે વૃક્ષવેલને, આસપાસના અરણ્ય માંહે, ઝરણવેગથી રમ્ય સરિતને ઉછાળતા તે આજે ભયભિત સુકાયેલા ! માત્ર શિલાઓ દેખાયે છે ! પ્રભુ ! હવે તો મુકત કરી આ દુષ્ટ કાળથી કરને શાન્તિ, થયું અતિશય, દુઃખ કેમ આ સહી શકાશે ! સીમા દુઃખની નહીં રહી છે ! પ્રભુ હવે તું દયાદૃષ્ટિથી સામું જોને ! કરૂણાસાગર ! કરૂણા કરને, નમન કરીને સ્તવે પ્રાણ સૌ દુઃખે રીબાતા ત્રાતા ત્રાતા ! કર મહા સુખ જગત્રાતા !

વિશ્વેશ વિશ્વવિખ્યાતા !

## વૃષ્ટિ થવાનાં ચિહ્ન.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

લાગે ભાર વિશેષ લેશ અડતાં સૌ મક્ષિકાઓ તને,
દિસે ઠામ તમામ સર્વ સમૂહે, શત્રુ રૂપે તે બને,
આવી ક્યાંથી નવીનતા નિરખતાં ? ! કેવી ઋતુ આ બની ? !
કહો ને મિત્ર ! નિશાની શાની સહુ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૧

સૌ સ્થાને ઉભરાય છે સમૂહમાં કીડી ઈંડાંને લઇ,
ક્યાંથી પાંખ ગ્રહી ? કૃતિ કળી જુઓ વિલોકી પાસે જઇ,
કાચંડાતન ઉપરે ચિતરી આ કોણે પીંછી લાલની ?
કહો ને મિત્ર ! નિશાની શાની સહુ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૨

કેવા ભેક અનેકના શ્રવણમાં સાનંદ સાદો સરે !
તૂટે છે નવ લેશ માત્ર વચમાં ! ધારા ધ્વનિની ઝરે !
કૂદે છે કંઈ આમ તેમ રમતાં, પાસે કંઈ આપણી,
કહો ને મિત્ર ! નિશાની શાની સહુ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૩

એકે વસ્ત્ર ખમાય ના તન પરે ! ગર્મી બહુ થાય છે !
કેવો આ ઉકળાટ ! સ્વેદ નિકળે ! વસ્ત્રાદિ ભીંજાય છે !
શી અંગે ચમકાવતી ચમકતી વિદ્યુત ઈશાનની ? !
કહો ને મિત્ર ! નિશાની શાની સહુ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૪

શાંતિ કાંઇ વળે જરા કઈ ક્ષણે વિચિત્ર આ ગર્મીથી,
આવે વાયુ ભીનો જરા પળ પળે, પાણી હરે અંગથી,

શાંતિદાયક આ અનિલલહરી છે મંદ નૈરૃત્યની,
કહો ને મિત્ર ! નિશાની શાની સહૂ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૫

આકાશે અતિ લાલ ભાસ તહિં આ દે દિવ્ય દેખાવ જે,
સંધ્યા સુંદરી આછી લાલ વરણી સાડી શરીરે સજે.
કેવું મેઘધનુષ્ય છે ગગનમાં ! કેવી ખુબી રંગની ?
કહો ને મિત્ર ! નિશાની શાની સહૂ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૬

ઈન્દુની ફરતે કંઇ નવીનતા રાત્રે દિસે છે મને,
શોભે કંકણઆકૃતિ જળભરી શોભાવી આકાશને,
ચારૂ રંગીન એ અલંકૃત કળા કેવી પરિવેશની ? !
કહો ને મિત્ર ! નિશાની શાની સહૂ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૭

ચક્લીઓ રમતી મળી ઉલટથી પાંખો ધૂળે પાથરી,
ટીંટોડી મુકતી ઇંડાં સ્થળ ઉંચે વૃષ્ટિની ભીતિ ધરી,
કાને કેવી સરે અવાજસરિતા રે દૂરના ઘંટની ! !
કહો ને મિત્ર ! નિશાની શાની સહૂ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૮

ક્ષારાદિ પિગળે કંઇ ગરમીથી પાણી વળે પાત્રમાં;
ગાજે વાદળ શું અહા ગગનમાં ! અંધારૂં શું દિનમાં !
ખેડુતો હરખાય છે હૃદયમાં આશે મહા સુખની !
કહો ને મિત્ર ! નિશાની શાની સહૂ આ ?
—નિશાની વૃષ્ટિ તણી. ૯



# સચિત્ર

# કાવ્યસરિતા.

## નીતિ તરંગ.*

* દરેક શાસ્ત્રનું સામાન્ય તત્વ જે નીતિ ગણાય છે તેને અવલંબીને ધર્મ અને વ્યવહાર રહેલા છે; અર્થાત્ નીતિ એ ધર્મ અને વ્યવહારનો સર્વમાન્ય કાયદો છે. હૃદય રૂપી ભૂમિકામાં બચપણથી શિક્ષણ, સહવાસ ને સમાગમથી જેવા જેવા પ્રકારનાં બીજ રોપાય છે તેવા તેવા પ્રકારનાં ફળ ભવિષ્યમાં ઉત્પન્ન થાય છે; માટે એવે પ્રસંગે હૃદયની અંદર નીતિના સંસ્કારોની સ્થાપના થવાની જરૂર છે; આ કારણથી વિદ્યાર્થીઓને, યુવાનોને તેમજ સામાન્ય રીતે નાના અને મોટાને, સ્ત્રી અને પુરૂષને, રંક અને શ્રીમંતને, ઉપયોગી થઇ પડે એવા આશયથી લખાયેલાં નીતિનાં કાવ્યોને આ **નીતિતરંગમાં** દાખલ કર્યાં છે. આવાં નીતિનાં કાવ્યોમાં જણાવેલા વિચારોને પુષ્ટિ આપવા સારા સારા સંસ્કૃત અને અંગ્રેજ લેખકોના લેખના ઉતારા આપવામાં આવ્યા છે. શાળામાં ઉપલા તેમજ નીચલા ધોરણમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉપદેશના શિક્ષણમાં ઉપયોગી થઇ પડે તેવાં ઘણાં કાવ્યો, નીતિના લગભગ તમામ વિષયનાં, આમાં દાખલ કરેલાં છે. કન્યાશાળામાં બાળાઓને તેમજ લગ્નપ્રસંગે ખાસ સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે એવી થોડીક ગરબીઓ વીગેરેનો પણ સમાવેશ કરેલો છે. જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ત્યાં કાવ્યો સાથે વાચકના હૃદયને સચોટ અસર થાય તે હેતુથી ભાવ-દર્શક ચિત્રો પણ આપેલાં છે.

## The Exercise of Virtue.



I have here only considered the necessity of a man's being virtuous, that he may have something to do; but if we consider further, that the exercise of virtue is not only an amusement for the time it lasts, but that its influence extends to those parts of our existence which lie beyond the grave, and that our whole eternity is to take its colour from those hours which we here employ in virtue or in vice, the argument redoubles upon us for putting in practice this method of passing away our time.

—(*Addison*)

# સંગતની અસર.*

## અસર છે એવી સંગતની.

ગઝલ.

ભલા જનને બગાડે છે, બુરા જનને સુધારે છે,
  ભિતરના રંગ પલટે છે, અસર છે એવી સંગતની. ૧

કરે નાપાકને પાવન, કરે નાપાક પાવન જન,
  શકે છે ફેરવી તનમન, અસર છે એવી સંગતની. ૨

કરે અજ્ઞાનીને જ્ઞાની, બનાવે જ્ઞાની બેભાની,
  બનાવે બુદ્ધિ દિવાની, અસર છે એવી સંગતની. ૩

બને સંસારી મઠધારી, બને સંન્યાસી સંસારી,
  બનાવી દે વ્યભિચારી, અસર છે એવી સંગતની. ૪

---

* આ સંબંધમાં ભર્તૃહરિ કવિ લખે છે કે—

" संतप्तायसि संस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते ।
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागरशुक्तिमध्यपतितं तन्मौक्तिकं जायते ।
प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ॥

ભાવાર્થ:— જો પાણીનું બિન્દુ તપેલા લોખંડ ઉપર પડે છે તો તેનું નામ પણ જણાતું નથી અર્થાત્ નાશ પામે છે, જો તેજ પાણીનું બિન્દુ કમળના પત્ર ઉપર પડે છે તો મોતીના દાણા જેવું શોભે છે અને જો તે સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપમાં પડે છે તો ખરેખર મોતી થાય છે, માટે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ તો પ્રાયે કરી સંગતથીજ થાય છે."

કરે નાસ્તિકને આસ્તિક, કરે આસ્તિકને નાસ્તિક,
ભૂલાવે રીત સૌ ધાર્મિક, અસર છે એવી સંગતની. ૫

સીધા પંથો તજાવે છે, બુરા પંથો બતાવે છે,
ફરી પંથે ચડાવે છે, અસર છે એવી સંગતની. ૬

પરસ્પર પ્રીતિ જોડે છે, પ્રીતિની ગાંઠ છોડે છે,
સુધારસપાત્ર ફોડે છે, અસર છે એવી સંગતની. ૭

બનાવે શત્રુ સ્નેહીજન મિલાવીને પરસ્પર મન,
કરે છે દોસ્તને દુશ્મન, અસર છે એવી સંગતની. ૮

અસર ખોટી કુસંગતથી, અસર સારી સુસંગતથી,
મહા સુખ સારી સંગતથી, અસર છે એવી સંગતની. ૯

## સજ્જન સહવાસ.*

માલિની વૃત્ત.

સદ્‌ગુણી જન સાથે મિત્રતા બાંધવાથી
વિધ વિધ ગુણ આવે પ્રેમ ત્યાં જામવાથી,

---

* સજ્જનના સંગથી શું ફાયદા છે તે સંબન્ધમાં ભર્તૃહરિ કવિ કહે છે કે—

" जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

ભાવાર્થ:— સજ્જનનો સમાગમ બુદ્ધિની જડતાને હરે છે, સાચું

વ્યસન દગલબાજી ચોરી જુગાર જાર,
અનીતિ સહૂ ખસે છે જાય છે કુવિચાર. ૧

સમજણ ખરી આપે સજ્જનો હિતકારી,
અપયશ દૂર ટાળી દે સુકીર્તિ વધારી,
દુઃખ સમય મહીં તે પંથ સીધો બતાવે,
દુઃખ દૂર કરી દે છે, સુખમાર્ગે ચડાવે. ૨

નીતિ રીતિ ખરી પ્રીતિ સાચી વાણી ભણાવે,
પર અવગુણ નિંદા ચિત્તમાંથી તજાવે,
હિતકર શુભ વિદ્યા પાણી સિંચી ખીલાવે,
ફળ મધુર ચખાડે, ઉદ્યમે તે ચડાવે. ૩

રમત ગમત માંહે ધર્મનો બોધ દે છે,
દઈ શુભ ઉપદેશો શુદ્ધ બુદ્ધિ કરે છે,
નિરમળ કરી બુદ્ધિ શુભ કર્મો કરાવે,
શુભ કરણી કરાવી સ્વર્ગરસ્તો બતાવે. ૪

ગુણી જન તણી આવી રીત છે વિશ્વ માંહે,
કદી નવ બદલાયે તે રહે એક ભાવે,
ગુણી જન થકી રાખો મિત્રતાની સગાઈ,
ગુણી જન તણી રીતિ છે મહા સુખદાયી. ૫



બોલતાં શિખવે છે, સન્માનની ઉત્તમતા બતાવે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, ને ચારે દિશામાં કીર્તિનો ફેલાવો કરે છે, માટે કહો કે સજ્જનનો સમાગમ માણસને શું શું નથી કરી શકતો ? અર્થાત્ દરેક લાભ કરી શકે છે."

## દુર્જન સહવાસ.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દોસ્તી દુર્જનની કદી ન કરવી, પસ્તાય જે તે કરે,
લાગે છે નિજ મિત્ર તે ઉપરથી, શત્રુ પૂરો ભીતરે,
કાળા નાગ થકીજ દુર્જન વધે, વિશ્વાસઘાતી ખરે,
છે નિરંતર ઝેર અંતર મહીં, મીઠાશ મુખે ઝરે. ૧[1]

સાચો દુર્જન માર્ગમાં કદી મળે તો માર્ગ તે છોડવો,
આવ્યો લાગજ સાધવો નવ ચુકે, વિશ્વાસ ના રાખવો,
મીઠું મીઠું વદી વદી મુખ થકી ફંદે ફસાવી મુકે,
હાની સ્ત્રી ધન પ્રાણની કરી વળે, એકે નહીં તે ચુકે. ૨

---

* દુર્જન સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

" तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥

ભાવાર્થ— સર્પને દાઢમાં, માખીને માથામાં, અને વીંછીને પુંછડીમાં ઝેર હોય છે પરંતુ દુર્જનને આખા શરીરમાં ઝેર હોય છે."

૧ આ સંબંધી એક સંસ્કૃત કવિ કહે છે કે—

" दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ॥

ભાવાર્થ:— દુર્જન હમેશાં મીઠું બોલનાર હોય છે માટે તેનો વિશ્વાસ કરવો નહીં, કારણ કે તેની જીભમાં મીઠાશ હોય છે પરંતુ હૃદયમાં તો ઝેર ભરેલું હોય છે."

લક્ષ્મી હોય ભલે અખૂટ ઘરમાં તોએ પૂરો દુષ્ટ એ,
વિદ્યા હોય ભલે ભણેલી ઘણીએ તોએ પૂરો નીચ એ,
સાધુ વેશ ભલેજ હોય શરીરે તોએ પૂરો પાપી એ,
યોગિ હોય ભલે સમાધિ કરતો તોએ વ્યભિચારી એ. ૩[1]

સર્વે દુર્ગુણ તેની સંગત થકી વાસો કરે અંગમાં,
દેખાડે વ્યભિચારપંથ હળવે લોભાવી સ્ત્રીરંગમાં,
ભૂલાવે ભણવું, નિશાળ તજવે, વ્યાપાર છોડાવી દે,
છોડાવે નીતિ ધર્મજ્ઞાન સઘળું, સૌ ભાન ભૂલાવી દે. ૪

લોભાવે પછી મદ્યપાન કરતાં કામિનીના સંગમાં,
તે સાથે શિખવે જુગાર રમતાં આનંદ વિલાસમાં,
જીતાડે શરૂઆતમાં ઉલટથી લૂટે પૂરો અંતમાં,
ચોરી તે શિખવે પછી રમતમાં, નાખે મહા ફંદમાં. ૫

ફંદે આમ ફસાવીને દૂર ખસે, સામું જુએ ના જરી,
પૂરે પૂરી ખુવારી તે કરી મુકે, સંભાળ ના લે ફરી.
એવાં લક્ષણ દુષ્ટ દુર્જન તણાં, શંકા નહીં લાવવી,
તેની સંગતથી મહા સુખ ખસે, દોસ્તી નહીં બાંધવી. ૬



૧ આ સંબંધી ભર્તૃહરિ કવિ કહે છે કે—

" दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥

ભાવાર્થઃ—દુર્જન વિદ્યાથી સુશોભિત હોય અર્થાત્ વિદ્વાન્ હોય તોપણ તેની સોબત કરવી નહીં, કારણ કે સાપ પોતાના મસ્તક ઉપરના મણિથી શોભાયમાન હોય છે તો પણ શું તે ભયંકર લાગતો નથી ? અર્થાત્ ભયંકર લાગે છે. કરડીને પ્રાણ લેવાનો સાપનો સ્વભાવ જતો રહેતો નથી."

# વિદ્યા.*

## એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વિદ્યા એ ધન છે અમુલ્ય જગમાં, સર્વે પ્રશંસા કરે,
અંગે તે અકળિત ગુપ્ત રીતથી છાનો ખજાનો ભરે,
બુદ્ધિપંકજને વિકાસિત કરે વિદ્યા બનીને રવિ,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૧

---

* આ સંબંધમાં ભર્તૃહરિ કવિ કહે છે કેઃ—

" विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥

ભાવાર્થઃ—વિદ્યા એ પુરૂષની કાન્તિ છે, ગુપ્ત ધન છે, ભોગ આપનારી છે, કીર્તિ અને આનંદ કરનારી છે, ગુરૂનો પણ ગુરૂ છે, પરદેશમાં બંધુ સમાન હિત કરનારી છે, દૈવત છે, અને રાજમાં પૂજાય છે, માટે વિદ્યા વિનાનો માનવી પશુ જ છે." વળી સભાતરંગમાં કહ્યું છે કેઃ—

" न चोरहार्यं न च राजहार्यं । न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्द्धत एव नित्यं । विद्याधनं सर्वधनप्रधानम् ॥

ભાવાર્થઃ—વિદ્યારૂપી ધન ચોરથી ચોરાતું નથી, રાજાથી હરાતું નથી, ભાઇઓથી વહેંચી શકાતું નથી, કાંઇ ભાર કરતું નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરન્તર વધે છે, માટે વિદ્યાધન સર્વ ધનમાં મુખ્ય છે."

ચોરો ચોરી શકે નહીં છુપી રીતે, લૂટે લૂટારા નહીં,
  ખૂટાડી ન ખૂટે, વધે ખરચતાં, એવી કળા તે મહીં,
રાખે અક્ષય પાત્ર અંતરપટે આત્મા મહીં ગોપવી,
  એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૨

કોટી[1] દીપક એકમાંથી પ્રકટે, શી દેવી વિશેષતા !
  તોયે કાયમ મૂળ દીપક રહે, આવે નહીં ન્યૂનતા,
એવી દીપક જેવી દિવ્ય ગતિ સૌ વિદ્યા તણી જાણવી,
  એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૩

ધાર્યું જે ન બને પ્રપંચ કરતાં, વિશ્વાસઘાતી થતાં,
  શસ્ત્રે જે ન બને પ્રયત્ન કરતાં, લોહી રણે રેડતાં,
તે તે સર્વ કરાવી દે કલમથી સદ્ગુણને જાળવી,
  એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૪

વિદ્યા કુસુમની કળી રસભરી સર્વત્ર દે વાસના,
  વિદ્યા કલ્પતરૂલતા[1] સમ બની પૂરી કરે કામના,

---

૧ જેવી રીતે એક દીવો પોતે ઓલવાઇ નહીં જતાં બીજા કરોડો દીવાઓ પ્રકટ કરે છે તેવી રીતે એક વિદ્વાન પોતાની વિદ્યા નહીં ભૂલી જતાં અનેક જનને વિદ્યાદાન આપી અનેક વિદ્વાનો બનાવી શકે છે.

૧ ભોજપ્રબંધમાં કહ્યું છે કે—

" मातेव रक्षति पितेव हिते नियुक्ते। कान्तेव चाभिरमयत्यपनीय खेदं।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं। किं किन्न साधयति कल्पलतेव विद्या ॥

ભાવાર્થ:—વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ આપે છે, લક્ષ્મીને વધારે છે,

આપે વાણીસુધા સુધાકર સમી બુદ્ધિકળા ખીલવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૫

શોભે મુખ મધુર ભાષણ થકી કિન્તુ ન તામ્બુલથી,
શોભે હસ્ત અમીભરી કલમથી કિન્તુ નહીં હેમથી,
શોભે કંઠ ન હારથી, પણ દીપે વિદ્યાથી હે માનવી!
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૬[1]

વિદ્યાનાં સુખ જાતથી અનુભવી વિદ્યાર્થી પૂરા બની,
વેઠીને શ્રમ અંગ બાળ જનને વિદ્યા ભણાવો ઘણી,
વર્ષાવો ભૂમિમાં મહા સુખસુધા વિદ્યા સહૂ મેળવી,
એવી શ્રેષ્ઠ શિરોમણિ જગતમાં વિદ્યા પ્રીતે પામવી. ૭



---

અને સર્વ દિશામાં કીર્તિને વિસ્તારે છે, માટે તે કલ્પલતાની પેઠે શું શું મેળવી આપતી નથી? અર્થાત્ બધું મેળવી આપે છે."

૧ આ સંબન્ધમાં ભર્તૃહરિ કવિ કહે છે કે

" केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चंद्रोज्ज्वला ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

ભાવાર્થ:— બાજુબન્ધથી, ચંદ્ર જેવા ચળકતા હારથી, સ્નાનથી, ચંદન વીગેરેના લેપનથી, ફૂલથી, શોભાવેલા વાળથી પુરૂષ શોભતો નથી પરંતુ જે સંસ્કારવાળી વાણી વિદ્વાનો ધારણ કરેછે તે વાણીથીજ પુરૂષ શોભે છે, તમામ ભૂષણ નાશ પામે છે માટે વાણીરૂપ ભૂષણ એજ ખરૂં ભૂષણ છે."

વાંચો સામેનું કાવ્ય– "વિદ્યાર્થીઓને ઉપદેશ."



સભણ્ જનની જાણો જીંદગી બાગ જેવી,
અભણ્ જનની માનો શુષ્ક વેરાન જેવી,
મૃદુ ફૂલ ફળ પાકે સૌ સરે વાસ બાગે,
શૂળ ભય ઉપજે છે રાનમાં આગ લાગે. ટૂંક-૪

## વિદ્યાર્થીઓને ઉપદેશ.

માલિની વૃત્ત.

વખત કદી નકામો ગાળશો મા લગારે,
મન રમતની માંહે રાખશો મા વધારે,
સમય વહી ગયો જે જીંદગીનો તમારો
ફરી ફરી ફરી પાછો તે નથી આવનારો. ૧

મરજી મુજબ નાનું વૃક્ષ વાળ્યું વળે છે,
તરૂવર ન વળે છે મોટું જ્યારે બને છે,
નર લઘુ વય માંહે શીખવ્યું સૌ શીખે છે.
ગુરૂવયમહિં વિદ્યા ના સ્મૃતિમાં ચડે છે. ૨

ભણતર ભણવાની આ વહે જીંદગાની,
વિધ વિધ સદવિદ્યાથી ભરો આ યુવાની,
અફળ ગઈ યુવાની તો વૃથા જન્મ જાણો,
ગુરુ વય મહિં પસ્તાવો થશે સત્ય માનો. ૩

સભણ જનની જાણો જીંદગી બાગ જેવી,
અભણ જનની માનો શુષ્ક વેરાન જેવી,
મૃદુ ફૂલ ફળ પાકે સૌ સરે વાસ બાગે,
ધૂળ ભય ઉપજે છે રાનમાં આગ લાગે. ૪[1]

---

[1] અંગ્રેજ લેખક એડીસન કહે છે કે—"How different is the view of past life, in the man who is grown old in knowledge and wisdom, from that of him who is grown old in ignorance and folly? The latter is like the owner of a barren country, that fills his eye with the prospect of

જીવ રમતથીં ટાળો, સુસ્તિનું નામ બાળો,
રજનિદિવસ વિદ્યાજ્ઞાનમાં કાળ ગાળો,[1]
જીવન સફળ થાશે, સિદ્ધિ સૌ જ્ઞાન માંહિ,
જગ મહિં સદવિદ્યા છે મહા સુખદાયી. ૫

---

naked hills and plains, which produce nothing either profitable or ornamental; the other beholds a beautiful spacious landscape divided into delightful gardens green meadows, fruitful fields, and can scarce cast his eye on a single spot of his possession that is not covered with some beautiful plant and flower." ભાવાર્થ:— વિદ્યાજ્ઞાન અને ડહાપણમાં જીવનનો વખત ગુજારી પાકી ઉમ્મરે પહોંચેલા માણસના ગત જીવનનું સ્વરૂપ, અજ્ઞાન અને જડ બુદ્ધિમાં જીવનનો વખત ગુમાવી પાકી ઉમ્મરે પહોંચેલા માણસના ગત જીવનના સ્વરૂપ સાથે સરખાવતાં અતિશય ભિન્ન હોય છે; બીજો માણસ અર્થાત્ અજ્ઞાનમાં જીંદગી ગુમાવનાર એક વેરાન પ્રદેશના માલિક સમાન છે કે જે પ્રદેશ, નથી રમણીય અગર ફાયદાકારક એવા શુષ્ક ટેકરા અને મેદાનનો દેખાવ દૃષ્ટિ આગળ ધરે છે; પ્રથમ માણસ અર્થાત્ જ્ઞાનમાં જીવનને ગુજારનાર, સુન્દર અને વિસ્તીર્ણ ભૂપ્રદેશનું અવલોકન કરે છે કે જે પ્રદેશની, આનંદજન્ય ઉદ્યાન, લીલાં મેદાન, અને ફળદાયક ક્ષેત્રમાં નાનાપ્રકારે રચના થયેલી હોય છે અને જે સુંદર વનસ્પતિ અને પુષ્પથી અલંકૃત અને આચ્છાદન નહીં હોય એવું સ્વલ્પસ્થાન તેને ભાગ્યેજ દૃષ્ટિગોચર થાય છે.

૧ એડીસન આ સંબંધમાં કહે છે કે—" The method, + + for filling up those empty spaces of life which are so tedious and burdensome to idle people, is the employing ourselves in the pursuit of knowledge." ભાવાર્થ:—જ્ઞાનાધ્યયન પાછળ આપણી જાતને રોકવી તે જીવનનો શૂન્ય સમય કે નિરૂદ્યમી મનુષ્યને અતિ દીર્ઘ અને ભારરૂપ લાગે છે, તેને સફળ કરવાની એક ઉત્તમ રીતિ છે.

# ફરી આવવાની છે નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

સત્કાર્ય કરવાં હાથથી ડરતા રહી બદકામથી,
ચાલી વૃથા જો જીંદગી ફરી આવવાની છે નહીં. ૧

વિદ્યા ચડે લઘુ વય મહીં, વિદ્યા ગ્રહો સૌ મન દઇ,
જો રમતમાં લઘુ વય ગઇ, ફરી આવવાની છે નહીં. ૨

યુવાનીમાં પરિશ્રમ કરી વૃદ્ધિ કરો ધન માલની,
યુવાની જો એળે ગઈ ફરી આવવાની છે નહીં. ૩

મ્હોબત થવી તો સ્હેલ છે, નીભાવવી મુશ્કેલ છે,
પ્રીતિ જીગરથી જો ગઇ ફરી આવવાની છે નહીં. ૪

સંસારના સાગર મહીં અવતાર આ નૌકા સહી,
નૌકા કદી ડૂબી ગઈ ફરી આવવાની છે નહીં. ૫

સટ્ટો કદી કરવો નહીં તેથી સદા ડરતા રહી,
જો આબરૂ ચાલી ગઈ ફરી આવવાની છે નહીં. ૬

શસ્ત્રોપચારો ડૉકટરો સંભાળીને તન પર કરો !
ગતિ હૃદયની પડી બંધ તો ફરી આવવાની છે નહીં. ૭

સાંભળ મહાસુખ તું અરે ઘડીઆળ જે ટક ટક કરે,
સુચવે તને ઘડી જે સરે ફરી આવવાની છે નહીં. ૮

# સંપ.

## સજ્જન રાખો સંપ સહૂથી
## સંપે જંપ મળે દિનરાત.

સવૈયા એકત્રીસા.

ઇચ્છો જો સુખશાન્તિ ઘરમાં સગાં સંબંધીમાં હમ્મેશ,
ઇચ્છો જો નિજ જ્ઞાતિજનની ચડતી કરવાને વિશેષ,
ઇચ્છો જો સુખી કરવાને આર્યબાળ ને ભૂમિમાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૧

એક સૂત્રના તારની કીંમત કેવી હલકી તુચ્છ સમાન,
પણ સૂત્રો સૌ સાથ મળે તો દોર બને છે બહુ બળવાન,
જુઓ દોરમાં જોર કેટલું કરે હાથીને બાંધી મ્હાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૨

અંક એકની કીંમત એકજ જો જુદા જુદાજ લખાય,
પાસે પાસ રહે જો બંને અંક જુઓ અગિયાર[1] ગણાય,
જોર વધે દસગણું એકથી વશી રહે જો અંકો સાથ,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૩

---

૧ જુદા જુદા એકડા લખવાથી એકડાની કીંમત એકજ ગણાય છે પણ જો બંને એકડા પાસે રહે તો તેની કીંમત અગિયાર થાય છે. તેજ પ્રમાણે જો બે એકડાની સાથે એકેક એકડો લખવામાં આવે તો પ્રત્યેક એકડાથી દસ દસ ગણી કીંમત વધતી જાય છે.

સૈન્ય તીડનું અલ્પ સમયમાં ઝાડ પાકનો કરે વિનાશ,
કટક કીડીનું પ્રાણ સાપનો લે છે કરડી આપી ત્રાસ,
મધુમાખીઓ ડંખી નાખે માણસને મળીને સંગાથ,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ४

આવાં નાનાં હલકાં પ્રાણી સંપ થકી કેવાં બળવાન!
તો આ માણસજાતિ કેવી બને સંપથી શક્તિવાન!
શકિત સાથે લક્ષ્મી આવે, થાયે નિર્ધનતાનો ઘાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૫

દુઃખ હોય તો એક બીજાની સહાયતાથી નાસે દૂર,
પૈસાની કદી ભીડ પડી તો એક બીજાથી જાય જરૂર,
બોજ એકનો બને પંચની લકડીથી જુઓ સાક્ષાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૬

ભાઈ ભાઈમાં સંપ હોય તો ખામી નહીં કો જાણી શકે,
દુશ્મન કટ્ટો હોય ભલે પણ સામો આવી તે ન ટકે,
કુસંપથી જો લડી પડે તો જાય નાસ પેઢીનું સાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૭

એક બીજામાં સંપ નહીં તો ત્રીજો લૂટે તેનો માલ,
કપિબિલાડીન્યાય[૧] થાય છે, બંનેના થાયે બેહાલ,

---

૧ કપિબિલાડીન્યાય = વાંદરાબિલાડીનો ન્યાય. વાંદરાએ બે બિલાડીઓના રોટલાની તકરારનો ન્યાય, જેવી રીતે પોતે તે રોટલો ખાઇ જઈ બિલાડીઓને રોટલા વિનાની કરીને, આપ્યો હતો તેવી રીતનો ન્યાય.

કુસંપ સુખ સળગાવી મુકે, અગ્નિ જેવી તેની જાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૮

ઘર ફૂટે ઘર જાય નિરંતર આખર સર્વે થાય ખુવાર,
કુસંપ મૂળ કજીઆનું સાચું અંતે દેખાડે દરબાર,
સાકર માંહે ઝેર ભેળવે એવો માંડે એ ઉત્પાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૯

કુસંપથી આ આર્યભૂમિથી ચાલ્યા પૈસા ને વેપાર,
સંપે બીજા દેશ બન્યા છે ધનવાળા ને ધંધાદાર,
મહા સુખ છે સંપથી સઘળું માનો નિશ્ચે સાચી વાત,
સજ્જન રાખો સંપ સહૂથી, સંપે જંપ મળે દિનરાત. ૧૦

## પુરૂષાર્થ-ઉદ્યોગ.

### ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે.

હરિગીત છંદ.

કાર્યો ભલે મુશ્કેલ ભાસે, ચિત્તમાં જે નવ ચડે,
નવ કલ્પના કલ્પી શકે, નવ માર્ગ બુદ્ધિને જડે,
તેવાં પડે છે પાર કાર્યો વિજય સાથે આખરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૧

સાગર મહા ભીતિકાર દુસ્તર હોય તોફાની સહી,
જળચર જીવો ઘાતક તણી જેની મહીં સીમા નહીં,
ઉછળે તરંગો વાયુથી પણ તે તરાયે સાગરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૨

ભારે ભયંકર વિકટ પ્હાડો હોય મોટા કારમા,
જ્યાં બરફ સ્થાયી હોય છે, શૃંગો વસ્યાં આકાશમાં,
વરૂ વાઘ ઘાતક હોય તો પણ થાય ગતિ ગિરિ ઉપરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૩

કેવા વધ્યા ઉત્સાહથી દુનિયા તણા વિજ્ઞાનીઓ,
કીધાં વિમાનો ને વળી ટૉકી સીનેમા રેડિયો,
આવા ચમત્કારો બને આલોકની પૃથ્વી પરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૪

વિદ્યાકળા તેવી ખીલાવો મચ્યાઁ રહો ઉદ્યોગમાં,
ઉત્કર્ષનાં સાધન કરો તૈયાર હિન્દુસ્થાનમાં;
પ્રભુ સ્હાય દેશે આખરે ભંડાર લક્ષ્મીનો ભરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૫

ઉત્સાહ હિંમત ખંતથી મુશ્કેલીઁ દૂરે જાય છે,
વિઘ્નો નડે છે તે છતાં મન લેશ નવ મુંઝાય છે,
અંતે મહા સુખ શાન્તિ વ્યાપે સબળ માર્ગો નીસરે,
ઉત્સાહ હિંમત ખંત અતિશય હોય કદિ જો અંતરે. ૬

# આળસ-નિરૂદ્યમ.*



અનુષ્ટુપ્.

છતી આંખે બની અંધો સુસ્તિ રતિ ન ત્યાગશે,
આદરે ઉંઘનો ધંધો, દુઃખી તેની દશા થશે. ૧

ખાઈ પીને બની એદી કાંઇ ધંધે ન લાગશે,
રહે સુસ્તી તણો કેદી, દુઃખી તેની દશા થશે. ૨

ખેતીકારો ભૂમિ સારી વર્ષામાં જો ન ખેડશે,
બેસશે હામને હારી, દુઃખી તેની દશા થશે. ૩

અંગે શ્રમે ન જો ખેડે શી રીતે પાક પાકશે?
પસ્તાવો કરશે કેડે, દુઃખી તેની દશા થશે. ૪

જાશે અંગ સૌ બંધાઇ પ્રાણી જો બાંધી મૂકશે?
પડી રહે પીને ખાઇ, દુઃખી તેની દશા થશે. ૫

---

* આ સંબન્ધી ભર્તૃહરિ કવિ કહે છે કે—

"आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कुर्वाणो नावसीदति ॥

ભાવાર્થઃ— આળસ એ મનુષ્યના શરીરમાં રહેલો મહાન શત્રુ છે, ઉદ્યોગ જેવો કોઇ પણ બંધુ નથી, માટે ઉદ્યોગ કરનાર પુરૂષ દુઃખી થતો નથી." વળી મણિરત્નમાળામાં કહ્યું છે કે—

"जीवन्मृतो कस्तु निरुद्यमो यः ।

ભાવાર્થઃ—જીવતાં છતાં મુએલો કોણ કહેવાય? જે માણસ ઉદ્યમ નથી કરતો તે."

# કાવ્યસરિતા.

## સૃષ્ટિસૌન્દર્ય તરંગ.*

* આ વિશ્વરૂપી મહાન ભવ્ય નાટકશાળામાં કુદરતરૂપી મનોહર સુંદરીએ જગતના મનુષ્યરૂપ પ્રેક્ષકોની સમક્ષ રંગભૂમિ ઉપર બતાવેલા જાદુ ભરેલા પોતાના અમુલ્ય ખજાનાનાં ચિત્રો, જે હમેશાં પ્રેક્ષકોની દૃષ્ટિને સંતોષ અને આનંદ પમાડી, તેના રંગરસમાં ડુબાવી દઇ રસમય કરી, તેની મહાન શક્તિનો ખ્યાલ આપી, દૃષ્ટિદ્વારાએ અંતઃકરણમાં સરી, હૃદયને ભીંજાવી વિચારમાં નિમગ્ન કરી, સ્ત્રી પુરૂષના હૃદય ઉપર ઉંડી છાપ પાડે છે, તેવાં કુદરતના દેખાવનાં કાવ્યોને આ સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં દાખલ કર્યાં છે. આવાં કાવ્યોને જુદા જુદા અલંકારોથી અને કોઇ કોઇ સ્થળે નાયક નાયિકાના લક્ષણના ભાવથી અલંકૃત કરી દેખાવનું વર્ણન આપેલું છે અને તેની સાથે કાવ્યોનાં ભાવદર્શક ચિત્રો આપવામાં આવ્યાં છે. એટલે આ કાવ્યો ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ અને વાચકવર્ગની તર્કશક્તિ ખીલાવવા સહાયરૂપ થશે એટલુંજ નહીં પરંતુ આવી રીતે દેખાવો પ્રકટ કરી કુદરત પ્રેક્ષકોને કેવા પ્રકારે બોધ આપે છે તેનો સારાંશ પણ કાવ્યના છેવટના ભાગમાં ઘણાંક સ્થળે બતાવવામાં આવ્યો છે જેથી વાંચનારના હૃદય ઉપર આવાં કાવ્યો બમણી છાપ પાડી શકે છે. વિચારો અને અલંકારોનું સ્પષ્ટીકરણ કરવા કાવ્યોની નીચે અર્થ સાથે વિવેચન કરવામાં આવ્યું છે.

નિજ અંગને જો ઇન્દ્રવત્ કરવા તમે ચ્હાતા હશો,
નિજ અંગના ઇન્દ્રાણિવત્ જોવા તમે ચ્હાતા હશો,
આ ભૂમિમાં સુખસ્વર્ગનું જો પામવા ચ્હાતા હશો,
તો ભાઇ ભગિની હે તમે સૌ અંગ કસરત સેવશો. ૨

જો હોય કદી મનવાંચ્છના બળવાન કરવા બાળને,
ઇચ્છો કદી સુધારવા નિજ સંતતિની વેલને,
જો દેશનો ઉદ્ધાર કરવા ચિત્તમાં ચ્હાતા હશો,
તો ભાઈ ભગિની હે તમે સૌ અંગ કસરત સેવશો. ૩

જો વૈદ્યને બોલાવવા નહિં માગતા હો ઘર મહીં,
ડૉકટર તણી ફી ખરચવાને હોય ઇચ્છા જો નહીં,
નિજ હાથથી નિરોગી કાયા રાખવા ચ્હાતા હશો,
તો ભાઇ ભગિની હે તમે સૌ અંગ કસરત સેવશો. ૪

સ્ત્રીઓ મરે સૂવાવડે ને બાળ બેદરકારથી,
તે દુઃખ મોટું દેખીએ આ દેશમાં બહુ કાળથી,
આ દુઃખ મૂળથી દૂર કરવા ઉરમાં ચ્હાતા હશો,
તો ભાઈ ભગિની હે તમે સૌ અંગ કસરત સેવશો. ૫

જો અખુટ કુદરતનો ખજાનો ખોલવા ચ્હાતા હશો,
અમૃત સુધાનું પાન કરવા દીલમાં ચ્હાતા હશો,
આયુષ મહા સુખમાં તમે જો ગાળવા ચ્હાતા હશો,
તો ભાઈ ભગિની હે તમે સૌ અંગ કસરત સેવશો. ૬



## સચિત્ર

# કાવ્યસરિતા.

## સૃષ્ટિસૌન્દર્ય તરંગ.*

---

* આ વિશ્વરૂપી મહાન ભવ્ય નાટકશાળામાં કુદરતરૂપી મનોહર સુંદરીએ જગતના મનુષ્યરૂપ પ્રેક્ષકોની સમક્ષ રંગભૂમિ ઉપર બતાવેલા જાદુ ભરેલા પોતાના અમુલ્ય ખજાનાનાં ચિત્રો, જે હમેશાં પ્રેક્ષકોની દૃષ્ટિને સંતોષ અને આનંદ પમાડી, તેના રંગરસમાં ડુબાવી દઇ રસમય કરી, તેની મહાન શક્તિનો ખ્યાલ આપી, દૃષ્ટિદ્વારાએ અંતઃકરણમાં સરી, હૃદયને ભીંજવી વિચારમાં નિમગ્ન કરી, સ્ત્રી પુરૂષના હૃદય ઉપર ઉંડી છાપ પાડે છે, તેવાં કુદરતના દેખાવનાં કાવ્યોને આ સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં દાખલ કર્યાં છે. આવાં કાવ્યોને જુદા જુદા અલંકારોથી અને કોઇ કોઇ સ્થળે નાયક નાયિકાના લક્ષણના ભાવથી અલંકૃત કરી દેખાવનું વર્ણન આપેલું છે અને તેની સાથે કાવ્યોનાં ભાવદર્શક ચિત્રો આપવામાં આવ્યાં છે. એટલે આ કાવ્યો ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ અને વાચકવર્ગની તર્કશક્તિ ખીલાવવા સહાયરૂપ થશે એટલુંજ નહીં પરંતુ આવી રીતે દેખાવો પ્રકટ કરી કુદરત પ્રેક્ષકોને કેવા પ્રકારે બોધ આપે છે તેનો સારાંશ પણ કાવ્યના છેવટના ભાગમાં ઘણાંક સ્થળે બતાવવામાં આવ્યો છે જેથી વાંચનારના હૃદય ઉપર આવાં કાવ્યો બમણી છાપ પાડી શકે છે. વિચારો અને અલંકારોનું સ્પષ્ટીકરણ કરવા કાવ્યોની નીચે અર્થ સાથે વિવેચન કરવામાં આવ્યું છે.

## The Spirit of Beauty.

The Spirit of Beauty unfurls her light
And wheels her course in a joyous flight:
I know her track through the balmy air,
By the blossoms that cluster and whiten there;
She leaves the tops of the mountain green,
And gems the valley with crystal sheen.

At morn, I knew where she rested at night,
For the roses are gushing with dewy delight;
Then she mounts again, and around her flings
A shower of light from her purple wings,
Till the spirit is drunk with the music on high,
That silently fills it with ecstasy!

At eve, she hangs o'er the western sky
Dark clouds for a glorious canopy;
And rounds the skirts of each sweeping fold
She paints a border of crimson and gold,
Where the lingering sunbeams love to stay
Where their God, in his glory, has passed away.

She hovers round us at twilight hour
When her presence is felt with the deepest power
She mellows the landscape and crowds the stream
With shadows that flit like a fairy dream:
Still wheeling her flight through the gladsome air,
The Spirit of Beauty is everywhere.

—*Rufus Dawes* ( American ).



ટહુકારતી હે કોકિલા!
કેવું મધુરૂં ગાય છે!

સુરથી ભર્યા તુજ કંઠ પર
મારૂં જીગર ખેંચાય છે.

વેરાન આ વનવાસમાં
વસતું ચહે શું સુંદરી?

મુજ પાસ ઉડી આવ ને
તુજ કુંજમાંથી સંચરી.

**વાંચો સામેનું કાવ્ય**– "જંગલમાં કોકિલાનો ટહુકાર
અથવા એક દિવ્ય ધ્વનિ." ટુક-૧

# દ્વેષ.

## ચાહો તમે પોતાનું સુખ તો
## દ્વેષ દુર્ગુણ બાળજો.

હરિગીત છંદ.

છે દ્વેષ દુર્ગુણ દુઃખદાયી અંગ રીબાવી હણે,
ચિંતાની ચીતા હૃદયમાં ખડકી દહે છે દેહને,
છે દુષ્ટ દુસ્સન દેહનો અંગે નહીં પેસારજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો.

નિજ હોય સુખ પણ તે છતાં પર સુખથી દુઃખી કરે
નિજ હોય લક્ષ્મી તે છતાં પર ધનથી નિર્ધનતા ભરે
ખોરાક લે પણ અંગ સુકવે, દ્વેષ એવો માનજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો

રીત દ્વેષની વિપરિત છે જેવી જવાસા છોડની,
લીલાં બની વૃક્ષો ખીલે હેલી થતાં વરસાદની,
બળી જાય કિન્તુ સૌ જવાસા, દ્વેષ એવો દેખજો,
ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો.

ખર પુષ્ટ થાયે ગ્રીષ્મકાળે ઘાસ તરણાં ચરી ફરી,
સુકાય વૃષ્ટિકાળમાં દેખી ઘણી લીલોતરી,

ખરની બરાબર દ્વેષ સમજી દૂર હાંકી કાઢજો,
 ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૪

નિંદા કરાવે સજ્જનોની, સ્તુતિ કરાવે નવ જરી,
 દોષિત સજ્જનને કરાવે છાની ખટપટ આદરી,
છે ખારથી ખારોજ એવો દ્વેષ દૂરે રાખજો,
 ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૫

અમૃત ઝરાવે મુખથી પણ ઝેર અંતરમાં ભરે,
 રાખે છરી તે બગલમાં ને રામ મુખથી ઉચરે,
આવા પ્રપંચો સૌ કરાવે દ્વેષ એવો સમજજો.
 ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૬

છે દ્વેષ છાનો રોગ અંગે લોહી સુકવે જરી જરી,
 કાંઇ દવા ચાલે નહીં હારી મરે ધન્વંતરી.[1]
નિરોગી સારા અંગમાં આ રોગને નવ લાવજો,
 ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૭

બીજા તણું બુરૂં ચહાતાં થાય પોતાનું બુરૂં,
 દ્વેષે સદા સુખ ના મળે, પણ દુઃખ છે પૂરે પૂરૂં,
જે ખાડ ખોદે તે પડે, એ વાત નક્કી જાણજો,
 ચાહો તમે પોતાનું સુખ તો દ્વેષ દુર્ગુણ બાળજો. ૮



---

૧ પ્રાચીન વખતમાં ધન્વંતરી નામનો મોટામાં મોટો વૈદ્ય હતો જેની દવાથી તો શું પરંતુ જેનો સ્પર્શ થતાં તમામ રોગ દૂર થતા હતા.

વાંચો સામેનું કાવ્ય– "વખાણી ખીચડી દાંતે વળગે."



દેતા મહા સુખ પગો નસાડી, આપત્તિ શૃંગે જબરી પમાડી,
અંતે કહે સાબર શ્વાસ તાણી, "દાંતે જ વળગે ખીચડી વખાણી." ટુંક-૯

# વખાણી ખીચડી દાંતે વળગે.[૧]



ઉપજાતિ વૃત્ત.

મહા હતું જંગલ ખુશકારી,
હતી અતિ ઝાડી વિશાળ સારી,
હતા ઝરા સુંદર પાણીવાળા,
જહાં જતાં શાન્તિ ગ્રહે દુઃખાળા. ૧

રહે જહાં જાનવરો શિકારી,
આનંદ લેતાં વિધવિધ ભારી,
તૃષા થકી પાસ જઈ ઝરાની
અહીં હતી સાબર પીતી પાણી. ૨

નિહાળી આકાર ઝરાની માંહી
મુખેથી એણે કીધી વાણી કાંઈ,
"અહો દિસે સુંદર શૃંગ શિરે !
થઈ શકે મુલ્ય નહીં લગીરે. ૩

નહીં કદાપિ મળી જોડ આવે;
કેવું મહારૂં શિર એ દીપાવે !
નથી પગો સુંદર શૃંગ જેવા,
આ ઇશ્વરે કેમ ઘડ્યા ન એવા ? ૪

૧ આ અને આ પછીનું કાવ્ય ઇસપકૃત કલ્પિત વાર્તાનું ભાષાન્તર છે.

શોભે પગોથી નવ મારૂં અંગ,
  વિચિત્ર લાગે, લજવે જ શૃંગ,”
કરે ઉરે આવી રીતે વિચારો
  દીઠો દૂરે પારધિ મારનારો. ૫

મનુષ્ય પાસે કુતરા શિકારી,
  મુક્યા છુટા સાબર જોઈ સારી,
પડ્યા સહૂ સાબરની પછાડી,
  નાસે બિચારી ભયથી અગાડી. ૬

નાશી ગઇ તે ઘીચ ઝાડો માંહી,
  તેનાં જતાં શૃંગ ગયાં ભરાઇ,
છુટાં નહીં થાય અરે લગારે,
  આવી પહોંચ્યા તહિં શ્વાન ત્યારે. ૭

બધેથી ઘેરી લીધી બાજુ ચારે,
  પડી અતિ શોકની માંહિ ત્યારે,
કહે ઉરે સાબર મૃત્યુકાળે
  “શૃંગો વખાણ્યાં બહુ કષ્ટ આલે. ૮

દેતા મહા સુખ પગો નસાડી,
  આપત્તિ શૃંગે જબરી પમાડી.”
અંતે કહે સાબર શ્વાસ તાણી
  “દાંતેજ વળગે ખોચડી વખાણી.” ૯

વાંચો સામેનું કાવ્ય- "ઉતાવળા સો બાવરા
ધીરા સો ગંભીર"



ધીમે ધીમે ચાલતો, નહીં શોભતો જેહ,
કૂર્મ ગયો નિશાન પર, એમાં નવ સંદેહ.
જાગ્યું સસલું ઉંઘતું, દોડ્યું મારી ફાળ,
કૂર્મ દીઠો નિશાન પર, પડી પેટમાં ફાળ. ટુંક ૧૨-૧૩

# ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર.



દોહરો.

રાન એક સુંદર હતું, રહે જનાવર સાર,
જળ ફળ ઝાડ ઘણાં હતાં, જાતાં હર્ષ થનાર. ૧

સસલું આવ્યું રાનમાં ફરવા દિવસ એક,
ફરે ચરે બહુ ઘાસ તે, નાસે ઠામ હરેક. ૨

દીઠો ધીમે ચાલતો એક કાચબો પાસ,
કરવા લાગ્યું મશ્કરી એની જોઈ ધીમાશ. ૩

મનમાં લાવી ગર્વ તે "કહે કેવી મુજ દોડ?
જરા દોડમાં નવ મળે મારા જેવી જોડ." ૪

સસલાની વાણી સુણી કૂર્મે કીધો સ્વાલ,
"સરત કરી સસલા અલ્યા મારી સાથે ચાલ." ૫

સસલું બોલ્યું ગર્વથી "ગાઉ દોડીએ એક,
કોણ પ્રથમ ચાલી રહે ગાઉ નીસેલા છેક." ૬

નીમી પંચ શિયાળને નક્કી કર્યું નિશાન,
લાગ્યા બંને દોડવા, શોભે શું મેદાન! ૭

ફલંગ મારી દોડતું, મ્હાય મુખે નવ શ્વાસ,
થોભ્યું સસલું અધ વચે એક વૃક્ષની પાસ. ૮

વૃક્ષ તળે ઉભું રહી સસલું કરે વિચાર,
અંતરે તો અતિશય પડ્યું, કૂર્મ નહીં જીતનાર. ૯

જ્યારે અહિંયાં આવશે ત્યારે થઈ તૈયાર,
દોડી જલ્દી હું જઈશ નીમેલા તે ઠાર." ૧૦

એમ કહી ઉંઘી ગયું છાયામાં તે વાર,
જાણે ધીમો કાચબો એને શું જીતનાર ! ૧૧

ધીમે ધીમે ચાલતો, નહીં થોભતો જેહ,
કૂર્મ ગયો નિશાન પર, એમાં નવ સંદેહ. ૧૨

જાગ્યું સસલું ઉંઘતું, દોડ્યું મારી ફાળ,
કૂર્મ દીઠો નિશાન પર પડી પેટમાં ફાળ. ૧૩

પસ્તાવો મનમાં કરી કરે ઉર વિચાર,
"ઉતાવળ જે મેં કરી ખરે એજ નડનાર." ૧૪

બગડે કામ ઉતાવળે ધીમાશે ન લગાર,
સસલું હાર્યું ઉતાવળે, કૂર્મ ધીમો જીતનાર. ૧૫

સુખ નહીં ઉતાવળે, મહા સુખ જ્યાં ધીર,
ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર. ૧૬



## ખાડો ખોદે તે પડે.



દોહરો.

ધનપતિના ઘરમાં ગયા ચોર ચોરવા ચાર,
ધન લાવ્યા યુક્તિ કરી, ખબર પડી ન લગાર. ૧

ચોરો નાશીને ગયા પાસે વન મોઝાર,
ચોર કહે સમ આપણે ભાગ પાડીએ ચાર. ૨

ચોરો બે બેને કહે લાવો બરફી સાર,
ખાવા સારૂ આપણે, ભુખ રહે ન લગાર. ૩

બરફી લેવાને ગયા ચોરો બે લઈ દાસ,
યુક્તિ મનમાં ગોઠવે ધન હરવા જ તમામ. ૪

બરફી માંહે નાખીએ એક કહે બહુ ઝેર,
જાશે પ્રાણ જ તેમના, દોલત આવે ઘેર. ૫

વનના બે ચોરો કહે, મારીં તરત તરવાર,
ભાગ મેળવીએ પૂરા, કીધો આમ વિચાર. ૬

ચોરો બરફીમાં ખરે નાખી અતિશય ઝેર,
આવ્યા લઈ તે રાનમાં હરખી સારી પેર. ૭

આવ્યા જેવા બે લઇ મારી તરત તરવાર,
વનના ચોરે એ રીતે, કર્યા તેમને ઠાર. ૮

ખાવા બેઠા તે પછી, બરફી લીધી હાથ,
ઝેર દિલે વ્યાપી ગયું, પ્રાણ ગયા તે સાથ. ૯

ધન સઘળું રહ્યું રાનમાં, ચોર મરાયા ચાર,
ધન લેવા સઘળું અરે રાખીં પરસ્પર ખાર. ૧૦

લેતાં પ્રાણ બીજા તણા ગયા ખરે નિજ પ્રાણ,
ખાડો ખોદે તે પડે શિખ મહાસુખ માન. ૧૧



## પરોપકાર.*



### સફળ કરો અવતાર તમારો
### કરી ઉપકાર તમે હે ભાઈ!



સવૈયા એકત્રીસા.

સ્વાર્થ તણાં નિજ કામ કરે છે આપ કાજ સૌ ખરચી દામ,
પણ જે ખરચે પર ઉપકારે પંકાયે છે તેનું નામ,
અફળ જન્મ છે જે નવ આપે પરોપકારે એકે પાઈ,
સફળ કરો અવતાર તમારો કરીઁ ઉપકાર તમે હે ભાઈ! ૧

રંક લોકના માટે બાંધો નિશાળ દેવા વિદ્યાદાન,
સર્વ સાધનો પૂરાં પાડો સ્થાપો રહેવા કાજ મકાન,
સુખે મ્હાલવા મ્હેલ બનાવો તેમાં શાની શ્રીમંતાઈ?
સફળ કરો અવતાર તમારો કરીઁ ઉપકાર તમે હે ભાઈ! ૨

---

* સંસ્કૃત કવિ લખે છે કે—

" आत्मार्थं जीवलोकेस्मिन्को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥

ભાવાર્થ:—આ લોકમાં પોતાને અર્થે કયો માણસ જીવતો નથી? અર્થાત્ સર્વ માણસ પોતાના સ્વાર્થ માટે દરેક કામ કરે છે, પરંતુ જે પરોપકારને અર્થે જીવે છે તેજ ખરેખરો જીવે છે અર્થાત્ જે પરોપકાર કરે છે તેનું જીવતર સફળ છે."

પક્ષપાત સૌ કોરે મુકી સરખી એક ગણી જનજાત,
નિરાશ્રિતોને આશ્રય આપો સંભાળી પાળી દિનરાત,
ભાઈ ભાઇસાં ભલા બનો છો તેમાં શાની ભલમનસાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઈ! ૩

પ્રાણી માત્રને પાણી પીવા કરો કૂવા ને વાવ નવાણ,
કરો નામના તળાવ બાંધી પૈસા ખરચી હે ધનવાન!
ખિતાબ લેવા પૈસા ખરચો તેમાં શાની છે મોટાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઇ! ૪

દર્દિ જનનાં દુઃખ ટાળવા રચો દવાખાનાં સુખકાર,
રોગી જન નિરોગી બનીને આશિષ બોલે મુખથી હજાર,
સ્વદેહ અર્થે દામ વાપરો તેમાં શાની હોય નવાઇ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઇ! ૫

અપંગ મુંગાં અંધ પાંગળાં પાળો એવાં રંક અપાર,
અન્નદાન દઇ ભુખદુઃખને દૂર કરી દો હે દાતાર!
ન્યાતવરા કરી પૈસા ખરચો તેમાં શાની છે શેઠાઈ?
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઇ! ૬

લુલાં પાંગળાં પ્રાણી માટે કરો પાંજરાપોળો સાર,
નિરાધારને માટે આશ્રમ બાંધી પાળો દુઃખી નરનાર.
કરો નામના ચણી મિનારા તેમાં શાની હોય બડાઈ,
સફળ કરો અવતાર તમારો કરી ઉપકાર તમે હે ભાઇ! ૭

ગુપ્ત દાન દો દીન લોકને મુખે માગતાં જે શરમાય,
ભાગી ભીડ બચાવો ભુખથી વસ્ત્રો આપી ઢાંકો કાય,

નથી નથી ધન કીધું ભોંયરે[1] દાટવાને,
નથી નથી શુભ કાર્યો લોકનાં ભાગવાને,
નથી નથી લડી શાંતિ સંપને તોડવાને,
નથી નથી કીધું વૃક્ષો વેરનાં વાવવાને. ૬

ધન કીધું દીન બંધુનાં દુઃખો ટાળવાને,
કઈ કઈ સુખ કેરી યોજના યોજવાને,
દરદ દુઃખી દીનોનાં દર્દિનાં બાળવાને,
સકળ સ્થળ દવાખાનાં મહા સ્થાપવાને. ૭

---

૧ આ સંબંધી સંસ્કૃત કવિ લખે છે કે—

" यदधोऽधः क्षितौ वित्तं निचखान मितंपचः ।
तदधोनिरयं गन्तुं चक्रे पन्थानमग्रतः ॥

ભાવાર્થ:- કૃપણ પુરૂષ, જેમ જેમ નીચે ખોદીને ધનને દાટે છે, તેમ તેમ તે નીચે નરકમાં જવાનો આગળ માર્ગ કરે છે."

" यदि भवति धनेन धनी क्षितितलनिहितेन भोगरहितेन ।
तस्माद्वयमपि धनिनस्तिष्ठति नः काञ्चनो मेरुः ॥

ભાવાર્થ:- પૃથ્વીમાં દાટેલા અને ઉપભોગ વિનાના ધન વડે જો પુરૂષ ધનવાન કહેવાતો હોય તો અમે પણ તેવા ધનવાન છીએ કારણ કે અમારે પણ ધન તરીકે સોનાનો મેરૂપર્વત છે." વળી એક અંગ્રેજ કવિ લખે છે કે "All say that you are rich. I say not so; you're poor; wealth only by its use we know, what you enjoy is yours, what for your heirs you hoard, already is not yours but theirs. ( Anon ) ભાવાર્થ:- દરેક કહે છે કે તું ધનવાન છે; પરંતુ હું કહું છું કે ના, તું તેવો નથી. તું નિર્ધન છે, પૈસો તેના ઉપયોગથીજ અનુભવાય છે; જે તું તારા વારસો માટે સંગ્રહ કરે છે તે તારૂં નથી પરંતુ તેમનું છે."

જગહિત ચહીઁ વિદ્યાવેલીઁ ફેલાવવાને,
ઉલટથીઁ બહુ વિદ્યા બાળને આપવાને.
મૂળ સકળ મહા અજ્ઞાનનું કાપવાને,
ધન કીધું બહુ શાળા દેશમાં સ્થાપવાને, ૮

ગરીબ અબળ પ્રાણી પીડથી રક્ષવાને,
સુખ દઈ નીરઅન્ને જીવ સંતોષવાને,
કૂપ સરવર વાવો કાસ બંધાવવાને,
જીવ અબળ અનાથો સુખમાં ઠારવાને. ૯

ધન કીધું રચવાને ધર્મશાળા સુસ્થાને,
દિલ મહિં સુખ શાન્તિ પાંથને પામવાને,
નિજ કર ધરવાને માગવા લાજતાને,
ધન સુખીઁ કરવાને ગુપ્તથી અન્નદાને. ૧૦

દુ:ખઉદધિ મહીંથી દેશને તારવાને,
ધન કીધું ધનવાનો નગ્નને ઢાંકવાને,
નીતિ રીતિ પ્રીતિ સંપે દેશ સુધારવાને,
ધન સ્વભૂમિજનોની દાઝ સૌ જાણવાને. ૧૧

નિજ સુખ ગણીઁ ધંધે દેશીને દોરવાને,
રચીઁ હુનરકળાઓ સુસ્તિ સંહારવાને,
ગરીબની ભીડ ભાગો દો મહા સુખ દાને,
ધન કીધું ધનીઁ વૃક્ષો પુણ્યનાં રોપવાને. ૧૨



## સટ્ટાનું સંકટ.

### સટ્ટોજ કટ્ટો શત્રુ છે બટ્ટો લગાડે નામને.

હરિગીત છંદ.

આ સાંભળો હેવાલ સૌ સટ્ટા તણા વેપારીનો,
હેવાન જેવો તે ફરે, નવ દિન એકે શાન્તિનો,
ભ્રાન્તિ મહીં ભમતો ભમે, બેભાન જેવો તે બને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૧

દિનરાત ભણકારાજ વાગે ભાવના વેપારના,
નિદ્રા મહીં પણ ઉઠી જાગે, હાલ જાણે શ્વાનના,
વેપાર ને વેપારનાં સ્વપ્નાંજ આવે તેહને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૨

મુખથી બકે છે તેજી મંદી, છોકરાં તો ડરી મરે,
આવી રીતે તે કાળ કાઢે સુઈ આખી રાતરે,
ઉઠી પ્રભાતે રાહ જુએ તારની ઘર આંગણે,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૩

ઘેરે ન આવે તાર તો જઇ તારની ઑફીસમાં,
ફાંફાંજ મારે ચાર પાસે તારની એ આશમાં,
બેસે પલાંઠી વાળીને ઑફીસના એ બારણે,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૪

સીધો કદી જો તાર નિકળે મગ્ન થઈ મલકાય છે,
ઉલટો કદી જો નિકળે તો હોશ ઉડી જાય છે,

તે તાર સાથે તાવ આવે ટાઢીઓ તેના તને,
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૫

નવ નારનો કે બાળનો નવ ભ્રાતનો કે માતનો,
  ઘરકામ તે મરીને કરે, ધંધો ન બીજી જાતનો,
ઘેરે ઠરી બેસે નહીં પુછતો ફરે છે ભાવને,
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૬

સટ્ટોરીઓ જો જાય ફાવી ફાંકડો થઈને ફરે,
  પૈસો ઉડાવે ગાનતાને ખાનપાને વાપરે,
રાંડોથી ખેલે, માલ મેલે, કોઈની શિખ નવ ગણે;
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૭

ખેલે પછીથી દાવ બમણો, ચડસ મુકે નવ જરી,
  જો દાવમાં ફાવે ન તો ધંધો વધારે ફરી ફરી,
પછી વાયદા સુધી ટકે છે કાઢવા નુકશાનને,
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૮

પછી વાયદે તે જાય નાશી પાયમાલી થાય છે;
  મુકી શાલજોટો, દોરીલોટો હાથમાં લેવાય છે,
નવ છુટવાની બારી તો કોઇ પીયે છે ઝેરને,
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૯

જીવનું કરે નુકશાન સટ્ટો, નૂર કાયાનું હરે,
  ઘરબાર ને ધનમાલની ભારે ખુવારી તે કરે,
નવ લોક તેને દામ ધીરે, નવ કરે વિશ્વાસને,
  સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૧૦

જુગારનો તે ભાઈ સમજો, દુઃખદરિયો જાણજો,
છેટા રહો સટ્ટોરીઆથી સાચી સમજણ માનજો,
દૂર વાસ માંહે છે મહા સુખ શાન્તિ છે નિજ પ્રાણને,
સટ્ટોજ કટ્ટો શત્રુ છે, બટ્ટો લગાડે નામને. ૧૧



## બધી બાજી બગડી જાય છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

કદી બાજીની લતમાં પડ્યા જૂગારીની સંગે ચડ્યા,
પાસા ન જો ધાર્યા પડ્યા, બધી બાજી બગડી જાય છે. ૧

પૂર જોશથી સટ્ટો કરે, કદી ફાવ્યું તો તો ઠીક છે,
પણ પીઠ જો અવળી ફરે, બધી બાજી બગડી જાય છે. ૨

બેસે ભલે ને આઠમાં, પણ ચારમાં વરસાદમાં,
ખેતી ન ખેડુત જો કરે, બધી બાજી બગડી જાય છે. ૩

લશ્કર લઈ દુશ્મન પરે, સંગ્રામમાં આગળ ધસે,
પછી પાછી પાની જો કરે, બધી બાજી બગડી જાય છે. ૪

ભણવાની નાની વય મહીં અભ્યાસ જો કીધો નહીં,
ફરતો ફરે આનંદથી, બધી બાજી બગડી જાય છે. ૫

જોઈ પિતા ધનવાનને પરણાવી કન્યાદાન દે,
પતિ દુર્ગુણી જો નીકળે, બધી બાજી બગડી જાય છે. ૬

શુભ કામ કરવું પુણ્યનું, જો કામ કીધું પાપનું,
નિશ્ચે મહાસુખ માનવું બધી બાજી બગડી જાય છે. ૭



વાંચો સામેનું કાવ્ય- "લોભ."



છતી આંખ બે બંધ કરીને જપે લોભીઓ મુખથી જાપ,
છાનો છટકી જાય ધુતારો મારીને રૂપાની થાપ. ટુક-પ

# લોભ.*

## લોભથી સુખ મટી દુ:ખ પ્રકટે,
## સંતોષે છે સુખ સદાય.

સવૈયા એકત્રિસા.

સુખ મહીં પણ દુ:ખ બનાવે જાણે દુ:ખ છે પારાવાર,
લક્ષ્મી હોયે પણ નિર્ધનતા જાણે આવી અપરંપાર,
લોભ તણાં લક્ષણ છે એવાં, લોભે લક્ષણ સારાં જાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે, સંતોષે છે સુખ સદાય. ૧

'અતિ લોભ તે મૂળ પાપનું' શાસ્ત્રો વાણી ઉચરે આસ,
ધુતે ધુતારા ઠગે ઠગારા દેખાડીને ખોટા દામ,
વસે લોભીઆ લોકો જ્યાં ત્યાં ભુખે ધુતારા નહીં પીડાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે, સંતોષે છે સુખ સદાય. ૨

ભાવ દેખીં સસ્તો હરખીને નિરખી ખોટી માયાજાળ,
ગુપ્ત રીતથી ખરીદ કરે છે સોના જેવો ખોટો માલ,
ઘેર જુએ તો પીતળ નિકળે રોવા બેસે ને પસ્તાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે, સંતોષે છે સુખ સદાય. ૩

સોનાસિદ્ધિ કરી બતાવી લોભાવે ધુતારા ચોર,
લોભી જન આપે છે રૂપું લેવાને સોનાની મ્હોર,

---

* ભર્તૃહરિ કવિ કહે છે કે "लोभश्चेदगुणेन किम् અર્થાત્ જો માણસમાં માત્ર એક લોભ હોય તો પછી બીજા અવગુણોની શી જરૂર છે?"

આંખ મિંચાવી જાય જપાવી કરે નાસવા ચોર ઉપાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૪

છતી આંખ બે બંધ કરીને જપે લોભીઓ મુખથી જાપ,
છાનો છટકી જાય ધુતારો મારીને રૂપાની ધાપ,
થોડીં વાર કંટાળીં જુએ તો સોનું રૂપું ત્યાં ન ભળાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૫

આવી રીતે લોભીં ગુમાવે લોભ મહીં ધન મીલકત જાન,
શાણા સમજુ સમજાવે પણ તેને આવે જરીં નવ સાન,
થાય જગતમાં કીર્તિ હલકી મૂરખ ને નાદાન ગણાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૬

લોભી જનની વૃત્તિ બગડે, દૂર ખસે સંતોષ મિઠાશ,
મળે લાભ મન માન્યો તોએ તેમાં માને છે ઓછાશ.
હજાર બદલે લાખ મળે પણ જીવ જતાં સુધી ન ધરાય.
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૭

નહીં ભોગવે સુખ હોય જે, છતાં સુખમાં માને દુ:ખ,
પોતે પામે સુખ નહીં તો પરને આપે કયાંથી સુખ ?
પરોપકારે પાઈ ન ખરચે, દેખી તીજોરી મલકાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૮

કરે ચોકીં તીજોરી ઉપર જાણે મોટો ચોકીદાર,
દમડી માટે ચમડી આપે, નિદ્રા સુખે લે ન લગાર,
અંત સમે પણ જીવ રહે ત્યાં, પાછળ તીજોરી લુંટાય,
લોભથીં સુખ મટી દુ:ખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૯

સંતોષી[1] નર સદા સુખીઆ, ભલે ઝુંપડી માંહે વાસ,
સુકી ભાખરી ખાય સુખથી, નહીં ઘણાની રાખે આશ,
લોભી જનના રંગમ્હેલમાં આવું સુખ જરી ન જણાય,
લોભથી સુખ મટી દુઃખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૧૦

લોભી જનની આવી ફજેતી દેખી નજરે હે નરનાર!
લોભમોહમાં નહીં ફસાશો, સંતોષે સુખીઓ સંસાર,
મહા સુખની માનો સાચી શિખામણ આ અંતર માંહ,
લોભથી સુખ મટી દુઃખ પ્રકટે સંતોષે છે સુખ સદાય. ૧૧



---

૧ આ સંબન્ધી એક કવિ લખે છે કે—

" संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥

ભાવાર્થ:— સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાંત ચિત્તવાળા માણસને જે સુખ છે તે આમ તેમ દોડતા ધનાદિકનો લોભ કરનાર લોભી માણસને ક્યાંથી હોય?"

વળી અંગ્રેજીમાં કહ્યું છે કે "The happiest is he who wants the least. અર્થાત્ જેની વાંચ્છના ઓછામાં ઓછી હોય છે તે સુખીમાં સુખી માણસ છે."

તેજ પ્રમાણે મણિરત્નમાળામાં પ્રશ્નોત્તરીમાં જણાવ્યું છે કે—

को वा दरिद्रो हि विशालतृष्णः ।
श्रीमांश्च को यस्य समस्ति तोषः ।

ભાવાર્થ:— દરિદ્રી કોણ છે? જે માણસ ઘણો લોભી હોય તે. લક્ષ્મીવાળો કોણ છે? જે માણસ સંતોષી છે તે."

# તેનો નહીં ઉપાય છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

કદી ઘા પડે શસ્ત્રો તણા, તો મલમથી રૂઝાય છે;
પણ પ્રેમના જો ઘા પડે, તેનો નહીં ઉપાય છે. ૧

તનની પીંડા તત્કાળમાં, ઉપચારથી મટી જાય છે;
મનની પીંડા જો જાગી તો, તેનો નહીં ઉપાય છે. ૨

કકડા બદનના થાય તો, તે યુક્તિથી જોડાય છે;
કદી થાય કકડા જીગરના, તેનો નહીં ઉપાય છે. ૩

તનખા ઉડે જો આગના, પાણી થકી બૂજાય છે;
પણ વિરહ અગ્નિ જો ઉઠે, તેનો નહીં ઉપાય છે. ૪

જંકડાયલો જંજીરથી, છુટો બળેથી થાય છે;
સપડાય જો પ્રીતિપાશમાં, તેનો નહીં ઉપાય છે. ૫

જો વજ્ર સમ સાંકળ તુટે, તો તે ફરી સંધાય છે;
આયૂષ દોરી જો તુટી, તેનો નહીં ઉપાય છે. ૬

નિશ્ચે સહુ જન માનજો, કુદરત તણો એ ન્યાય છે;
કર્મે લખી જો વેદના, તેનો નહીં ઉપાય છે. ૭

વ્યાધિ દવાથી જાય છે, તનમાં મહા સુખ થાય છે;
પણ વ્હેમ જો મનમાં પડ્યો, તેનો નહીં ઉપાય છે. ૮

## અભિમાન.*

### અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા.

હરિગીત છંદ

અભિમાન અવગુણ કારમો શિરોમણિ અવગુણમાં,
 અભિમાન પ્રગટે અગ્નિ સૌ સદ્ગુણના નિવાસમાં;
અભિમાન પાણી ફેરવે યશ કીર્તિ ઉપર સર્વદા,
 અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૧

વિદ્યા તણી ગરમી ચડાવે મગજ માંહે નસનસે,
 નિશો ચડાવે લક્ષ્મી ને શકિત તણો નિશદિવસે,
ખુમારીમાં ચૂકાવી દે છે શાણપણ ને સભ્યતા,
 અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૨

અભિમાન સ્નેહીને તજાવે, શત્રુને ઉભા કરે,
 અણપ્રીત તિરસ્કાર તે પેદા કરે છે દીન પરે,

---

* અભિમાન સંબંધી શોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

" औचित्याचरणं विलुंपति पयोवाहं नमस्वानिव ।
प्रध्वंसं विनयं नयत्यहिरिव प्राणस्पृशां जीवितम् ॥
कीर्तिं कैरविणीं मतंगजइव प्रोन्मूलयत्यंजसा ।
मानो नीचइवोपकारनिकरं हन्ति त्रिवर्गं नृणाम् ॥

ભાવાર્થ:—વાયુ જેમ મેઘનો નાશ કરે છે તેમ અહંકાર સદાચરણનો નાશ કરે છે, સાપ જેમ જીવનો ક્ષય કરે છે તેમ અહંકાર મનુષ્યના વિનયનો ક્ષય કરે છે, હાથી જેમ કમળને ઉખેડી નાશ કરે છે તેમ અહંકાર કીર્તિનો નાશ કરે છે અને નીચ પુરૂષ જેમ ઉપકારના સમૂહને હણે છે તેમ અહંકાર ધર્મ અર્થ અને કામ એ ત્રણ વર્ગને હણે છે."

ડૂબાવી દે છે તે દયા પ્રીતિ ક્ષમા ઉદારતા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૩

મોટા બનાવી પ્રથમમાં છોટા બનાવે આખરે,
  પ્રભુનામપદ વિસરાવીને તે હુંપદ શિખવે મુખ પરે,
બુદ્ધિ બનાવે તુચ્છ, ને સૌમાં બતાવે તુચ્છતા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૪

નિંદા તણો ધંધો કરાવે, ગુણપ્રશંસા દૂર કરે,
  અભિમાન કડવી ઝેર જેવી વાણી મુખ માંહે ભરે,
ઉઠાવી લે છે વચનમાંથી રસસુધા ને મધુરતા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૫

અભિમાની ચાલ્યા સૌ મરી દુનિયા તણા ફીટકારમાં,
  અભિમાની રાજા રાવણે કેવાં દીઠાં દુઃખ કારમાં !
દીઠા નહીં કંઇ ફાયદા, આવી પડી શિર આપદા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૬

લક્ષ્મીથી નવ છલકાવવું, દુઃખથી નહીં મુઝાવવું,
  નિદ્રા તણા સ્વપ્ના સમું સંસારનું સુખ માનવું,
છે આજ ને કાલે નથી, દુનિયાની એવી ચપળતા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૭

અભિમાન એવો દુષ્ટ દુર્ગુણ દુઃખકારી જાણજો,
  જરી અંગમાં કે અંતરે તેને નહીં પેસારજો,
અભિમાનથી છેટે વસો તેમાં મહા સુખ શાંતતા,
  અભિમાન અંતરથી તજો રાખી નિરંતર નમ્રતા. ૮

---

# અભિમાની મનને ઠપકો.*



ગઝલ. ( મન મેલકો ધોયા નહીં—એ રાહ. )

ચેતન સમજ હરદમ લઈ આલમ તમાશા ખ્યાલમાં,
બેભાન ખેલે આમ શું અભિમાનમદના તાલમાં? એ ટેક.

છોડે નહીં તું પદ અહમ્, દામે રહે દિલમાં ગરમ,
દીનદોસ્ત આગે નવ નરમ, દેખ્યુંજ શું તેં દામમાં? ચે૦ ૧

છે આજ ને કાલે નથી, દૃષ્ટાંત કહું શું હું કથી !
ભૂલો ભમે છે ભ્રાન્તથી શિદ દામના વિશ્વાસમાં? ચે૦ ૨

મદમસ્ત ભમ ધનથી ભલે, ખશીં જાય દામજ જે પળે
તે વખ્ત તારી શી વલે? વિચારીં લે ને હાલમાં, ચે૦ ૩

---

* અંગ્રેજ કવિ થોમસ એ કહે છે કે—

"The boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth e'er gave,
Await, alike, the inevitable hour.
The paths of glory lead but to the grave!

ભાવાર્થઃ—વંશપરંપરાથી પ્રાપ્ત થએલા માનથી ઉદ્ભવેલો ગર્વ, પોતાની શક્તિનો વૈભવ, શોભા અને સંપત્તિથી પ્રાપ્ત થયેલું સર્વસ્વ એક સરખી રીતે મૃત્યુસમયની રાહ જોયા કરે છે; ધનવાન ગમે તેવો કીર્તિવાન હોય તોપણ મૃત્યુવશ થાય છે, અર્થાત્ મૃત્યુસમયે ધનવાનની સ્થિતિ ગરીબની સ્થિતિ સમાન જોવામાં આવે છે. મરણસમયે કાંઈ પણ સાથ આવતું નથી." વળી તેજ મતલબનું કબીરભક્ત કહે છે કે—

"ઇસ તન ધનકી કોન બડાઈ? દેખત નયનમેં મીટ્ટી મીલાઈ,
કહત કબીરા સુનો ભાઇ સાધુ આપ મુએ પીછે ડુબ ગઈ દુનિયા."

# ક્રોધ.*

## કરો નવ ક્રોધ અંતરમાં.

ગઝલ.

કદી નવ ક્રોધને આણો, નિશાનો ભાઇ એ જાણો,
 કરે નરનેજ દિવાનો, કરો નવ ક્રોધ અંતરમાં. ૧
દશા પોતાની ભૂલાવે, જુદા દેખાવ બતલાવે,
 બનાવી ભૂત ભરમાવે, કરો નવ ક્રોધ અંતરમાં. ૨
વગર ટાઢે વગર તાવે શરીર આખુંજ કંપાવે,
 શરીરમાં અગ્નિ સળગાવે, કરો નવ ક્રોધ અંતરમાં. ૩
ભમર ઉંચાં ચડાવે છે, નયન રાતાં બનાવે છે,
 નસો ખેંચી તણાવે છે, કરો નવ ક્રોધ અંતરમાં. ૪
લવારો તે કરાવે છે, મુખે ગાળો કઢાવે છે,
 પછી અંતે લડાવે છે, કરો નવ ક્રોધ અંતરમાં. ૫
ભલે સામો સગો ભ્રાતા, ભલે હો તાત કે માતા,
 રહે તે ખ્યાલ સૌ જાતા, કરો નવ ક્રોધ અંતરમાં. ૬

---

* સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

"यो मित्रं मधुनो विकारकरणे संत्राससंपादने ।
सर्पस्य प्रतिबिम्बमंगदहने सप्तार्चिषः सोदरः ।
चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं ।
स क्रोधः कुशलाभिलाषकुशलैः प्रोन्मूलमुन्मूल्यताम् ॥

ભાવાર્થઃ— પોતાના જીવના કલ્યાણની ઇચ્છામાં કુશળ પુરૂષોએ ક્રોધને મૂળમાંથીજ છેદીને ઉખેડી નાખવો જોઈએ, કારણ કે તે ક્રોધ ચિત્તનો વિકાર કરવામાં દારૂનો મિત્ર છે, ત્રાસ ઉત્પન્ન કરવામાં સાપના પ્રતિબિંબરૂપ છે, શરીરને બાળવામાં અગ્નિનો ભાઇ છે, જ્ઞાનને નાશ કર-

ભલે હોયે સબંધી તે, ભલે હોયે વિરોધી તે,
 લડાઈ તે મચાવી દે, કરો નવ ક્રોધ અંતરમાં. ૭
કદી હથિયાર જો પાસે, કરાવે ખૂન તે વારે,
 હૃદયનું ભાન ભૂલાવે, કરો નવ ક્રોધ અંતરમાં. ૮
ભૂલાવે જ્ઞાન જ્ઞાનીનું, ચૂકાવે ધ્યાન ધ્યાનીનું,
 પછાડે પાત્ર પ્રીતિનું, કરો નવ ક્રોધ અંતરમાં. ૯
ખસીને ક્રોધ દૂર જાયે, શું પસ્તાવો પછી થાયે!
 પછી શું થાય પસ્તાયે? કરો નવ ક્રોધ અંતરમાં. ૧૦
બુરી વાણી ન ભૂસાયે, કરેલાં કૃત્ય નવ જાયે,
 મહા દુઃખ ક્રોધની માંહે, કરો નવ ક્રોધ અંતરમાં. ૧૧
હૃદયથી ક્રોધ નાસે જ્યાં સરે આરામ પાસે ત્યાં,
 મહા સુખશાન્તિ ભાસે ત્યાં, કરો નવ ક્રોધ અંતરમાં. ૧૨



---

વામાં વિષવૃક્ષનો સાધર્મિક છે અર્થાત્ ઝેરસમાન છે.” વળી કહ્યું છે કે—

यो धर्मं दहति द्रुमं दवइवोन्मथ्नाति नीतिं लताम् ।
दंतीवेंदुकलां विधुंतुदइव क्लिश्नाति कीर्तिं नृणाम् ।
स्वार्थं वायुरिवांबुदं विघटयत्युल्लासयत्यापदम् ।
तृष्णां धर्मइवोचितः कृतकपालोपः स कोपः कथम् ॥

ભાવાર્થઃ—જેણે કૃપાનો નાશ કર્યો છે એવો ક્રોધ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી કારણ કે જેમ દાવાનળ વૃક્ષને બાળે છે તેમ ક્રોધ ધર્મને બાળીને ભસ્મ કરે છે, જેમ હાથી લતાને ઉખેડી નાખે છે તેમ ક્રોધ નીતિને મૂળમાંથી ઉખેડી છેદી નાખે છે, જેમ રાહુ ચંદ્રની કળાને કલેશ પમાડે છે તેમ ક્રોધ મનુષ્યોની કીર્તિને કલેશ લગાડે છે અર્થાત્ કીર્તિને એબ લગાડે છે, જેમ પવન પાણીનો નાશ કરે છે તેમ ક્રોધ સ્વાર્થનો નાશ કરે છે, અને જેમ ગરમી તૃષાને વધારે છે તેમ ક્રોધ આપત્તિને વધારે છે.”

# પછી પૂછવાનું હોય શું ?

ગઝલ અગર હરિગીતની રાહ.

આંખો મીંચી ડગલું ભરે, નવ કોઇની નસીહત ગમે,
ખાડા મહીં કુદી પડે, પછીં પૂછવાનું હોય શું ? ૧

પાણી પીતાં પ્હેલાં ન પૂછે, જાત કે શી ન્યાત છે,
નીચ ઘેર જઈ પાણી પીધા પછીં પૂછવાનું હોય શું ? ૨

શું શું લખ્યું છે લેખમાં, તે તે જરા વાંચ્યા વગર,
સહીંઓ કરે કાગળ ઉપર, પછીં પૂછવાનું હોય શું ? ૩

પર પુરૂષથી યારી કરે, એકાંતમાં રંગે રમે,
પોકળ પ્રકાશે જે સમે, પછીં પૂછવાનું હોય શું ? ૪

કંઈ હાસ્ય ને વિવાદથી રોષે ભરાઈ મિત્રથી,
ઘાયલ કરે તે શસ્ત્રથી, પછીં પૂછવાનું હોય શું ? ૫

પાપી પિતા પરણાવીં દે, નિજ બાળ કન્યા વૃદ્ધને,
રંડાય કન્યા આખરે, પછીં પૂછવાનું હોય શું ? ૬

વિચારીંએ નવ પાપ કરતાં, ઘાતકી નિર્દય બની,
દુઃખો પછી આવી પડે, પછીં પૂછવાનું હોય શું ? ૭

પ્હેલાં પૂછો જો કામ કરતાં, તો ન પસ્તાવું પડે,
નસીંહત મહા સુખની ખરે, પછીં પૂછવાનું હોય શું ? ૮

# દીપાવો પુસ્તકાલયને.

ગઝલ.

દીપાવો પુસ્તકાલયને, ખરી હિતકારી સંસ્થા છે,
મદદ આપી યથાશક્તિ દીપાવો પુસ્તકાલયને. ૧

ખીલાવે છે સદા બુદ્ધિ, કરાવે જ્ઞાનની વૃદ્ધિ,
બધું છે પુસ્તકાલયમાં, દીપાવો પુસ્તકાલયને. ૨

જુદાં જુદાં ઘણાં પત્રો તમોને તે પૂરાં પાડે,
સ્થિતિ દુનિયાની સમજાવે, દીપાવો પુસ્તકાલયને ૩

હજારો પુસ્તકો સારાં તમોને વાંચવા આપે,
નીતિનો બોધ દર્શાવે, દીપાવો પુસ્તકાલયને ૪

ભલે ને રાજદ્વારી હો, સુધારક કે સ્વધર્મી હો,
બધાને તેજ સંતોષે, દીપાવો પુસ્તકાલયને. ૫

ભલે હો સ્માર્ત કે વૈષ્ણવ, ભલે ઈસ્લામી કે જૈની,
સદા સમ દૃષ્ટિ રાખે છે, દીપાવો પુસ્તકાલયને. ૬

ભલે પુરૂષ કે સ્ત્રી હો, ભલે મોટા ભલે નાના,
બધાંનું હિત સંભાળે, દીપાવો પુસ્તકાલયને. ૭

તિમિર અજ્ઞાનનું ટાળી, કરે અજવાસ અંતરમાં,
હૃદય શુદ્ધિ સમર્પે છે દીપાવો પુસ્તકાલયને. ૮

બને છે પાળ કંકરની, બને ટીંપે ટીંપે સરવર,
મળી સૈ તેમ હે સજ્જન ! દીપાવો પુસ્તકાલયને ૯

મદદ આપી કરો સંગીન, કરો ચડતી પ્રતિ દિન દિન,
મહા સુખદાયી સંસ્થા છે, દીપાવો પુસ્તકાલયને. ૧૦

## ચોરી.*

### ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની.

હરિગીત છંદ.

વિશ્વાસ કોઈ ચોરનો રાખે નહીં આ વિશ્વમાં,
વિશ્રામ તેને બે ઘડીનો દે નહીં ઘરવાસમાં,
કોઈ જરી નવ ખાતરી પૂરેજ તેની જાતની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૧

સૌ ઠામમાં સૌ કામમાં જુઠી વાણી મુખથી ઉચરે,
જુઠી વાતમાં ને વાતમાંથી ભેદ ફૂટે આખરે,
જુઠાની સાથે વાત સાચી મારી જાયે તેહની,
ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૨

ધંધે લગાડે કો નહીં, નાણાં નહીં ધીરે જરી,
નવ ભાગ ભાગીદાર રાખે, કો ન રાખે નોકરી,

---

* સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

परजनमनः पीडाक्रीडावनं वधभावना-
भवनमवनिव्यापिव्यापल्लताघनमंडलं ।
कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलम्
नियतमनुपादेयं स्तेयं नृणां हितकांक्षिणाम् ॥

ભાવાર્થઃ— હિતની ઇચ્છા રાખનાર પુરૂષોને ચોરીનું કૃત્ય ગ્રહણ કરવા યોગ્ય નથી, કારણ કે ચોરી પારકા જનના મનના સંતાપનું ક્રીડાવન છે, હિંસાના ચિન્તવનનું ઘર છે, પૃથ્વીમાં વ્યાપી રહેલી આપદાઓ રૂપી લતાઓનું મેઘમંડળ છે, અને તે કુગતિમાં જવાનો માર્ગ છે, સ્વર્ગ અને મોક્ષરૂપ નગરને ભુંગળ સમાન છે અર્થાત્ સ્વર્ગમોક્ષના દ્વારને બંધ કરનારછે.”

નવ માલ તેને કોઈ સોંપે, શાખ બે ન બદામની,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૩

ચોરે પ્રથમમાં પાઈ ને ચોરે પછીથી રૂપિયો,
  પછીં હાથ મારે માલનો મોટી કરે છે ચોરીઓ,
ઘર ફોડતાં શિખે પછી મતિ થાય પાપી તે તણી,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૪

અંતેજ એ પકડાય છે, સરકાર પૂરે કેદમાં,
  બે હાથને બાંધે કસી, બેડી જડે બે પાયમાં,
પછીં માર ફટકાનો પડે, પીડા સહા એ મારની,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૫

દુનિયા મહીંથી જાય નિકળી, પાયમાલી થાય છે,
  સ્નેહી સગાં સર્વે તજે, લોકોથીં ધિક્કારાય છે,
છે ચોરની આવી દશા દુઃખદાયીં ને બુરી ઘણી,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૬

પૈસો ટકે નવ ચોરીનો, ફૂટે ઘડો એ પાપનો,
  દુઃખી થવું જો હોય કદી તો સંગ કરવો ચોરનો,
હલકાઈ ભાઈ છે નહીં, કદી હોય દીનતા દામની,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૭

ચોરી તણા દુર્ગુણને ધિક્કાર દે જે માનવી
  તે માનવી ધંધે ચડે છે, સ્નેહીં રાખે જાળવી.
ખરીં થાય પ્રાપ્તિ સૌ મહા સુખ શાન્તિ ને વિશ્રામની,
  ચોરી કદી કરવી નહીં, કરવી ન સંગત ચોરની. ૮



# વ્યભિચાર નિષેધ બાવની*

અથવા

## કામાન્ધ પુરૂષનાં દૃશ્ય.

### છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે.

હરિગીત છંદ.

વ્યભિચારીનાં દૃશ્યો જુઓ દુનિયા મહીં કેવાં બને!
પરિણામ કેવાં ભોગવે નર વિષયરસના કારણે!
વ્યભિચાર છે દુઃખકાર, તેનો હૃદયમાં નવ ખ્યાલ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧

**વિષયનાં લક્ષણ—**

શાણા બને બહુ ઉપરથી પણ મૂળ પાતાળે વસે,
વાતો કરે તે એકથી પણ દૃષ્ટિ છૂપી ક્યાં ધસે!
વિષયી હૃદય ચોરે અરે! નિત્યે હૃદયમાં પાપ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨

---

* કામાંધ પુરૂષ સંબન્ધી સંસ્કૃત કવિ લખે છે કે—

" दिवा पश्यति नोलूको काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति ॥

ભાવાર્થ:—ઘુવડ દિવસે દેખતો નથી, કાગડો રાત્રે દેખતો નથી, પરન્તુ અપૂર્વ કામાંધ પુરૂષ તો દિવસે અને રાત્રે પણ દેખી શકતો નથી, અર્થાત્ કામી પુરૂષ સદાય આંધળો છે."

મણિરત્નમાળામાં પ્રશ્નોતરીમાં કહ્યું છે કે "विषाद्विषं किं विषयाः समस्ता । दुःखी सदा को विषयानुरागी । ઝેરથી પણ અધિક ઝેર કયું? સઘળા

વાંચો- "વ્યભિચારી સેવાભાવી યુવકનું દૃશ્ય."



કદી તેમ કરતાં મૈત્રી જામી કોઈ વિધવાથી અરે,
સાથે ફરે બની ભાઈ ભગિની દંભ એવો આદરે,
તે દંભમાં ને દંભમાં કૈં ગર્ભપાતો થાય છે. ટુક-૬

નવ શાન્તિ હૃદયે ભાસતી, ભય સાથ મન ભ્રાન્તિ વિષે,
યોજે રતિરસરંગની રચના મચી દિવસે નિશે,
નવ ભાન ઠરતું સ્થાન, વિપથી વિષયમાં ગુલતાન છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૩

નવ કામ ઉકલે નાસ કદીએ, ઠામ ઠરી નવ બેસતો,
સુખ સત્યને છેદી ઉપાયો સ્વપ્નસુખના યોજતો,
નવ સ્વપ્નસુખ તે સુખ છે, મૃગજળ સમો તે ભાસ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪

**વ્યભિચારી સેવાભાવી યુવકનું દૃશ્ય—**

વ્યભિચારી કદી જો હોય સેવાભાવી દંભી હૃદયમાં,
સેવા નિમિત્તે આવશે યુવતિ તણા સહવાસમાં,
દેશોન્નતિની વાતમાં નિજ સાધનાજ સધાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૫

---

વિષયો છે તે. સદા દુઃખી કોણ છે ? વિષયમાં નિરંતર પ્રીતિવાળો છે તે."

વળી સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

"कामार्त्तस्त्यजति प्रबोधयतिवा स्वस्त्रीं परस्त्रीं न यो।
दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चकः।
चारित्रस्य जलांजलिर्गुणगणारामस्य दावानलः।
संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटोदृढः॥

ભાવાર્થ:— જે કામી પુરુષ પોતાની સ્ત્રીને બોલાવતો નથી અને પારકી સ્ત્રીનો ત્યાગ કરતો નથી તે દુનિયામાં અપકીર્તિનો ઢોલ વગડાવે છે, કુળને કાળું મેશનું કલંક લગાડે છે, ચારિત્રનો નાશ કરે છે, ગુણના સમૂહ રૂપ બાગને આગ લગાડે છે, સર્વ આપત્તિઓને સળવાનો એકાંત વાસ છે અર્થાત્ તેને સર્વ આપત્તિઓ સળે છે, અને મોક્ષના દ્વારમાં બંધ બારણારૂપ છે અર્થાત્ તેના માટે મોક્ષનાં બારણાં બંધ છે."

કહીં તેમ કરતાં મૈત્રી જામી કોઈ વિધવાથી અરે,
સાથે ફરે બની ભાઈભગિની, દંભ એવો આદરે,
તે દંભમાં ને દંભમાં કૈં ગર્ભપાતો થાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૬

**વ્યભિચારી હીસ્ટીરિયાના વૈદ્યનું દૃશ્ય—**

યુવાન ને સુંદર સ્ત્રીઓના સાધવા સંસર્ગને
હિસ્ટીરિયાના રોગના ધન્વંતરી કોઈ બને,
કો દર્દિ આવે ઘેર ને કો દર્દિને ત્યાં જાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૭

સ્ત્રી ભાન ભૂલી જાય છે હિસ્ટીરિયાના રોગમાં,
ખસી જાય વસ્ત્રો અંગથી તે તાણના તોફાનમાં,
શોધી સમય ને લાગ રાખી મદદ કરવા ધાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૮

તે તાણથી પટકાતી સ્ત્રીને પકડી રાખે હાથથી,
વળી પાય પકડે હાથ પકડે વિષયના વિકારથી,
કહીં પાસ જો નવ કોઈ તો પૂરી છૂટ ત્યાં લેવાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૯

**વ્યભિચારી વિદ્યાર્થીનું દૃશ્ય—**

કૉલેજનો વિદ્યાર્થી યુવક હોય જો વિષયી અરે,
વિદ્યાર્થિનીનો સંગ કરવા ગુપ્ત યુક્તિ આદરે,
વિધ વિધ બ્હાનાં શોધી કાઢી વાત કરવા ચ્હાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૦

શીકાર શોધી કાઢવા પછી જાળ ત્યાં પથરાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૧

સંતાનઅર્થી તરૂણીઓને ભોળવી ચાતુર્યથી,
સંતાનપ્રાપ્તિના જપાવે જાપ છાની રીતથી,
એ જાપમાં ને જાપમાં સ્ત્રીઓ ભલી સપડાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર. ૩૨

**ભક્તિશૃંગારનું દૃશ્ય—**

વળી કોઈ તો યુક્તિ રચે છે ભક્તિના આડંબરે,
નિજ વાસમાં ભક્તો અને ભક્તાણીઓ ભેગી કરે.
પછી ભક્તિમાં શૃંગારરસનું પૂર્ણ મિશ્રણ થાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૩

પ્રભુને બનાવી સ્વામી પોતે પત્ની પ્રભુની તે બની,
શૃંગારભક્તિ આદરે આશક અને માશૂકની,
પછી ભક્તિ મટી શૃંગારરસના ગુપ્ત રાસ રમાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૪

**વ્યભિચારી ડૉકટરનું દૃશ્ય—**

વ્યભિચારી ડૉકટર જો કદી તો ડોળ સદ્ગુણીનો કરી,
કારણ વિના સ્ત્રીનાં તપાસે ફેફસાં બે ફરી ફરી,
મૂકી નળી વળી હૃદય જોશે, આમ પેચ રમાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિકકાર છે. ૩૫

ભાઇ સમો ડૉકટર ગણી કાયા બતાવે સ્ત્રીજનો,
કુદૃષ્ટિ જ્યાં ડૉકટર તણી, વિશ્વાસ શું પછી તેમનો !

ભોળી બિચારી દર્દિ સ્ત્રીને હેતુ નવ સમજાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૬

**વ્યભિચારી શ્રીમંતનું દૃશ્ય—**

કદી વિષયી જો શ્રીમંત તો વેશ્યાગૃહો માંહે ફરે,
ગીતગાન મદિરાપાનમાં પૈસા ઉડાવે રાતરે,
નિજ નારી આંસુ નાખતી તેની દયા નવ ખાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૭

વસુ ગ્રહણ કરવા ઉપરથી બહુ પ્રેમ દર્શાવાય છે,
શબ્દો મધુર મુખથી ઝરે પણ ઝેર મન મોઝાર છે,
અંતે ઉતારે કૂપ માંહે એવી વેશ્યાનાર છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૮

મન શુદ્ધ રાખો બાળી નાખો વૃત્તિ પાપી કર્મની,
સુખ ભોગવો નિજ રમણી સંગે કેલિ કરી રતિરંગની,
તે લક્ષ્મી રૂપે સુખ દે, આરામનું એ ધામ છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૯

**વ્યભિચારી રાજાનું દૃશ્ય—**

રાજા કદી જો હોય વિષયી ભોગ રૈયતના મળે,
યુવાન સ્ત્રીઓ ડરી બિચારી બ્હાર જરી નવ નીકળે,
લાચાર નિર્બળ હોય તેની લાજ ત્યાં લૂટાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૦

ઉપાડી ચાલે દૂત તેના ગુપ્ત કારસ્થાનમાં,
ઇચ્છા ન પૂરે ત્યાં સુધી રાખે પૂરી એ મ્હેલમાં,

અંતે કરે છે ભ્રષ્ટ સ્ત્રીને ત્રાસ વર્તાવાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૧

આવી રીતે પૂરી કરી મનકામના બળ જુલમથી,
છોડી મુકે એકાંત સ્થળમાં દુષ્ટ છાની રીતથી,
બિચારી તે લાચારીથી ઘર શોધી ઘેરે જાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૨

વિષયી મરાયા કંઈક રાજા બાદશાહી સૌ ગઈ,
નૃપ રાવણે દુર્યોધને વળી કીચકે પીડા ગ્રહી.
પરનારથી વ્યભિચાર તે તરવાર કેરી ધાર છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૩

વિશ્વાસ પામે નાશ, કો નવ પાસ રાખી મર્મ દે,
અપકીર્તિ જામે લોક માંહે ધિક્ક મુખથી સૌ વદે,
નવ સ્નેહ રાખે કોઈ તેથી, સ્નેહીથીજ તજાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૪

**કુદરતનાં દૃશ્યો—**

રે વિષયી નર જુઓ જરા આંખો ઉઘાડીને તમે !
કુદરત બહુ દૃશ્યો બતાવી બોધ દે છે સૌ સમે,
રસઅંધ પ્રાણી છે દુઃખી એવોજ કુદરત ન્યાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૪૫

ફેલાવી ચંદ્રિકા ભૂમિ પર ચંદ્ર ગગને શોભતો,
દેખી સુધાકરમુખ ગગને ઘેલું પંખી ચકોર તો,

તજી નારી ઇન્દુ પાસ નાશી મરણના વશ થાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૬

સુવર્ણ સમ વિલોકી કાન્તિ દીપજ્યોતિની અરે,
બહુ હર્ષમાં આવી પતંગો આસપાસે સૌ ફરે,
પછી ત્યાં ધસે છે સુખ દેખી, અગ્નિ માંહિ ફસાય છે.
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૭

ભાનૂદયે વિલોકીને કાસારમાં મૃદુ પદ્મને,
ભમતા ભ્રમર તહિં આવી બેસે, વાસઅંધા તે બને,
રાત્રે ફસાયે કોશ માંહે વાસનાથી મરાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૮

મૃદુ કર્ણપ્રિય ખુશકાર મધુરા રાગધ્વનિ થાતાં જરી,
નાદાંધ બનીને સર્પ ડોલે ભાન તજી નિકટ સરી,
અંતે ફસાયે નાદ માંહે પાશમાં પીડાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૪૯

મૃગજળ નિહાળી સર બરાબર રમ્ય દેખાવે વને,
રખડી મરે છે અંતમાં હરિણો જુઓ જળકારણે,
આવો ખરે જગ માંહિ સૌ પરનારનો દેખાવ છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૫૦

મુખકાન્તિ દેખી ભ્રાન્તિ થાયે, શાન્તિ નવ હૃદયે વસે,
અવલોકી મિથ્યા સુખ નર તેમાં ફસાયે છે રસે,
રસમાં અને રસમાં અરે તે દુઃખથી ઘેરાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૫૧

**સારાંશ—**

ઉત્તમ મનુષઅવતાર છે આ વિશ્વ વિષે સર્વથી,
  શિદ દુર્દશા કરવી અરે હાથે કરી વ્યભિચારથી ?
શીલગુણના પંથે મહા સુખશાંતિનો નિધાન છે,
  છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૫૨



## તેનો નહીં કંઇ ન્યાય છે.

( ગઝલ અગર હરિગીતની રાહ. )

લુટફાટ લુટારો કરે તો ન્યાય તેનો જેલ છે,
  રાજા લુટી લે દેશ તો તેનો નહીં કંઈ ન્યાય છે. ૧
કદી ખૂન જો ખૂની કરે તો ફાંસીએ લટકાય છે,
  સંગ્રામમાં લાખો મરે તેનો નહીં કંઇ ન્યાય છે. ૨
કદી એક જો ગુન્હો કરે તો ન્યાતમાં દંડાય છે,
  અપરાધી સઘળા હોય તો તેનો નહીં કંઇ ન્યાય છે. ૩
જુગાર ખેલે કોઈ તો પોલીસ પકડી જાય છે,
  ઘોડાની શરતો જે રમે તેનો નહીં કંઈ ન્યાય છે. ૪
લઇ વેશ જૂદા જે ઠગે શિક્ષા જ તેને થાય છે,
  પોલીસ છૂપી જો ઠગે તેનો નહીં કંઈ ન્યાય છે. ૫
બળીયા તણા બે ભાગ છે, નિર્બળ જુઓ પીડાય છે,
  વેઠે ગરીબ રીબાય છે તેનો નહીં કંઈ ન્યાય છે. ૬
ખરી વાતનો જ્યાં ખાર છે દાંભિક ફાવી જાય છે,
  સાચું મહાસુખ જો કહે તેનો નહીં કંઇ ન્યાય છે. ૭



# ગુન્હેગાર કોણ ? માશૂક કે આશક ?



ગઝલ.

કરી જો દૃષ્ટિ પ્રીતિથી, કરી જો પ્રીતિ અંતરથી,
દીધું અંતર પ્રીતિમાં તો, નહીં છૂટાય સજ્જનથી. ૧

પ્રતિજ્ઞા પ્રેમની પોતે ન લીધી હોય તોયે શું !
ન લીધું કે ન દીધું છે વચન હાથેજ તોયે શું ! ૨

ગુંથાયાં મન પરસ્પર જો રસિકથી તે ન છૂટે છે,
ભલે દુનિયા ભમાવે છે છતાં પ્રીતિ ન તૂટે છે. ૩

વડીલઆજ્ઞા ઉઠાવીને ભલે માશૂક તરછોડે,
ખરો આશક બીજા સંગે રતિ પ્રીતિ નહીં જોડે. ૪

ભલે સ્નેહી ભમાવે કે બીજા પંથે ચડાવે તે,
અવર મોહિની બતલાવે છતાં તેને ન ભાવે તે. ૫

વડીલ કે સ્નેહીના ડરથી ગ્રહે જો અન્યને કરથી.
નહીં તે તો ખરો આશક, પ્રીતિ શી બાંધવી પરથી. ૬

ભલે માનો નહીં માનો કરે જે આમ દુનિયામાં,
ખરે તે પાત્ર શિક્ષાને અદલ ઈનસાફ છે આમાં. ૭

નહીં માશૂકની ભૂલ છે, નહીં માશૂકસ્નેહીની,
મહા સુખ એમ માને છે ખરેખર ભૂલ આશકની. ૮



# હૃદયની એકતા

અથવા

# અમારી એ ખુશાલી છે.

ગઝલ.

પરસ્પર પ્રેમથી મળવું, પરસ્પર પ્રેમથી રમવું,
પરસ્પર હેતથી હસવું, અમારી એ ખુશાલી છે. ૧

જીગર જોડાય જ્યાં સાથે, સ્વરૂપ એકજ બનાવી દે,
ભલે હો દેહથી જુદા, અમારી એ ખુશાલી છે. ૨

ભલે હો જાતથી જુદા, ભલે હો ધર્મથી જુદા,
નહીં જ્યાં ભેદ અંતરમાં, અમારી એ ખુશાલી છે. ૩

ઝરે જ્યાં વાણિરસ ઝરણાં, દિસે જ્યાં શુદ્ધ નિર્મળતા,
ભલે છાંટા ઉડે ચોગમ, અમારી એ ખુશાલી છે. ૪

ભલે ચર્ચાય સિદ્ધાંતો, ભલે કદી હોય મત જુદા,
નહીં જો મેલ અંતરમાં, અમારી એ ખુશાલી છે. ૫

વિસામો વાતનો સાચો, વિસામો થાકનો પાકો,
મળે આરામ મળવાથી, અમારી એ ખુશાલી છે. ૬

દુઃખીને જ્યાં દિલાસો છે. સુખીની જ્યાં ન ઈર્ષા છે,
નિખાલસ સાચી મૈત્રી જે અમારી એ ખુશાલી છે. ૭

ભલે સાક્ષર નિરક્ષર હો, અમીરી કે ફકીરી હો,
જહાં સમભાવ સાદાઈ, અમારી એ ખુશાલી છે. ૮

વહે સ્વાતંત્ર્યની લહરી તદન નિર્દોષ અંતરથી,
નહીં જ્યાં સ્વાર્થની વૃત્તિ, અમારી એ ખુશાલી છે. ૯

પરસ્પર સૌ સબંધીમાં, હૃદયની એકતા જ્યાં છે,
મહા સુખ શાંતિ વાસો ત્યાં, અમારી એ ખુશાલી છે. ૧૦



## કહો એ દોસ્ત કે દુશ્મન ?

ગઝલ.

પ્રીતિનો રાખી આડંબર મુખેથી પીરસે સાકર,
ભરેલું ઝેરથી અંતર ! કહો એ દોસ્ત કે દુશ્મન ? ૧

નહીં દુઃખમાં ખબર પૂછે, મરણ પછી પોક તે મૂકે,
સગો બની શીર શું કૂટે ! કહો એ દોસ્ત કે દુશ્મન ? ૨

મળે જો રાજ્યસિંહાસન, લડાઈનું કરે છે મન,
બને શત્રુ કુટુંબીજન ! કહો એ દોસ્ત કે દુશ્મન ? ૩

રમે જોડે સદા બેશી, હૃદયમાં તેજનો દ્વેષી,
દગો દે પેટમાં પેશી, કહો એ દોસ્ત કે દુશ્મન ? ૪

બની દેશી ડિટેકટીવ જન ફસાવે દેશી બંધુજન,
કરાવે બેડીનું બંધન ! કહો એ દોસ્ત કે દુશ્મન ? ૫

મહા યોગિ બની ધ્યાની કરે બગ મચ્છની હાની,
જુઓ રીત કેવી ઠગવાની, કહો એ દોસ્ત કે દુશ્મન ? ૬

સગાઈ સ્વાર્થની જગમાં, ઘણા મિત્રો મહા સુખમાં,
ન પૂછે ભાવ સંકટમાં, કહો એ દોસ્ત કે દુશ્મન ? ૭



# દોરંગી દુનિઆ આમ છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

દુનિયાનીઁ કેવી છે ગતિ, સમજાવવી મુશ્કેલ છે,
તેને ન ફરતાં વાર શી! દોરંગીઁ દુનીયા આમ છે. ૧

વેપારીઁ ફાવે દાવમાં, લોકો કહે હુશિઆર છે,
ફાવે ન તો કુંભાર છે, દોરંગીઁ દુનિયા આમ છે. ૨

પળ એકમાં ઉંચો કરે, પણ લાભ જો ન જણાય છે,
પટકી નીચે નિંદા કરે, દોરંગીઁ દુનિયા આમ છે. ૩

મોટો મળે દરબાર જ્યાં ગીત રાજનાંજ ગવાય છે,
કેવી ટીકા પછીઁ થાય છે, દોરંગીઁ દુનિયા આમ છે. ૪

જ્યાં સુધીઁ હોદ્દા ઉપર છે ત્યાં સુધીઁ સાત સલામ છે,
હોદ્દો ગયે નવ કો નમે, દોરંગીઁ દુનિયા આમ છે. ૫

ફાવ્યો નહીં જો કામમાં ડાહ્યો ભલે ને હોય છે,
મુરખો બનાવે દુનિયા, દોરંગીઁ દુનિયા આમ છે. ૬

કાજીનીઁ કુતરી જો મરે બધું ગામ મળવા જાય છે,
કાજી મરે તો કો નહીં, દોરંગીઁ દુનિયા આમ છે. ૭

મિત્રો મળે નવ દુઃખમાં, નવ કોઈ પાણી પાય છે,

# પુત્રધર્મ.

## સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શાસ્ત્રો પૂજ્ય પવિત્ર તીર્થ[1] સરખાં માતાપિતાને ગણે,
સેવા તેમની પુણ્યદાયી જગમાં, પાપાદિ પીડા હણે,
માનો દેવ સમાન દૈવી મૂરતિ ભક્તિ અનુરાગથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૧

તેઓના ઉપકારની ગણતરી કોઈ શકે શું કરી ?
દૃષ્ટિમાંથી અમીસુધારસ તણી ચાલે સરિતા સરી,
તેઓના પ્રીતિભાવની જગતમાં કો દિશ સીમા નથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૨

રાખી ઉદરની મહીં શ્રમ સહી, પાળી પ્રીતિરાગથી,
આપે છે જગ માંહિ જન્મ જનની અંગે પૂરા કષ્ટથી
પાળે છે સ્તનપાનથી પળપળે સુવાડી આરામથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૩

પોતાની દરકાર તે નવ કરે, ચિંતા ધરે બાળની,
કેવાં લાડ લડાવી પાલન કરે ઘેલી અધીરી બની,

---

૧ મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે–

" मातरं पितरं चैव साक्षात्प्रत्यक्षदेवताम् ।
मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥

ભાવાર્થ:— ગૃહસ્થે માતપિતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા માની તેમની નિરન્તર સર્વ પ્રયત્નથી સેવા કરવી."

પોતાનું દુઃખ તે નહીં મન ગણે, નિદ્રા ન લે સુખથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૪

આવી રીત ઉછેરતી શિખવતી ભાષા મુખે બોલતાં,
હસ્તો બે પકડી ધીમે પગ થકી તે શિખવે ચાલતાં,
ચાંપે છાતીની સાથ તે હર ઘડી, માને અતિ પ્રાણથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૫

દુઃખે બાળ પીડાય તો દુઃખી બને, ઉદાસ સુખે રહે,
તેને ચેન નહીં, નહીં કળ વળે, કાયા ભલી સુકવે.
આવી લાગણી અન્ય કોણ ધરશે નિઃસ્વાર્થ ને સ્નેહથી?
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૬

મોટા આમ બનાવીને પરિશ્રમે વિદ્યા ભણાવે ભલી,
આપીને વ્યવહારજ્ઞાન જગનું ધંધે લગાડે વળી,
પંથે આમ ચડાવી જીંદગી તણા આશિષ દે સુખથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૭

આ આભાર તણો નહીંજ બદલો વાળ્યો વળે કો સમે,[1]
ઓછી છે ગણતાં બધા જીવનમાં સેવા કરો જે તમે,
નિત્યે હાજર તેમના ચરણમાં રહેવું ચહી ચિત્તથી,
સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૮

---

૧ મનુસ્મૃતિમાં કહ્યું છે કે-

" यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

ભાવાર્થ:—છોકરાંને જન્મ આપી ઉછેરવામાં માતાપિતાને જે દુઃખ સહન કરવું પડે છે તેનો બદલો છોકરાંઓ સેંકડો વર્ષો સુધી સેવા કરવાથી પણ વાળી શકતાં નથી."

ઠારો આંતરડી સુખે ઘડપણે, સંતોષ સૌ આપવો,
 શાંતિ સર્વ પમાડી ચાકરી કરી દુઆ ભલી મેળવો,
અંતે મેળવશો મહા સુખ તમે તેઓની આશિષથી,
 સેવા માતપિતાની નિત્ય કરવી સાચા પૂરા ભાવથી. ૯



## ગુરૂભક્તિ.*

### આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ.



વસંતતિલકા વૃત્ત.

માબાપ જન્મ જગ અંદર આપનાર,
 વિદ્યા ભણાવી ગુરૂ જ્ઞાનથી તારનાર,
ઉદ્ધારી જીંદગી કરે સુખી બોધ આપી,
 આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૧

---

* સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

" विदलयति कुबोधं बोधयत्यागमार्थम् ।
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।
अवगमयति कृत्याकृत्यभेदं गुरुर्यो ।
भवजलनिधिपोतस्तं विना नास्ति कश्चित् ॥

ભાવાર્થ:— આ ભવરૂપી સાગર તરવા માટે નાવ સમાન ગુરૂ વિના બીજો કોઇ નથી, કારણ કે ગુરૂ દુષ્ટ બોધના સંસ્કારો દૂર કરે છે અને સિદ્ધાંતોના અર્થને સમજાવે છે, સુગતિ ઉત્પન્ન કરનાર પુણ્ય અને કુગતિ ઉત્પન્ન કરનાર પાપ એવું સમજવાની બુદ્ધિ પ્રકટ કરે છે અને અમુક કૃત્યો કરવા યોગ છે ને અમુક કૃત્યો કરવા યોગ્ય નથી એવો ભેદ સમજાવે છે."

શુદ્ધિ કરી હૃદયની, ભૂમિકા સુધારી,
રોપે નીતિનું બિજ અંદર હિતકારી,
દુર્ગુણને દૂર કરે મૂળથી ઉથાપી,
આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૨

વિદ્યાબળે સદુપદેશનું સિંચી પાણી
વાડી પ્રફુલ્લિત કરે સુનીતિલતાની,
આપે મધુર ફળ સાર ગુરૂ પ્રતાપી,
આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૩

ભાનુ સમાન કરી જ્ઞાન તણો પ્રકાશ,
અજ્ઞાનતિમિર કરે હૃદયેથી નાશ,
બુદ્ધિ કરે નિરમળી કરી દૂર પાપી,
આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૪

રસ્તો સદાય નિજ ધર્મ તણો બતાવે,
તત્ત્વાર્થ શુદ્ધ સહુ શાસ્ત્ર તણા ભણાવે,
આભારની હદ નહીંજ શકાય માપી,
આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૫

સેવા કરો ગુરૂ તણા ચરણે નમીને,
આજ્ઞા ઉઠાવી શિર, આશિષ લો ભણીને,
આપે મહા સુખ સુઆશિષ કષ્ટ કાપી,
આભાર ના ગુરૂ તણો ભૂલવો કદાપિ. ૬

## દયા ધર્મનું મૂળ છે.*

શિખરિણી વૃત્ત.

સદા જગ્તે જાણો નિજ જીવ સમા જીવ સરવે,
જણાશે અન્યોનાં સુખ દુ:ખજ જે તે અનુભવે.
દુ:ખે દુ:ખી છો તો દુ:ખથી પર આત્મા દુ:ખી દિસે,
સ્થિતિ તેવી જાણો સમ સકળ આત્મા જગ વિષે. ૧

દયા બી સ્થાપો ને હૃદયભૂમિમાં બાંધવ તમે,
નીતિપાણી સિંચો ફળદ્રુપ ભૂમિને હર સમે,
સ્ફુરી અંકુરાદિ સબળ મૂળ નાખી તરૂ બને,
કદી ના વિનાસે સજડ બની જામે તન મને. ૨

સ્વભાવે વિકાસે પછી સકળ ધર્મોર્મિ હૃદયે,
સુખાનંદે પામો ગુણ ફળ સુધા પુણ્ય સમયે.

---

* મણિરત્નમાળામાં કહ્યું છે કે " का स्वर्गदा प्राणभृतामहिंसा । ભાવાર્થ:—પ્રાણીને સ્વર્ગ આપનાર કોણ છે? અહિંસા. અર્થાત્ કોઇ જીવની મનથી, વચનથી અને કાયાથી હિંસા કરવી નહીં કારણ કે અહિંસા દરેક પ્રાણીને સ્વર્ગ પામવાનું સાધન છે." " आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति । ભાવાર્થ:—જે માણસ સર્વ પ્રાણીને પોતાના આત્મા સમાન જુએ છે તેજ જુએ છે. અર્થાત્ સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન ગણવા જોઇએ."

તુળસીદાસ કવિ કહે છે કે "દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન, તુલસી દયા ન છાંડીએ જબતક ઘટમેં પ્રાન."

વળી કહ્યું છે કે " अहिंसा परमो धर्मस्तथाहिंसा परो दमः । अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥ ભાવાર્થ:—અહિંસા ઉત્તમ ધર્મ છે, ઉત્તમ દમ છે, ઉત્તમ દાન છે અને ઉત્તમ તપ છે.

સદા સત્ય સ્થાયિ ગુરૂવર સુખે જે કથી ગયા;
"પ્રતિ કાળે વિશ્વે સબળ મૂળ છે ધર્મનું દયા." ૩

## તજી દયા તમે પાપ ના કરો.

લલિત વૃત્ત.

સુઅવતાર આ માનવી તણો કઠણ પામવો જગતમાં ઘણો,
સફળ તે થવા પુણ્ય આદરો, તજી દયા તમે પાપ ના કરો. ૧

પલક એકમાં રાય રંક છે, વસુપતિ વળી દીન થાય છે,
ખલકખેલ આ ચિત્તમાં ધરો, તજી દયા તમે પાપ ના કરો. ૨

ધનપતિ બની ગર્વમાં રહી ગરીબ જાતને પીડશો નહીં,
ગરીબ જીવને ઠારીને ઠરો, તજી દયા તમે પાપ ના કરો. ૩

મદદ દાન દો દીનને તમે ખરચીને વસુ દુઃખના સમે,
ધન સુકાર્યમાં નિત્ય વાપરો, તજી દયા તમે પાપ ના કરો. ૪

જીવનમાં કદી ક્રૂર ના થશો, દુઃખી થતા જીવો જોઈ ના હસો,
જીવ અનાથનાં દુઃખને હરો, તજી દયા તમે પાપ ના કરો. ૫

અબળ પ્રાણીને હસ્તમાં ધરી, જીવ ન લો બની ઘાતકી અરિ,
તનની વેદના અંતરે ધરો, તજી દયા તમે પાપ ના કરો. ૬

પશુ અબોલતાં ના શકે કહી "જરી તમે મને મારશો નહીં,"
રમત કારણે પ્રાણ ના હરો, તજી દયા તમે પાપ ના કરો. ૭

હૃદયની મહીં નમ્રતા ગ્રહો, સદગતિ મહા સુખ જો ચહો,
જીવ દયાજ એ ધર્મ છે ખરો, તજી દયા તમે પાપ ના કરો. ૮

# કલા કૌશલ્ય.

## ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં.

હરિગીત છંદ.

લાંબો સુતો તું સ્હોડ તાણી ઉંઘ આણી શું અરે?
ઝટ ઉઠ હુન્નર જાગ! તારૂં ખોઈ બેઠો સૌ ખરે!
શિદ થાય છે બેભાન આવા ઉંઘના રસપાનમાં?
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં! ૧

જો ને કળાકૌશલ્ય ભૂમિથી નષ્ટ તારૂં સૌ થયું,
જે જ્ઞાનથી તું શોભતો તે જ્ઞાન તારૂં કયાં ગયું?
ગુમાવીં બેસે માલમીલકત ઉંઘમાં બેભાનમાં,
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં! ૨

રે જાગ ને તું જાગ! સૌને સુખને દેખાડ ને!
ઝટ એક વારે જો ભૂમિ! આંખો જરા ઉઘાડ ને!
ગુલતાન દિસે શું અરે તું સ્વપ્નના ગીતતાનમાં?
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં! ૩

કેવી દશા તારી બની સાવધ બનીને જો જરી!
જો ને ભૂમિ ઉત્સાહના તું અશ્વપર સ્વારી કરી!
તારા વિના પડી ખોટ મોટી લક્ષ્મીના નિધાનમાં!
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં. ૪

જાહોજલાલી લક્ષ્મી વિદ્યા પામ તારી પ્રથમની!
કર ને કળાકૌશલ્યનો ઉદ્ધાર તું જાગૃત બની!

તારા વિના નિસ્તેજ લાગે સર્વ હિન્દુસ્થાનમાં !
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં ! ૫

તુજ મિત્ર જો યૂરોપ ને જાપાન આદિ દેશના !
જાગૃત સદા ઉમંગી ને ઉત્સાહી કેવા છે ઘણા !
ભૂમિબાળનું પોષણ કરી રાખે સદા સુખધામમાં,
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં ! ૬

તુજ મિત્ર માફક થા તું જાગૃત બાળને પંપાળ ને !
સંભાળીને ભૂમિબાળકોને ઉદ્યમે વળગાડ ને !
સર્વે મહા સુખમાં વસાવી તું રહે આનંદમાં !
ઉઠ જાગ હુન્નરવીર હે પોકાર ધર તું કાનમાં. ૭



## આર્યભૂમિ માટે પ્રભુપ્રાર્થના.

## એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે ?



શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

નિદ્રામાંથી ઉઠી ભૂમિ સજ થઇ, કાયાથી સુસ્તિ તજી,
પોતાની સ્થિતિ લે વિચારી મનમાં શુદ્ધિ શરીરે સજી,
એસે હિમ્મત ધારી, હુન્નરકળાકાર્યે પ્રવૃત્તિ વસે,
એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે ? ૧

સારો સંપ સજે કુસંપ તજીને, વિચારમાં સુધરે,
કર્તવ્યો નિજ હોય તે નિશદિને હસ્તે ઉમંગે ધરે,

વિદ્યાશાસ્ત્ર શિખે, કળા અનુભવે, બેસે નહીં આળસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૨

પામે હુન્નર સાર આર્ય સઘળા વૃદ્ધિ કરી બુદ્ધિમાં,
  જેથી ભૂમિ બિચારી હુન્નરબળે વાસો કરે સિદ્ધિમાં,
દેશે શ્રેષ્ઠ કળા બહુ થઈ રહે રે દિવસે દિવસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૩

ઉદ્યોગે ન ધરે તમા પરતણી, પોતે પૂરો થઈ પડે,
  પામે દેશ વિશેષ માન જગમાં, દૃષ્ટિ સહૂની ચડે,
રાત્રિદિવસ આર્ય સૌ ડુબી રહે ઉદ્યોગરંગે રસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૪

હિન્દુસ્થાન વિદેશી વસ્તુ હરખી દામે કદી ના ગ્રહે,
  દેશી માલ સજે સદા તન પરે, દેશી સદાયે ચહે,
જેથી આર્યભૂમિ થકી કદી જરા ના દામ એકે ખસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૫

રાખે દ્વેષી મતિ નહીં રતિ કદી, નેત્રે વસે નમ્રતા,
  સર્વે બંધુ સમાન દુઃખસુખમાં માને સહૂ સર્વદા,
આર્યો સર્વ દરેકનાં હૃદયને દેશાભિમાને કસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૬

કાપે ક્લેશ, તજે મહા કપટને, વિશ્વાસ તોડે નહીં,
  ન્યાયે કામ કરે મહા મત દઈ નિઃસ્વાર્થ રૂપે રહી,
લક્ષ્મી સાથ ભૂમિ મહા સુખ મહીં આનંદરંગે હસે,
  એવો દિવસ આર્યભૂમિ ભલી આ ક્યારે પ્રભુ પામશે? ૭

# નવીન વર્ષ માટે પ્રભુ પ્રાર્થના.



## સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે.



શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ત્રાતા ! તાત તમામ તું જગતનો, તું તૃપ્ત તૃષ્ણા કરે,
પાળે પ્રાણી પ્રીતે પ્રભુ પળ પળે, પ્રેમી પૂરો સૌ પરે,
આણીને અનુરાગ અર્જ ઉરમાં આ અલ્પ ઉતારજે,
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે! ૧

આનંદી અતિશે સુઋતુ અમને ઓ ઇશ તું આપજે!
ચોપાસે ફરતેજ ફાલ ફળ તું ફૂલાદિ ફૂલાવજે!
વર્ષામાં વરસાવી વારિ સઘળે સૌ શાન્તિ ફેલાવજે!
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે! ૨

દુઃખાદિ કરી દૂર દિશ દશથી સૌ શાન્તિ શાન્તિ કરી,
પ્યાલો પા પરિપૂર્ણ સુખપયનો તું પ્રેમ પૂરો ધરી!
આધિ વ્યાધિ ઉપાધિ કેરી અવધિ હે ઇશ તું આણજે!
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઈશ આ વર્ષે તું વર્શાવજે! ૩

કાપી કુમતિ સુમતિ અતિ દઈ પાપી મતિ ટાળજે!
સુવિચાર બહુ વળી વિમળ સૌ વિશ્વેશ તું આપજે!
કૃપાવંત કૃપા કરી કરમનાં કષ્ટો કળે કાપજે!
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે! ૪

ત્રાતા તાત પ્રસાર સંપ અતિશે સર્વે સ્થળે સર્વદા !
સ્નેહે રાખ સહૂ જનો કપટ ને સૌ કલેશ કાપી સદા !
શત્રુ દેશ સતાવતા સકળ જે તે સદ્ય સંહારજે !
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે ! ૫

પ્રાણી માત્ર તમામ રાત્રિ દિવસે રે રક્ષણે રાખજે !
સર્વેની મનકામના સુખદ હે ધાતા પૂરી પાડજે !
દેજે શાન્તિ સહૂ મહા સુખ સદા આ સ્તુતિ સ્વીકારજે !
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશ આ વર્ષે તું વર્શાવજે ! ૬

## નૂતન વર્ષાભિનંદન પત્ર.

ગઝલ.

સદા સિદ્ધિ વસો સદને, સરસ્વતી વાસ હો વદને,
વસો લક્ષ્મી સદા ભુવને, વરસ નૂતન મુબારક હો. ૧

વસો આરોગ્ય સૌ બદને, વસો કરૂણા અમી નયને,
વસો સૌ શુદ્ધતા હૃદયે, વરસ નૂતન મુબારક હો. ૨

હજો સ્વાતંત્ર્ય ને શક્તિ, હજો ભૂમિ માતની ભક્તિ,
સ્વરાજ્યે હો પ્રજા રમતી, વરસ નૂતન મુબારક હો. ૩

હજો કુટુંબની વૃદ્ધિ, ખીલો ઉદ્યોગ સમૃદ્ધિ,
સ્વદેશી હો સદા બુદ્ધિ, વરસ નૂતન મુબારક હો. ૪

પ્રભુ દીર્ઘાયુષી રાખે, કૃપાની વૃષ્ટિ વરસાવે,
મહા સુખ એ સદા માગે, વરસ નૂતન મુબારક હો. ૫

વાંચો સામેનું કાવ્ય- "નૂતનવર્ષાભિલાષા અને પ્રાર્થના."



હે વિશ્વેશ ! તું રાખ આર્યભૂમિને ઉત્કર્ષ ને હર્ષમાં,
પામે નષ્ટ તમામ કષ્ટ ભૂમિથી આ બેસતા વર્ષમાં.
ભૂમિ કાર્ય સ્વતંત્રતાથી કરવા શક્તિ શરીરે સજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ટુંક-૧

# નૂતન વર્ષાભિલાષા અને પ્રાર્થના.

## એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

હે વિશ્વેશ ! તું રાખ આર્યભૂમિને ઉત્કર્ષ ને હર્ષમાં,
પામે નષ્ટ તમામ કષ્ટ ભૂમિથી આ બેસતા વર્ષમાં.
ભૂમિ કાર્ય સ્વતંત્રતાથી કરવા શક્તિ શરીરે સજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ૧

લક્ષ્મી દેવીની દૃષ્ટિ હો અમીભરી વેપારના કાર્યમાં,
પામે સ્હાય સદાય આ અવનિમાં ઉત્કર્ષના માર્ગમાં,
પામે નાશ અરે બુરી અવદશા લાચાર બેકાર જે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ૨

કોમી ઝેર વિવાદ વાદ ઝગડા વિનાશ પામે સહુ,
સર્વેનાં દિલ સાફ થાય સઘળે શુદ્ધિ પ્રવર્તે બહુ,
ભ્રાતૃભાવ વસે પરસ્પર વળી દ્વેષી મતિને તજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ૩

વ્યાધિને પરિતાપ જાય તનથી કાયા નિરોગી રહે,
માતૃભક્તિનું રક્ત સૌ નસનસે વેગે પ્રજામાં વહે,
બુદ્ધિમાન મહા પુરૂષ પ્રકટી સુસંપ વર્તાવજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ૪

ભૂમિબાળ ગજાવી દે વહી મુખે "વંદે ભૂમિમાતરમ્"
માગે ઈશ્વર પાસ સ્તુતિ કરીને "કુર્યાત્ સદા મંગલમ્"
પામી આમ પ્રજા મહા સુખ નવા વર્ષે પ્રભુને ભજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે. ૫

## હૃદયની આશિષ.

શિખરિણી વૃત્ત.

વસો દીર્ઘ સ્થાયિ નિશદિવસ સિદ્ધિ સદનમાં !
વસો દીર્ઘ સ્થાયિ નિરમલ કરૂણા નયનમાં !
વસો દીર્ઘ સ્થાયિ અતિ વિમળ બુદ્ધિ વદનમાં !
વસો દીર્ઘ સ્થાયિ અધિક સુખશાન્તિ બદનમાં ! ૧

વિનાસો શત્રુ સૌ ! દુઃખકર બળો આધિ મનની !
વિનાસો વિઘ્નો સૌ ! સહુ દૂર હજો વ્યાધિ તનની !
થજો કર્માદિ સૌ નિરમૂળ ! ઉપાધિ દૂર થજો !
મહા સુખાનંદે જયજયથી પુષ્પાંજલિ હજો ! ૨

## સન્મિત્રમંડળઆનંદ.

રાગ સીહાનો કાનરો.

શાન્તિ વિકાસતી આજ પ્રસંગે,
નીતિ સુધારસ અંતર રંગે, શાન્તિ૰ ૧

પ્રીતિ પરસ્પર કેવી છવાઈ!
જેવી વશી રહી પંકજભૃંગે, શાન્તિ૰ ૨

ચાલી પરસ્પર સંપસરિતા,
મિત્ર તરે સહુ એક તરંગે, શાન્તિ૰ ૩

ભાઈ સમાન જણાય સગાઇ,
માન બડાઇ જણાય ન અંગે, શાન્તિ૰ ૪

ધાર્મિક નૈતિક આર્થિક ચર્ચા
વાદ વિનોદ કરાય ઉમંગે, શાન્તિ૰ ૫

કાવ્ય નીતિરસનાં ઉચરાયે,
ગાન ગવાય સતાર મૃદંગે, શાન્તિ૰ ૬

આશ પૂરો પ્રભુ દીનદયાળુ!
મંડળ ગાય સદા સુખ સંગે, શાન્તિ૰ ૭

# મનહર કથન શતક.*



મનહર છંદ.

## ૧. ખરી વાતનો ખાર.

કસુર ઠાકોર તણી કઢાય ન નોકરથી,
  કાઢે તો તે જાય મરી, ભોગ એ નોકરનો;
ધણી કરે વ્યભિચાર, બોલી શકે નહીં નાર,
  બોલે તો પડે છે માર દંડના પ્રહારનો;
અબુધને દેતાં બોધ અબુધ કરે છે ક્રોધ,
  પછી થાય છે વિરોધ, બોધ નહીં કામનો;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
  દુનિયાની રીત કેવી ખાર ખરી વાતનો!

## ૨. આકીન બડા કે દેવ?

દેવની મૂર્તિ છે એક, ભક્તિ કરે છે અનેક,
  પણ જેને જેવી ટેક તેને તેવું ફળ છે;
આકીનથી દેવ રીઝે, આડંબર થકી ખીજે,
  દિવ્ય ગતિ દેવની જે આકીન આધીન છે;

---

* પ્રાચીન વખતમાં રાજા મહારાજાઓના દરબારમાં ભાટ ચારણ વીગેરે એવા કવિઓ જુદા જુદા પ્રસંગે રાજાના હૃદયને રંજન કરવા પ્રસંગને અનુસરતા રસનાં કવિત બોલતા હતા. હાલ પણ કોઇક સ્થળે રજવાડાઓમાં તેવાં કવિત બોલાય છે. તે કવિતની પદ્ધતિને અનુસરીને આ કથન શતકની રચના કરવામાં આવી છે.

આકીનથી કરો સેવ, હાજરીમાં રહે દેવ,
 આકીનની પાડો ટેવ, ફળ તે દેનાર છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 આકીન બડા કે દેવ કહો ભાઈ કોણ છે ?

## ૩. ચમત્કાર ત્યાં નમસ્કાર.

જેની ચાલે હકુમત તેનો ઠરે ખરો મત,
 બાકી ઠરે છે મમત, હાજી હાજી થાય છે;
હોય છે અમલદારી ત્યારે નમે નરનારી,
 ભાવ પુછે ન ભિખારી જ્યારે ઘેર જાય છે;
ભાઈ ભાઈ કહે જ્યારે બોલ એકે ન ઉચારે,
 હુંકારો દેવાય ત્યારે હુંકારો ભણાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 ખરે જ્યાં જ્યાં ચમત્કાર ત્યાં ત્યાં નમસ્કાર છે.

## ૪. વાવે તેવું લણે.

પાપથી નરકવાસ, જેમાં સુખનો ન ભાસ,
 પુણ્ય થકી સ્વર્ગવાસ, દુઃખ ઉપાધિ ખસે;
વદો શબ્દ જેવા જેવા, પડઘા પડે છે તેવા,
 માને માન, સેવે સેવા, ગાળે ગાળ મળશે;
આમ્રફળ આવે આંબે, જુવાર જુવારસાંઠે,
 બાવળે કંથેરકાંટે કેરી નહીં પાકશે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 ભૂમિ માંહે જન જેવું વાવે તેવું લણશે.

## ૫. હૈયે તે હોઠે.

મીઠાશ કે કડવાશ હોય જે હૃદયવાસ,
  વાણી માંહે તેનો ભાસ પ્રસંગે જણાય છે;
છાનું રહે મન નહીં, રહે ન દબાઇ જઈ,
  બકી વળે ઉંઘ મહીં, જાહેર તે થાય છે;
કાચ તણો રંગ જેવો પ્રકાશ પડે છે તેવો,
  અંતરનો રંગ એવો મુખમાં છવાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  હૈયે તેવું હોઠે આવે, છુપું ન રખાય છે.

## ૬. દાઝયા ઉપર ડામ.

ચોમાસામાં પગ ખસે, લોક જોઈ જોઈ હસે,
  હાડ ભાગે પીડા વસે, પણ હાંસી થાય છે;
ભાર તો ભરાય માથે, માર ખાય બંને હાથે,
  ગાળ પણ તેની સાથે, વેઠીઆ પીડાય છે;
આગ બળે અંગ મહીં, અંતરની શાન્તિ નહીં,
  લોક સૌ દિલાસા દઈ દુઃખ દઈ જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  બળતાને બાળવો તે દાઝયા પર ડામ છે.

## ૭. નવરો નખોદ વાળે.

નહીં હોય જ્યારે કામ, જવું સુઝે પરઠામ,
  નિંદાની વાતો તમામ ધીમે ધીમે નીકળે;
ન્યાતમાં મચાવે ઝંગ, સંપમાં પડાવે ભંગ,
  ઢોળી નાખે જંપરંગ, દુશ્મનમાં તે મળે;

મારે કોઈને લડાવી જુઠું જુઠું સમજાવી,
  નવરાની ટેવ આવી, ચાલે પંથ અવળે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  નવરો નખોદ વાળે, બુદ્ધિ બુરી ઉકલે.

## ૮. મારે તેની તરવાર.

પૂરે પૂરો ધનવાન, તોએ નહીં આપે દાન,
  શા કામનો તે નિધાન? ફોગટ ફીકર છે;
હોય જમીન તો ઘણી, ખેતી ન કરે તે તણી,
  જમીન તે શા કામની? વિઘોટીનો માર છે;
પાસે હોય કારીગરી, ઉદ્યમ ન કરે જરી,
  વેઠ કારીગરી તણી કર્યા બરાબર છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  મારે તેની તરવાર, ન તો મિથ્યા ભાર છે.

## ૯. હાથે તે સાથે.

જાણો જાયું તે જવાનું, કોઈ નથી રહેવાનું,
  ધન ઘર વસવાનું અહીં ટકનાર છે;
પાપ પુણ્ય સાથ આવે, પાપ નર્ક બતલાવે,
  પુણ્ય સુખ ઉપજાવે, સ્વર્ગ જે દેનાર છે;
વૃથા જીંદગી ગુમાવે, અંતે બુદ્ધિ સુઝી આવે.
  ન્હીલ મોઢું ચિતરાવે, પુણ્ય શું થનાર છે?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  કર્યું હાથે તેજ સાથે નક્કી આવનાર છે.

## ૧૦. સોબત તેવી અસર.

તાંબા તણા સંગ વડે સોનું કીંમતમાં ઘટે,
તાંબુ સોનાની સંગતે મોંઘું પરખાય છે;
દુધમાં જો પાણી ભળે, પાણી દુધ તુલ્ય બને,
પાણીમાં જો દુધ મળે, પાણી તે મનાય છે
ગુણી જન સંગ થકી ગુણો આવે સારા નક્કી,
દુર્જનની સંગતથી ગુણો સારા જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સોબત તેવી અસર માનવીમાં થાય છે.

## ૧૧. બળીઆના બે ભાગ.

પાપી પારધી જંગલે જઈને મૃગયા રમે,
સિંહ વાઘ સુખે ભમે, હરણ હણાય છે;
અતિશય નમ્ર લાગે કાષ્ટ જુઓ લોહ આગે,
થોડી આગ કાષ્ટ બાળે, લોહ ન બળાય છે;
મોટા આગે આગે ધસે, છોટા પડી પાછા ખસે,
જઈ જુઓ ખેલ અને તમાશા જયાં થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
બળીઆ તણા બે ભાગ હમેશાં ગણાય છે.

## ૧૨. ખોદે તે પડે.

સુખી દેખી ઝેર કરે દ્વેષી જન બીજા પરે,
બીજો બચે, પોતે મરે, ઝેર પોતાને ચડે;
વૃક્ષો ખીલે વર્ષાકાળે, જવાસા સુકાઈ ચાલે,
ખાર પોતાતણો સાલે, જઇ જુઓ વગડે;

તેની આંખે ધૂળ પડે, આંખો રાતી ચોળ બને,
ધૂળ ઉછાળી ગગને સૂર્ય સામે જે લડે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
વિશ્વ વિષે જે જે જન ખાડો ખોદે તે પડે.

## ૧૩. તલમાંથી તેલ નીકળે.

કોકિલ મધુર ગાય, પ્રિય સંભળાય રાગ,
સદા કા કા શબ્દો કાગ કડવા ઉચરશે;
સજ્જનની વાણી ખરી સંતોષ ને અમીભરી,
કડવું કથન જરી મુખે ન નીકળશે;
દુર્જનના મુખે ઝેર ઝરે ઉપજાવે વેર,
સુધા સમ નહીં વેણ મુખમાંથી ઝરશે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
તલમાંથી તેલ આવે, ઘૃત ન નીકળશે.

## ૧૪. સંપ ત્યાં જંપ.

કુસંપીના ઘર મહીં પ્રતિ દિને જંપ નહીં,
ગાળાગાળી અહિં તહિં લડાલડી થાય છે;
કુસંપ જો રાજ્ય વિષે પ્રજા નવ સુખી દિસે,
નાના મોટા સૌ અતિશે દુઃખથી પીડાય છે;
ઘરમાં જો હોય સંપ ભીડ તણો થાય ભંગ,
રાજ્ય મહીં હોય સંપ શત્રુ ડરી જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સંપ તહાં જંપ સદા વિશ્વમાં જણાય છે.

## ૧૫. પથ્થર ઉપર પાણી.

અબુધને દેતાં શિખ ઉલટો કરે છે રીસ,
ગાળ આપી વદે ધિક્ક, એવો એ હેવાન છે;
પારધી કરે શિકાર, શિખ દેતાં તેને સાર,
ઉલટો કરે અપાર, એવોજ મિજાજ છે;
હઠીલો ન હઠ છોડે, હઠમાં મારવા દોડે,
કહી કોઇ માથું ફોડે તોએ નહીં સાન છે;
કહે મહાસુખ સુણો આવા માનવીને શિખ
પથ્થર ઉપર પાણી રેડવા સમાન છે.

## ૧૬. ચડે તે પડે.

ભણેલો પુરૂષ ભૂલે, જોષી જોષ પણ ચુકે,
અભણ પુરૂષ સુખે ભૂલી શું જનાર છે?
ડુબતા જનને તારે તારા નદીના કિનારે,
ઝાલ તાણી લાવે આરે, એવો કારભાર છે;
એવા તારા નદી સરે કદાપિ તે ડુબી મરે,
પાણી જે દેખીને ડરે શિદ ડુબનાર છે?
કહે મહાસુખ સુણો ઘોડે જે ચડે તે પડે
ઘોડે ન ચડે તે કહો ક્યાંથી પડનાર છે?

## ૧૭. વાંદરાને નિસરણી.

મૂળ પોતે ગાંડા ભાઇ, વળી તેને ભાંગ પાઇ
પછી જુઓને ભવાઇ કેવી તેની થાય છે!
કૂદનો ન મળે પાર, કો મળે કૂદાવનાર,
જુઓ કૂદણનો ઠાઠ, કૂદી કેવો જાય છે!

વાણી જેની ગાળવાળી, વળી તેણે હોળી ભાળી,
જુઓ પછી ગાળો ભારી કેવી ઉચરાય છે !
કહે મહાસુખ સુણો ગુણી જન નક્કી આ તો
વાંદરાને નિસરણી મળ્યા બરાબર છે.

## ૧૮. પ્રમદા બુદ્ધિ પાનીએ.

દુનિયાની એવી કહાણી ભણીગણી હોય નારી
તોયે સાચા દિલવાળી વિશ્વાસુ ન માનીએ.
ભમાવનાર જો મળે ભ્રમથી ભમાવી ભમે,
ફસાવે છે પ્રેમબળે, શંકા નવ આણીએ,
જ્યારે નારી સાડી સજે જુએ કોર પાની પરે
ફરી ફરી ઠીક કરે, બુદ્ધિ આ પ્રમાણીએ,
કહે મહાસુખ સુણો અપવાદ બાદ મુકી
જગતમાં જણાય પ્રમદાબુદ્ધિ પાનીએ.

## ૧૯. મોં એટલા સ્વાદ.

કોઇ દુધ દહી ચાહે, કોઇ ચાથી ખુશ થાયે,
કોઇ પકવાન માંહે ઇચ્છા રાખે જમવા;
કોઇ સૂત્રફેણી ચહે, કોઇને મોદક ગમે,
બાસુદી રીઝી કો જમે ઇચ્છા પૂરી પાડવા;
સૌને જો એકમાં સ્વાદ કંદોઇ માંડીને હાટ
જુદી જુદી લઇ જાત બેસે નહીં વેચવા;
કહે મહાસુખ સુણો સૌને જે ભાવે તે જમે,
મોં એટલા સ્વાદ નક્કી માનવીના માનવા.

## ૨૦. પડતા ઉપર પાટુ.

ઠાંસી ભરે ખટારાને, બળદ પરાણે તાણે,
મારી સારી બિચારાને શિદ પીડા કરવી ?
પીડ હોય પેટ મહીં, ભૂત આવ્યું એમ કહી,
મરચાંની ધૂણી દઈ આપદા શી આપવી ?
ભારી તો પડાવી લેવી, દમડી ન એક દેવી,
માર સારી શિદ એવી વેદના વધારવી ?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
પડતા ઉપર પાટુ કદી નહીં મારવી.

## ૨૧. દુકાળમાં અધિક માસ.

આવકમાં નહીં ફાવે, દુઃખે જીવન નિભાવે,
છોડીનું લગન આવે, હાથ રહે તાણમાં;
થાય ખોટનો વેપાર, લખે હુંડી દેણદાર,
આપે નહીં લેણદાર, દેવાળું એ ભીડમાં;
દુકાળના ગ્રીષ્મકાળે સૂર્યતાપ કાયા બાળે,
કૉલેરા તેવામાં ચાલે, લોકો પડે ત્રાસમાં;
કહે મહાસુખ સુણો તે તે બધા દુઃખત્રાસ
લાગે જાણે આવ્યો માસ અધિક દુકાળમાં.

## ૨૨. વખત વખતની છાંયડી.

કોઇ સમે ઘર માંહે ગાનતાન બહુ થાય,
કોઈ સમે હાય હાય શબ્દો ઉચરાય છે;
ભિક્ષા લેવી પડે કદી 'આપો આપો' મુખે વદી,
કદાપિ દાતાર બની દાન તો દેવાય છે;

છાયા કદી વૃક્ષ તળે રહે નવ એક સ્થળે,
સદા કાળ પળ પળે જુઓ બદલાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
વખત વખત તણી છાંયડી જણાય છે.

## ૨૩. ધૂળ ઉપર લીંપણ.

મેશ જેવી નારી કાળી થવા ઇચ્છે તે રૂપાળી,
ન્હાય મણ સાબુ ઘાલી, કાળાશ ન જાય છે;
બોધ કરે છે પુરાણી ટોળી માંહે ધૂતારાની,
માને નહીં તેની વાણી, ઉલટો ધૂતાય છે;
ખાંજરે રમે કુનાર, પાંજરે પૂરીને માર
મારે તેનો ભરથાર, પાંસરી ન થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ધૂળ ઉપર લીંપણ કદી ન લીંપાય છે.

## ૨૪. આંધળા આગળ આરશી.

નહીં હોય જેને જ્ઞાન આપે તેને ગ્રંથ હાથ,
ઉઘાડી પુસ્તકપાન એ શું વાંચનાર છે?
પડી રહે સ્ત્રીઓ સાથે, લડાઈ શું તે ન જાણે,
એવા હથીઆર બાંધે, એ શું લડનાર છે?
બ્હેરા માનવીની આગે સુરભેર વાજાં વાગે,
સુર ક્યાંથી કાને લાગે? શું સાંભળનાર છે?
કહે મહાસુખ સુણો આ તો તમે નક્કી માનો
આંધળા આગે આરશી ધરવા સમાન છે.

## ૨૫. જાત ઉપર ભાત પડે.

ગુરૂ કદી સુખ માટે કડવાં કથન ભાખે
સુપાત્ર તો ગુણ રાખે, કુપાત્ર જુઓ લડે;
પોલાદ પીતળ પરે ચળકાટ નવ ટકે,
અચળ કનક પરે ઓપ ચડાવ્યો ચડે;
કાગ પોપટને પાળી પઢાવો બંને સંભાળી,
પોપટ શિખે છે વાણી, કાગને ન આવડે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
જાત પર ભાત પડે, બાકી બધું બગડે.

## ૨૬. અધૂરો ઘડો છલકાય.

સર નદી વર્ષાકાળે પાણી થકી પૂરાં મ્હાલે,
જુઓ શિયાળે ઉનાળે પૂર નાશી જાય છે;
સાગર સમાન રહે, નહીં કદી વધે ઘટે,
ધારે તો એ નાશ કરે, એવો બળવાન છે;
અલ્પ જ્ઞાની પળપળે આવડે તે બોલી વળે,
પૂર્ણ જ્ઞાની કોઈ સમે બોલી ન ફૂલાય છે;
કહે મહાસુખ સુણો પૂરો નવ છલકાય,
પ્રતિ દિવસે અધૂરો ઘડો છલકાય છે.

## ૨૭. સબુરીનાં મીઠાં ફળ.

હોય બહુ દૂર વાસ જલ્દી જતાં ચડે શ્વાસ,
પાણી છુટે પડે ત્રાસ, દેહ દુઃખી થાય છે,
ધીમે ધીમે એક ચાલે ચાલવાથી છેટું ભાગે,
પગે નહીં થાક લાગે, વાસે તે જવાય છે;

ઘુંચવણ ઉતાવળે, શાના સાટે શું શું કરે,
 ધીમે ધીમે બુદ્ધિબળે વિચારી કરાય છે,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 સબુરીનાં ફળ મીઠાં સર્વદા ચખાય છે.

## ૨૮. જેની હોય વગ તેનો પેસે પગ.

વગ જેની દરબાર ભલે હોય તે ગમાર,
 ખુરશી મળે તે ઠાર, ભાઇ કહેવાય છે;
વગ વિનાનો વિદ્વાન ચડે જો કચેરીદ્વાર
 સિપાઈના ધખ્પા ખાય, અપમાન થાય છે;
ભાઈ જરા તસ્દી લઇ દરબારે જુઓ જઇ,
 અનુભવ થશે સહી સત્ય કે અસત્ય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 જેની હોય વગ તેનો પગ પેશી જાય છે.

## ૨૯. પાણી પહેલાં પાળ બાંધવી.

ભવિષ્યનું પરિણામ વિચારી કરવું કામ,
 પગ દેવો જોઈ ઠામ, આગે દૃષ્ટિ રાખવી;
પ્રજા સુખે પાળવાને, શત્રુને સંહારવાને,
 ફોજ સદા બચવાને, રાજા રાખે જાળવી;
કમાણી યુવાની તણી ઘડપણમાં કામની,
 ભવિષ્યનું સુખ ગણી કમાણી બચાવવી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 સરોવર તણી પાળ પાણી પ્હેલાં બાંધવી.

## ૩૦. સત્તા આગળ શાણપણ કામનું નથી.

વકીલ દલીલ કરે ખરી તોએ ખોટી ઠરે,
ખરેખરૂં ઠરે અરે વેણ ન્યાયાધીશનું;
ચૂક અધિકારી કરે, પડે કારકુન પરે,
ભલો તે બિચારો મરે, ચાલે નહીં તે તણું;
ધણીમાં ન મળે પાણી, શાણી તેની ધણીઆણી,
ધણી આગે શાણી વાણી ડ્હાપણ નકામનું;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સત્તા આગે શાણપણ નહીં કંઇ કામનું

## ૩૧. ઇનસાફને હાથ પગ નથી.*

ફોજદાર ચોર આણે, પૂરે તેને કેદખાને,
ગુનોહ સાબીત માને, કરે ફરીઆદને;
કચેરીમાં કામ ચાલે, માજીસ્ટ્રેટ માફી આલે,
ચોર છુટો સુખે મ્હાલે કાયદાના કારણે;
વિવાદ તે તણો થાય, ગ્રંથ ન્યાયના જોવાય,
ન્યાયાધીશ આપે ન્યાય, "કેદ કરો ચોરને;"
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
એવી રીતે હાથ પગ નથી ઇનસાફને.

---

* જેવી રીતે હાથપગ વગરના પ્રાણીને જેમ ગબડાવીએ તેમ તે ગબડી શકે તેવી રીતે ઇનસાફની અદાલતોમાં કાયદા એના એજ હોવા છતાં નીચલી કોર્ટમાં શિક્ષા પામેલા આરોપીઓ ઉપલી કોર્ટમાં છુટી જાય છે અને એનાથી ઉપલી કોર્ટમાં પાછા શિક્ષા પામે છે તેથી ઇનસાફને હાથ પગ વગરનો કહેવામાં આવે છે.

## ૩૨. વચ્ચે આડી રાત તેની શી વાત?

બેસે ગાડીમાં રાતરે મુંબઇથી વડોદરે,
વચ્ચે ઇટોલામાં મરે, ટ્રેન બળી જાય છે;[1]
ચોરી ચકલે બંધાય, ગીત લગ્નનાં ગવાય,
વરનું ત્યાં મૃત્યુ થાય, હાય હાય થાય છે;
દીન ગાદી બેસવાનો આનંદમાં ગાળવાનો
થઇ પડે આપદાનો, ભૂપતિ પીડાય છે;[2]
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
વચ્ચે આડી રાત તેની વાત ન કરાય છે.

## ૩૩. કપાળે કપાળે જુદી મતિ.

કોઈ ઘોડા પર સ્વારી કરવા ચહે છે ભારી,
કોઈ ચહે ઘોડાગાડી અંદર બિરાજવા,
કોઈ સુખ બહુ માને ધન ભેગું કરવાને,
કોઇ માને ખાનપાને ગાનતાને ખર્ચવા;
કોઇ માને લડવામાં, કોઇ હુન્નર કળામાં,
કોઇ માને કવિતામાં, કોઈ વિદ્યા ભણવા;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
કપાળે કપાળે જુદા જુદા મત જાણવા.

---

૧ સન ૧૯૦૯ માં રાત્રે મુંબઇથી ઉપડી અમદાવાદ જતી મુસાફર ટ્રેન ઇટોલા સ્ટેશને બીજી ટ્રેન સાથે અથડાતાં આગથી એકદમ બળી ગઇ હતી જેમાં સેંકડો માણસો બળી મર્યા હતાં.

૨ મર્હુમ શહેનશાહ ઍડવર્ડને સન ૧૯૦૧ માં રાજ્યાભિષેકના દિવસેજ દૈવયોગે ઉદરવ્યાધિ થવાથી રાજ્યાભિષેકની ક્રિયાઓ મુલતવી રહી હતી અને પોતાને પીડા ભોગવવી પડી હતી.

## ૩૪. ઢાલ હોય તો આડી ધરાય.

રાજકાજના સમાજે વિદ્યા હોય છે જો પાસે
છટાદાર સુઅવાજે ભાષણ અપાય છે;
કવિ તણી સભા મહીં વિદ્યા હોય પિંગળની,
મુખે નવ રસ તણી કવિતા રચાય છે;
હોય છે જો તરવાર શત્રુને કરાય ઠાર,
પાસે જો ન હથીઆર માર તો ખવાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
પાસે ઢાલ હોય તો તો આડી તે ધરાય છે.

## ૩૫. ઉજડ ગામમાં એરંડો પ્રધાન.

ટોળી જ્યાં અભણ તણી, અક્ષર આવડે નહીં,
એકડો જે જાણે લખી તેમાં તે વિદ્વાન છે;
નાનાં નાનાં જુઓ ગામ વસે જેમાં ખેતીકાર,
તેમાં મુખી મતાદાર ગામના દિવાન છે;
બાગ તણાં ઝાડ જહીં દેખાય છે એકે નહીં,
જુઓ એવી ભૂમિ મહીં આવળને માન છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ઉજડ ગામમાં ખરે એરંડો પ્રધાન છે.

## ૩૬. પગ તળે રેલો ને પારકી વાત કરવી.

ઝેરી વેરી વ્યભિચારી જુગારી ને દુરાચારી
આપે સૌને શિખ ભારી " બુરી ચાલ છોડવી; "
જુઠું મુખથી ઉચરે, ચોરી કરી ધન હરે,
સૌને ઉપદેશ કરે " ચીજ નહીં ચોરવી; "

દુર્ગુણની ખાણ ખરી, સદ્‌ગુણ મળે ન જરી,
શાને હાથ લાંબા કરી શિખામણ આપવી?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
પગ તળે રેલો અને પરવાત કરવી.

## ૩૭. જેની પાસે દામ તેને સૌ કરે સલામ.

હોય પૂરો ગુણવાન પણ જો ન હોય દામ
જુઓ તેનો નહીં ભાવ ગામમાં પુછાય છે;
જેની પાસે નહીં દામ ભત્રિજો ન કરે કામ,
ભાણો કરે અપમાન, સગાથી તજાય છે;
પૈસાવાળા સૌ પૂજાય, ભલે હોય મૂર્ખરાય,
ખમા ખમા બહુ થાય, સહુ ગુણ ગાય છે;
કહે મહાસુખ સુણો જેની પાસે હોય દામ
કરે તેને સૌ સલામ, પૈસો વખણાય છે.

## ૩૮. ભલાની ભલાઈ અને બુરાની બુરાઈ.

કુલટા સુખે ચહે છે, દુઃખે પતિને તજે છે,
દુઃખ મહીં ભાગ લે છે સુશીલ જે બાઈ છે;
સ્નેહ સજ્જન સંભાળે, દુઃખસમે સુખ આલે,
દુર્જન છોડીને ચાલે, એવી એ સગાઈ છે;
ઉદાર જે લેણદાર છોડે દુઃખી દેણદાર,
નીચ જન કરે ઠાર, બીજો એ કસાઈ છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ભલાની ભલાઇ અને બુરાની બુરાઇ છે.

## ૩૯. આખો લાડુ મોંમાં ન પેસે.

પાંચ ઘોડે સાથે ચડી સ્વારી ન કરાય કદી,
એક પછી એક પછી સુખેથી ચડાય છે;
પાંચ સાત વિદ્યાપાઠ મુખે ન કરાય સાથ,
એકે એકે સાત આઠ પાઠ તો શિખાય છે;
દૂર ગામ એકદમ જતાં ઉડી જાય દમ,
ધીમે ધીમે વિના શ્રમ પંથ સૌ કપાય છે;
કહે મહાસુખ આખો લાડુ મોંમાં નવ પેસે,
કકડે કકડે તે તો જુક્તિથી જમાય છે.

## ૪૦. ચોરાનું નખોદ ન જાય.

પ્રમુખ સભાની માંહે જુદા જુદા બદલાયે,
એક ખસે બીજો આવે, ચુંટણી કરાય છે;
તડમાં તડાધિપતિ કદાપિ જો જાય ખશી
બીજો આવે તેની વતી, કામ ધાર્યું થાય છે;
ચોરાનો મુખી જો મરે તેમાં પીડા કોને અડે ?
પંચ જેને ઉભો કરે મુખી એ નિમાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ગામે ચોરાનું નખોદ કદી નહીં જાય છે.

## ૪૧. હાથનાં કર્યાં હૈયે વાગે.

ગયા ભવ માંહે પાપ કર્યાં હોય જે અમાપ
આપે કષ્ટ પરિતાપ, કાયા રહે દુઃખમાં;
દરેક પ્રસૂતિટાણે અબળા બચે પરાણે,
અંતે પુત્રના બહાને મરે સુવારોગમાં;

અનાજ શેકીને વાવે, ફળ તેથી ક્યાંથી આવે ?
દાણા બીજના ગુમાવે, ભૂલ સુઝે અંતમાં;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
હાથનાં કરેલાં વાગે હૈયે પરિણામમાં.

## ૪૨. આડે લાકડે આડો વેહ.

સજ્જન સમજે સાને, નીચ જન અપમાને,
અબુધ બુધેથી માને, કામ પાર સૌ પડે;
જુઠા સાથે જુઠી જીભે, સાચા સાથે સાચી પ્રીતે,
ફોજદાર એવી રીતે ચોર શોધી પકડે;
આડી રીતે સવળાથી, સીધી રીતે અવળાથી,
એવી રીતે ચાલવાથી બાજી બધી બગડે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સુથાર પાડે છે વેહ આડો આડે લાકડે.

## ૪૩. આંગળીથી નખ વેગળા તે વેગળા.

પોતાના છોકરા પરે માતા કેવું વ્હાલ ધરે,
શૉકના તો ટળવળે ભુખે બિચારા ભલા;
છોકરાં ભાણેજ ભલે ઘર મહીં રહે જમે,
મૂડી છોકરાંને મળે, નબળા કે સબળા;
પોતાનું જો સગું આવે ખાનપાન થાય ભાવે,
પારકાનું સગું લાગે જાણે વળગી બલા;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સદા આંગળીથી નખ વેગળા તે વેગળા.

## ૪૪. તરતો તારે અને ડુબતો ડુબાડે.

સદા ભણતો ભણાવે, રસ્તો શાળાનો બતાવે,
રખડતો રખડાવે, શિખવે છે રમતો;
ચોર ચોરી શિખવે છે, કેફી કેફી બનાવે છે,
સજ્જન તો બોધ દે છે છોડવા કુસંગતો,
શાહુકાર સાચવે છે, વટ ખરો બતાવે છે,
દેવાળીઓ શિખવે છે દેવાળું ઉઝવતાં;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
સદા તરતો તારે ને ડુબાડે છે ડુબતો.

## ૪૫. ટટ્ટુ મારે તેજી કંપે.

આવે ચોર લુટવાને, હઠે નહીં કોઈ બ્હાને,
મારવાથી નબળાને સબળા વેરાય છે;
એક નાના ફટાયાથી લડી તેને હરાવ્યાથી
મોટા રજવાડા આથી પાછા હઠી જાય છે;
લાંચ લેવાના ગુન્હાથી કારકુનો દંડવાથી
અધિકારી ત્રાસ પામી સીધા દોર થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ટટ્ટુ મારે તેજી કંપે દુનિયાનો ન્યાય છે.

## ૪૬. દયા ડાકણને ખાય.

એક વાર પાઈ ચોરે દયા કરી તેને છોડે,
વધે પછી થોડે થોડે, રૂપીઆ ચોરાય છે;
દુષ્ટ જન ગુન્હો કરી છુટો બને કરગરી,
લાગ સાધી સામો ફરી મારવાને ધાય છે;

દુઃખી દેખી ઠગારાને ઘરમાં ઉતારો આલે,
દુઃખીઓ તે દાટ વાળે, ચોરી નાશી જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
વિશ્વે આવી રીતે દયા ડાકણને ખાય છે.

## ૪૭. પારકી આશ સદા નિરાશ.

વિજળીના દીવા કરી રોશની જમાવે ખરી,
તાર તુટી જાય જરી અંધારૂં છવાય છે;
નળદ્વારે પાણી આવે, પાણી લેવું ઠીક ફાવે,
નળ જ્યારે બંધ થાયે તરસે મરાય છે;
ગાડી મળવાની આશે બેસાડૂં દોડતાં ભાસે
ગાડી સીટી મારી નાસે લોકો રહી જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
જગમાં પારકી આશ સદાય નિરાશ છે.

## ૪૮. અકર્મીનો પડીઓ કાણો.

કર્મે જો ગરીબી હોયે પૈસો કોઈ આપે તોએ
છાની રીતે લઈ જાયે ચોર કરી ચોરીઓ;
રાજા આગે રંક માગે, રાજા રીઝી મ્હેલ આપે,
મ્હેલ માંહે આગ લાગે કર્મે જો અભાગીઓ;
કર્મમાં જો હોય સુખ આવે લક્ષ્મી સનમુખ,
કર્મમાં જો હોય દુઃખ સુખી નહીં દુઃખીઓ;
કહે મહાસુખ સુણો ન્યાતના જમણવારે
જુઓ નીકળે છે કાણો અકર્મીનો પડીઓ.

## ૪૯. આગ લાગે ત્યારે કુવો ખોદવો.

ન વિચારે પ્રથમથી, કામ કરે મમતથી,
પસ્તાય છે પાછળથી, દુઃખી દશા થાય છે;
શત્રુ લશ્કરના બળે આવી ગામ ઘેરી વળે,
સજ થવું છેલ્લી પળે, તેથી શું જીતાય છે?
ધન માલને ગુમાવે, ભાન નહીં જરી લાવે;
વૃદ્ધ વયે સાન આવે, દુઃખ નહીં જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
આગ લાગે ત્યારે કુવો ખોદે શું થનાર છે?

## ૫૦. રાજાને ગમી તે રાણી છાણાં વીંણતી આણી.

મોટા જન જે જે બોલે ઠરે તે તે સોના તોલે,
પુસ્તક નજીવાં ખોલે, પણ ઠરે કીમતી;
સરકાર ચાહે જેવા કાયદા ઘડાય તેવા,
હોય ગમે તેવા એવા ઠરે ન્યાયપદ્ધતિ;
જેને જે પસંદ પડે પ્રસન્ન તે તેના વડે,
ભલે લોકો બડબડે, દુનિયા છો નિંદતી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
રાજાને ગમી તે રાણી આણી છાણા વીંણતી.

## ૫૧. ઠામ તેવી ઠીકરી ને મા તેવી દીકરી.

જાત જેવી બીજ તણી જાત તેવી ફળ તણી,
કરી ભૂમિમાં વાવણી ભલે કરો ખાતરી;
રાજબીજ જે છે નર, ધસે છે તે સિંહ પર,
બીજા કંપે થર થર, બની જાય બકરી;

જેવી માબાપની ચાલ તેવી શિખે તેનાં બાળ,
ઘર છે ખરી નિશાળ અવળી કે પાંસરી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ઠામ તેવી ઠીકરી ને માતા તેવી દીકરી,

## ૫૨. જે ચડે દરબાર તેનાં જાય ઘરબાર.

વ્હેંચણ વખતે ભાઇ માને નહીં ઘર માંહી,
પછી કરીને લડાઈ કોરટમાં ધાય છે;
વકીલ હિંમત આપે, કેસ કોરટે ચડાવે,
ફાવે તેટલો લંબાવે, ફોલી સહુ ખાય છે;
થાય છે બેહાલ હાલ, બની જાય પાયમાલ,
કમાણીને મૂડીમાલ બીલમાં વળાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ચડે દરબાર તેનાં ઘરબાર જાય છે.

## ૫૩. ઉલટો ચોર કોટવાળને દંડે.

ચોર ચોરી કરનાર બની મોટો શાહુકાર
સામી કરે ફરીઆદ કચેરીના બારણે;
બાળ બહુ લાતો મારી પછી રડે છે પોકારી,
માર્યો માર્યો બુમ પાડી નાસી આવે આંગણે;
બોધ દેતાં કુલટાને બોધ કુલટા ન માને,
ઉલટી તે અપમાને લગાડે કલંકને;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
અન્યાયે ઉલટો ચોર દંડે કોટવાળને.

## ૫૪. દગા નહીં કીસીકા સગા.

પૈસા પ્રપંચે કમાઇ ધીરે વ્યાજથી લોભાઈ,
 પૈસા જાય તે ઘલાઈ વ્યાજ સાથે મૂળગા;
દોરી જાય પંથ આડે, મિથ્યા સુખ તે પમાડે,
 હલકા અંતમાં પાડે, દગા દુઃખે અળગા;
સહુનું પોકળ ફોડે, મ્હોંકાણ સહુની માંડે,
 કાકા મામાને ન છોડે પાપ પ્રપંચો દગા;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 દુષ્ટ દુઃખદાયી દગા નહીં કીસીકા સગા.

## ૫૫. ફરે તે ચરે ને બાંધ્યો ભૂખે મરે.

ખેતી કરે જે ચોમાસે પાક તેનો સારો થાશે,
 ખેડે નહીં તે વિમાસે, ધાન પાકે ન કશું;
નોકરી વ્યાપાર કામ કરે તે કમાય દામ,
 બેશી રહે ઘરઠામ દેખે નહીં તે વસુ;
કરે છે જે વિદ્યાભ્યાસ વિદ્વાન બને તે ખાસ,
 આળસે જે કરે વાસ જાણે ન અક્ષર શું;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 ફરે તે ચરે ને બાંધ્યો ભૂખે મરે આળસુ.

## ૫૬. ટીંપે ટીંપે સરોવર ભરાય.

મળી નાનાં રજકણો બનાવે છે મોટાં રણો,
 પાર નહીં ધૂળ તણો, જમાવ શો થાય છે!
શિલાઓ મળીને સંગ રચે ગિરિવર અંગ,
 ઉંચાઈમાં ગિરિશૃંગ ગગનમાં જાય છે;

પાળ અને કાંકરાથી, વસ્ત્ર અને તાંતણાથી,
પૈસે પૈસો મળવાથી ખજાનો પૂરાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ટીંપે ટીંપે સરોવર સર્વદા ભરાય છે.

## ૫૭. મિત્ર ને સ્ત્રીની પરીક્ષા સંકટસમે થાય છે.

પાસે પૈસો હોય જ્યારે મિત્રો ઘણા આવે ત્યારે,
કહે ખમા ખમા ભારે, ગુણ ગીતે ગાય છે;
નમે પ્રતિ દિને નારી પાણી સાટે દુધ લાવી,
પૂરા પ્રેમે ખવરાવી પછી પોતે ખાય છે;
જ્યારે રંક દશા થાય મિત્ર એકે ન દેખાય,
નારી પિયરમાં જાય, સ્નેહી તજી જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
મિત્ર ને સ્ત્રીની પરીક્ષા દુઃખસમે થાય છે.

## ૫૮. વિદ્યા એજ ખરૂં ધન છે.

વિદ્યા ખુટાડી ન ખુટે, લુટારા કદી ન લુટે,
છાની રીતે રહે સુખે, નહીં તે ચોરાય છે;
વેપારે વધે છે જર, ખાદ તેમ ખરેખર,
નાણાં મળે તોએ ડર જવા તણો થાય છે;
વિદ્યાધનનો વેપાર લાવે ખાદ ન લગાર,
વધે વાપરે અપાર, આપ્યાથી ન જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
વિદ્યા એજ ખરૂં ધન વિશ્વમાં ગણાય છે.

## ૫૯. જીભ ઝેરી તો મુલક વેરી.

રટે મુખે પ્રભુનામ મળે તેને સુખધામ,
  આપે પ્રભુ સૌ આરામ, દુઃખ દૂર જાય છે;
વદે જીભ શાણી વાણી, બોલ બોલે માપી માપી,
  લોક યશ ગાય ગાજી, જગ્તે તે પંકાય છે;
જીભ જો ઉચરે ગાળ સામી પડે છે પસ્તાળ,
  વિશ્વ વિશે સદા કાળ સૌથી ધિક્કારાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  જીભ ઝેરી તો મુલક વેરી નક્કી થાય છે.

## ૬૦. પથ્થર સાથે રત્ન પછાડવું.

પુત્રી હોય વિદ્યાવાન હોય સારી ગુણવાન
  લગ્ન કરો લઈ દામ મૂરખની સાથ તે,
સાંભળીને રંક ભંગી તણી વાણી નવરંગી
  આપો ઘોડા હાથી જંગી ગણીને ઈનામ તે,
બુદ્ધિ નહીં બોલવાને વાંચી લખી નવ જાણે,
  આપો શાસ્ત્રો વાંચવાને જોઈ એનો ઠાઠ તે,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  પથ્થરની સાથે રત્ન પછાડ્યા સમાન તે.

## ૬૧. વાર્યું ન કરે તે હાર્યું કરે.

સુખમાં ન માને બોધ, ઉલટો કરીને ક્રોધ
  માંડે સહુથી વિરોધ, પ્રભુ સ્મરે ન જરી;
જ્યારે વૃદ્ધ વય થાય પીડાય પીડાથી કાય
  ત્યારે પૂરો તે પસ્તાય, થાય તેને ખાતરી;

આપે શિખ ભણવાને, શિખ નહીં ઉર આણે,
  મોટી વયે પછી માને શિક્ષા તે ખરેખરી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  વાર્યું ન કરે તે હાર્યું કરે પસ્તાવો કરી.

## ૬૨. વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

દીવેલ જો પાત્ર મહીં બળે દીવો સ્થિર રહી,
  પ્રકાશ આપે છે સહી, શાન્ત તે જણાય છે;
જે સમે દીવેલ ઘટે કુદાકુદ દીવો કરે,
  લાંબો ઝ્હોળો બહુ બને પછી ઓલવાય છે;
જ્યારે મૃત્યુ પાસ આવે જન અભિમાન લાવે,
  ફૂલ બહુ બતલાવે, પછી મરી જાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  નાશ કાળે વિપરીત બુદ્ધિ નક્કી થાય છે,

## ૬૩. ન બોલ્યામાં નવ ગુણ.

સરખા બે બોલનાર ત્યારે થાય તકરાર,
  એક કરે ન ઉચ્ચાર બીજો બંધ થાય છે,
નહીં બોલવાથી મુખે માથું કંઠ નહીં દુખે,
  મુખ જીભ રહે સુખે, નિરાંતે ઉંઘાય છે,
પેટની ન વાત જાય, લડાઇ ન લાંબી થાય,
  ઝગડાનો આવે પાર, ગુણ લોક ગાય છે,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  ન બોલ્યામાં નવ ગુણ એ રીતે ગણાય છે.

## ૬૪. સાપ ગયા ને લીસોટા રહ્યા.

ધન્વંતરી હોય નામ, પણ નહીં તેવાં કામ,
  ગુણ નહીં પણ આમ નામ તો ગણાય છે;
જનોઇની ક્રિયા રહી, ખરી કાશી[1] ઉડી ગઈ
  પાછા વળે દોડી જઈ, કાશી એ મનાય છે;
જાગીરી દેસાઇ તણી, સુબાગીરી સુબા તણી
  કાળથી તણાઈ ગઈ, નિશાનીમાં નામ છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  સાપ ગયા પણ તેના લીસોટા જણાય છે.

## ૬૫. પ્હેલી પૂજા દેવની ને પછી પૂજા પેટની.

પ્રીતિ થકી અતિથિને પ્રથમથી જમાડીને
  પોતે જમવું પછી તે નિશાની વિવેકની;
મોટાને પ્રથમ આપી પછી પોતે પીવું પાણી,
  શોભા આમ કરવાથી વધે નિજ જાતની;
સર્વોપરી દેવ સહી, સેવ તેની કરી ખરી,
  અન્ન ધરો સુખ મહીં, ફરજ એ આપણી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  પ્હેલી પૂજા દેવની ને પછી પૂજા પેટની.

---

૧ પ્રાચીન કાળમાં બ્રાહ્મણો પોતાના છોકરાને જનોઈ આપી કાશ ભણવા સારૂ મોકલતા હતા અને ભણી રહ્યા બાદ તેના મામા તેને ત્યાંથ તેડી લાવી પરણાવતા હતા, હવે કાશી ભણવા જવાની નિશાનીમાં જનોઇ દીધા પછી છોકરાને હાથમાં દંડ આપી ચકલે ઉભો રાખે છે, છોકરે ત્યાંથી જાણે કાશી ભણવા જતો હોય તેમ દોડીને નાસી જાય છે, પછ તેના મામા પાછળ જઇ તેને ત્યાંથી ઉંચકીને ઘેર તેડી લાવે છે.

## ૬૬. સપુતથી સુખ અને કપુતથી દુઃખ.

શાણો પુત્ર દિનરાત સેવે નિજ માત તાત,
કહે જે જે પિતામાત રસ્તે તે તે જાય છે,
કદી નહીં લોપે આણ, કામ કરે આપી માન,
પુત્રો આવા કુળવાન દીવા કહેવાય છે,
કુપુત્ર મારે છે માર, માબાપને ન આરામ,
કરે સદા તકરાર, લડી જુદા થાય છે,
કહે મહાસુખ સુણો માબાપને દુનિયામાં
સપુતથી સુખ અને કપુતથી દુઃખ છે.

## ૬૭. દાતાર ને સોમનો વરો સરખો.

દાતાર ઉદારતાથી ન્યાતવરો કરવાથી
જશ પામે સ્નેહી સાથી આપે ખરી સ્હાયતા,
કરપી કસર કરે માલ ઉલટો બગડે,
ફરી તે કરવો પડે, લોકો ફરે નિંદતા,
દાતારનું સદા વધે, સોમનું જમણ ઘટે,
ફરી બમણું બગડે, મુકે પછી મમતા,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
દાતાર ને સોમ તણો વરો સરખો સદા.

## ૬૮. છોકરાંથી છાશ નહીં પીવાય.

બકરી વાઘની સાથ કદાપિએ નહીં થાય,
કદી જો લડવા જાય પ્રાણ તેનો જાય છે;
કવિજન સભા મહીં માન પામે કાવ્ય કહી,
અભણ જો બોલે જઈ હાંસી તેની થાય છે;

શિલા દસ મણ તણી પુરૂષ ખસેડે સહી,
 બાળ થકી કદી નહીં જરા ખસેડાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 છોકરાંથી છાશ નહીં કદાપિ પીવાય છે.

## ૬૯. લોહબાણ થકી શબ્દબાણ ખરાબ છે.

જતાં દુશ્મનની આગે કદાપિ જો શસ્ત્ર વાગે
 શસ્ત્રઘા મલમપાટે જલ્દીથી રૂઝાય છે;
લડાઈ જ્યાં સામ સામે નીચ શબ્દો તણી જામે
 શબ્દઘાવ ઘણો સાલે, મટી નવ જાય છે;
વેરબીજ વાવનાર, સંપ જંપ હરનાર,
 વિશ્વમાંહે એવી ગાળ સર્વદા ગણાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 લોહબાણ થકી શબ્દબાણ તો ખરાબ છે.

## ૭૦. ઉગતાને સહુ માને.

રંક સ્થિતિ જ્યારે ભાસે મિત્રો નહીં આવે પાસે,
 સ્નેહ તોડી સહુ નાસે, તજી દઈ જાય છે;
જ્યારે સ્થિતિ સારી લાગે સ્નેહીની ધમાલ જાગે,
 દુધ મળે પાણી સાટે, ગુણ સહુ ગાય છે;
જ્યારે આકાશે સવારે સૂર્ય ઉગી તેજ મારે
 નમી નરનાર ત્યારે વંદી ખુશ થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
 ઉગતાને સહુ માને દુનિયાનો ન્યાય છે.

### ૭૧. રહે આપથી નહીં તો જાય સગા બાપથી.

મન ખરૂં નહીં આલે, શું શું બોલે શું શું ચાલે,
મૂળ નારીનું પાતાળે, માને નહીં મારથી;
સાસરામાં પિયરનું, પિયરમાં સાસરાનું
ખોટું એવું કાઢી બ્હાનું જાર રમે યારથી,
છોડીને આવે છે તાવ જાણે એવું તેનો તાત,
પણ હોય ગર્ભપાત પીડાય એ પાપથી,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
રહે આપથી નિકર જાય સગા બાપથી.

### ૭૨. શેરના માથે સવા શેર.

બકરીથી જીતે ગાય, વાઘ થકી હારી જાય,
વાઘ દેખી સિંહરાય ડરી નાશી જાય છે;
ફટાયાથી દરબાર, દરબાર થકી રાય,
રાય થકી મહારાજ બળીઆ મનાય છે;
'કોઇ નહીં હું સમાન' એ ન ચાલે અભિમાન,
બળીઆથી બળવાન પૃથ્વીમાં ઘણાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
શેર માથે સવા શેર દુનિયાનો ન્યાય છે.

### ૭૩. અક્કલ બડી કે ભેંશ ?

મતિ અતિ ખીલે જ્યારે ચલાવીએ તેવી ચાલે,
ગાડી ગિરિમાં દોડાવે ખોદી ગુફા સાંકડી;
ફોજને કંપાવે કળે, ભૂમિથી ગગને ચડે,
હાંકે હીકમતબળે ગામ એકે લાકડી;

ભેંશ અતિ ખીલે જ્યારે નાસે દોડે બાજુ ચારે,
ઝાડ સાથે માથું મારે, માથું ફોડે છે લડી;
કહે મહાસુખ સુણો હકીકત જાણી લઇ
કહો કરી વિચાર ભેંશ કે અક્કલ બડી ?

## ૭૪. ઢાંકણીમાં પાણી લઇને બુડી મરવું.

ભાઇ બડા મુછવાળા, વ્યસની ને કેફવાળા,
બાળ જેના પાડે ચાળા બોલી ધિક્ક ધિક્ક છે;
ભાઇમાં ન મળે જ્ઞાન, અક્કલમાં તે હેવાન,
નારી ભણેલી વિદ્વાન જેહની અધિક છે;
બોલવામાં બહુ લવે, કરવામાં પાછો હઠે,
જાય નાશી અણી સમે એવી જેને બીક છે;
કહે મહાસુખ સુણો એવા મોટા મુછાળાને
ઢાંકણીમાં પાણી લઇ બુડવું એ ઠીક છે.

## ૭૫. ઉજળું એટલું દુધ નહીં.

શોભા ઇંદ્રવણી તણી નારંગીથી ચારગણી,
પણ કડવાશ ઘણી અંદર તે ફળની;
ફણીધર તણો મણિ શોભા શિરે જેની ઘણી,
લેવા જતાં મણિ ગણી પીડા આવે ડંખની;
ઉપરની શોભા ખોટી ભલે દેખાવમાં મોટી,
ગ્રાહક થવું કસોટી કરી તેના ગુણની;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ઉજળું એટલું દુધ પીવું નવ તે ગણી.

## ૭૬. બળીઆ સાથે બાથ ન ભીડવી.

બાથ બાવળીઆ સાથ ભીડે વાગે કાંટા હાથ,
  ત્યારે ભીડવાને બાથ શિદ મતિ કરવી ?
બળ વિના વાઘ સાથે લડવાથી પ્રાણ જાયે,
  ત્યારે સામે લડવાને શિદ હામ ધરવી ?
અક્ષર લખી ન જાણે વિદ્વાનની ભૂલ કાઢે,
  પછી માન ખુએ ત્યારે શિદ ભૂલ કાઢવી ?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  કદાપિ બળીઆ સાથે બાથ નહીં ભીડવી.

## ૭૭. આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય.

બીજો મુખે પાઠ પઢે શિદ તે પોતાને ચડે ?
  શ્રમ વિના ન આવડે, કદી ન ભણાય છે;
નિજ પેટ મહીં ભુખ અન્ન મુકે પરમુખ,
  તેથી કદી ભુખદુઃખ પોતાનું ન જાય છે;
ભણવાનું હોય દિલ, શ્રમ પોતે લે નહીં જ,
  બીજો ભણે તેમાં નિજ ભલું શું થનાર છે ?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
  આપ મુઆ વિના કદી સ્વર્ગે ન જવાય છે.

## ૭૮. કર કરનારો જાય પણ કર ન જાય.

કસાઈ કુકર્મી અરિ જો કે જાય પોતે મરી,
  તેનાં કુકર્મની છરી જરી ન ઘસાય છે;
મરે ગમે તેવો પ્રાણી ભલે રંક રાય રાણી,

તેના કામની નિશાની કદી ન ભુસાય છે;
રાજા નાખે પ્રજા પરે કર તેને જે જે ગમે,
રાજા જો કે દેહ તજે કર તો લેવાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
કર કરનારો જાય કર નવ જાય છે.

## ૭૯. ગયો વખત ફરી આવતો નથી.

સુણો બાળજનો તમે! સમો આ ભણ્યાનો વહે,
લઘુ વૃક્ષ વાળ્યું વળે, વડું ન વળાય છે;
લઘુ વય શ્રમ લઇ કેળવો સૌ વિદ્યા દઇ,
લઘુ વય ફરી નહીં જરી મળનાર છે;
મોટી વયે ન ભણાય, ભવ બધો વૃથા જાય,
અંતમાં પસ્તાવો થાય, દુઃખ દિલે થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ગયેલો વખત ફરી નહીં આવનાર છે.

## ૮૦. ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે

પોતે રાય ચોર મહીં, ચોરી કરે તેને પછી,
સમજાવે બોધ દઇ "ચોરી શીદ આદરે?"
પાપી પોતે કરે પાપ, પાપનું ન રાખે માપ,
પાપીને દે બોધ આપ "પાપભાર શું ભરે?"
બકરીથી ડરી મરે, પૂરો ભયભિત બને,
બોધ કરે બીકણને "વાઘ થકી શું ડરે?"
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ડાહી સાસરે ન જાય બોધ ઘેલીને કરે.

## ૮૧. કરણી તેવી પાર ઉતરણી.

કરવાથી વિદ્યાદાન પાળવાથી રંકપ્રાણ,
માનજો તે અવસાન સ્વર્ગની નિસણી છે;
રંક તણા જીવ હણી, મુખથી અસત્ય ભણી,
પાપ કરે તે તો ખરી રીત નર્ક તણી છે;
સુકર્મનાં સારાં ફળ, બુરા તણાં બુરાં ફળ,
આવે સદા તેવાં ફળ જેવી જ વાવણી છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
જેવી કરણી જ તેવી પાર ઉતરણી છે.

## ૮૨. ચડતી પડતી ચાલી જાય છે.

કોઈ સમે દાવ ફાવે વેપારમાં નફો લાવે,
કોઈ સમે ખાદ આવે, એમ સદા થાય છે;
કોઇ સમે હાય હાય ઘર માંહે ઉચરાય,
કોઇ સમે લગ્ન થાય, ગાયન ગવાય છે;
શુક્લ પક્ષે કળા ચડે, ચંદ્ર ખીલે કળા વડે,
પાછી કૃષ્ણ પક્ષે પડે, એવો તેનો ન્યાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ચડતી પડતી પ્રતિ દિને ચાલી જાય છે.

## ૮૩. ઓખડ ગળ્યું ન હોય.

શાણા શિખામણ આપે ચોરી નહીં કરવાને,
ચોર શિખ નવ માને, કરે સદા ચોરી તે;
પકડાય, માર ખાય, જ્યારે કેદમાં પૂરાય,
ત્યારે પૂરો તે પસ્તાય, શિખ માને સારી તે;

પ્હેલાં જાણે ઝેરવાળી શિખામણ લાગે ખારી,
કિન્તુ દુઃખ હરનારી, સદા સુખકારી તે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ઓષડ ગળ્યું ન હોય પણ ગુણકારી તે.

## ૮૪. નેવાનાં પાણી મોભે ન ચડે.

ઉદારનું મન ખરે સાગર સમાન રહે,
ગમે તેવું કોઇ વદે પેટમાં સમાય છે;
નદીઓ મળે અનેક સાગર ન રેલે એક
તેમ દાતારની ટેક નવ બદલાય છે;
કુલટા રમે છે કોડે, પ્રેમ જોડે અને તોડે,
સતી શીલ નહીં છોડે ભલે દુઃખ થાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
નેવા તણાં પાણી કદી મોભે નહીં જાય છે.

## ૮૫. ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર.*

ઝાડ તુટે તાણવાથી, વધે નહીં ખેંચવાથી,
ધીમે ધીમે વધવાથી વૃક્ષ બની જાય છે;
ફળ ઉતાવળ કરે પાકે નહીં પણ સડે,
ધીમે ધીમે શાન્તિ વડે પરિપક્વ થાય છે;
એક સાટે ચાર લાવે, શાને બદલે શું આવે,
કાળ બમણો ગુમાવે, નફો ન પમાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર છે.

---

* આ કહેવતના દૃષ્ટાંત માટે વાંચો સચિત્ર કાવ્ય પૃષ્ટ ૧૫૩

## ૮૬. અતિ લોભ તે પાપનું મૂળ.

હાથ અંદર સમાય ફળ તેટલાં લેવાય,
 કદાપિ બે વધુ મ્હાય, ચારે સૌ વેરાય છે;
માપ કરતાં જો આવે પાણી વધારે તળાવે,
 નવા સાથે જુનું જાયે, ખાલી સર થાય છે;
મિતાહાર થકી નક્કી દેહ સુખી રહે ટકી,
 અધિક આહાર થકી જીવ ગભરાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
 અતિ લોભ તે પાપનું મૂળ તો મનાય છે.

## ૮૭. ફુલ નહીં તો ફુલની પાંખડી.

પાસે જો ન હોય સારૂં દાન દેવા રૂપાનાણું
 રંક તણા સુખ સારૂ પાઇ દાન આપવી;
ઘણાથી ન પ્રભુ રીઝે, થોડા થકી નવ ખીજે,
 જેવી જેની શ્રદ્ધા દિસે તેવી ગતિ જાણવી;
મોટા હાર દામ દઇ લેવા જો ન જોગવાઈ
 થોડાં છુટાં ફૂલ લઈ દેવસેવા કરવી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
 ફૂલ નહીં તો ફૂલની પાંખડી ચડાવવી.

## ૮૮. કુવામાં હોય તો હવાડામાં આવે.

જ્ઞાન નહીં જરી મળે ભાષણ તે કેમ કરે?
 વિદ્વાન જે જ્ઞાન ધરે ભાષણ તે આપશે;
દામ નહીં પાસ ખોટો, ખાવા અન્ન તણો તોટો,
 માગે લેણદાર મોટો, ક્યાંથી કહો લાવશે?

કુવામાં ન ભાસે પાણી, કોસ પાસે પાણી જાણી,
કહો ક્યાંથી ખેડુ પાણી કોસમાં મેળવશે?
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
પાણી કુવામાં હોય તો હવાડામાં આવશે.

### ૮૯. પાણી પીધા પછી ઘર પૂછવું.

દસ્તાવેજ કરી આપી સહી આપી હાથ કાપી,
પછી વકીલને લાવી સલાહ પુછાય છે;
મારે નિજ પાલકને, ગુણ તેના નવ ગણે,
તેની જ્યારે ખપ પડે દુઃખચારી થાય છે;
વિચારી નહીં લગાર મુખમાંથી કાઢે ગાળ,
પછી કરીને વિચાર ઉરમાં પસ્તાય છે;
કહે મહાસુખ સુણો આવાં કૃત્ય માની લેજો,
પાણી પીધા પછી ઘર પુછવા સમાન છે.

### ૯૦. વખાણી ખીચડી દાંતે વળગે.*

વખાણ્યાથી ધરનાર વિદ્યાર્થી કિંકર બાળ
વિશેષ ભવિષ્યકાળ લડી વઢીને ઠગે;
શરમ ન રાખે રતિ, ફૂલ્યાં રહે વખાણથી,
માન રાખતાં તે નથી નગરમાં કો જગે;
સરસ વખાણ્યાં તાજાં ભોજન ગરમ ઝાઝાં
સુખે સ્વાદ થકી ખાતાં લ્હાય અતિ સળગે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
અહોનિશ વખાણી ખીચડી દાંતે વળગે.

---

* આ કહેવતના દૃષ્ટાંત માટે વાંચો સચિત્ર કાવ્ય પૃષ્ટ ૧૫૧

## ૯૧. નબળો પુરૂષ રાંડ પર શૂરો.

નારીમાં ન બુદ્ધિ મળે, પતિ કહે રીસ ચડે,
 રીસ કાઢે બાળ પરે, એવી તેની રીસ છે;
વિદ્યારથી પાઠ પઢે, કદી જો ન મુખે ચડે,
 પુસ્તક પછાડયા કરે, એવોજ મિજાજ છે;
કદી ગાડીવાન પરે ખીજી શેઠ રીસ કરે,
 રીસમાં હેવાન મરે, એવા ગાડીવાન છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
 નબળો પુરૂષ રાંડ પર શૂરો હોય છે.

## ૯૨. ઝાઝી કીડીઓ સાપને તાણે.

એક બે કાંટાને કોઇ ગણે નહીં પંથ માંહી,
 કાંટા તણી વાડ જોઈ સહુ દૂર જાય છે;
જળબિંદુ તણી કંઈ શક્તિ દુનિયામાં નહીં,
 પણ જળપૂર મહીં નગરો તણાય છે;
એક નર થકી જરી નહીં ધ્રૂજે કદી અરિ,
 નરફોજ થકી ડરી શત્રુ હાર ખાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
 ઝાઝી કીડીઓ સાપને તાણે એવો ન્યાય છે.

## ૯૩. ડુંગરા દૂરથી રળિયામણા.

વાઘ વરૂ વિકરાળ દૂરથી દિસે છે સાર,
 પાસેથી તે ભીતિકાર પ્રાણ લઇ જાય છે;
ચંદ્ર ને સૂર્ય આકાશે તારા દૂર દિવ્ય ભાસે,
 આવે જો પૃથ્વીની પાસે ઉતપાત થાય છે;

ગિરિ જુઓ જઇ પાસે મહાન શિલાઓ ભાસે,
શિકારી પ્રાણીના ત્રાસે ભયથી ધ્રુજાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ડુંગરા દૂરથી રળિયામણા દેખાય છે.

## ૯૪. એક હાથે તાળી ન પડે.

દેશના સુધારા મહીં એકનું ન ચાલે કંઈ,
ઘણા જન ભેગા થઈ કરે તે મનાય છે;
જુઓ ભાઈ આજકાલ વાંચો સભાના હેવાલ
વધુ મતથી નિકાલ કામના કરાય છે;
દરખાસ્ત એક તણી ટેકા વિના ટકે નહીં,
ટેકો મળે ત્યારે જરી કાગળે લખાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
એક હાથે તાળી કદી નહીં પડનાર છે.

## ૯૫. ન જાને જાનકીનાથ પ્રભાતે કિં ભવિષ્યતિ.

ભ્રમર કમળવાસે રહે પ્રભાતની આશે,
રાત રહી પદ્મપાશે મરી પૂરો થાય છે;
નહીં હોય દુઃખ નસે, સુખમાં શરીર વસે,
સાપ આવી રાત્રે ડસે, પ્રાણ ઉડી જાય છે;
વાત કોઇ ભવિષ્યની જગ મહીં જાણે નહીં,
ફેરફારી પળ મહીં નજરે દેખાય છે;
કહે મહાસુખ સુણો "ન જાને જાનકીનાથ!
પ્રભાતે કિં ભવિષ્યતિ" કથન કથાય છે.

---

* હે જાનકીનાથ! સવારે શું થવાનું છે તે હું જાણતો નથી.

## ૯૬. ગધેડા ઉપર અંબાડી.

આપે જંગલીને રાજ જે ન જાણે રાજકાજ,
છોડી રાજબીજ બાળ રાજના લાયક જે,
ઝુંપડી બે બદામની, શોભા નહીં ઘાટ તણી,
સોના થકી દ્વાર મઢી દામ ખરચાય જે,
શ્વાન વસ્ત્ર થકી ભારી સારી રીતે શણગારી
સુવર્ણના મનહારી હાર પ્હેરાવાય જે,
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
ગધેડા પર અંબાડી મુકયા બરાબર તે.

## ૯૭. ઠોકર વાગે ત્યારે સમજણ આવે.

જીવ હોય જ્યારે સુખે રતિ મતિ નવ સુઝે,
જીવ પડે જ્યારે દુઃખે આવે હૃદયે મતિ;
ઘરનું ન રાખે ભાન, આસપાસ ચોરી થાય;
જ્યારે પોતાનું ચોરાય હાથ ઘસે વળતી;
યુવાનીના તોર મહીં ઇશ્વરને ગણે નહીં,
સ્મરે પ્રભુ જ્યારે ખરી આવે જરા નમતી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ,
ઠોકર વાગે છે ત્યારે સમજ આવે અતિ.

## ૯૮. આહાર એવો ઓડકાર.

વદો મુખે જેવી વાણી છાપ તેવી પડવાની,
બુરાની બુરી નિશાની, સાર થકી સાર છે;
પુણ્ય થકી સ્વર્ગધામ, પાપ થકી નર્કઠામ,

કર્યું હોય જેવું કામ તેવું તો થનાર છે;
લસણ તણો આહાર ખોટો લાવે ઓડકાર,
કસ્તુરીનો ખુશકાર સાર આવનાર છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
પેટમાં જેવો આહાર એવો ઓડકાર છે.

## ૯૯. બેસવાની ડાળ ભાગવી નહીં.

જેના વડે શાન્તિ થઇ આપદા સઘળી ગઇ
ન્હાવું બુરૂં તેનું નહીં, પ્રીતિ પૂરી રાખવી;
કૃતઘ્ની ન થવું કદા, કૃતજ્ઞી રહેવું સદા,
આવે ભલે ને આપદા બુદ્ધિ ન બગાડવી;
ડાળ પર પોતે ચડે, કાપે તે કુહાડી વડે,
ડાળ સાથે પોતે પડે, પીડા હાથે પામવી;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
કોઇ કાળે બેસવાની ડાળ નહીં ભાગવી.

## ૧૦૦. એકડા વિના સો મીડાં નકામાં.

લશ્કર છે બળવાન, પણ ન જો આગેવાન
કુવામાં પડે તમામ; હાર પૂરી ખાય છે;
સુંદરી શોભામાં સારી, સર્વ અંગ મનોહારી,
પણ શીલ માંહે ખામી, શોભા મારી જાય છે;
કવિતા ઝમકવાળી, ઝડઅનુપ્રાસવાળી,
પણ જો ન ભાવવાળી, નકામી દેખાય છે;
કહે મહાસુખ સુણો કથન કથાય જુઓ
એકડા વિના સો મીડાં નકામાં ગણાય છે.

# ભૂલશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

ઉપકારકો સજ્જન કરે સંકટ સમે જો તમ પરે,
ઉપકારનો બદલો કદાપિ વાળવો ભૂલશો નહીં. ૧
બદલો કદાપિ નવ વળે, તેવો સમય કદી નવ મળે,
કિન્તુ તમારા હૃદયથી ઉપકારીને ભૂલશો નહીં. ૨
કદી કોઇને આપો વચન, તો પાળવું નિશ્ચે કથન,
કદી પાળતાં દુઃખ થાય તો પણ વચન તે ભૂલશો નહીં. ૩
દેવું કીધું જો કોઈનું તો આપવું સંતોષથી,
બારીકી શોધી કાયદાની આપવું ભૂલશો નહીં. ૪
કદી કોલ પુનર્લગ્નનો વિધવાથી કીધો પ્રેમમાં,
તો લગ્ન કરવું તે પ્રમાણે પ્રેમને ભૂલશો નહીં. ૫
શ્રીમંત મોટા જો બનો ભાગ્યોદયે દુનિયા મહીં.
તો પોષવા નિરાશ્રિતોને હૃદયથી ભૂલશો નહીં. ૬
બુદ્ધિ અને શકિત મહીં બળવાન બહુ કદી જો બનો
આ દેશનો ઉદ્ધાર કરવા હૃદયથી ભૂલશો નહીં. ૭
બાહોશ ધારાશાસ્ત્રી કે બાહોશ ડૉકટર જો બનો,
દૃષ્ટિ કૃપાની દીન પરે દર્શાવવા ભૂલશો નહીં. ૮
રાજા મહા સુખી હો કદી તો ગર્વમાં નવ મ્હાલતા,
વ્હાલી પ્રજાને નિત્ય પ્રેમે પાળવા ભૂલશો નહીં. ૯

## કરશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

જે કામ મનહર ઉપરથી, પણ દુઃખદાયી ભીતરમાં,
પરિણામ દુઃખમય લાવવાને કામ તે કરશો નહીં. ૧

વય જ્ઞાન ને બુદ્ધિ તણાં એવાં કજોડાં જે દિસે,
તે વર અને કન્યા તણાં લગ્નો કદી કરશો નહીં. ૨

અંકાય કીંમત મિત્રથી સારી નઠારી જગ મહીં,
જે મિત્રથી કીંમત ઘટે તે મિત્ર કદી કરશો નહીં. ૩

જુગાર સમ સટ્ટો ખરે, સૌ ભાવ ઘડી ઘડીમાં ફરે,
લોહી ઉકાળે પળ પળે, સટ્ટો તમે કરશો નહીં. ૪

માશૂકથી મ્હોબત થઇ તો પાળવી આખર સુધી,
નથી તેમ કરવા શક્તિ તો મ્હોબત તમે કરશો નહીં. ૫

શત્રુનું બળ જોયા વિના લડવાની ઇચ્છા થઈ રહી,
નવ શસ્ત્ર પાસે યુદ્ધનાં તો યુદ્ધ કદી કરશો નહીં. ૬

વિમાસવું જેથી પડે, જે હૃદયને ડંખે અરે,
ને હૃદય જેની ના કહે તે કામ કદી કરશો નહીં. ૭

નૈતિક બળ જો હોય તો સાચા સુધારા હાથ લો,
જો દંભ કરવો હોય તો તે કામ કદી કરશો નહીં. ૮

મૃગજળ પીવા હરણો ધસે, રખડી મરે તરસે અરે,
જેમાં મહા સુખ સાચું નવ છે કામ તે કરશો નહીં. ૯

## ડરશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

દુનિયાથી ડરવું હોય તો તે કામ કદી કરવું નહીં,
કદી કામ કરવું ધાર્યું તે તો લોકથી ડરશો નહીં. ૧

વિઘ્નો ઉભાં દુનિયા કરે, ઉપાધિઓ ઘેરી વળે,
જો હોય શક્તિ સહન કરવા વિઘ્નથી ડરશો નહીં. ૨

સૌ બોલવું તો સ્હેલ છે પણ વર્તવું મુશ્કેલ છે,
મુશ્કેલીની પરવા નહીં તો કોઈથી ડરશો નહીં. ૩

વિધવાની સંગે લગ્ન કરવા કોઇ હીંમત જો કરે,
તો ન્યાતની કે જાતની પરવા કરી ડરશો નહીં. ૪

સાક્ષી તરીકે ન્યાયના દરબારમાં જાવું પડે,
સાચી જુબાની આપવા દરબારમાં ડરશો નહીં. ૫

વેઠે રીબાતા વેઠીઆ દેખી દયા દર્શાવજો,
તે વેઠમાંથી તેમને છોડાવવા ડરશો નહીં. ૬

લગ્નો અઘટતાં થાય ને કન્યા અરે વેચાય જ્યાં,
હીંમત ધરી રીવાજ તેવા તોડવા ડરશો નહીં. ૭

કૈં ધર્મના બ્હાના નીચે પાખંડ જે ખેલાય છે,
તે બ્હાર લાવી તોડવા કદીએ તમે ડરશો નહીં. ૮

નીડર થવું જો હોય તો સુખભોગ દેવા શીખવું,
દુઃખમાં મહા સુખ માનવું ને મૃત્યુથી ડરશો નહીં. ૯

## બનશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

કુમારિકા કે વિધવાથી પ્રેમથી જોડાઈને
જો વચન દીધું લગ્નનું તો બેવફા બનશો નહીં. ૧

પોતાનું જોખમ ટાળવા આગળ કદી તમને કરે,
તેવા સમે તેના તમે હથિયાર રૂપ બનશો નહીં. ૨

દરખાસ્ત કદી વિરોધની મૂકાય જો પરિષદ્ મહીં
ડરીને સભાથી મૌનની મૂર્ત્તિ સમા બનશો નહીં. ૩

જ્યાં હાસ્ય ને વિનોદરસની ખૂબ ચર્ચા થાય છે,
ત્યાં કો બનાવી જાય તો તેવા સમે બનશો નહીં. ૪

કદી દૈવયોગે વ્યસની મંડળમાં તમે આવી ચડયા,
તો કાબુ રાખી મન ઉપર વ્યસની તમે બનશો નહીં. ૫

ભાઈ સમી પ્રીતિ ઉપરથી રાખી કો વર્તે રમા,
ફંદે ફસાવે તે સમે વ્યભિચારી કદી બનશો નહીં. ૬

છે ક્રોધ અવગુણ કારમો તે ભાન ભૂલાવે અરે,
સહસા કરાવે કર્મ તે, ક્રોધી કદી બનશો નહીં. ૭

કદી સ્નેહ કીધો કોઇથી તો શુદ્ધ અંતર રાખજો,
પણ સ્વાર્થની જો તક મળે તો સ્વારથી બનશો નહીં. ૮

સ્વીકારી સેવા જે તણી તેની કરો ભક્તિ ખરી,
દુઃખ કે મહા સુખમાં ભલે હો બેવફા બનશો નહીં. ૯

# ચુકશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

અભ્યાસ મોટી વય મહીં કરવો મહા મુશ્કેલ છે,
શિશુવય સદા અભ્યાસની, તે તક તમે ચુકશો નહીં. ૧
વરસાદ ને નક્ષત્ર પર ખેતી તણો આધાર છે,
ખેડી ભૂમિ ખી વાવવાની તક તમે ચુકશો નહીં. ૨
મૈત્રી કીધી જો કોઇથી તો પાળવી તે હૃદયથી,
સંકટ પડે તો સ્હાય દેવાને તમે ચુકશો નહીં. ૩
માતાપિતા પાલન કરી ઉછેરીને મોટા કરે,
જો તક મળે ઘડપણ મહીં સેવાની તો ચુકશો નહીં. ૪
મછવા તરે નવ ઓટમાં, ભરતી મહીં જુઓ તરે,
જવું હોય જો મછવા મહીં ભરતી તમે ચુકશો નહીં. ૫
શુભેચ્છકો સદ્બોધ દે હિત આપણું દર્શાવવા,
વિચાર કરવો તે ઉપર પણ સમયને ચુકશો નહીં. ૬
દુશ્મન અને વેપારની પીઠ કો સમે આવી ચડે,
આવી ચડે તો લાભ લેવાનો સમય ચુકશો નહીં. ૭
દુનિયા કહે "ચુકયો અણી તે સો વરસ જીવે સહીં,"
બચવાની તક આવી મળે તો તે તમે ચુકશો નહીં. ૮
લક્ષ્મી મહા સુખ હોય તો દીનના તમે બંધુ બનો,
સુખી જીંદગીને સફળ કરવાને તમે ચુકશો નહીં. ૯

# પડશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

વિચાર કરવા બુદ્ધિ છે, ઉપયોગ કરવો બુદ્ધિનો,
  કૂવો નિહાળી દૃષ્ટિથી દીવો લઈ પડશો નહીં. ૧

કદી અંધકારે કો પડે, પણ હાથમાં દીવો દિસે,
  દુનિયા દિવાનો માનશે, દીવો લઇ પડશો નહીં. ૨

પતિ પત્ની ને બે ભાઈના કંકાસના ઝગડા મહીં
  બે પક્ષને સમજાવવા વચ્ચે તમે પડશો નહીં. ૩

આજે રીસાયેલાં અને કાલે હસી સંપે વસે,
  સમજી સગાઈ તેમની વચ્ચે તમે પડશો નહીં. ૪

અશુભ ચાહો અન્યનું તો અશુભ પોતાનું બને,
  એ રીત ખાડો ખોદીને તેમાં તમે પડશો નહીં. ૫

રાજા મહારાજા લડે ત્યાં ગરીબ માર્યા જાય છે,
  પીડાય વચ્ચે જે પડે ખટપટ મહીં પડશો નહીં. ૬

પંચાતીઆ પંચાતથી પરવારી નથી ઘર બેસતા,
  બાળક ભૂખે રીબાય છે પંચાતમાં પડશો નહીં. ૭

સ્વાતંત્ર્ય ને શક્તિ મહીં પરદેશ સૌ આગળ ધસે,
  ઈચ્છો તમે જો તેવું તો પાછળ તમે પડશો નહીં. ૮

પામી મહા સુખ લક્ષ્મીને અભિમાનથી નવ મ્હાલશો,
  અભિમાનથી ચડશો નહીં તો દુઃખમાં પડશો નહીં. ૯

# પ્રેમમાં પડશો નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

જો પ્રેમને નિભાવવા જીગર નહીં આખર સુધી,
તો કોઈથી આ જગ્ત માંહે પ્રેમમાં પડશો નહીં. ૧

ઘા પ્રેમનો બહુ કારી છે, નવ ઔષધે રૂઝાય છે,
પૂરી કસોટી કર્યા વિના કદી પ્રેમમાં પડશો નહીં. ૨

કૃતિ અજબ છે સૌ કામની, પ્રીતિ કરાવે કામ એ,
અંધા બનાવે પ્રેમ જે તે પ્રેમમાં પડશો નહીં. ૩

જ્યાં શુદ્ધ સાચું હૃદય ત્યાં દૈવી પ્રભા તે પ્રેમમાં,
તે શુદ્ધિ વિના અન્ય સ્થળમાં પ્રેમમાં પડશો નહીં. ૪

નવ પ્રેમ વેચાતો મળે, નવ પ્રેમનો વેપાર છે,
જે પ્રેમ વેચાતો મળે તે પ્રેમમાં પડશો નહીં. ૫

અંકાય કીંમત પ્રેમની ત્યાં શુદ્ધિ ઉડી જાય છે,
કીંમતી ભલે તે પ્રેમ હો, તે પ્રેમમાં પડશો નહીં. ૬

મૃગજળ સમા આભાસથી મિથ્યા નહીં દોરાવવું,
તરસે મરે કુરંગ એવા પ્રેમમાં પડશો નહીં. ૭

બેભાન કામ બનાવીને બુદ્ધિ નસાડે સામટી,
કુપંથમાં લઈ જાય છે, તે પ્રેમમાં પડશો નહીં. ૮

કેવાં પતંગો મોહ પામી દીપક પર પટકાય છે,
મિથ્યા મહા સુખ મોહ એવા પ્રેમમાં પડશો નહીં. ૯

# પાણી નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

રંગે સુશોભિત અશ્વ ને દેખાવમાં સુંદર ભલે,
કિન્તુ નહીં કૈં કામનો જો અશ્વમાં પાણી નહીં. ૧

મનહર ભલે ને હાર છે, કારીગરી ભરપૂર છે,
પણ મુલ્ય નવ અંકાય છે જો મોતીમાં પાણી નહીં. ૨

સરવરકિનારે ઘાટ છે, રચના રચેલી ભવ્ય છે,
પણ તે બધું છે વ્યર્થ જો સરવર મહીં પાણી નહીં. ૩

તરવાર ઉપરથી બહુ વીજળી સમી ચળકે ભલે,
કિન્તુ ન આવે કામ તે જો ધારમાં પાણી નહીં. ૪

કરવી મુસાફરી રણ મહીં જ્યાં પાણીનાં સાધન નહીં,
તરસે ખરે જીવ જાય છે જો સાથમાં પાણી નહીં. ૫

પણિહારી ઘરથી જાય કૂવે પાણી ભરવા હોંશથી,
નિરાશ પૂરી થાય જો કૂવા મહીં પાણી નહીં. ૬

ભડકા ભયંકર અગ્નિના ઘર બારને ઘેરી વળ્યા;
અગ્નિ નહીં બૂઝાય છે જો છાંટવા પાણી નહીં. ૭

છો ને ભલે મુછ વાંકડી, મૂર્તિ ભલે ને ફાંકડી,
તે મર્દ પણ નામર્દ છે જો મર્દમાં પાણી નહીં. ૮

પાણી વિનાની જીંદગી ધુળધાણી સમજો સજ્જનો !
ઉડી મહા સુખ જાય છે જો જીવનમાં પાણી નહીં. ૯

# પ્રાસ્તાવિક કાવ્યો.*



## જીવનનો આરામ.

( હરિગીત )

જ્યાં દુઃખી દરદીને દિલાસો દિલથી દેનાર છે,
જ્યાં દુઃખી જનની આંખનાં આંસુ અરે લ્હોનાર છે;
જ્યાં દુઃખી જનની હૃદયભેદક વાતનો વિશ્રામ છે,
ત્યાં ત્યાં જીગરને ઠારનારો જીવનનો આરામ છે.

## પાપનું પરિણામ.

( હરિગીત )

આંખો ભિંજાવી આંસુથી ચેતન અરે શાને રડે ?
જો દુઃખી કરીએ અન્યને તો દુઃખ ભોગવવું પડે.
વારા પછી વારોજ આવે, એજ કુદરત ન્યાય છે,
છાનો રહે ! છાનો રહે ! ભાવી ન મિથ્યા થાય છે.

## અંધશ્રદ્ધાનું પરિણામ.

( હરિગીત )

આ જગતમાં જ્યાં સિદ્ધ સાધક એકઠા બે થાય છે,
ત્યાં ખેલ કેવા નજરબંધીના જુઓ ખેલાય છે ?
શ્રદ્ધા તણા બંધાવી પાટા તે બનાવે આંધળા,
સપડાય છે આખર બિચારા માણસો ભોળા ભલા.

* મારી **અમૃતસરિતા** નામની નવલકથાના બંને તરંગોના–ભાગોના પ્રકરણોના મથાળે પ્રકરણનું રહસ્ય ટુંકામાં પ્રદર્શિત કરવા જે પ્રાસાંગિક છુટક છુટક કાવ્યો મુકેલાં છે તે અત્રે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

## ઉગતાને છેદવું.

( હરિગીત )

નિરોગી રહેવા જો ચહો તો ઉગતાને છેદજો,
મૂળ શોધી કાઢી રોગનું, તે બીજને સંહારજો.
સડી આંગળી તો કાપવી હીંમત ધરીને અંતરે,
નહિં તો સડો આગળ વધીને જીવ લે છે આખરે.

## અદૃશ્ય ભાવી.

( હરિગીત )

કોટી ઉપાયો આદર્યાથી કામ જે ન સધાય છે,
નિમિત્ત જો આવી રહ્યું તો કામ પૂરૂં થાય છે,
કોણે કર્યું, શાથી થયું, પરિણામથી જોવાય છે,
પણ કોઇ આગળથી કહેનારા નહીં દેખાય છે.

## નવચેતન.

( હરિગીત )

ઇચ્છા થઈ જે કામની તે કામ જ્યારે થાય છે,
ત્યારે હૃદય વિકાસ પામે, હર્ષ ત્યાં ઉભરાય છે;
ઉત્સાહ આવે નવનવો, યુક્તિ નવી યોજાય છે,
આ તન બદન ને મન મહીં ચેતન નવું રેડાય છે.

## કર્મગતિ.

( હરિગીત )

અવધિ અરે આવી રહે જ્યારે ઉપાધિ વ્યાધિની,
ત્યારે મળે સંયોગ સીધા વૃષ્ટિ વરસે શાંતિની,

આવી મળે અનુકૂળતા અણધારી ચારે પાસથી,
એવી ગતિ છે કર્મની, ત્યાં ચાલતી બુદ્ધિ નથી.

## પસ્તાવો.

( હરિગીત )

યુવાનીના ઉભરા મહીં અંકુશ જો શીરે નહીં,
સોબત મળી નબળીજ તો આ જીંદગી બગડે સહી;
સુખમાં કંઈ સુઝે નહીં પણ દુઃખ જ્યારે થાય છે,
અક્કલ સુઝે તેને પછી ને ભૂલ સૌ સમજાય છે.

## નિરંકુશતાનું પરિણામ.

( હરિગીત છંદ. )

ઉપાશ્રયો મનહરણ જ્યાં રહેવા તણા નિવાસ છે,
યુવાન સ્ત્રીઓનો જહાં પરિચય અને સહવાસ છે,
સ્વાદિષ્ટ ગોચરી જ્યાં મળે, ત્યાં વ્હેમ દુનિયા ખાય છે,
જો મન ઉપર કાબુ નહીં તો પતિત સાધુ થાય છે.

## કુદરતની ગતિ.

( દોહરો )

ભેદ છુપા કુદરત તણા નહિ કોથી સમજાય,
અવળું પણ સવળું પડે, સવળું અવળું થાય.

## ભક્તિશૃંગાર રસ.

( હરિગીત )

શૃંગારરસ ને ભકિતરસ બે સાથ જ્યાં જોડાય છે.
જનતા ભલી ભોળી બિચારી ફંદમાં સપડાય છે;

દઇ નામ ભક્તિનું ભલું પછી કામ છુટથી થાય છે,
શૃંગારરસ ત્યાં ધર્મના બ્હાના નીચે પોષાય છે.

## સ્વાર્થ.

(હરિગીત)

જ્યાં સ્વાર્થને કોઇ ઉપાયે સાધવાનો સ્વાલ છે,
ત્યાં ન્યાયી કે અન્યાયી કૃત્યોનો નહીં કૈં ખ્યાલ છે;
લખનારની છે સંમતિ કે હૃદયનો ઉકળાટ છે?
સુખી કે દુ:ખી છે તે અરે તેનો નહીં ઉચાટ છે.

## લાલચનું પરિણામ.

(હરિગીત)

જે માણસો નિજ લોભની લાલચ મહીં લપટાય છે,
વિચાર તે કરતા નથી કે કૃત્ય કેવાં થાય છે;
અંતર સ્વરૂપ સમજે નહીં ને ઉપરથી હરખાય છે,
જ્યારે ફજેતી થાય છે ત્યારે પૂરો પસ્તાય છે.

## દુનિયાની ટીકા.

(ગઝલ)

ભલે ને હોય તે રાજા, ન દુનિયા કોઈને છોડે,
જુએ તેવી કરે ટીકા, ન દુનિયા કોઈને છોડે.
ભલે ને હોય સંસારી, ભલે ને હોય સંન્યાસી,
બધાની તે કરે ટીકા, ન દુનિયા કોઈને છોડે.

## અમર્યાદાનું પરિણામ.

( દોહરો )

જ્યાં સુધી હદમાં રહે પાપ અને અન્યાય,
ત્યાં સુધી દુનિયા મહીં વાત નહીં ચર્ચાય.
પણ જ્યારે તે જાય છે છોડીને હદ બ્હાર,
ત્યારે ઢોલ પીટાય છે જાણે સૌ નર નાર.

## અભિમાનનું પરિણામ

( હરિગીત )

અભિમાનનો નીશો ચડે ત્યાં ભાન ઉડી જાય છે,
આચાર ને વિચાર છોડી પાપને પોષાય છે;
જ્યારે ઘડો નિજ પાપનો પરિપૂર્ણ રીત ભરાય છે,
ત્યારે ફુટી તે જાય છે, આખર ફજેતી થાય છે.

## ભાગ્યભેદ.

( દોહરો )

ભેદ કદી નિજ ભાગ્યનો પ્રથમથીં નવ પરખાય,
સારૂં નરસું એ બધું પરિણામે સમજાય.

## સ્ત્રીની દુર્દશા.

( હરિગીત )

ભોળી બિચારી ભામિનીની કેવી સ્થિતિ થાય છે?
ભેદી પ્રપંચો આદરીને કેવી ભરમાવાય છે?
ભરથાર જ્યાં વ્યભિચારના રસ્તા તરફ દોરાય છે,
ત્યાં ભામિનીના ભોગ સમજો પ્રાણ અંતે જાય છે.

## સ્ત્રીની પરાધીનતા.

( દોહરો )

ભોળી ભલી ભામિનીને, ભરમાવે ભરથાર,
અવળા રસ્તે દોરીને જીવન કરે ખુવાર;
સદ્ગુણી નારી સાંપડી ગુણની નવ દરકાર,
હીરાની કીંમત નહીં તે નરને ધિક્કાર.

## દુનિયાની અસ્થિરતા.

( હરિગીત )

આકાશ નિર્મળ સ્વચ્છ જ્યાં નવ અભ્ર એક જણાય છે,
ઘડી એકમાં વાદળ છવાઈ વૃષ્ટિ મોટી થાય છે;
દુનિયા તણા આ રંગ એવા પળ પળે પલટાય છે,
કુદરત તણી કૃતિ એવી છે કે કોઈથી ન કળાય છે.

## ખંત અને જીગર.

( હરિગીત )

વિચાર મનમાં ઉદ્ભવેલા વાતમાં ઉભરાય છે,
ઉદ્ગાર તેના જો કદી વર્તન મહીં મુકાય છે;
પછી ખંતથી ને જીગરથી જો કાર્ય આરંભાય છે,
તો જાણજો પરિણામ સારૂં, એજ કુદરત ન્યાય છે.

## દગા નહીં કીસીકા સગા.*



હરિગીત છંદ.

શાને રડે છે મેનકા ? દુઃખથી રડે કંઈ નહિ વળે,
સંભાર તારાં પાપ જે કરતી હતી તું પળ પળે.
મેના મટી બની મેનકા, બની અપ્સરા સમ સુંદરી,
પણ શ્યામ અંતર નહિ મટયું, તેનીજ આ શિક્ષા ખરી. ૧

સપડાવી સરિતા બાળકી, આવી દયા નહિ અંતરે,
તારા પ્રપંચે વીરબાળા બળી મરી ગઈ આખરે.
આ પાપ છોડે નવ તને, જંપી નહીં દે બેસવા,
બુદ્ધિ તને તેવી સુઝી, એ પાપનાં ફળ ચાખવા. ૨

સોબત કરી બુલબુલ તણી, બુલબુલ નહીં તારૂં થયું,
વેચી તને યુક્તિ રચી બુલબુલ પછી ઉડી ગયું.
જેવું કર્યું તેં અન્યનું, તેવું બન્યું તુજ જાતનું,
ફળ ઉદય આવ્યું આ ઘડી તત્કાળ તારા પાપનું. ૩

જો ચ્હાય તું સુખી થવા તો બોધ લે તુજ દુઃખથી,
ડરતી રહે મન વચન ને કાયા થકી તું પાપથી.
પરિપૂર્ણ પશ્ચાતાપથી તુજ પાપ બાળી શુદ્ધ થા,
દુઃખથી છુટી સુખી થવા ઉપાય એ છે સર્વથા. ૪

---

* આ કાવ્યમાં જણાવેલું પાત્ર કોણ છે અને તેની આવી દુર્દશા શાથી થઈ છે તે જાણવાને ઇન્તેજાર વાચકને મારી **અમૃતસરિતા** નામની નવલકથાના પ્રથમ તરંગનું ૩૭ મું પ્રકરણ ( પૃષ્ટ ૩૭૮ ) વાંચવાથી સમજાશે.

નિર્દોષને સપડાવતાં સપડાય પોતે પાશમાં,
 નહિ પાપ છોડે આ અગર નિશ્ચે બીજા અવતારમાં.
ઘડી બે ઘડીના રંગથી ચિત્તે નહીં જરી રાચવું,
 ન દગો સગો છે કોઇનો નિશ્ચે મહાસુખ માનવું. ૫



## પ્રભાતિયું.*



( રાગ– જળકમળ છોડી જા તું બાળા—એ રાહ. )

ઉઠ જાગ ને ઉઠ જાગને, પાયે પ્રભુને લાગ ને,
 બે હાથ જોડી લાગ ને,
સંભારીને આભારને માફી પ્રભુની માગ ને —એ ટેક.

જો ને દશા તુજ શયનમાં, નિદ્રા ભરી છે નયનમાં;
 છે ભાન કયાં તુજ બદનમાં, નિદ્રા અરે સૌ ત્યાગ ને. ઉઠ૦ ૧

જો જો રવિકિરણ સરે, પંખી ઉડી કેલી કરે,
 પદ્મો વિકાસે સરવરે, પુષ્પો ખીલે જો બાગને. ઉઠ૦ ૨

પંખી મુખે અમૃત ઝરે, અમૃત સરિતા જો સરે,
 ઉર્મિ તરંગે શી તરે ! સાંભળ મધુરા રાગને. ઉઠ૦ ૩

આનંદદાયક સમયને જાવા તું દે છે શીદ ને ?
 ઉઠી મહા સુખ પામ ને, ચેતન અરે ઉઠ જાગ ને ! ઉઠ૦ ૪



* મારી **અમૃતસરિતા**ના બીજા તરંગના ૩૦ મા પ્રકરણમાં ( પૃષ્ટ ૩૫૭ ) આ કાવ્ય છુપા ભેદનો પડદો ઉપાડી લઇ અમૃત અને સરિતા જે પતિપત્ની તરીકે છે તેમનો આશ્ચર્યજનક મેળાપ કરાવે છે.

# ભક્તિ કે કાયરતા ?*

(પ્રભાતિયું - જળકમળ છોડી જા તું બાળા - એ રાહ)

હે ચતુર સદ્ગુણી સુંદરી ! આ ભક્તિ ક્યાંથી આદરી ?
આ ભક્તિ ક્યાંથી આદરી ?
વૈરાગ્ય માર્ગે સંચરી, સંસાર શું ગઇ વિસરી ? એ ટેક.

સૌભાગ્યવતી તુજ જીંદગી, પ્રભુની કૃપા તે માનવી,
આ સર્વ શું ભૂલી ગઇ ? આંખો ઉઘાડી જો જરી. હે ચતુર૦ ૧

વિચાર કર તું પ્રથમમાં, શો ધર્મ તારો જગતમાં ?
બાજી ગુમાવીશ મમતમાં, ગઇ પળ નહીં આવે ફરી. હે ચતુર૦ ૨

સ્વામીની ભક્તિ સ્વામીસેવા, સ્વામી નિજ સુખ માનવું,
સ્ત્રીને પતિ સાક્ષાત દેવા, શાસ્ત્રવાણી આ ખરી. હે ચતુર૦ ૩

સ્વામી ભલે દુઃખદાયી હો, દુઃખીઓ ભલે કે રોગી હો,
ભોગી ભલે કે જોગી હો, સતિને સદા તે ઇશ્વરી. હે ચતુર૦ ૪

ઘરકામ તું ભૂલી ગઇ, પર કામમાં રાચી રહી,
સેવા પતિની નવ ગમી, દરકાર પતિની નવ કરી. હે ચતુર૦ ૫

પતિભકિત વિસારી દઈ પ્રભુભકિતમાં ડૂબી ગઇ,
પતિદુઃખથી છુટી થઈ, પતિભકિત લાગી આકરી. હે ચતુર૦ ૬

આ ભકિત પ્રભુ સ્વીકારશે કે ન્યાય શો તે આપશે ?
પરિણામ કેવું આવશે ? વિચાર કર પ્રભુથી ડરી. હે ચતુર૦ ૭

---

* આ કાવ્યના પાત્રના ખુલાસા માટે **અમૃતસરિતા**ના પ્રથમ તરંગનું ૧૧ મું પ્રકરણ (પૃષ્ટ ૭૭) વાંચવું.

પતિભક્તિ સાચી માનવી, આફ્ત શીરે ઉપાડવી,
ભક્તિ પ્રભુ તે માનશે, લેશે અરજ ઉર તાહરી. હે ચતુર૦ ૮
સુખ દુઃખનો માલીક તું, આ જગતને દરકાર શું ?
તું માન કે નહિ માન તું શિક્ષા મહાસુખની ખરી. હે ચતુર૦ ૯

## ધર્મનું રહસ્ય

અથવા

## સર્વમાન્ય નીતિ,

હરિગીત છંદ.

જે ધર્મમાં નિજ જન્મ પામ્યો ધર્મ તે નિજ માનવો,
તે ધર્મને વળગી રહી સંતોષ તેમાં રાખવો;
સિદ્ધાંત તેના સર્વ સમજી તત્ત્વ તેનો જાણવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧

નિંદા તણા ઝગડા તજી તત્ત્વાર્થ સમજી ચાલવું,
તત્ત્વાર્થ નિંદામાં ગયા, નિંદા તણું મોં બાળવું,
સૌ શાસ્ત્રમાં છે એક નીતિ,[1] ભેદ કંઈ નવ રાખવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૨

---

૧ આ સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

" अहिंसा सत्यमस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
दानं दया दमः क्षान्तिः सर्वेषां धर्मसाधनम् ॥

ભાવાર્થ:—અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન તથા ક્ષમા એ નવ ગુણો સર્વ મનુષ્યોને ધર્મનાં સાધન છે."

સૌ શાસ્ત્ર માગે સ્વર્ગને, નવ કોઈ માગે નરકને,
શીલ શુદ્ધ વૃત્તિ સર્વ માગે, કો નહીં વ્યભિચારને,
સૌ સત્ય માગે, જુઠ ત્યાગે, ભેદ ક્યાં પછી ભાળવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૩

નિર્મળ હૃદય માગે સહૂ, માગે નહીં કો કપટને,
સર્વે વખાણે નમ્રતા, નવ કો ચહે અભિમાનને,
સંતોષ માગે, લોભ ત્યાગે, ફેર ક્યાં પછી માનવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૪

સૌ શાસ્ત્ર માગે સંપને નિવારીને કુસંપને,
સૌ રાજભક્તિને ચહે ધિક્કારી રાજદ્રોહને,
ચાહે દયા તજી ક્રૂરતા તો મમત શાસાં સમજવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૫

વૈષ્ણવ ભલે હો સ્માર્ત કે કદી જૈન કે કદી દીન હો,
તત્ત્વાર્થ સૌના એક દિસે, ધર્મઝગડો ક્યાં કહો?
મિથ્યા કરી નિંદા પરસ્પર શિદ ઝગડો બાંધવો?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૬

છે પંથ જુદા જગતમાં ઉદ્દેશ સોનો એક છે,
છો ને ભલે પંથો જુદા, શું પંથથી મુશ્કેલ છે?
સીધી નજર રાખી નિરંતર પંથ પ્રેમે કાપવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૭

નિજ પંથ છોડી અન્ય પંથે જો જવા શંકા કરી
ભૂલા પડાશે આખરે, રખડી મરાશે ફરી ફરી,

દુઃખી થવા હાથે કરી નિજ પંથને શિદ ભૂલવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૮

પાળે નહીં નિજ ધર્મને પરધર્મની ટીકા કરે,
તત્ત્વાર્થ[1] તો સમજે નહીં, વ્યવહાર ખોટો આદરે,
ઝગડા મચાવી હાથથી શિદ ધર્મ હલકો પાડવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૯

મોટી સભાઓ મેળવી શાસ્ત્રાર્થ મોટા ઉચ્ચરે,
બહુ જ્ઞાન ને ભાષાબળે ભંડાર કીર્તિનો ભરે;
આવી રીતે ઝગડા કરી શિદ કલેશને પેસારવો ?
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૦

નવ ધર્મ કીધો પુણ્ય ઠેલી પાપને પેસારવા,
નિજ ધર્મ કીધો જીવને ભવસાગરેથી તારવા,
અવતાર આવો માનવીનો કઠણ છે ફરી આવવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૧

---

૧ આ સંબંધી એક સંસ્કૃત કવિ લખે છે કે—

" यथा खरश्चंदनभारवाही । भारस्य वेत्ता न तु चंदनस्य ।
एवं हि शास्त्राणि बहून्यधीत्य । चार्थेषु मूढाः खरवद्वहन्ति ॥

ભાવાર્થઃ— જેમ ગર્દભ સુખડનો ભાર ઉપાડે છે અને તે પોતાની પીઠ ઉપર ભાર ભર્યો છે એમ જાણે છે પણ સુખડ ભરેલી છે એમ સમજતો નથી તેમ ઘણાં શાસ્ત્રોને ભણીને તેના અર્થને નહીં સમજનારાઓ ગર્દભની માફક કેવળ ભારજ ઉપાડે છે. "

નિવૃત્તિ રાખી ચિત્તની સૌ દ્વેષને છોડી દઇ,
દુર્ગુણથી ડરતા રહી પ્રભુભક્તિ કરવી મન મહીં,
ધર્મે મહા સુખ પામશો, તે પૂર્ણ પ્રેમે પાળવો,
નિજ ધર્મને નવ છોડવો પરધર્મને નવ નિંદવો. ૧૨

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ઇચ્છો જો નિજ ધર્મવૃદ્ધિ કરવા, ને ધર્મ ઉદ્ધારવા,
ઇચ્છો ધાર્મિક જ્ઞાતિભાઈ કરવા, ઈચ્છો નીતિ સ્થાપવા,
ઇચ્છો જો જન તારવા ભવ થકી, ને તારવા આત્મને,
તો નિરંતર ધર્મશિક્ષણ તમે આપો શિશુ બાળને. ૧૩

શિખે સૌ વ્યવહાર બાળ ઘરમાં માતાપિતાસંગમાં,
દેખે તેવું કરે શિખે અનુસરે ધર્માદિ સૌ કાર્યમાં,
પોતાનું ઘર તે સદા પ્રથમ છે શાળા ખરી ધર્મની,
માતા શિક્ષક છે ખરો હર ઘડી રીતિ બતાવે ઘણી. ૧૪

તત્ત્વો સૌ સમજાવીને રમતમાં સદ્બોધ આપો તમે,
બીજા જ્ઞાનની સાથ ધર્મ શિખવો આનંદથી સૌ સમે,
દર્શાવો નિજ ધર્મને અનુસરી સૌ રીતિ પ્રીતિ ભરી,
તેથી ધર્મની સ્થાપના હૃદયમાં સ્થાયી સ્થપાશે ખરી.૧૫

જે સંસ્કાર પડેજ શિશુ વયમાં તે તે કદી ના ખસે,
પામે તે જ વિકાસ મોટી વયમાં, વિચાર તે તે વસે,
માટે બાળક ધર્મજ્ઞાન મનથી પામે મહા સુખથી,
તેવાં સાધન સર્વ પૂર્ણ કરવાં ઉત્સાહ ને ખંતથી. ૧૬

# નીતિ કક્કાષ્ટક.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કક્કા ! ક્રોધ કરો કદી ન, કરશો કર્મો કુડાં ના કરે,
ખખ્ખા ! ખાર ખરાબ ખોટી ખલતા ખંતે ખસેડો ખરે,
ગગ્ગા ! ગર્ક બની નહીં ગરવમાં ગા ગુણ ગુરૂ તણા,
ઘઘ્ઘા ! ઘાટ ઘડો નહીં અઘટતા રે ઘાતકી થૈ ઘણા. ૧

ચચ્ચા ચાડી ન ચોરી ચાહી ચિતમાં ચિંતા ચુરો ચિત્તની;
છછ્છા ! છોડી છિનાળું છેક છર ને છાંડો છટા છેલની;
જજ્જા ! જાણી જગેશ જંપી જપ ને જે જાળવે જાગીને;
ઝઝ્ઝા ! ઝેરીજ ઝંગ ઝેર ઝગડામાં ના મરો ઝૂરીને. ૨

ટટ્ટા ! ટાળી કુટેવ ટાપટીપ ને ટેવો સુટેવો ટકી;
ઠઠ્ઠા ! ઠેલી ઠગાઈ ઠેઠ, ઠર તું રે ઠીક ઠામે નકી;

---

* અંગ્રેજી લેખક એડીસન લખે છે કે—"The exercise of virtue is not only an amusement for the time it lasts, but that its influence extends to those parts of our existence which lie beyond the grave, and that our whole eternity is to take its colour from those hours which we here employ in virtue or in vice, the arguement redoubles upon us, for putting in practice this method of passing away our time. ભાવાર્થઃ– સદ્વર્તન, જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી, આનંદ તથા સુખ આપે છે એટલુંજ નહીં પરંતુ મૃત્યુ પછીની સ્થિતિ અર્થાત્ નિરાકાર સ્થિતિ પર તેના પ્રભાવનો પ્રકાશ પડે છે અને બીજા ભવમાં અમર આત્મા અત્રે આ ભવમાં સત્કર્મ વા દુષ્ટ કર્મ કરવામાં ગુમાવેલા શમય પર આધાર રાખે છે, તો આપણે આવાં પ્રકારની અર્થાત્ સુકૃત કરવામાં આપણા વખતને ગુજારવાની રીતિને અનુસરવું એ બમણું અગત્યનું છે."

ડડ્ડા ! ડોળ ડુબાવીં ડ્હાપણ ધરો ડંસો નહીં ડંસથી,
ઢઢ્ઢા ! ઢાંગ કુઢંગ દુષ્ટ ઢબને ઢાળો મતિઢાળથી. ૩

તત્તા ! તિરસ્કાર તુચ્છ, તનથી તોફાન ત્યાગો કળે,
થથ્થા ! થંડક થાપ થાન થિર થૈ થોભાવીં જુસ્સો થળે;
દદ્દા ! દિલ દયાથીં દાન દઈ દો દુઃખો દીનોનાં હરો;
ધધ્ધા ! ધર્મી બનો ધરી ધરમને ધ્યાને ન ધાસ્તિ ધરો. ૪

નન્ના ! નિર્મળ બે કરી નયનને નીચાં નમાવો તમે,
પપ્પા ! પૂર્ણ પવિત્ર પુણ્ય પકડો, પાપો નહીં કો સમે;
ફફ્ફા ! ફૂલીં ફૂલાઇથી ફૂલમજી ફૂલ્યા ફૂલ્યા ના ફરો;
બબ્બા ! બોલ બૂરા બૂરા નવ બકો, તે બંધ બ્હીને કરો. ૫

ભભ્ભા ! રે ભગવાનભક્તિ ભીતરે ભાવે ભલા ભાવજો;
મમ્મા ! મૂળથીં મદ્યપાન મનથી માની મજા મેલજો;
યય્યા ! યુવતીયારીયોગનીં અરે ના યોજના યોજજો;
રર્રા ! રોષથીં રાજ્યરાગ હૃદયે રાચી રમી રાખજો. ૬

લલ્લા ! લાભ ન લાંચ લોભથીં લહો, લજ્જા ધરો લોકની;
વવ્વા ! વાણીં વિચારીં વિમળ વળી વ્હાલી વદોને ઘણી;
શશ્શા ! શાણપણે કરો શ્રવણ સૌ શુભેચ્છુની શિખને;
સસ્સા ! સંપ સદા સહૂથીં સજવો સંહારીં કુસંપને. ૭

હહ્હા ! હિત ચહી સુહુન્નર કરો હૈયે ધરો હામને,
છોડો કુરીતિ, સુનીતિ પ્રીતિ ગ્રહી ધારો સુરીતિ મને,
કક્કાને નથી કાન કાંઈ સુણવા, છે શિખ તેને નહીં,
કિન્તુ બોધ દઉં મહાસુખ તને હર્ષે ભરાઇ સહી. ૮



# પૂર્ણિમાની ચાંદનીમાં ગરબો.

## ગરબી ૧ લી.

આજે રમીએ ઉલ્લાસે.

સખી પૂર્ણ પ્રફુલ્લિત ચંદ્ર, રાત્રિ સરસ ભાસે,
શશી શાન્તિકર સુખકંદ, શીતળ વદન હાસે,
વહે વાયુલહરી કઈ મંદ, સુરભિ સરસ વાસે,
અહા સ્નેહી અહીં સખીવૃંદ, રમીએ રસઆશે. ટેક.

ચંદ્રિકા ચંદ્રથી કેવી સરી છે! ભૂમિકાને કેવી શ્વેત કરી છે!
હૃદયમાં શાન્તિ ઠરી છે રે, આજે રમીએ ઉલ્લાસે. ૧

શીયલની સાડી સજો નિજ અંગે, જેથી શોભે તન વિધવિધ રંગે,
ઇશ્વરી તેજ તે સંગે રે, આજે રમીએ ઉલ્લાસે. ૨

તારા મહીં શશી લોચન લોભે, તરૂમહીં ચંદનથી ચિત્ત થોભે,
સ્ત્રીગુણમાં શીલ શોભે રે, આજે રમીએ ઉલ્લાસે. ૩

કોમળ પુષ્પ દીપે છે સુવાસે, પદ્મે સરોવર મનહર ભાસે,
શોભે સ્ત્રી શીયળપ્રકાશે રે, આજે રમીએ ઉલ્લાસે. ૪

હસવું નહીં ઘણું કોઈજ કામે, વિચારી બોલ વદો સહુ ઠામે,
દૃષ્ટિ ધરો ભૂમિ સામે રે, આજે રમીએ ઉલ્લાસે. ૫

નમ્રતા દિલ ને દૃષ્ટિમાં રાખો, નમ્ર વચન સદા મુખથી ભાખો,
અભિમાનને દૂર નાખો રે, આજે રમીએ ઉલ્લાસે. ૬

એક બીજાથી હળી મળી ચાલો, સંપ છે શાન્તિસુધારસપ્યાલો,
કુસંપનું મુખ બાળો રે, આજે રમીએ ઉલ્લાસે. ૭

વાંચો સામેનું કાવ્ય- "પૂર્ણિમાની ચાંદનીમાં ગરબો."



ચંદ્રિકા ચંદ્રથી કેવી સરી છે! ભૂમિકાને કેવી શ્વેત કરી છે!
હૃદયમાં શાન્તિ ઠરી છે રે, આજે રમીએ ઉલ્લાસે. ટુક-૧

ખાલી તરો ન અજ્ઞાનતરંગે, વિદ્યાગ્રહણ કરો અધિક ઉમંગે,
ધર્મના જ્ઞાનની સંગે રે, આજે રમીએ ઉલ્લાસે. ૮
નીતિથી ગત ભવપાપ વિનાસે, સ્હાય કરે પ્રભુ આ ભૂમિવાસે,
તેમાં મહા સુખ ભાસે રે, આજે રમીએ ઉલ્લાસે. ૯

## ગરબી ૨ જી.

### સખી ચાલો આજે નિશાળે.

( ગાડી આવી ગુજરાત— એ રાહ. )

સહૂ લેવાને વિદ્યાદાન, સખી ચાલો આજે નિશાળે,
બહુ ભણવાને વિદ્યાજ્ઞાન, સખી ચાલો આજે નિશાળે. એ ટેક.
વિદ્યા કલ્પલતા સમી, વાંચ્છિત ફળ દેનાર,
બુદ્ધિ નિર્મળ તે કરે, સુધારે મનના વિચાર, સ૦ ૧
વિદ્યા એ લક્ષ્મી ખરી, ચોરી તે ન શકાય,
લુટારા ન લુટી શકે, દેખી નવ નજરે દેખાય, સ૦ ૨
ખરચે તે ખૂટે નહીં, ઉલટી વધતી જાય,
એવી વિદ્યાલક્ષ્મી છે, શોભાવે છે મન ને કાય, સ૦ ૩
વિદ્યા દીનબેની વળી નિરાધારઆધાર,
લો બેનો વિદ્યા સદા, સુધરે જેથી આ સંસાર, સ૦ ૪
વિદ્યા કીર્તિ જગ મહીં ફેલાવે ચોપાસ,
ભ્રાંતિ મનની દૂર કરે, આપે અચળ મહા સુખવાસ, સ૦ ૫

## ગરબી ૩ જી.

### પાઠ સત્યનો ભણીએ.

( રઘુપતિરામ હૃદેમાં રહેજો રે— એ રાહ.)

ચાલો બેનો પાઠ સત્યનો ભણીએ રે. એ ટેક.

સત્ય સાથે પ્રભુ છે પ્રતાપી રે, દઢ રાખે છે સ્હાયતા આપી રે,
નહીં સાચને આંચ કદાપિ, ચાલો બેનો૦ ૧

સત્યથી મન શાંત રહે છે રે, નહીં ચિંતા હૃદયને દહે છે રે,
આફત દેખીને દૂર વહે છે, ચાલો બેનો૦ ૨

હરિશ્ચંદ્રને આફત આવી રે, કરી પૂરી કસોટી સતાવી રે,
નહીં આફત સત્યથી ફાવી, ચાલો બેનો૦ ૩

સત્યવાદી જગતને ભાવે રે, તેના પર સહૂ પ્રેમ બતાવે રે,
સત્ય વિશ્વાસપાત્ર બનાવે, ચાલો બેનો૦ ૪

જુઠા જનને જગત ધિક્કારે રે, પાસે તેને ન કોઈ બેસારે રે,
દુઃખમાં કોઈ તેને ન સંભારે, ચાલો બેનો૦ ૫

જુઠા જનનું સદા મન ધડકે રે, સેજ ડરથી તેનું ચિત્ત ચમકે રે,
તેનું હૃદય બળે આગભડકે, ચાલો બેનો૦ ૬

સત્યવાદીની હસમુખી કાંતિ રે, તેને લેશ નહીં ભયભ્રાંતિ રે,
તેના હૃદયને છે નિત્ય શાંતિ, ચાલો બેનો૦ ૭

બેનો જુઠની ટેવ ન સેવો રે, પાડો સત્ય વચનની ટેવો રે,
લેશો તેથી મહા સુખમેવો, ચાલો બેનો૦ ૮

## ગરબી ૪ થી.

### અરજ અમે કરીએ કર જોડી વંદીએ.

( ઓ વાંસલડી—એ રાહ. )

પ્રભુ સુખદાતા ! અરજ અમે કરીએ કર જોડી વંદીએ,
પ્રભુ લાવી દયા, માફ કરો અમ પાપ મુખે એ માગીએ–એ ટેક.
પરિપૂર્ણ અમે સૌ જન પાપી, નિશદિન આજ્ઞા તમ ઉથાપી,
પ્રભુ તેની માફી દો આપી, પ્રભુ સુખદાતા૦ ૧
વળી દ્વેષ ક્રોધ કીધા ભારે, અભિમાન તજ્યો નવ કો વારે,
બહુ પસ્તાવો એ અત્યારે, પ્રભુ સુખદાતા૦ ૨
મોહે માયામાં મગ્ન થઇ, મિથ્યા સુખ માંહે વૃત્તિ ગઈ,
તમ નામ પવિત્ર વિસારી દઈ, પ્રભુ સુખદાતા૦ ૩
સૌ કીધાં કપટ કુકર્મ ઘણાં, નવ કરવા માંહે રાખી મણા,
લોભે મચી અગણિત જીવ હણ્યા, પ્રભુ સુખદાતા૦ ૪
નિંદા કરવા રસના દોડી, પ્રભુનામ સુખદ મનથી છોડી,
હવે સ્તવન કરીએ પ્રીતિ જોડી, પ્રભુ સુખદાતા૦ ૫
ભવસાગર આ પૂરો ખારો, જડતો નથી અમને કિનારો,
કર ગ્રહી કિનારે ઉતારો, પ્રભુ સુખદાતા૦ ૬
શિર પાપ તણો ભારો ભારે, નવ પુણ્ય કીધાં આ જન્મારે,
પ્રભુ વ્હારે આવો આ વારે, પ્રભુ સુખદાતા૦ ૭
નવ છુટવાનો છે કો આરો, ધૂળધાણી થયો આ જન્મારો,
પ્રભુ અમને પામરને તારો, પ્રભુ સુખદાતા૦ ૮
લઈ ધ્યાન મહીં સ્થિતિ દુઃખચારી, સૌ પાપ અમારાં નિવારી,
ગતિ મહા સુખદાયી દો સારી, પ્રભુ સુખદાતા૦ ૯

# નીતિઆનંદ અથવા વસંતપૂર્ણિમા.

રાગ હોરી.

પધારી આ વસંતકુમારી, સખી જો !
પધારી આ વસંતકુમારી. એ ટેક.

રમીએ ઉલાસે અતિ સુખઆશે ઉર ઉમંગ પ્રસારી !
સુખમય ચંદા ગતિ ધારી મંદા દિવ્ય રહી તેજ મારી !
શું જોવા ક્રીડા આ પધારી ?! પધારી આ વસંતકુમારી. ૧

મનહર ચારૂ અતિ દિવ્ય વ્રીડાવસ્ત્ર સરસ અંગ ધારી,
જ્ઞાન સુચિત્રથી ભરપૂર વિદ્યાજ્ઞાનની મુકી કિનારી,
સજો સાડી એવી શ્રીકારી ! પધારી આ વસંતકુમારી. ૨

સંપસુરંગે હળી મળી સંગે મેળવીને સ્નેહવારી
પરસ્પર છાંટી સખી રંગ અંગે, અંગ ભિંજાવો અપારી,
સહુ અન્ય ભ્રાંતિ વિસારી, પધારી આ વસંતકુમારી. ૩

નિશદિન રક્ષા કરે આપણી જે દુઃખનિધિમાંથી તારી,
ક્ષિતિપતિ ત્રાતા પ્રભુ શાંતિદાતા તેની સ્તુતિ સૌ ઉચ્ચારી,
કરો ગીત આનંદકારી, પધારી આ વસંતકુમારી. ૪

તાલ પુરાવો સહુ ગીત સાથે સદ્વ્રતની તાળી મારી,
મહા સુખ સંગે સરો નીતિપંથે આ રસ હૃદયે ઉતારી,
કરો નીતિઆનંદ ભારી, પધારી આ વસંતકુમારી. ૫

# સાસરે જતી સખીને સખીની શિખામણ.

### નીતિ તું અંતર ધરજે.

ગરબી. ( માનની, માનની, માનની—એ રાહ. )

ધરજે ધરજે ધરજે રે, સખી !
નીતિ તું અંતર ધરજે. એ ટેક.
દૃષ્ટિ દિલે નમ્રતા પ્રસારી,
સાડી તું સંપની સજજે રે, સખી૦ ૧
સસરાસાસુથી જરા ન લડતી,
દ્વેષી મતિથી દૂર ખસજે રે, સખી૦ ૨
આજ્ઞા તું લોપીશ નહીં પતિની,
પતિસેવા નિત્ય કરજે રે, સખી૦ ૩
નિશદિન સંગે વિચારી વદજે,
કદી ન દિલ દુઃખવજે રે, સખી૦ ૪
ભણી ગણેલી સદ્ગુણી શાણી,
તેની સંગતમાં વસજે રે, સખી૦ ૫
કદાપિ કારણ વિના ગૃહેથી,
બેની ન બ્હાર નિકળજે રે, સખી૦ ૬
પરઠામે ગીત ગાયન કરવા,
સ્ત્રીઓ મળી ન નિસરજે રે, સખી૦ ૭
સ્વધર્મ બેની નહીં તજીશ તું,
પ્રભુ નિરંતર સ્મરજે રે, સખી૦ ૮
ભણી ગણેલી તું સદ્ગુણી,
શિક્ષા ન મારી વિસરજે રે, સખી૦ ૯

સદા મહા સુખ શાંતિ માંહે,
પ્રભુપ્રતાપથી ઠરજે રે, સખી૦ ૧૦

## લગ્નોત્સવ પ્રસંગે સ્ત્રીઓનો આનંદ.

### ધોળ ૧ લું.

#### કંચનલાલ પરણે છે.

આવો બેનો મળી ગીત ગાઇએ,
માનો પ્રભુનો મોટો ઉપકાર, આનંદ અપાર,
કંચનલાલ* પરણે છે. ૧

લખી કંકુત્રીઓ પરદેશમાં,
સગાં સ્નેહી તેડાવ્યાં અનેક, બાકી નહીં એક, કંચન૦ ૨

હરખે માત પિતા બેન ભાઇઓ,
હરખે સ્નેહી સંબંધી તમામ, હરખે વળી ગામ, કંચન૦ ૩

આવ્યા મંડપે રાજદરબારીઓ,
આવ્યા શેઠ મોટા શાહુકાર, વળી સરદાર, કંચન૦ ૪

શુભે આજનની શોભા શી ગાઈએ !
પિતા સર્વને દે આવકાર, કરે સત્કાર, કંચન૦ ૫

વાદ્ય વાગે છત્રીસે પ્રકારનાં,
વળી વિધ વિધ નૃત્યો થાય, ગવૈયા ગાય કંચન૦ ૬

નોબત વાગે છે ગગનમાં ગાજે છે,
નોબતનાદ સુણી મેઘરાય, મને શરમાય, કંચન૦ ૭

ચિત્રકારે કેવાં ચિત્રો ચિતર્યાં !
ચિત્ર મનહર રંગ બેરંગ, કેવો છે ઉમંગ, કંચન૦ ૮

---

* આ ઠેકાણે પરણે તે [illegible] નામ લેઇ ને નામ જોડીને ગીત ગાવું.

દીવા કેવા પ્રકાશે આ માંડવે !
જાણે તારામંડળ આવ્યું આંહિ, એવી છે નવાઈ, કંચન૦ ૯
કેવા ઘોડા હાથી ઝુલે આંગણે,
જાણે ઠાઠ રાજાનો જણાય, પિતા મલકાય, કંચન૦ ૧૦
આપ્યો પ્રભુએ દિવસ મહા સુખનો,
લગ્નઉત્સવ ઉજવાય ઘેર, ઘણા હર્ષભેર. કંચન૦ ૧૧

## ધોળ ૨ જું.*

### ચાલ્યા વરવા વરરાજા.

બેનો ! સાહેલીઓ લઇ સંગમાં,
ચાલો સોળ સજી શણગાર, વરઘોડા મોઝાર,
ચાલ્યા વરવા વરરાજા. ૧

હાથી ઘોડા અનેક વરઘોડામાં,
સાબેલા જાણે રાજકુમાર, શોભા મનોહાર, ચાલ્યા૦ ૨

ડંકો ગાજે છે સ્વારીની આગળે,
ફરકે ગગનમાં કેવાં નિશાન, સૌને આપે જાણ, ચાલ્યા૦ ૩

વચ્ચે વચ્ચે વાજીંત્રો વાગે છે,
કેવા થાય અવાજ મધુર, મીઠા લાગે સૂર, ચાલ્યા૦ ૪

સાજન આગળ રચના રચી કેવી !
નાટકકારો કરે નાટારંગ, ચાલે સાજન સંગ, ચાલ્યા૦ ૫

આવ્યા સાજનમાં રાજદરબારીઓ,
આવ્યા નગરવાસીઓ તમામ, મુકી ઘરકામ, ચાલ્યા૦ ૬

* આ ગીત વરપક્ષવાળી સ્ત્રીઓએ વરઘોડા વખતે ગાવાનું છે.

ફૂલવાડી ખીલેલી છે ફૂલથી,
જાણે બાગ ખીલ્યો મનોહાર, શોભા શી અપાર, ચાલ્યા૦ ૭

શોભે કુંવરનો ઘોડો કલંગી આ,
કચ્છદેશથી લાવ્યા આ ઠાર, બહુ મુલદાર, ચાલ્યા૦ ૮

સોના રૂપા ને જરીથી શણગાર્યો છે,
કેવો દિસે છે ભપકાદાર, ચાલે છટાદાર, ચાલ્યા૦ ૯

શોભે કુંવર લાડકડો ઘોડા પરે,
નિરખે આખા નગરના લોક, મળ્યા થોકે થોક, ચાલ્યા૦ ૧૦

પાછળ ગુણવંતી નારીઓ ગાય છે,
નામણ દીવો લીધો માએ હાથ, ઘણા હર્ષ સાથ, ચાલ્યા૦ ૧૧

કેવાં મંગળ ગીત ગવાય છે!
મહા સુખ આનંદ અપાર, વરતે જયજયકાર, ચાલ્યા૦ ૧૨



## ધોળ ૩ જું.[1]

### પદ્માવતી પરણે છે.

આજે લગ્નનો ઉત્સવ આવીઓ,
શાણા ગુણવંતરાયના* ઘેર, ઘણા હર્ષભેર,
પદ્માવતી* પરણે છે. ૧

આખા નગરમાં રંગ રંગાયો છે,
શોભે પાટનગર* સારી પેર, મનોહર શ્હેર, પદ્મા૦ ૨

---

૧ કન્યાપક્ષવાળી સ્ત્રીઓએ આ ગીત ગાવાનું છે. * આ શબ્દોના બદલે આ સ્થળે જે જે પોતાનાં નામ હોય તે તે નામ ગોઠવીને ગીત ગાવું.

મંગળ ગીત ગવાય આનંદમાં,
 સ્ત્રીઓ ગાય મુખે ઘેર ઘેર, આનંદની લ્હેર, પદ્મા૦ ૩
જાન આવી છે સુવર્ણપૂરથી,*
 કેવા વેવાઈ છે શ્રીમંત, મહા ગુણવંત ! પદ્મા૦ ૪
લાવ્યા સરકારી મંડળ જાનમાં,
 સાથે સ્નેહી મિત્રો બુદ્ધિવંત, સાજન છે અનંત, પદ્મા૦ ૫
જોઈ ઠાઠ વેવાઇની જાનનો,
 લોકો હરખે છે અંતર માંહિ, જાણે શી નવાઇ, પદ્મા૦ ૬
પિતા ગુણવંતરાય* હરખે ઘણા,
 માતા મલકે છે લક્ષ્મીબાઇ* નિરખીને જમાઇ, પદ્મા૦ ૭
ચોરીમંડપ કેવો શોભી રહ્યો !
 જાણે ઈન્દ્રાપુરી બની સાર, શોભા શી અપાર ! પદ્મા૦ ૮
રાજે મધ્યમાં મનહર* વરરાજા,
 પાસે પદ્માવતી પતિ સાથ, ગ્રહીને હાથ, પદ્મા૦ ૯
આજે કેવું શોભે છે આ દંપતી,
 ઇંદ્ર ઇંદ્રાણી કાંતા કાંત, નહીં જરા ભ્રાંત, પદ્મા૦ ૧૦
મંગળફેરા ફરે છે જાયાપતિ,
 શાસ્ત્રી ઉચ્ચરેછે આશિષશ્લોક, હરખે છે લોક, પદ્મા૦ ૧૧
નોબત ગાજે છે વાજીંત્ર વાગે છે,
 સહુના પ્રભુએ પૂર્યા મનકોડ, ઘણું જીવો જોડ, પદ્મા૦ ૧૨
અમરવેલી વધો નિજ વંશની,
 કાંત કાંતા રહો હસમુખ, પામો મહા સુખ, પદ્મા૦ ૧૩

## વરકન્યાને મંગળ આશીર્વચન.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

૨ ૯ ૯ ૧

સંવત્ લોચન ખંડ ખંડ વસુધા, ને શુક્લ વૈશાખમાં,<br>
ને એકાદશી તિથિ વાર શનિએ, આ શુભ મુહૂર્તમાં,<br>
આજે કંચનલાલ સંગ પરણે પદ્માવતી સ્નેહથી,<br>
શોભે ચોરી મહીં અહા વરવધૂ, નેત્રો ઠરે જોડથી. ૧

પામો પ્રેમ પરસ્પરે પ્રતિ પળે સંપૂર્ણ જાયાપતી,<br>
પૂરે સૌ મનકામના પ્રભુ વળી આપે સદા સન્મતિ,<br>
રિદ્ધિ સિદ્ધિ વસો સદા સદનમાં વૃદ્ધિ હજો વંશની,<br>
પામો લ્હેર સદાય સાગર તણી પામો સુકીર્તિ ઘણી. ૨

શ્રી બાહુબળનું મહા બળ હજો હસ્તે સુકાર્યક્રમે,<br>
લક્ષ્મીદેવી પ્રસન્ન હો પ્રતિ દિને સંસારના ઉદ્યમે,<br>
વિદ્યાદેવી સરસ્વતી વદનમાં સ્થાયી સદાયે વસો,<br>
દુષ્કર્માદિ તમામનો ક્ષય હજો સૌ શત્રુ દૂરે ખસો. ૩

આધિ વ્યાધિ ઉપાધિનો લય હજો આરોગ્ય પામો અતિ,<br>
રક્ષા તેત્રીસ કોટિ દેવની હજો, સુખી રહો દંપતી,<br>
દીર્ઘાયુષ અખંડ શાન્તિ અરપે ત્રાતા કૃપાળુ પરમ્,<br>
એવી આશિષ છે મહાસુખ તણી કુર્યાત્ સદા મંગલમ્. ૪

---

* આ કાવ્યમાં પહેલાં ત્રણ ચરણમાં લગ્નનો દિવસ અને વરકન્યાનાં નામોની રચના કરેલી છે. એવો નિયમ છે કે કાવ્યમાં અંકનો ક્રમ અવળો મુકાય છે. આમાં સંવત્ ૧૯૯૨ છે એટલે ૨૯૯૧ પ્રમાણે રચના કરી છે. કાવ્યમાં બનતા સુધી એકના બદલે તે અંકની સંજ્ઞા દર્શાવતા શબ્દો મુકાય છે. જેમકે વસુધાથી એક, ખંડથી નવ અને લોચનથી બે સમજવાય છે માટે સંવત્ ૧૯૯૨ માટે તે સંજ્ઞાઓ-શબ્દો ગોઠવી, કાવ્યમાં રચના

## સખીનો સાથ શોધતી પાણિયારી.

### ચાલ પાણી ભરવા.

ગરબો.

(મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કહાન—એ રાહ.)

નીર નિર્મળ નીતરેલાં, હે બેન !
ચાલ પાણી ભરવા. એ ટેક.

સરવર તીર પર ઘાટ બહુ સુંદર,
શોભા શી તેની અનોખી ! હે બેન ! ચાલ પાણી ભરવા,
નીર નિર્મળ નીતરેલાં, હે બેન ! ૧

આવે શી સુંદર પવનની લહરી !
કેવાં તરંગો ઉછાળે ! હે બેન ! ચાલ પાણી ભરવા,
નીર નિર્મળ નીતરેલાં, હે બેન ! ૨

લહરીની સંગે આવે રસાળી
પદ્મોની કેવી સુગંધિ ! હે બેન ! ચાલ પાણી ભરવા,
નીર નિર્મળ નીતરેલાં, હે બેન ! ૩

પ્રાતઃસમય છે, મનહર રચના !
પંખી ગીત બોલે મધુરાં ! હે બેન ! ચાલ પાણી ભરવા,
નીર નિર્મળ નીતરેલાં, હે બેન ! ૪

મહા સુખ શાંતિ સરવર તટ પર,
આનંદ કેવો પ્રભાતે ! હે બેન ! ચાલ પાણી ભરવા.
નીર નિર્મળ નીતરેલાં, હે બેન ! ૫



---

કરી છે તે પ્રમાણે જે સાલ, જે માસ, તિથિ, વાર, નામ વીગેરે હોય તે વૃત્તના માપ પ્રમાણે ગોઠવી બાકીનાં જે ચરણો છે તેનો ઉપયોગ કરવો. જો તેમ ન બને તો બાકીનાં ચરણો બોલવાથી ચાલશે.

# શરત્પૂર્ણિમા.

ગરબી. ( સખીઓ નિજ નિજ નીતિ—એ રાહ. )

સુખકર વિભુએ આપી શરદ્દપુનમવિભાવરી રે,
આવે મંદાનિલ સુરભિ સ્પર્શી તરૂહાર,
પુલકિત કરતા તનને આધિ અંતરની હરી રે,

ચંદ્ર ગગન ખીલી રહ્યો ! વદન વિમળ શોભિત !
જાણે નિર્મળ જળ વિષે સરસ કમલ પ્રફુલિત !

શશી કંઈ સ્મિત કરે નિજ શિષ કરી ભૂમિ ભણી રે !
ગુણમય શીત સ્વભાવકળા વિકાસિત થાય.
હૃદયે છાપ પડે છે શીત સ્વભાવકળા તણી રે ! ૧

જ્યાં જ્યાં દિસે ચંદ્ર ત્યાં ચંદ્રિકા પણ સાથ !
સ્વપ્ન વિયોગ નહીં સહે વશી રહે સંગાથ !

કર દિશ સર્વ પ્રસારે શાન્તિ આપે સર્વથા રે !
જાણે કર મહિં ધરી ફેરવતો કાન્તિપ્રકાશ !
પામે દુઃખ પોતે તો ધરતી ચંદ્રિકા વ્યથા રે ! ૨

ચંદ્ર ચંદ્રિકાના ગુણે તિમિર મળે ન લગાર !
સદ્ગુણીના ગુણથી સદા મન સદ્ગુણી થનાર,

પામે છે સુધા સમ રસ વિશેષ વનસ્પતી રે !
જગ મહીં ચંદ્ર ચંદ્રિકા રહો પ્રકાશિત આમ !
જેથી રમતો મહા સુખ માંહિ રહે જ્યોતિષ્મતી રે ! ૩

## પતિવ્રત.*

સ્રગ્ધરા વૃત્ત.

રાજા શોભે પ્રજાથી, કુસુમ પરિમલે, દિન ભાનુથી ભારે,
વાડી વેલીલતાથી, કમળ ઉદકથી રમ્ય લાગે વધારે,
પાણી પદ્મે, શશીથી રમણીય રજનિ દીપતી દિવ્ય દિસે,
શોભે છે તેમ નારી પતિવ્રત ગુણથી સર્વદા વિશ્વ વિષે, ૧

---

* ધાર્મિક તેમજ સામાજિક દૃષ્ટિએ સ્ત્રીઓના સર્વ સદ્‌ગુણોમાં શીલગુણ સર્વથી શ્રેષ્ટ ગણાય છે. તે ગુણને લીધે તેમના તરફ માનની લાગણી ઉત્પન્ન થાય છે અને તેમના શબ્દો ઉપર શ્રદ્ધા બેસે છે. તે ગુણના અભાવે બીજા સદ્‌ગુણો હોવા છતાં પણ તેમની પ્રતિષ્ટા નીચા દરજ્જાની ગણવામાં આવે છે; અને ઉચ્ચ પ્રકારની કેળવણી લીધેલી હોય, તોપણ તે ગુણના અભાવે લોકો તેમના મુખ ઉપર જો કે નિંદા કરતા નથી તોપણ હૃદયથી તેમની તરફ સાધારણ રીતે તિરસ્કારની લાગણીથી જુએ છે. તેમનો ઉપદેશ કાંઇ પણ અસર કરી શકતો નથી. માટે સ્ત્રીઓમાં શીલ ગુણની ખાસ આવશ્યકતા છે. તે સંબંધી ભર્તૃહરિ કવિ કહે છે કે—

" ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो ।
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।
अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता ।
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥

ભાવાર્થ:— સંપત્તિનું ભૂષણ સુજનતા, શૌર્યનું થોડું બોલવું તે, જ્ઞાન[illegible] શાન્તપણું, વિદ્વત્તાનું વિનય, ધનનું પાત્ર જોઇને દાન કરવું તે, તપ[illegible] અક્રોધ, મોટાઇનું ક્ષમા, ધર્મનું નિષ્કપટ છે, અને એ સર્વનું ભૂષણ તથ[illegible] ઉપર દર્શાવેલાં સર્વ ભૂષણના કારણરૂપ જે શીલ છે તેજ ઉત્તમોત્તમ ભૂષ[illegible] છે." વળી મણિરત્નમાળામાં કહ્યું છે કે " किं भूषणाद्भूषणमस्ति शीलम् અર્થાત્ ઉત્તમમાં ઉત્તમ ભૂષણ શું છે ? શીલ."

આત્મા માંહે ક્ષમા તે વીર પુરૂષ તણાં છે અલંકાર ભારે,
  આનંદી સૌ કવિતા રસમય કવિનાં, ધર્મીનાં છે દયા રે;
વક્તાનાં વાક્યવાણી, સરસ કનકનાં રંગકાન્તિ અપાર,
  તેજસ્વી તેમ સ્ત્રીનાં પતિવ્રત જગતે છે અલંકાર સાર. ૨

તારામાં શ્રેષ્ટ સૌથી મનહરણ શશી, ગિરિમાં મેરૂ દિસે,
  ધેનુમાં કામધેનુ, સકળ ખગ મહીં હંસે છે દિનનિશે,
શોભે ચંદન્ તરૂમાં, પશૂ મહિં ગજ ને પ્રાણીમાં માનવી છે,
  સ્ત્રીગુણે તેમ જગ્તે પતિવ્રત ગુણ એ શ્રેષ્ટ સૌથી અતિ છે. ૩

પામે દાને દારદ્રી સકળ સુખ સદા સ્વર્ગ માંહે વધારે,
  માતાપિતાની સેવાથી તનય સુખ લે, વૃદ્ધ સૌ ધ્યાન ધારે,
આત્મા, દિલે ધર્યાથી સકળ જીવદયા, સુખ લે સ્વર્ગધામે;
  સ્વર્ગે સૌ તેમ નારી પતિવ્રત ગુણથી સૌ મહા સુખ પામે. ૪*

---

* સોમપ્રભાચાર્ય સિંદૂરપ્રકરમાં કહે છે કે—

" हरति कुलकलंकं लुंपते पापपंकम् ।
सुकृतमुपचिनोति श्लाध्यतामातनोति ।
नमयति सुरवर्गं हंति दुर्गोपसर्गम् ।
रचयति शुचिशीलं स्वर्गमोक्षौ सलीलम् ॥

ભાવાર્થ:— શુદ્ધ શીલ કુળના કલંકને દૂર કરે છે, પાપરૂપ કાદવને કાઢી નાખે છે, સુકૃતને વધારે છે, પ્રશંસાને વિસ્તારે છે, દેવતાઓને નમાવે છે, ઉપાધિને હણે છે, અને લીલા માત્રમાંજ સ્વર્ગ અને મોક્ષને રચે છે અર્થાત્ સ્વર્ગ અને મોક્ષને આપે છે. "



બાજી આ શતરંજ બુદ્ધિબળથી રંગે રસિકો રમો,
બાજી ચોસઠ સ્થાનવાળી મુકીને મ્હોરાં પછી ગોઠવો. ટુક-૧

વાંચો સામેનું કાવ્ય- "શતરંજકાવ્ય."

# શતરંજ કાવ્ય.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.



બાજી આ શતરંજ બુદ્ધિબળની રંગે રસિકો રમો,
બાજી ચોસઠ સ્થાનવાળી મુકીને મ્હોરાં પછી ગોઠવો;
છેડે હાથી, નજીક અશ્વ મુકીને, પાસે મુકી ઉંટને,
રાજાને જમણા સ્થળે, વજીરને દો સ્થાન ડાબા સ્થળે. ૧

આગે લશ્કર આઠ પાયદળનું સીધી રીતે ગોઠવો,
સામે આમ તમામ લશ્કર મુકી સંગ્રામને આદરો;
હાથીની ગતિ છે સીધી રમતમાં, ને વક્ર સૌ ઉંટની,
સીધી ને વળી વક્ર છે વજીરની આઠે દિશા તે તણી. ૨

આવ્યાથી નિજ માર્ગમાં નડતરો થોભે ગતિ સર્વની,
ચાલે આગળ તે નહીં તહિં થકી પાછે રહે તેમની,

સર્વે હાથી વજીર ને ઉંટ સદા ઉભા રહીને સ્થળે
 દેખાડે નિજ જોર માર્ગ મહિં કો જ્યાં સુધી વચ્ચે નડે. ૩

અશ્વો મારી ફલંગ અષ્ટ સ્થળમાં ચાલે સદા યુદ્ધમાં,
 તે બે સ્થાન સીધા કુદી વળી પડે બાજુ પરે સ્થાનમાં,
પ્યાદાની ગતિ સીધી છેક હળવી, બાજુ પરે ના વળે,
 પાછા તેહ હઠે નહીં કદી જરા, અક્કેક સ્થાને ચડે, ૪

દેખાડે નિજ જોર વક્ર ગતિએ આગે સદા એમની,
 ચાલે એકજ સ્થાન તે હર દિને, દે જોર પાછે નહીં.
આઠે બાજુ અકેક સ્થાન રમતાં રાજા સદાયે ખસે,
 ચાલે એકજ વાર અશ્વગતિએ જ્યાં સુધી શ્હે ના પડે. ૫

મારે શત્રુ તમામ પ્રાણી બળથી જે જે જગે જોર દે,
 રાજા મારી શકે નિરાશ્રિત જીવો, આશ્રિતને ના અડે,
હાથીથી, ઉંટથી, અને વજીરથી સંહારતાં રાયને
 મ્હોરૂં જે વચમાં અરિતણું નડે તે મ્હોરૂં ના જોર દે. ૬

મારે તે નવ કોઈને જરી વળી, ચાલી શકે તે નહીં,
 રાજાને મરતો અરિબળ થકી બેશી બચાવે તહીં,
રાજા જે નિજ પ્રાણીને રણ મહીં પાસે રહી જોર દે;
 સુખે પ્રાણી મરાય તે ભય વિના બેથી કદી જો મરે. ૭

હાથીથી, ઉંટથી, અને વજીરથી સંહારતાં રાયને,
 મ્હોરૂં જે નિજ માર્ગમાં પડી રહે આશ્રિત મારેજ તે.
પ્યાદા જો કદી આઠ સ્થાનજ ચડે તો રૂપ બીજું ધરે,
 જે મ્હોરા તણું સ્થાન હોય અરિનું તે સ્થાનનું તે બને. ૮

બાજી આ શતરંજ આમ રસિકો ખેલો મહા સુખથી,
કિન્તુ ભૂપતિ મારશો નવ કદી સંગ્રામમાં જોરથી,
ઘેરી આઠ દિશા થકી બહુ બળે રાજા કરો મ્હાત તે,
જે જે મ્હાત કરે ઠરે વિજયિ તે, હારે બને મ્હાત જે. ૯

દોહરો.

બાજી આ શતરંજના છે બે સાર પ્રકાર,
જોરી ને નાજોરી છે, રમતાં હર્ષ થનાર, ૧૦
નાજોરી રમતાં જીવો મરાય છે આશ્રિત,
જોરી રમતાં બાજી આ મરાય નિરાશ્રિત. ૧૧

**વિવેચન**—ભારતવર્ષની બલ્કે આખી દુનિયાની રમતગમતની જે જે બાજીઓ છે તેમાં **શતરંજ બાજી** સૌથી શ્રેષ્ટ પદ ધરાવે છે. ચોપાટ પત્તાંબાજી વીગેરે એવી જે જે બાજીઓ છે તેની હારજીતનો પ્રશ્ન પાસાના દાવ પડવા ઉપર, પત્તાં આવવા ઉપર વીગેરે એવા પ્રાપ્ત થતા સંયોગો ઉપર આધાર રાખે છે કે જેમાં કર્મવાદનો અંશ સમાયેલો છે પરંતુ આ શતરંજબાજી કેવળ બુદ્ધિબળ ઉપર અર્થાત્ પુરૂષાર્થ ઉપર જ અવલંબીને રહેલી છે, ને તેજ કારણથી તેને **બુદ્ધિબળની બાજી** કહેવામાં આવે છે. આ બાજી તર્કશકિત ખીલાવી યુદ્ધકળાનું શિક્ષણ આપે છે, કારણ કે આ બાજીમાં બે રાજાનું યુદ્ધ હોય છે, બંને પાસે હાથી ઘોડા ઉંટ અને પ્યાદાનું લશ્કર હોય છે. તે લડાયક બળ વડે બંને રાજા નિયમાનુસાર સામ સામા લડે છે. લશ્કરમાં મારઝુડ થઈ કાપા કાપી થાય છે, પરંતુ રાજાને નહીં મારતાં તેને કેદ કરવામાં આવે છે. સામા ઉપર હુમલો કરવો, પોતાના ઉપર હુમલો થતો હોય તેમાંથી બચાવ કરવો, સામાના લશ્કરને મારવું અને પોતાનું બચાવવું એમ અનેક પ્રકારની યુકિતઓ આ બાજીમાં રચવાની હોય છે તેથી આ બાજીને દુનિયાના તમામ દેશો એકે અવાજે વખાણી રહ્યા છે. આ કારણથી આ બાજી કયા વખતમાં અને કયા દેશમાં જન્મ પામી વીગેરે હકીકત જાણવાની વાચક-

વર્ગને સ્વાભાવિક રીતે જીજ્ઞાસા ઉત્પન્ન થાય તે માટે ઉપર લખેલા કાવ્યની સમજુત આપતા પહેલાં તેના ઈતિહાસનો આછો ખ્યાલ આપવો ઉચિત ધારૂં છું.

**ઇતિહાસ**— શતરંજ બાજી સંબંધી કેટલીક ઐતિહાસિક માહિતી અલીગઢ નિવાસી બાબુ પ્યારેલાલ જમીનદારે **જૉહરેતફરીહ** (આનંદનો સાર) એ નામનું પુસ્તક સન ૧૮૯૯માં ઉર્દુ ભાષામાં પ્રસિદ્ધ કરેલું છે તેમાં જુદી જુદી રમતો સંબંધી વિદ્વતા ભરેલા લેખો લખેલા છે તેમાં શતરંજ સંબંધી પણ ઈતિહાસ આપેલો છે તેમાંથી મળી આવે છે; તે જણાવે છે કે—

"આ શતરંજબાજી હિન્દુસ્થાનમાં ઉત્પન્ન થયેલી છે. તેનું સંસ્કૃત નામ **ચતુરંગ** છે. ચતુરંગ એટલે જેને ચાર અંગ છે એવી બાજી. હિન્દુસ્થાનમાં પ્રાચીન વખતમાં લશ્કરમાં ખાસ પાયદલ, ઘોડા, ઉંટ અને હાથી એમ ચાર બળવાળાં અંગ જોવામાં આવતાં. આ બાજીમાં પણ તેજ ચાર બળ જોવામાં આવે છે, રામચંદ્રજીના સમયમાં પણ આ બાજી રમાતી હતી એવું વાલ્મિકી રામાયણમાંથી પણ મળી આવે છે. મહાભારતમાં પણ તેનું વર્ણન છે. ભવિષ્યપુરાણમાં જણાવ્યું છે કે વ્યાસજીએ રાજા યુધિષ્ટિરને શતરંજ રમતાં શીખવ્યું હતું. આ બાજી સંબંધી ચતુરંગકેરલી, ચતુરંગપ્રકાશ વીગેરે સંસ્કૃત ભાષામાં પુસ્તકો પણ છે. ગૌતમ ઋષિએ તે બાજી કેવી રીતે રમવી તેના નિયમો પણ ઘડેલા છે. સરસ્વતી કંઠાભરણ પુસ્તકમાં ઘોડાને બાજીમાં દરેક ખાનામાં ખેલાવવા સંબંધી સારી રીતે લખેલું છે. રાવણ યુદ્ધનો વધારે શોખીન હોવાથી વારંવાર લડાઈ કરી સંહાર કરતો તે જોઇ તેની રાણી મંદોદરીએ યુદ્ધકુશળ વિદ્વાનોને ભેગા કરી આ પ્રકારની યુદ્ધની બાજીની રચના કરી.

આ બાજી ઇરાનના (પરશીઆ) બાદશાહ નવસેરવાનને છઠ્ઠા સૈકામાં હિન્દુસ્થાનમાંથી કેટલીક ભેટો મોકલવામાં આવી હતી તેમાં આ બાજી પણ ભેટ તરીકે હતી, ત્યાંથી તે અરબસ્થાનમાં ગઇ. ત્યાં

તેનું નામ **ચતુરંગ** બદલાઇ **શતરંજ** પડયું. " ચતુરંગ " શબ્દમાં " ચ " અને " ગ " એ બે અક્ષરો છે પરંતુ તે બે અક્ષરો અરબી ભાષામાં નથી તેથી " ચ " ને બદલે " શ (શીન)" અને " ગ " ને બદલે " જ (જીમ)" નિયમ પ્રમાણે ફેરવાઇ **શતુરંજ** શબ્દ બન્યો અને તે ઉપરથી ત્યાંની લૌકિક ભાષામાં **શતરંજ** શબ્દ થયો. આ બાજીને અરબસ્થાનમાંથી મૂર લોકો સ્પેનમાં લઇ ગયા અને ત્યાંથી ફ્રાન્સમાં અને નવમા સૈકામાં ઇંગ્લૅંડ ગઇ." એ પ્રમાણે બાબુ પ્યારેલાલે જણાવેલી હકીકતનો સાર છે.

ઉપરના ઇતિહાસની પુષ્ટિમાં નેલ્સનના એન્સાઇકલોપીડીઆના છઠ્ઠા ભાગમાં (Nelson's Encyclopædia Vol. VI) પૃષ્ટ ૪૧ ઉપર શતરંજ (chess) સંબંધી લખતાં જણાવ્યું છે કે "History—The weight of authority leans in favour of India as being the birth-place of the game. From India it found its way, according to Sir William Jones, in the 6th century into Persia. The Arabians then acquired it on taking possession of Persia in the 7th century, and through them it came into Europe before the 11th century."

અર્થાત્ આ બાજીની જન્મભૂમિ હિન્દુસ્થાન છે એમ માનવું વધારે પ્રમાણ ભૂત જણાય છે. સર વીલીયમ જોન્સના જણાવ્યા પ્રમાણે છઠ્ઠા સૈકામાં તે હિન્દુસ્થાનમાંથી ઇરાનમાં આવી. પછી આરબ લોકોએ સાતમા સૈકામાં ઇરાનનો કબજો લીધો તે સાથે તે અરબસ્તાનમાં આવી અને તેમની મારફત અગીઆરમા સૈકાના પહેલાં તે યુરોપમાં દાખલ થઇ.

એ પ્રમાણે ઇતિહાસ જણાવી હવે ઉપરના શતરંજ કાવ્યનો ભાવાર્થ સમજુતી સાથે નીચે પ્રમાણે આપવામાં આવે છે—

## શતરંજ કાવ્યની સમજુતી.

[ શત્રુનું લશ્કર ]

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હા | અ | ઉં | રા | વ | ઉં | અ | હા |
| પા | પા | પા | પા | પા | પા | પા | પા |
| क | ख | ग | घ | च | छ | ज | झ |
| ञ | ट | ठ | ड | ढ | ण | त | थ |
| द | ध | न | प | फ | ब | भ | म |
| य | र | ल | व | स | ह | क्ष | ज्ञ |
| પા | પા | પા | પા | પા | પા | પા | પા |
| હા | અ | ઉં | વ | રા | ઉં | અ | હા |

[ પોતાનું લશ્કર ]

**ટુકવાર સમજુતી**—(૧) ઉપર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચોરસ ચોસઠ સ્થાન ( squares ) વાળા ચિતરેલા પાટીઆ ( chess-board ) ઉપર આ શતરંજ બાજી ( chess ) બે માણસથી રમાય છે; રમતાં ભૂલ ન થાય તેવા હેતુથી એકી અને બેકી સ્થાન જુદા રંગનાં હોય છે અગર તેમાં કોઈ પ્રકારની નિશાની હોય છે. રમવાનાં એકંદર મ્હોરાં–રમકડાં (chessmen) ૩૨ હોય છે તેમાં અકેકના ભાગ સોળ સોળ આવે છે. આ પ્રમાણે સોળ સોળનાં બે સરખાં લશ્કર બની રહે છે. ઓળખાઈ શકે તેટલા માટે બંને લશ્કરના રંગ જુદા જુદા હોય છે. લશ્કરની અંદર એક રાજા ( king ), એક વજીર ( queen ), બે ઉંટ ( bishops ), બે અશ્વ ( knights ), બે હાથી ( rooks or castles ) અને આઠ પાયદલ ( pawns ) હોય છે. આ પ્રમાણે બીજા લશ્કરનાં મ્હોરાં હોય છે. બે છેડે બે

હાથી, હાથીની પાસે અશ્વો, અશ્વોની પાસે ઉંટ અને બાકી રહેલા વચ્ચેના બે સ્થાનમાં રમનારના જમણા સ્થાને રાજા અને ડાબા સ્થાને વજીરને ગોઠવવો.

( ૨ ) આ પ્રમાણે ગોઠવેલાં આઠ મ્હોરાંની આગળના આઠ સ્થાનમાં આઠ પાયદલ ગોઠવવાં. આ રીતે સામી બાજુના લશ્કરનાં મ્હોરાં ગોઠવી બાજી રમવી શરૂ કરવી. ( અંગ્રેજ લોકો પ્રતિપક્ષના રાજાને રાજાની સામેના અને વજીરને વજીરની સામેના સ્થાનમાં ગોઠવે છે પણ બંને બાજીની સમાનતાના સિદ્ધાંત પ્રમાણે તે બરાબર નથી, ) સ્પષ્ટ રચના સમજાય તે માટે ઉપરના ચિત્રમાં મ્હોરાંનાં નામ ગુજરાતી અક્ષરોમાં ટુંકામાં લખી બતાવ્યાં છે અને મધ્યમાં જે બાળબોધ અક્ષરો મુકયા છે તે રમતની સમજુતી માટે છે.

હાથીની ચાલ હમેશાં ચારે બાજુ સીધી ગતિમાં ( forward, backward and laterally ) હોય છે; દાખલા તરીકે क સ્થાને હાથી હોય તો તે એકદમ ચાલી ज्ञ અથવા य સ્થાને આવી શકે, य થી ज्ञ અને ज्ञ થી ज्ञ સ્થાનમાં પણ જઈ શકે.

ઉંટની ચાલ ચારે ખુણે વાંકી (diagonally) હોય છે; य સ્થાને ઉંટ હોય તો તે घ સ્થાને જઈ શકે અને ત્યાંથી क्ष સ્થાને પણ આવી શકે.

વજીરની ગતિ સીધી અને વાંકી બંને હોય છે એટલે તે હાથી અને ઉંટ પ્રમાણે ચાલી શકે છે.

( ૩ ) આ ત્રણેમાંથી કોઈ પણ પોતાના માર્ગમાં હરકત આવવાથી આગળ વધી શકે નહીં; थ સ્થાને હાથી છે અને ड સ્થાને કંઈ મ્હોરૂં હોય તો હાથી ढ સ્થાન સુધી આવી શકે, પરંતુ તેને ઓળંગીને તેનાથી આગળ જવાય નહીં. આ પ્રમાણે ઉંટ અને વજીરનું પણ સમજવું.

આ ત્રણે જ્યાં સુધી પોતાનો માર્ગ ખુલ્લો હોય ત્યાં સુધી પોતાનું જોર બતાવી શકે છે અર્થાત્ શત્રુના નડતા નિરાશ્રિત (જોર વગરના)

મ્હોરાને તે જગાએ આવી મારી શકે અને પોતાના મ્હોરાને બચાવી શકે છે; व સ્થાને પોતાનું ઉંટ છે અને ण સ્થાને શત્રુનો નિરાશ્રિત અશ્વ હોય તો ઉંટ અશ્વને મારી તે સ્થાને બેશી શકે પરંતુ તેજ ચાલમાં આગળ પાછળ જઈ શકે નહીં અર્થાત્ ण સ્થાને મારી ज સ્થાને બેશી શકે નહીં. કદાચ તે ण સ્થાને પોતાનો અશ્વ હોય તો અને તેને મારવાને ज સ્થાને શત્રુનો ઉભો રહેલો હાથી આવતો હોય તો ઉંટ હાથીથી અશ્વને મરવા દેશે નહીં, કારણકે જો હાથી અશ્વને મારે તો ઉંટ હાથીને મારે પરંતુ ( જોરી બાજીના નિયમાનુસારે ) તે હાથી તે અશ્વને મારી શકે નહીં અને એમ કહેવાય કે તે અશ્વને ઉંટની શેહ છે મતલબ કે જોર છે. આ પ્રમાણે વજીર તેમજ હાથીનું પણ સમજવું. ( નાજોરી બાજીમાં મારી શકાય, તેનો ખુલાસો છેવટમાં સમજાશે ).

( ૪ ) અશ્વની ગતિ અઢી ઘરની ગણાય છે એટલે સીધાં બે સ્થાન અને ત્રીજું બાજુ પરનું ( એક બે ને અઢી એમ બોલવાની રૂઢી છે અર્થાત્ એક બે અને ત્રણ ), प સ્થાને અશ્વ હોય તો તે ब સ્થાન સુધી કુદી તરતજ બાજુ પર ण અગર ह સ્થાનમાં એકજ ચાલે આવી શકે. આ પ્રમાણે प સ્થાનનો અશ્વ ग, च, ण, ह, રાજાની આગળના પાયદલના સ્થાનમાં, ઉંટની આગળના પાયદલના સ્થાનમાં, र અને ट, આવા આઠ સ્થાનમાં વચ્ચે પડેલાં રમકડાંને ઓળંગી કુદી શકે. જેમ ઉંટ, હાથી અને વજીર જોર બતાવી શકે છે તેમ અશ્વ પણ જોર દર્શાવી શકે છે અર્થાત્ તે આઠ સ્થાનમાં પડી રહેલાં શત્રુનાં નિરાશ્રિત મ્હોરાંને મારી શકે અને પોતાનાં મ્હોરાંનું રક્ષણ કરી શકે. જે જે રમકડાં જેના જોરમાં હોય છે તે તે તેની શેહમાં છે અગર તેના જોરમાં છે એમ બોલવાનો ચાલ છે.

પાયદલની ગતિ આગળ સીધી ( forward ) હોય છે, પરંતુ તે એકજ ચાલે એકજ સ્થાન ચાલી શકે છે. બાજુ પર તેમજ પાછળ ચાલી શકે નહીં. આપણું घ સ્થાનનું પાયદલ ट સ્થાને આવી શકે

પરંતુ ञ, द, य, र, ल, न અને ठ સ્થાનમાં જઈ શકે નહીં, તેમજ તેનાથી એકદમ એકજ ચાલે ख સુધી પણ જવાઈ શકે નહીં. તેજ પ્રમાણે શત્રુનું ठ સ્થાનનું પાયદલ न સુધી આવી શકે અને આસપાસ કોઈ પણ સ્થાને જઈ શકે નહીં.

( ૫ ) આ છતાં પણ જોર આપવાની પાયદલની શક્તિ વિચિત્ર છે. પ્રથમ દર્શાવ્યા પ્રમાણે હાથી, અશ્વ, ઉંટ અને વજીર જે સ્થાને પોતે જઈ શકે તે સ્થાને જોર આપી શકે છે પરંતુ પાયદલ પોતાની ચાલના સ્થાનમાં જોર ન દર્શાવતાં પોતાની આગળનાં બે (ડાબા જમણી) વક્ર સ્થાનમાં (diagonally–ઉંટની માફક પણ માત્ર એકજ ઘર ) વક્ર ગતિએ જોર બતાવી શકે છે; આપણું फ સ્થાનનું પાયદલ ड અને ण સ્થાનમાં જોર દેખાડી શકે પરંતુ બીજી કોઈપણ જગાએ જોર આપવા અશક્ત છે; તેજ પ્રમાણે શત્રુનું त સ્થાનનું પાયદલ व અને म સ્થાનમાં જોર બતાવી શકે, પરંતુ બીજા કોઈ પણ સ્થાને બતાવી શકે નહીં.

રાજા પોતાના સ્થાનની આઠે બાજુએ પાસેની દરેક જગોએ ચાલી શકે છે પરંતુ તેનાથી એક સ્થાનથી વધારે આગળ વધાય નહીં. त સ્થાનનો રાજા छ, ज, झ, थ, म, म, व, અને न સ્થાનમાં જઈ શકે, તેથી આગળ એકજ ચાલે ખશી શકે નહીં. હાથી, અશ્વ, ઉંટ, અને વજીર પ્રમાણે રાજા પણ પોતાની ગતિએ જોર આપી શકે છે; વિશેષમાં જ્યાં સુધી શત્રુ તરફથી રાજાને શેહ (check) પડી નથી મતલબ કે મારવાને (capture) જોર દર્શાવવામાં આવ્યું નથી ત્યાં સુધી રાજા અશ્વની માફક આડી વક્ર ગતિએ પણ જોર બતાવી શકે પણ એકજ વખત આડી ફરી શકે છે. म સ્થાને શત્રુનો વજીર અને પોતાના ઉંટ આગળનું પાયદલ આગળના ह સ્થાનમા છે, હવે રાજાને મારવાને વજીરને વચ્ચે કોઈ પણ હરકત નથી, આ પ્રમાણે વજીર આવે તો રાજાને શેહ પડી કહેવાય અને આ શેહ ટાળવાને રાજાને તે સ્થાનથી ખસેડવો જોઈએ અગર તો

વચ્ચે કંઈ પણ મ્હોરૂં મુકી શેહમાંથી મુક્ત કરવો જોઇએ; આપણે જોઈએ છીએ કે રાજાને ખસવાનો માર્ગ નથી, અને મરતો બચાવવો તો જોઈએ, નહીં તો મ્હાત-કેદ ( checkmated ) થયો ગણાય; વચ્ચે કંઈ મ્હોરૂં મુકવું જોઇએ, માટે આપણા અશ્વ આગળનું પાયદલ ક્ષ સ્થાનમાં મુકવાથી રાજા વજીરની શેહમાંથી મુક્ત થશે. વચ્ચે મુકવાને મ્હોરૂં ન હોય અને રાજાને ખસવાનો માર્ગ હોય તો રાજા ખસવો જોઇએ; આપણા રાજા આગળનું પાયદલ स સ્થાનમાં છે, थ સ્થાને શત્રુનું ઉંટ છે, म સ્થાને બેઠેલા શત્રુનો અશ્વ છે તે એકદમ કુદી थ સ્થાનના ઉંટની શેહમાં ह સ્થાને બેશી આપણા રાજાને શેહ દે છે; હવે રાજાને ખસવા શિવાય બીજો ઉપાય નથી, નહીં તો મ્હાત થાય. ખસવાને ફક્ત રાજાની આગળનું સ્થાન ખાલી છે ( આગળનું પાયદલ ઉપર स સ્થાનમાં જવાથી ) તેથી તે સ્થાનમાં રાજાને ખસેડી બચાવવાનો ઉપાય છે; આમ ખસેડવાથી રાજા શેહમાંથી મુક્ત થાય; ઉપર દર્શાવ્યા પ્રમાણે અને આ પ્રમાણે રાજાને પડેલી શેહ ટાળવી જોઇએ. આ બેમાંથી જ્યારે એક પ્રકારનો બનાવ બને ત્યારે રાજાને શેહ પડી ચૂકી એમ કહેવાય, અને આવી જ્યારે શેહ પડી ચૂકે ત્યારે રાજા અશ્વ પ્રમાણે અઢી ઘર જોર આપતો બંધ રહે.

( ૬ ) જે મ્હોરૂં જે જે સ્થળે જોર આપી શકે છે તે તે સ્થળે સામા પક્ષનું જે મ્હોરૂં નિરાશ્રિત કે આશ્રિત હોય તેને તે મારી શકે છે. પરંતુ રાજા ફક્ત નિરાશ્રિત અર્થાત્ જોર વગરનાં મ્હોરાંને મારી શકે, આશ્રિતને કોઇ પણ પ્રકારે અડી શકતો નથી. જો કદાપિ આશ્રિતને મારવા જાય તો જોર આપનાર રાજાને મારી નાખે તે ભયથી રાજા આશ્રિતને મારી શકતો નથી.

બાજી રમતાં કોઈ કોઈ પ્રસંગે હાથી, ઉંટ, અને વજીરને પોતાની ગતિ વડે રાજાને મારતાં કદાચ રાજાનું એકાદ મ્હોરૂં વચ્ચે આવી પડી અડચણ કરતું હોય તો તે મ્હોરૂં ઉઠી શકે નહીં અર્થાત્ જોર આપી શકે નહીં; અને તે અર્દબમાં છે અથવા ઉઠી શકતું નથી ( Interpose )

એમ બોલવાનો રીવાજ છે. घ સ્થાને આપણો રાજા છે, म સ્થાને શત્રુનો હાથી, प સ્થાને આપણું પાયદલ, ढ સ્થાને આપણું ઉંટ અને ज સ્થાને શત્રુનો અશ્વ છે, કદાચ प સ્થાને પાયદલ ન હોય તો म સ્થાનનો હાથી રાજાને મારી શકે, પરંતુ તે પાયદલ વચ્ચે પડી રહીને રાજાને મરતો બચાવે છે; આ પાયદલના જોરમાં ढ સ્થાને ઉંટ છે, તો શત્રુનો ज સ્થાનનો અશ્વ તે પાયદલના જોરમાં પડી રહેલા ઉંટને મારી શકે, કારણ કે જો પાયદલ અશ્વને મારવાને જાય તો રાજા મરી જાય, પરંતુ રાજા મરવો જોઇએ નહીં, માટે प સ્થાનનું પાયદલ જોર આપી શકે નહીં તેમજ ત્યાંથી ખશી પણ શકે નહીં, કારણ કે ખસે તો પણ રાજા માર ખાય. કદાચ ખસવાથી રાજા ન મરતો હોય તો સુખે ખશી શકે પરંતુ જોર દર્શાવી શકે નહીં; જો આપણો વજીર ब સ્થાનમાં હોય તો શત્રુના રાજાની આગળનું પાયદલ જો ખશીને घ સ્થાનમાં આવે તો રાજાને કોઇ પણ પ્રકારે હરકત આવે નહીં, અને તેથી શેહ પણ પડે નહીં, પરંતુ તે પાયદલ ग અને च સ્થાનમાં જોર આપી શકવા અશક્ત છે કારણ કે જો તે સ્થાનમાં કોઈને મારવા જાય તો રસ્તો સીધો થવાથી વજીર રાજાને મારી નાખે, પરંતુ રાજા મરવો જોઇએ નહીં; માટે રાજાને શેહ ન પડે તેવી રીતે પાયદલ અથવા કોઈ પણ મ્હોરૂં ચાલી શકે પરંતુ જોર આપી શકે નહીં.

બાજી રમતાં નાના પ્રકારની મુસ્કેલી પડે છે પરંતુ "રાજા કદી મરવો જોઇએ નહીં" એ નિયમ ધ્યાનમાં રહે તો વિના હરકતે શંકા દૂર કરી બાજી રમી શકાય; દાખલા તરીકે क સ્થાને શત્રુનો રાજા છે, प સ્થાને આપણો રાજા છે, म સ્થાને આપણો હાથી છે; તે હાથી ખશીને રાજાને શેહ દેવાને झ સ્થાને આવે છે; શેહમાંથી મુક્ત કરવાને શત્રુનો અશ્વ કુદીને ग સ્થાનમાં આવે છે, આથી હાથીની શેહ ટળી પરંતુ તેજ અશ્વથી આપણા प સ્થાને પડેલા રાજાને શેહ પડે છે; ઉપર દર્શાવવામાં આવ્યું છે કે વચ્ચે પડેલું કંઇ પણ મ્હોરૂં જોર દર્શાવી શકે નહીં, તે નિયમાનુસારે આપણા

રાજાને તે વચ્ચે પડેલો અશ્વ શેહ આપી શકે નહીં પરંતુ "રાજા કદી મરવો જોઈએ નહીં" એ નિયમ લક્ષમાં રાખીએ તો તરત વિચાર આવશે કે તે અશ્વથી પ્રથમ આપણો રાજા મરે છે માટે રાજા મરતો બચાવવો જોઇએ. આવો જ્યારે પ્રસંગ બને ત્યારે વચ્ચે આવેલું કંઇ પણ અર્દ્ધબળું મ્હોરૂં માત્ર રાજાને શેહ (counter attack) આપી શકે. રાજા મરવો જોઈએ નહીં એ મુખ્ય નિયમ ધ્યાનમાં રાખવો.

(૭) આવી રીતે વચ્ચે આવેલું કોઇપણ મ્હોરૂં માત્ર રાજાને મરતો બચાવે છે, તે કોઇને મારી શકતું નથી. તેમજ જોર પણ દર્શાવી શકતું નથી. રાજાના જોરમાં પડી રહેલું મ્હોરૂં કદાચ શત્રુના બે મ્હોરાથી મરતું હોય તો તે બે મ્હોરામાંથી એકનાથી મરી શકે. प સ્થાને પોતાનો રાજા છે અને फ स्थाने પોતાનું ઉંટ છે, ठ સ્થાને શત્રુનો અશ્વ અને म સ્થાને શત્રુનો હાથી હોય તો હાથી અથવા અશ્વ એ બેમાંથી એક રાજાના જોરમાં રહેલા फ સ્થાનના ઉંટને બીન ધાસ્તીથી મારી શકે, હાથી અથવા અશ્વને રાજા મારી શકે નહીં. કારણ કે જો હાથી ઉંટને મારે અને રાજા હાથીને મારવા આવે તો અશ્વ રાજાને મારી શકે, જો કદાચ અશ્વ ઉંટને મારે અને રાજા અશ્વને મારવા આવે તો હાથી દોડી આવી રાજાને મારી શકે, પરંતુ રાજા મરવો જોઈએ નહીં; માટે નિયમાનુસારે ઉંટ મરાય, અને રાજાથી અશ્વ અગર હાથીને મારી શકાય નહીં.

(૮) રમતાં શત્રુના હાથી ઉંટ અને વજીરને પોતાની ગતિથી આપણા રાજાને મારવા જતાં કદાચ શત્રુનું જે એક મ્હોરૂં વચ્ચે પડી રહી શેહ દેતાં અટકાવતું હોય તે ગમે તે આશ્રિત અગર નિરાશ્રિતને મારવા શક્તિવાન છે, અને તેના ઉઠવાથી હાથી ઉંટ અથવા વજીર, રાજાને શેહ આપે. આ શેહ 'ઉડંત શેહ' (Discovered check) કહેવાય છે; व સ્થાને આપણો રાજા હોય, ज સ્થાને શત્રુનો વજીર હોય અને વચ્ચે फ સ્થાને પણ શત્રુનો અશ્વ હોય, ठ સ્થાને આપણો હાથી હોય

અને घ સ્થાને આપણું પાયદલ હોય તો फ સ્થાનનો અશ્વ घ સ્થા-નના પાયદલના જોરમાં પડી રહેલા ठ સ્થાનના હાથીને નિર્ભયપણે મારી શકે કારણ કે તે અશ્વના ઉઠવાથી તે જગા ખાલી પડવાથી માર્ગ સીધો થવાથી ज સ્થાનના વજીરની રાજાને શેહ પડે છે, માટે घ સ્થાનનું પાયદલ, હાથીને મારીને તે સ્થાનમાં આવેલા અશ્વને મારી શકે નહીં, કદાચ મારવા જાય તો તે પહેલાં વજીર રાજાને મારી શકે, પરંતુ રાજા મરવો જોઇએ નહીં અને એકી વખતે બે ચાલ ચલાવી શકાય નહીં, માટે फ અથવા ण સ્થાનમાં પડી રહેલું ગમે તે મ્હોરૂં કોઈ પણ આશ્રિત મ્હોરાને ધાસ્તી વિના મારી શકે.

કોઈ પ્રસંગે બાજીનાં ઘણાં મ્હોરાં મરી જવાથી ઠેઠ ઉપરના સ્થાને પાયદલ ચડે છે, ત્યારે તે સ્થાનમાં જે મ્હોરૂં ગોઠવવામાં આવતું હોય તે મ્હોરૂં તે પાયદલ પોતાનો ભોગ આપી બની શકે છે. આપણા હાથી આગળનું પાયદલ य, द, ज, क એમ અકકેક સ્થાન વધીને શત્રુના હાથીના સ્થાને ચડી રહ્યું હોય તો તે પાયદલને દૂર કરીને આપણે તે જગાએ આપણો હાથી (મરી ગયો હોય તો જ) બનાવી શકીએ. તેમ બીજું કોઈ પાયદલ વધી વધીને રાજાના સ્થાને આવે તો વજીર બને, કારણ કે રાજા મરતો નથી તો ફરીને ક્યાંથી આવી શકે? માટે તે જગાએ વજીરનો વિશેષ લાભ આપ્યો છે.

(૯) આવી રીતે એક પછી એક એમ ચાલ ચાલી રાજાને શેહ આપી કોઈ પણ રીતે ચાલી શકે નહીં એવી રીતે સપડાવી મ્હાત-કેદ કરવો. બાજી પરથી દરેક મ્હોરૂં લઈ લેવાથી અને તેમને નીચેની રચના પ્રમાણે ગોઠવવાથી મ્હાત કરવાની સ્પષ્ટ યુક્તિ સમજાશેઃ—

प સ્થાને આપણો રાજા, थ સ્થાને શત્રુનો હાથી, ख સ્થાને શત્રુનો અશ્વ, ल સ્થાને આપણું પાયદલ, ज સ્થાને શત્રુનું ઉંટ, न સ્થાને શત્રુનો બીજો અશ્વ, घ સ્થાને શત્રુનું ઉંટ, ह સ્થાને આપણો વજીર, क અને घ સ્થાને આપણા બે અશ્વ, ज्ञ સ્થાને શત્રુનો વજીર, ह સ્થાને

આપણું ઉંટ અને च સ્થાને શત્રુનું પાયદલ છે, આ પ્રમાણે આટલાં મ્હોરાં ગોઠવેલાં છે (સ્પષ્ટ સમજ પડે એજ માટે ફક્ત આટલાં ગોઠવવાં ઠીક છે). આપણે જોઈએ છીએ કે રાજાને કયાંહિ પણ ખસવાનો માર્ગ નથી, જ્યાં જાય ત્યાં માર ખાય છે; व સ્થાને જાય તો ज સ્થાનવાળું ઉંટ મારે, स સ્થાનમાં જાય તો न સ્થાનનો અશ્વ મારે, फ સ્થાને જાય તો ज સ્થાનનું ઉંટ મારે, ढ સ્થાને આવે તો घ સ્થાનનું ઉંટ, थ સ્થાનનો હાથી તેમજ न સ્થાનનો અશ્વ મારે, અને ठ સ્થાને આવે તો घ સ્થાનનું ઉંટ મારે; જે સ્થાને રાજા ઉભો છે તેજ સ્થાન માત્ર નિર્ભય છે; હવે જો च સ્થાનનું પાયદલ ખસેડી ढ સ્થાનમાં મુકવામાં આવે તો રાજાને શેહ પડે, રાજાને ખસવાનો કોઇ પણ પ્રકારે માર્ગ નથી, શેહમાંથી મુક્ત થવાનો ઉપાય નથી; શેહ દેનાર પાયદલ, ઉંટ, હાથી અને વજીર એ ત્રણેના જોરમાં છે તેથી તેને મારી પણ શકાય નહીં, માટે રાજા પાયદલથી મ્હાત થયો કહેવાય. આમ જે રાજા મ્હાત થાય તે પ્યાદમ્હાત સમજવો. જે મ્હોરાની (marked pawn) શેહ દેવાથી રાજા મ્હાત થાય તે વડે તે મ્હાત થયો એમ ગણાય છે. રાજાને કદાપિ મારવો જોઇએ નહીં, મરતો હોય તો આગળથી જણાવવું કે રાજાને શેહ પડે છે: આ પ્રમાણે જે મ્હાત કરે તેણે જીત મેળવી કહેવાય.

રમતમાં બે રાજા કદાપિ પાસપાસે આવી શકે નહીં, કારણ કે પાસે આવનાર રાજા બીજા રાજાથી મરી જાય; र સ્થાને આપણો રાજા છે, ञ સ્થાને શત્રુનો રાજા છે, અને ज અને झ સ્થાને આપણા બે હાથી છે; झ સ્થાનનો હાથી थ સ્થાનમાં આવી શત્રુના રાજાને શેહ આપે છે; द અને घ સ્થાન શિવાય દરેક જગાએ રાજાને હાથીની શેહ પડે છે, જો હવે द કે घ સ્થાને રાજા ખસે તો આપણો રાજા તેને મારે, પરંતુ રાજા મરવો જોઈએ નહીં, તેથી તે આવી રીતે મ્હાત થાય. બચવાને તેમજ બીજા કોઈ પણ કારણથી રાજા રાજા પાસે આવી શકે નહીં.

બાજી શરૂ કરતાં પ્રથમ વખતે દરેક શતરંજ રમનાર એકી વખતે બે અગર ચાર ચાલો ચાલે છે પરંતુ એક મ્હોરાની બે ચાલ ચાલી શકાય નહીં. એવો ચાલ છે કે હાથી, રાજા અને વજીરની આગળનાં પાયદલ પ્રથમ એકજ ચાલે બે સ્થાન ચાલી શકે છે. એક વાર ચાલ ચાલ્યા પછી બે સ્થાન ચડી શકે નહીં. જોર તો બતાવે છે તેજ, વિશેષ નહીં.

(૧૦-૧૧) આ બાજી બે પ્રકારની છે. એક જોરી અને બીજી નાજોરી. ઉપર જે જે વિવેચન કર્યું તે જોરીનું સમજવું. જોરી બાજીમાં નિયમાનુસારે માત્ર નિરાશ્રિત રમકડાં મારી શકાય પરંતુ નાજોરીમાં આશ્રિત તેમજ નિરાશ્રિત બંને મારવાને કોઇપણ પ્રકારનો બાધ નથી. માર મારી માર ખાવો એવું નાજોરીમાં વારંવાર બને છે કારણ કે આશ્રિતને મારવાથી આશ્રય આપનાર કુદીને મારી શકે; આ નાજોરીમાં અતિશય બુદ્ધિ ચલાવવી પડે છે કારણ કે શત્રુનાં મ્હોરાં મારવાં, પોતાનું રક્ષણ કરવું, અને રાજાને મ્હાત કરવો, આવી મુખ્ય ત્રણ વસ્તુઓ સાચવવી પડે છે. સારી રીતે શતરંજ રમનાર એમ પણ શરત કરી શકે છે કે અમૂક ચાલમાં અમૂક સ્થાને અને અમૂક મ્હોરાથી રાજાને મ્હાત કરવામાં આવશે.

જોરી બાજી રમવામાં ઘણા દિવસો વહી જાય છે કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે આશ્રિત (જોરવાળાં) મ્હોરાંને મારી શકાતાં નથી અને તેમને માર્યા શીવાય સામાના રાજ્યમાં ઘુસવાને માર્ગ મળતો નથી તેમજ રાજાના રક્ષણાર્થે બાંધેલો કિલ્લો તોડી શકાતો નથી, જેથી ભિન્ન ભિન્ન યુક્તિઓ કરવા છતાં પણ બાજી પૂરી કરવામાં ઘણો વખત ચાલ્યો જાય છે, આ કારણથી ઘણાખરા નાજોરી બાજીજ રમે છે. આમાં આશ્રિતોને મારવાની છુટ હોવાથી કિલ્લા તોડી શકાય છે અને તે કિલ્લા તોડવામાં પોતાનાં મ્હોરાંનો પણ ભોગ આપવો પડે છે. આમ સામ સામી મારા મારી કરવાના પ્રસંગે ઘણાં મ્હોરાં મરી જાય છે અને થોડાં મ્હોરાંથી રમવાનો પ્રસંગ

આવે છે અને બુદ્ધિપૂર્વક ચાલાકીથી રાજાને મ્હાત કરવાનો પ્રસંગ જલ્દીથી આવે છે. અને કોઇ કોઇ વખતે તો એક પક્ષને રાજા શીવાય બીજું મ્હોરૂં રહેતું નથી. તે પ્રસંગે તેને અરધી હાર થઇ ગણાય છે. અને કોઇ વખતે તો બંને પક્ષના રાજાની સાથે એકેક મ્હોરૂં રહે છે અર્થાત્ બંનેનાં મળીને ચાર મ્હોરાં રહે છે ત્યારે તે રમત ચૌમ્હોરી ( Drawn ) થઈ કહેવાય છે અર્થાત્ બંને પક્ષની સરખી થઇ ગણાય છે.

બાજી રમનારાઓએ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ બાજી સંબંધી કેટલીક વખત રીતરીવાજની નાની બાબતોમાં પ્રાંતિક ફેરફાર જોવામાં આવે છે. જેમ કે કોઇ કોઇ લોકો રાજા, વજીર અને હાથી આગળનું પાયદળ પહેલી ચાલે બે ઘર સાથે ચલાવે છે, કોઇ એવા સખ્ત હોય છે કે રાજા મારી શકે પણ પોતાની મેળે ચાલી શકે નહીં કારણ કે ચાલે તો એટલો નબળો પડયો કહેવાય, વળી કોઇ એમ રમે છે કે છેવટે રાજાની સાથે એક મ્હોરૂં હોય છે તો તેને ગાંડુ બનાવે છે એટલે કે તે બીજાંને મારે પણ તેને કોઇ મારે નહીં. વળી યુરોપીયનો બાજી ગોઠવવામાં સરખાપણું રાખતા નથી. રાજાને રમનારના જમણા હાથે અને વજીરને ડાબા હાથે ગોઠવવાને બદલે રાજાની સામે રાજા અને વજીરની સામે વજીર ગોઠવીને રમે છે. વળી તેઓ પ્યાદુ આઠે ઘર ચડી રહે ત્યારે તેને તે સ્થાનનું મ્હોરૂં નહીં બનાવતાં ગમે તે બનાવે છે. એમ ભિન્ન ભિન્ન રીત રીવાજ જોવામાં આવે છે માટે અજાણ્યા સાથે રમતાં પહેલાં રમનારાઓએ તેવી ચાલો સંબંધી આગળથી સમજુત કરી બાજી રમવી શરૂ કરવી. જેથી આગળ ઉપર તકરારનું કારણ નહીં મળતાં શાંતિથી રમત પૂરી કરી શકાય. આ એકજ એવી નિર્દોષ બાજી છે કે જે રાજા, શ્રીમંત, સંસારી, ત્યાગી, પતિપત્ની વીગેરે નાનાં મોટાં યુવાન વૃદ્ધ સ્ત્રી પુરૂષો દુનિયાની ટીકાને પાત્ર થયા સીવાય શાંતિપૂર્વક રમી શકે છે.

## સ્વર્ગસ્થ સૌ. શાન્તા મહાસુખભાઇ.



જન્મ—વિક્રમાર્ક ૧૯૪૫ના આસો સુદ ૬
અવસાન—૧૯૬૨ના દ્વિતીય ભાદરવા સુદ ૧૦

## સદ્ગત જીવનસાથી સૌ. શાન્તાને

# અંજલિ.*

(ગઝલ)

સ્મરણમાંથી નથી ખસતી, હૃદયથી તે નથી ખસતી,
જીગર બળતું રહે હરદમ, સ્મરણમાંથી નથી ખસતી. ૧

ઘડી પ્હેલાં પૂરે પૂરી હતી આનંદી જે મૂર્તિ,
હૃદય હા બંધ પડવાથી પલકમાં તે ઉડી ચાલી! ૨

બની પૂરેપૂરી શાન્તા, હવે બોલાવી નવ બોલે,
પૂછું શું પ્રશ્ન શાન્તાને! મળે ઉત્તર હવે ક્યાંથી? ૩

જીવનસાથી! શું સંભારૂં? પ્રસંગો યાદ લાવું શું?
હૃદય ઉભરાય ઉદ્વેગે, હૃદયને કળ નથી પડતી ૪

બન્યો સહવાસ જીવનનો ખરે સૌ સ્વપ્નવત્ આખર,
હવે સંભારી રડવાનું, ફરી તે મૂર્તિ ક્યાં દેખું? ૫

જીવનના સાથીને શાન્તા! મુકી રડતો ઉડી ચાલી,
જીવનનું જે મહા સુખ તે લઈ સાથે ઉડી ચાલી. ૬

સદાનો વિયોગી સહવાસી મહાસુખ.

---

* મારી પત્ની સૌ. શાન્તા તા. ૨૬-૯-૩૬ની રાત્રે દસ વાગે એકદમ હૃદયમાં ગભરામણ થવાથી માત્ર ૨૦ મીનીટમાં જ હૃદય બંધ પડવાથી દેવગત થઈ છે. સાંસારિક, સામાજિક, ધાર્મિક આદિ કામમાં સહકાર અને મદદ આપનાર જીવનનો સાથી હમેશને માટે ગુમાવ્યો છે. ભાવી પ્રબળ છે.

સચિત્ર

# કાવ્યસરિતા

## વૈરાગ્ય તરંગ*

---

* પ્રથમ આવૃત્તિ અને આ ત્રીજી આવૃત્તિ વચ્ચેના સમયમાં મારા જીવનમાં ઘણો ફેરફાર થયેલો હોવાથી મારા અંતઃકરણમાં પણ ઘણો ફેરફાર થાય એ કુદરતી છે. એ સમયમાં મારા કુટુંબમાંથી એક પછી એક એમ ઘણાં સ્નેહી જનોનાં અકાળ સમયે અવસાન થવાથી મારૂં હૃદય ભેદાયેલું રહી મન ગત સ્મરણમાં પડી પાછળના ચિતારો દૃષ્ટિ આગળ ધરી હૃદયમાં વિરક્ત ભાવનું સ્ફુરણ કરાવે એ સ્વાભાવિક છે અને તે સમયમાં જે જે કાવ્યો લખાયેલાં છે તે તે મારા ખિન્ન હૃદયનો ઉભરો છે અને તેવાં કાવ્યોને આ **વૈરાગ્ય તરંગમાં** દાખલ કરેલાં છે. આ કાવ્યોમાં મન શું, હૃદય શું, મોહ શું, પ્રેમ શું, માયા શું, સ્મરણ શું, સુખદુઃખ શું, કાયા શું, આત્મા શું, વીગેરે અનેક પ્રકારના તર્કની ભાવનાનો પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે, અને તે પ્રકાશનાં કિરણો વાચકવર્ગને લાગણીનું ભાન કરાવે છે અને પરિણામે હૃદય ઉપર ઉંડી અસર કરે છે. ભાવનાનું સ્પષ્ટીકરણ કરવા કેટલાંક કાવ્યોની નીચે ખુલાસો કરવામાં આવ્યો છે, તેમજ કેટલાંક કાવ્યોની સાથે ચિત્રો પણ મુકવામાં આવ્યાં છે.

## Recollection.

So word by word, and line by line,
The dead man touched me from the past,
And all at once it seemed at last
The living soul was flashed on mine,
And mine in this was wound, and whirld
About empyreal heights of thought
and came on that which is, and caught
The deep pulsations of the world.

—*(Tennyson.)*

## Human Life.

Like as the damask rose you see,
Or like the blossom on the tree,
Or like the dainty flower in May,
Or like the morning of the day,
Or like the sun, or like the shade
Or like the gourd which Jonas had;
E'en such is man; whose thread is spun,
Drawn out, and cut, and so is done.
The rose withers, the blossom blasteth;
The flowers fades, the morning hasteth;
The sun sets, the shadow flies;
The gound consumes,–and man he dies!

—*(Simon Wastell.)*

**વાંચો સામેનું કાવ્ય–** "સરોવરકિનારે ચંદ્રોદય
અથવા રાત્રિ સાથે ચંદ્રની જળક્રીડા."



શર્વરીકામિની મસ્ત બની શી! કૌમુદીદામથી કેવી વિકાસે!
કેવી કરે શશી આ જળક્રીડા રંગભૂમિ રચીને સરવાસે!
શર્વરી સુંદરી આનન હાસે! ટુંક ૯–૧૦

ત્યાં હું વ્રીડાથી જરી નીચું ભાળું,
તોડી પછી શર્મ તહિંથી ચાલું. ૯[1]

**સમાધાન અને અન્ય સ્ફુરણ—**

ટાળી સરિતા સહુ મારી ભ્રાન્તિ,
હિલે પ્રકાશે સહુ શાન્તિ શાન્તિ,—
રે રે અહા ! ભેરવસાદ આવે !
કયાંથી અહા ગીત અનિલ લાવે ? ૧૦[2]

આનંદ પામે મમ કર્ણ ભારે,
કિન્તુ નહીં લોચન સ્થિર ઠારે,
ઉંચે ન કયાંહી.—શું ચકોર હા હા ! !
કેવું ધસે ચંદ્ર ભણી અહા હા ! ! ૧૧[3]

**ચકોરને—**

આકાશમાં કયાં તું ચકોર ભાસે ?
પ્રિયા તજી શું શશી પાસ નાસે ?

---

૧ કોઇ પ્રસંગે પવનનો સપાટો એકદમ પ્રવાહ સામે એવો આવે છે પ્રવાહની સપાટી ઉપરનાં તરંગો જરા અટકી પડતાં હોય તેવું લાગે છે, આથી જાણે પોતાના સમુદ્રપતિને મળવા જતી નદીની, પવનલહરી સામી મળી મશ્કરી કરે છે, જેથી નદી લજ્જાથી શરમાઇ જરા નીચું જુએ છે અને પછી જરા શરમ તોડીને ચાલતી થાય છે.

૨ ઉપર પ્રમાણે નદીનો પ્રત્યુત્તર મળવાથી શંકાનું સમાધાન થાય છે એટલામાં ભેરવપક્ષીનો સાદ કાને પડવાથી લક્ષ બદલાઇ તે તરફ જાય છે અને તે કયાં બોલે છે તેના વિચારો ઉત્પન્ન થાય છે.

૩ ભેરવનો તપાસ કરવા માટે આકાશમાં દૃષ્ટિ કરવામાં આવે છે તો ભેરવ દૃષ્ટિએ નહીં પડતાં ચકોરપક્ષી નજરે પડે છે.



તે તાણથી પટકાતી સ્ત્રીને પકડી રાખે હાથથી, વળી પાય પકડે હાથ પકડે વિષયના વિકારથી,
કદી પાસ જો નવ કોઈ તો પૂરી છૂટ ત્યાં લેવાય છે.                                  ટુક-૯

વાંચો- "વ્યભિચારી હીસ્ટીરિયાના વૈદ્યનું દૃશ્ય"

વાંચો પાછળ– "વ્યભિચારી વિદ્યાર્થીનું દશ્ય."



કૉલેજનો વિદ્યાર્થી યુવક હોય જો વિષયી અરે,
વિદ્યાર્થિનીનો સંગ કરવા ગુપ્ત યુક્તિ આદરે,
વિધવિધ બહાનાં શોધી કાઢી વાત કરવા ચ્હાય છે. ટુક–૧૦

જો વાતમાં ફાવી ગયો તો વાત છુટથી થાય છે,
અભ્યાસનાં પુસ્તક મહીં શૃંગારરસ શોધાય છે,
શૃંગારરસના પાઠમાં અભિનયકલા ચર્ચાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૧

અભિનયકલામાં અવયવોના ભેદ સમજાવાય છે,
નાયક અને વળી નાયિકાનાં પાત્ર ત્યાં જોવાય છે,
દુષ્યંત સંગ શકુન્તલાનો ખેલ પછી ખેલાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૨

ભાનુ સમી સો અસ્ત પામે હોય જે કૈં સન્મતિ.
નાના નહીં તે સૂર્યસમ, ફરી ઉદય પામે રવિગતિ,
નિર્મૂળ આ તો થાય છે ફરી ભાસ નવ દેખાય છે.
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૩

**વ્યભિચારી સાક્ષરનું દૃશ્ય—**

વ્યભિચારી સાક્ષર* હોય તો વર્તન ચલાવે સાક્ષરી,
એકાંત મીજલસ ગોઠવે રસરંગની ચર્ચા કરી,
પછી ચાલી અંતરના અવાજે વિષયરસ પીવાય છે.
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૪

જ્યાં પ્રેમ ત્યાં નહિં ભિન્નતા ત્યાં સર્વથા છે એકતા,
એ સાક્ષરોની ફીલસુફી રતિરંગ રસમાં રેડતા,

---

* કહ્યું છે કે "किं विद्यया किं तपसा किं योगेन श्रुतेन च। किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥ જેનું મન સ્ત્રીઓએ હરણ કર્યું છે તેમને વિદ્યાથી શું ? તપથી શું ? યોગ અને શાસ્ત્રથી શું ? તેમજ વૈરાગ્ય અને મૌનથી પણ શું ? અર્થાત્ કામ ઉત્પન્ન થવાથી ઉપર જણાવેલી તમામ વસ્તુઓ દબાઈ જાય છે."

આ એકતાની ફીલસુફીમાં દેહસંધિ સધાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૫

**વ્યભિચારી ક્રાન્તિવાદીનું દશ્ય—**

વ્યભિચારી જો કદી ક્રાંતિવાદી હોય દંભી શિરોમણી,
વિધવા સ્ત્રીઓ સંગે મળે પ્રીતિ ભાઈબેન સમી ગણી,
પણ લાગ ફાવે બેનને તે દંભી પરણી જાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૧૬

**સામાન્ય પરિણામ—**

મુખે અસત્ય અમાપ છે, તે પાપથી ડરતો નથી,
રે રે વિષયરસ કારણે સૌ યોજતો રચના મથી,
નિજ દુષ્ટ કર્મો દાટવા જાણે અસત્ય ઉપાય છે !
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૭

માતાપિતાથી તે ન લાજે કોઇ આવા કર્મથી,
ભ્રાતા ન ધ્યાને ધારતો, ડરતો નહીં જગશર્મથી,
સન્મિત્રની શિખ સ્વલ્પ નવ હૃદયે કદી સમજાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૮

છે પ્રથમ તેમાં દામ, નવ કદી દામ વિના કામ છે,
વ્યભિચારમાં સપડાવનારા કામ સાથે દામ છે,
ગિરિ રમ્ય નિરખી દૂરથી તહિં સુખ લેવા ધાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૧૯

ગુમાવી બેસે માલ મિલકત, પાયમાલ બની રહે,
અવસાનમાં તેથી તજાયે જે મહીં તે સુખ લહે,



પર ઘર જઈ પર નાર સંગે પ્રેમથી રંગે રમે, શી દુર્દશા તેની બને જો પતિ પ્રવેશે તે સમે !
નીચ કર્મ સર્વ દાટવા દુઃખદ સ્થળે છેવટ સંતાય છે.
પૃષ્ઠ-૨૯૭

વાંચો આગળ ટુંક ૨૭મી– "પરનારઘરપ્રવેશનું પરિણામ."

હેવાન તેહ ગમાર તોએ કામઅંધ ગ્રહાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૦

નવ પાસ વસુ, વ્યભિચારરસ નવ જંપ આપે ચિત્તમાં,
ક્યાંથી ધસે મન અલ્પ શુભ કાર્યે કદી ઉદ્યોગમાં ?
અંતે અરે અતિ દુષ્ટ તેનો ચોરી એ ઉપાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૨૧

અંકુર સ્ફુરે છે કુમતિની વેલનાં વિષયરસે,
વિસ્તાર રસથી પામીને ફાલી રહે નિશદિવસે,
સદ્‌ભાવના બળી જાય ને સદ્‌બુદ્ધિ તરૂ સૂકાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૨

## સામાન્ય દૃશ્યો અને દુર્દશા—

હેવાન સમ ભમતો ભટકતો નીચ સ્થાને સ્થાનમાં,
સંકેત સ્થળમાં મ્હાલતો અભિસારિકાના તાનમાં,
દુ:ખસાગરે સુખ માનતો તે મગ્ન મિથ્યા થાય છે,
છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૨૩

સંકેત સ્થળ ભયકાર તે ગણી રમ્ય જાણે વાસ છે,
ક્રીડારતિની આદરે, મિથ્યા વિલાસાભાસ છે,
નીચ સ્થાનમાં સુખ માનવાને ક્યાં અરે શરમાય છે ?
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૪

જઈ જંગલે ખંડેરમાં તરૂવૃંદમાં જ્યાં ભય વસે,
કંઈ જીર્ણ ગૃહમાં કેલિ માટે રાત્રિ ને દિવસે ધસે,
કાયા પડી રૂહે અંધકારે વિષયકેદી પીડાય છે,
છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૫

ગૂમાવી બેસે સમય મિથ્યા માત્ર મળવા પર રમા,
 તત્પર દિસે સાધેલ પળ, જો કે રમાને નવ તમા,
અપમાન નવ ગણનાર તે, નિજ જાતનું નવ માન છે,
 છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૬

પર ઘર જઈ પર નાર સંગે પ્રેમથી રંગે રમે,
 શી દુર્દશા તેની બને જો પતિ પ્રવેશે તે સમે,
નીચ કર્મ સર્વે દાટવા દુઃખદ સ્થળે સંતાય છે,
 છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૭

પદ્માકરે પણ વાસ તેનો, સર્મ પક્ષ્માગ્રેથી દે,
 ઉદ્યાનની એકાંત માંહે વિષયી નર ભમતો મદે,
આહારપાણી વિણ દુઃખી પણ તેનું તેને તાન છે,
 છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૮

દેવાલયે પણ ઉપરથી બહુ ભાવ આણી જાય છે,
 વંદે પ્રભુને હસ્ત જોડી, નમી નમી ગુણ ગાય છે,
કિન્તુ અરે મન દૃષ્ટિ બે પરનારનો મુખ ઉપર છે,
 છેદો સદા વ્યભિચારને, વ્યભિચારીને ધિક્કાર છે. ૨૯

**વ્યભિચારી ધર્માત્માનું દૃશ્ય—**

વળી ધર્મના બ્હાના નીચે વ્યભિચાર કોઇ આદરે,
 ધરી દંભ મોટો યોગિનો ભોળી સ્ત્રીઓને છેતરે,
આવા ઠગારા બગસમા પણ જગતમાં પૂજાય છે.
 છેદો સદા વ્યભિચારને વ્યભિચારીને ધિક્કાર છે. ૩૦

યુવાન સ્ત્રીઓનો કરે સત્કાર હસતા મુખથી,
 આશીષ આપે નમ્રતાથી ને મધુરા શબ્દથી,

**વાંચો**- "વ્યભિચારી ધર્માત્માનું દૃશ્ય;" તથા બીજાં.



પદ્માકરે પણ વાસ તેનો, મર્મ પક્ષ્માગ્રેથી દે,—
દેવાલયે પણ ઉપરથી બહુ ભાવ આણી જાય છે,—
ધરી દંભ મોટો યોગિનો ભોળી સ્ત્રીઓને છેતરે,—
શીકાર શોધી કાઢતા પછી જાળ ત્યાં પથરાય છે.

ટુંક ૨૮-૨૯-૩૦-૩૧

વાંચો- "વ્યભિચારી ડૉક્ટરનું દૃશ્ય."



કારણ વિના સ્ત્રીનાં તપાસે ફેફસાં એ ફરી ફરી,
મૂકી નળી વળી હૃદય જોશે, આમ પેચ રમાય છે,
કુદૃષ્ટિ જ્યાં ડાકટર તણી, વિશ્વાસ શું પછી તેમનો ?

ટુક ૩૫-૩૬

## પરમાનંદ*

અથવા

## દિલ દિલગીરી કરતો નહીં.



**ગઝલ.**

(મનમેલકો ધોયા નહીં અંગુલ કીયા સો કયા ભયા ?—એ રાહ.)

તન ! રહે આનંદમાં, દિલ દિલગીરી કરતો નહીં,
ગ ને ભલે આફત પડે, ખુશ તેથી થા તું મન મહીં. એ ટેક.

આ દેહના નિજ પાપના જે દંડ વળગ્યા છે ઘણા,
ફટકા પડે તે દંડના તેમાં નવાઇ શી કહી ? ચેતન. ૧

આફત પડે છે જેટલી શિક્ષા ઘટે છે તેટલી,
જે દુઃખથી શિક્ષા ટળી તે દુઃખ નવ ગણવું કંઇ, ચેતન. ૨

---

* ભારતીય દર્શનકારો જો કે કેટલીક બાબતમાં એક બીજાથી જુદા જુદા મત ધરાવે છે પરંતુ પ્રત્યેક કર્મવાદનો સ્વીકાર કરે છે; કર્મવાદ વિષે બધા એક મત છે, અર્થાત્ મનુષ્ય જે કર્મ કરે છે તેનું ફળ તે મેળવે છે. આજ કારણથી આપણે દુનિયામાં ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ ભોગવતાં મનુષ્યાદિ પ્રાણીઓ જોઇએ છીએ; કોઇ રાજા, કોઇ શ્રીમંત, કોઇ ગરીબ, કોઇ નિરોગી, કોઇ રોગી, કોઇ આંધળો, કોઈ રોગી શ્રીમંત, કોઇ ગરીબ નિરોગી એમ અનેક પ્રકારનાં સુખી ને દુઃખી મનુષ્યાદિ દૃષ્ટિગોચર થાય છે.
એ સંબંધી ભારતીય દર્શનો પૈકી કોઇનો વિરોધ નથી. કર્મનું ફળ એવું હોય છે કે રાજા મહારાજા કે મોટા દૈવી પુરૂષોને પણ તે છોડતું નથી. તે ભોગવવા માટે પુદ્‌ગળ–દેહ રૂપી કારાગૃહમાં જન્મ લઈ રહેવું પડે છે. જ્યારે કર્મોનાં બધાં બંધન તુટી જાય છે ત્યારેજ આત્મા પુદ્‌ગળના કારાગૃહમાંથી મુક્ત થાય છે કે જે સ્થિતિને મોક્ષ કહેવામાં આવે છે. પછી તેને જન્મ લેવાનું રહેતું નથી. આ મુક્ત આત્માને જૈનમત પ્રમાણે અનંત

આ દંડ દૂર કરવા અરે પ્રભુધ્યાન જ્ઞાની તો ધરે,
કોઈ સમાધિ આદરે, કો તપ કરે કાયા દહી, ચેતન. ૩

સુનાર સુખે બંગલે તેવા ફકીરીભેખ લે,
ધૂણી ધખાવે જંગલે ઘરબારને છોડી દઈ, ચેતન. ૪

આફત તને છૂટો કરે તુજ દંડમાંથી આખરે.
તો દુઃખથી શાને ડરે? ઉર હરખ તું હીંમત ગ્રહી, ચેતન. ૫

શિક્ષા પૂરી જ્યારે થશે તુજ પાસ મુક્તિ આવશે.
આ જન્મ મૃત્યુ દૂર જશે, સુખ અન્ય એવું ક્યાં અહીં? ચે૦ ૬

કર સંગી પ્રભુને પદપદે, આનંદી રહે તું આફતે,
જે છે મહા સુખ અચળ તે છૂપાયું છે તેમાં જઇ, ચેતન. ૭

---

જ્ઞાનમય, અનંત દર્શનમય, અનંત ચારિત્રમય અને અનંત આનંદમય માનવામાં આવે છે.

આ ઉપરથી સમજી શકાશે કે આ દુનિયામાં જે સુખ અને દુઃખ છે તે પુણ્ય અને પાપના કર્મોનું પરિણામ છે અને તે દરેક પ્રાણીને ભોગવવું પડે છે. પાપનાં કર્મોનો ઉદય થવાથી દુઃખની શરૂઆત થાય છે અને આત્મા પીડાય છે અર્થાત્ આત્મા પાપનું ફળ ભોગવે છે. જ્યારે આત્મા પાપનું ફળ ભોગવી રહે છે ત્યારે તે દુઃખમાંથી મુક્ત થાય છે અને તેને તે કર્મનું ફળ ફરીને ભોગવવાનું રહેતું નથી. અર્થાત્ જે જે દુઃખ ભોગવવાં પડે છે તે તે દુઃખ કર્મોનો ક્ષય કરી તેમાંથી મુક્ત કરે છે એટલે કે દુઃખ આત્માને કર્મ રહિત બનાવે છે. આત્મા જ્યારે કર્મ રહિત બને છે ત્યારે મોક્ષને પામે છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે દુઃખજ મોક્ષનો રસ્તો બતાવે છે. આજ હેતુથી સાધુ સંન્યાસી, ફકીર, વીગેરે વૈરાગી લોકો મહા તપ કરી કાયાને હરેક પ્રકારે કષ્ટ આપે છે અને તેમાંજ આનંદ માને છે, માટે જે દુઃખ ઉત્પન્ન થાય તેથી દિલગીર નહીં થતાં તેને મોક્ષનું સાધન માની સુખ તરીકે ગણી આનંદમાં રહેવું. આ પ્રમાણે આ કાવ્યનો ભાવ છે.

## દરકાર છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

આનંદ ને વિલાસમાં દિનરાત્રિ ગાળે જ્યાં સુધી,
 તુજ કામનું નવ ભાન છે, આત્માની ક્યાં દરકાર છે? ૧
દુષ્કર્મમાં મતિ સંચરે છે, મગ્ન થઈ મલકાય છે,
 પરિણામ એનું આવશે શું? તેની ક્યાં દરકાર છે? ૨
ગત ભવ તણા શુભ કાર્યથી આ ભવ મહીં સુખ ભોગવે,
 તો આવતા ભવનાં સુખોની કેમ નવ દરકાર છે? ૩
આલમ ઉપર તું કર નજર, કોઇ નિરોગી રોગી છે,
 કારણ તપાસી કાઢવાને કેમ નવ દરકાર છે? ૪
કો મ્હેલમાં, કો ઝુંપડીમાં, રાય ને કો રંક છે,
 આ ભેદનું મૂળ શોધવાને કેમ નવ દરકાર છે? ૫
અભિમાન મનથી છોડી દે, દુઃખી ઉપર વિચાર કર,
 તો ખ્યાલ ભવનો આવશે જેની નહીં દરકાર છે. ૬
વાવેજ તેવું ઉગશે કુદરત તણો એ ન્યાય છે,
 કુદરત તને શિદ છોડશે તેની ન જો દરકાર છે? ૭
દુષ્કર્મને છોડી દઇ સત્કર્મનું બી વાવ ને,
 ફળ મિષ્ટ મધુરાં ચાખવાની જો તને દરકાર છે. ૮
દુઃખી થઇશ દુષ્કર્મથી, સત્કર્મ કર તું હર દિને,
 સાચું મહા સુખ પામવાને જો તને દરકાર છે. ૯

# માયા મહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

માયાનીં આ જંજાળમાં સુખ સાચું ઉડી જાય છે,
જીવ જાળમાં સપડાય છે, એવી કૃતિ માયા મહીં. ૧

માયાથીં દૂર ખસવા અરે કોઈ મહા યોગી બને,
કાયા રહે છે મઠ મહીં પણ હૃદય છે માયા મહીં. ૨

મનને કુદાવે ઠામ ઠામે, સ્વપ્ન બતલાવે ઘણાં,
આરામમાં નવ બેસવા દે, શક્તિ એ માયા મહીં. ૩

અંતર પટે જે સ્નેહ જામ્યો તે નહીં ભૂસાય છે,
ખેંચાઇ આવી મન અરે વસીં જાય છે માયા મહીં. ૪

સ્નેહી તણાં સુખ દુઃખથી સુખ દુઃખ ઉત્પન્ન થાય છે,
હસીંને રડાવે દુઃખથી, એવી કળા માયા મહીં. ૫

માયા તણો આ રંગ ખોટો એમ દુનિયા આ કહે,
પણ માનીં સાચો રંગ તે રંગાય છે માયા મહીં. ૬

મૃગજળ સમી માયા અરે સર્વત્ર મિથ્યાભાસ છે,
તોપણ સરોવર માનીંને મન ધાય છે માયા મહીં. ૭

આખર અવસ્થા થાય પણ માયાથીં મન છુટે નહીં,
મરતાં સુધી મનવાસનાઓ વશીં રહે માયા મહીં. ૮

પરભવ બગાડે આ રીતે સાચું મહા સુખ છીનવી,
દુઃખ સાગરે નાખે અરે એવી કળા માયા મહીં. ૯

## પરવા નથી.

ગઝલ અગર હરિગીતની રાહ.

અવસાન પામે છે હજારો માનવી દુનિયા મહીં,
ભેદાય છે નવ જીગર ને તે જાણવા પરવા નથી. ૧

નથીઁ દોષ તેમાં જીગરનો, જીગર બિચારૂં શું કરે?
મરનારને નવ જાણનારા જીગરને પરવા નથી. ૨

મરનારમાં યુવાન કે યુવતિ ભલે હો ભૂપતિ,
ખેંચાય નવ વૈભવ થકી તે જીગરને પરવા નથી. ૩

પણ એક વસ્તુ એવીઁ છે કે જે થકી ખેંચાય છે,
બાકી બધી દુનિયા મહીં આ જીગરને પરવા નથી. ૪

એ વસ્તુ નિર્મળ સ્નેહ છે, સંધાયું જીગર સ્નેહથી,
તો સ્નેહી વિના અન્ય જનની જીગરને પરવા નથી. ૫

એ સ્નેહીંના અવસાનથી અંતર બહુ ચીરાય છે,
આંસુ વહાવે આંખથી નિજ સુખની પરવા નથી. ૬

સંભારીઁ મ્હોબત સ્નેહીંની, સંભારીઁ સોબત સ્નેહીંની,
કલ્પાંતથી મન બદન બાળે, દેહની પરવા નથી. ૭

સંભારીઁ તેની જીંદગી, ચિતાર લાવે સ્મરણમાં,
તે મૂર્તિ વિના અન્ય જનની મૂર્તિની પરવા નથી. ૮

માન્યું મહા સુખ સ્નેહમાં તે સ્નેહ બાળે હૃદયને,
છે સ્નેહ એવો દુ:ખદ તેને કોઇની પરવા નથી. ૯

# જઇશ શું તું મને છોડી* !



ગઝલ.

કહું મુખથી તને શું શું ! નહીં રસના મુખે ચાલે,
હૃદય ઉભરાય છે શોકે, જઈશ શું તું મને છોડી ! ૧

ખુટે શિદ આંસુ આંખેથી ? ખુટે શિદ શોક અંતરથી ?
ધીરજ શાને રહે હૃદયે ? જઇશ શું તું મને છોડી ! ૨

કહાં શોધીશ હું તુજને ? મળે કયાંથી ફરીને તું ?
અરે આ શું સમય છેલ્લો ? જઈશ શું તું મને છોડી ! ૩

હૃદયની કોની આગે હું કહીશ મુખથી અરે સ્નેહી ?
અરે તું તો ઉડી જાયે ! જઈશ શું તું મને છોડી ! ૪

સ્મરૂં શું શું પ્રથમનું હું ? કપાઈ જાય અંતર આ !
બન્યું હા સ્વપ્નવત્ સર્વે ! જઈશ શું તું મને છોડી ! ૫

કૃષિત કાયા બની કેવી ! નહીં રૂધિરબિન્દુ છે !
પીડાયે હાડપિંજરમાં ! જઈશ શું તું મને છોડી ! ૬

હસંતું મુખ તે છે કયાં ? ગયા શબ્દો મધુર મુખના !
હવે નિરાશ આશામાં ! જઈશ શું તું મને છોડી ! ૭

ક્ષમા કરજે મહાસુખને, કહું હું શું બહુ તુજને !
ટુંકામાં સર્વ માની લે, જઇશ શું તું મને છોડી ! ૮



* આ કાવ્યમાં મરણના બિછાને પડેલા પોતાના સ્નેહી જન પ્રત્યે નિરાશાથી ઘેરાયેલા ચિંતાતુર તેના સ્નેહી જનના ઉદ્‌ગાર છે.



ગયા મોટા, ગયા નાના, સહૂ જે જાયું જવાનું,
રડે શાને? રહે છાનો; સ્મશાન પથારી છે અંતે. ૯૬-૨

વાંચો સામેનું કાવ્ય- "સ્મશાન પથારી છે અંતે."

## સ્મશાન પથારી છે અંતે.*

ગઝલ.

કરે શિદ આમ તું સ્નેહી? ભરે શિદ આંખ આંસુથી?
  હૃદય ભેદાય છે મારૂં! સ્મશાન પથારી છે અંતે. ૧

ગયા મોટા, ગયા નાના, સહૂ જે જાયું જાવાનું,
  રડે શાને? રહે છાનો, સ્મશાન પથારી છે અંતે. ૨

સહૂ ગત વાત વિસારી હૃદય કર વજ્રના જેવું,
  રહે છાનો પ્રિય સ્નેહી! સ્મશાન પથારી છે અંતે. ૩

સ્મરીશ નવ કાંઇ તું હૃદયે, બને છે તે તું દેખી લે,
  નહીં કંઈ આપણું ચાલે, સ્મશાન પથારી છે અંતે. ૪

ગુણો તારા ન ભૂલાયે, નહીં બદલો વળાયો છે,
  ગણી લે જે ગસે તુજને, સ્મશાન પથારી છે અંતે. ૫

ઘણી ભૂલો હશે મારી, ક્ષમા દેજે મને સ્નેહી!
  હવે હું જાઉં છું છોડી, સ્મશાન પથારી છે અંતે. ૬

હૃદય શિદ આમ તું બાળે? ન ભાવી કોઇને છોડે,
  જવાનું સર્વને સાચું, સ્મશાન પથારી છે અંતે. ૭

વદન ભિંજાવ્યું આંસુએ! નહીં કર આમ સ્નેહી તું!
  રહે છાનો મહાસુખ તું! સ્મશાન પથારી છે અંતે. ૮

## રડાવે સ્નેહ અંતરનો.*



ગઝલ.

નથી શાંતિ જરા હૃદયે, નથી કળ ચિત્તને પડતી,
ભૂલી શું જાઉં હું સ્નેહી ? રડાવે સ્નેહ અંતરનો. ૧

ભિંજાયેલું પૂરા સ્નેહે અરે મારૂં હૃદય કોમળ,
બને શિઘ્ર વજ્રના જેવું ? રડાવે સ્નેહ અંતરનો. ૨

પડ્યો પટ સ્નેહનો હૃદયે, હૃદય તન્મય બનેલું છે,
હૃદયથી કેમ તે છૂટે ? રડાવે સ્નેહ અંતરનો. ૩

વિસાર્યું વિસરે નવ કૈં, સ્મૃતિમાં સૌ ચડી આવે.
ચડીને તે હૃદય બાળે, રડાવે સ્નેહ અંતરનો. ૪

હૃદય બાળ્યું નથી બળતું, કૃતિ તે સર્વ કુદરતની,
નહીં કૈં મારૂં ચાલે છે, રડાવે સ્નેહ અંતરનો. ૫

ગયા મોટા ગયા નાના, સહૂ જે જાયું જાવાનું,
બધું સમજું છતાં સ્નેહી ! રડાવે સ્નેહ અંતરનો. ૬

સમય અવસાનનો કેવો ! મરણની છે કૃતિ કેવી !
"હતું" "ન હતું" કરી દે છે ! રડાવે સ્નેહ અંતરનો. ૭

થવાનું તે થશે સ્નેહી ! પ્રભુ શરણે તું સુખી થા,
વચન છેલ્લું મહાસુખનું, રડાવે સ્નેહ અંતરનો. ૮



---

* આ કાવ્યમાં માંદગીના બિછાને પડેલા સ્નેહી જનના આખરના ઉદ્‌ગારનો તેના સ્નેહી જનનો પ્રત્યુત્તર છે.

# પછી શાને રડે છે તું ?*

ગઝલ.

જગતમાં સર્વ જાયું તે જવાનું સત્ય છે ચેતન !
હૃદયમાં આવું જાણે છે પછી શાને રડે છે તું ? ૧
વિધિના લેખ નવ જાયે, થવાનું હોય તે થાયે,
ઉદય ને અસ્ત ચાલે છે, પછી શાને રડે છે તું ? ૨
કમળ જો ને હસે કેવું ખીલી રંગે પ્રભાતે હા !
રડે સંધ્યા સમે જો તું, પછી શાને રડે છે તું ? ૩
તને શિખ આમ દે કુદરત, છતાં તું કેમ નવ સમજે ?
'થયું' 'ન થયું' નહીં થાશે, પછી શાને રડે છે તું ? ૪
વૃથા તું નેત્ર ભિંજાવે, વૃથા શોકાબ્ધિમાં ડૂબે,
થશે નવ ચિત્તનું ધાર્યું, પછી શાને રડે છે તું ? ૫
ન આંસુથી ફરી આવે, નહીં ઉદ્વેગથી આવે,
ગયું તે તો ગયું સાચું, પછી શાને રડે છે તું ? ૬
જગત છે સ્વપ્ન તુલ્યે આ, સમજ એવી તું જાણે છે,
છતાં ગત વાત સંભારી પછી શાને રડે છે તું ? ૭
ગણી લે એક આ નિદ્રા હતી લીધી રમી સ્વપ્ને,
ઉડી ચાલ્યુંજ તે સ્વપ્નું, પછી શાને રડે છે તું ? ૮
હૃદય ભ્રાન્તિ કરી દૂરે મહા સુખ શાન્તિ તું ધર ને,
ગયું પાછું નહીં આવે, પછી શાને રડે છે તું ? ૯

* પોતાના સ્નેહી જનના મરણથી શોકાવેશમાં આવી, આંસુ નાખી, ભરેલું હૃદય ખાલી કરી, વૈરાગ્યના વિચારમાં ગર્ક બની, ચિત્તને શાંત્વન આપવા પોતે પોતાના ચેતન પ્રત્યે ઉદ્ગાર કાઢે છે.

# ગયું પાછું નહીં આવે.*

ગઝલ.

ગયું મૃદુ પુષ્પ સુકાઈ! હવે ક્યાં તે ફરી પામું?
 કરૂં શું કોટી ઉપાયો? ગયું પાછું નહીં આવે. ૧
રહી ગઈ વાસ તેની સૌ! વિસારી શિદ વિસરે તે?
 અરે તેને કહાં શોધું? ગયું પાછું નહીં આવે. ૨
પ્રભાતે શું હસંતું તે ખીલી અંગે રસે રંગે!
 દશા કેવી હવે દેખું? ગયું પાછું નહીં આવે. ૩
વૃથા ચેતન્ ધરે ભ્રાન્તિ! હવે શું દેખવાનું છે?
 સ્મરી શિદને રહે છે તું? ગયું પાછું નહીં આવે. ૪
સહૂ રૂપ રંગ રસ ચાલ્યાં, રહ્યા આભાસ અંતરમાં,
 સ્મરીને શું કરોશ ચેતન્? ગયું પાછું નહીં આવે. ૫
ભલે ઉદાસ તું રહેને, ભલે ભર આંખ આંસુએ,
 ભલે ભમ ભ્રાંતિભ્રમણામાં, ગયું પાછું નહીં આવે. ૬
ભલે ભણ મંત્ર તું સોહે, નહીં વાજીંત્રથી ઉઠે,
 નહીં જાગે, નહીં બોલે, ગયું પાછું નહીં આવે. ૭
ભલે દરકાર કર તેની, નહીં દરકાર તેને છે,
 નહીં હાલે, નહીં ચાલે, ગયું પાછું નહીં આવે. ૮
અરે સ્નેહી મહાસુખના, મળીશ ફરી કે રહીશ જ્યાં છે!
 વૃથા ચેતન્ કરે તર્કો! ગયું પાછું નહીં આવે. ૯

---

* આ કાવ્યમાં પોતાના સ્નેહી જનના મરણથી સખેદ બની તેનો સ્નેહી જન પોતાના મનને ધીરજ અને સંતોષ આપી આગ્રહપૂર્વક સમજાવે છે.

# હૃદયની આ કહું કોને ?*

ગઝલ

વિચારૂં શું સ્મરી ચિત્તે ? ઉરે ઉભરાય ઉભરા હા !
હૃદયમાં માર્ગ નવ ભાસે ! હૃદયની આ કહું કોને ? ૧
જરા અડતાં દુઃખી થાતું શરીર તે આજ અગ્નિમાં !
ધૂમાડા શા ઉડે ગગને ! હૃદયની આ કહું કોને ? ૨
નિકળતી અગ્નિની જવાળા ! નિકળતા હાય ભડકા શા !
અરે ! આ શું અહીં દેખું ? હૃદયની આ કહું કોને ? ૩
ગઈ તુજ કાય બદલાઈ ! બળીને ખાખ થઇ ચાલી !
ઉડી ગઈ રાખ આકાશે ! હૃદયની આ કહું કોને ? ૪
અહા સુખહાસ ક્યાં દેખું ? ગયા ક્યાં સ્મિતઆનંદો ?
બળી જાયે હૃદય મારૂં ! હૃદયની આ કહું કોને ? ૫
અરે મૃદુ સાદ ક્યાં શોધું ? હવે ક્યાંથી સરે કાને ?
ગયો ઉડી અરે રે ક્યાં ? ! હૃદયની આ કહું કોને ? ૬
અહા સ્નેહી ! પ્રિય સ્નેહી ! હવે તુજને કહાં દેખું ?
ખસે નવ ચિત્ર નેત્રોથી ! હૃદયની આ કહું કોને ? ૭
કદી નવ સ્નેહના રંગે ભિંજાયાં હોત અંતર બે,
નહીં દુઃખી થતે અંતે, હૃદયની આ કહું કોને ? ૮
રડાવે સ્નેહ અંતરનો, વિસાર્યો તે નહીં વિસરે,
વિના તારા મહાસુખના હૃદયની આ કહું કોને ? ૯

---

* આ કાવ્યમાં મરણ પામેલા સ્નેહી જનના શવને સ્મશાનભૂમિમાં બળતું દેખી ગત વસ્તુના સ્મરણથી ઘેરાઈ જઇ તેનો સ્નેહી અતિ ઉદાસ બની પોતાના દુઃખી અંતઃકરણનો અને સ્મરણનો ઉભરો બહાર કાઢે છે.

# કરીને યાદ રડવાનું.*



ગઝલ.

ચડે છે શું નજર મારી ! નિહાળી ખેદ પામું છું,
  શયનગૃહ આમ ભેદે શું ! કરીને યાદ રડવાનું. ૧
સદા જોતાં થતી શાંતિ, નહીં તે ત્યાં ! હવે અગ્નિ !
  ઉઠે છે જ્વાળ તન માંહે ! કરીને યાદ રડવાનું. ૨
પડેલાં વસ્ત્ર હું દેખું, અહા દેખી સ્મરૂં શું હું !
  ચડે છે ચિત્ત ચિતારો, કરીને યાદ રડવાનું. ૩
ગમત રમતો ઉડી ચાલી, રહી ગઈ માત્ર નિશાની,
  નિશાની બાળી નાખે છે, કરીને યાદ રડવાનું. ૪
નજર તુજ પત્ર પર સરતાં હૃદય તુજ અક્ષરે દેખી,
  હૃદય દુઃખાય, લેખક ક્યાં ? કરીને યાદ રડવાનું. ૫
પવનલહરી શીતળ મંદા સરંતી શાંતિ કરતી જે
  અગન સમ હાલ બાળે તે ! કરીને યાદ રડવાનું. ૬
ગઈ ક્યાં તે શીતળ ચંદા ? ગઈ ક્યાં ચંદ્રિકા ચારૂ ?
  વિના સ્નેહી દુઃખદ ભાસે, કરીને યાદ રડવાનું. ૭
સહૂ શું શું સ્મરીશ ચેતન્ ! નહીં કંઇ પાર તેનો છે,
  ભૂલી જા સર્વ અંતરથી, કરીને યાદ રડવાનું ! ૮
રડે વળશે નહીં કાંઇ, ગયું પાછું નહીં આવે,
  મહા સુખ તું મુકી દેને કરીને યાદ રડવાનું. ૯



* આ કાવ્યમાં મરણ પામેલા સ્નેહી જનની સ્નેહસંબંધની વસ્તુઓ નજરે પડવાથી તેનું સ્મરણ થતાં હૈયું ભરાઇ આવવાથી આંસુ નાખી સ્નેહી પોતાના દુઃખી અંતઃકરણના ઉદ્ગાર બહાર કાઢી મનને દિલાસો આપે છે.

# 'થયું' 'ન થયું નહીં' થાશે.*

ગઝલ.

ગયું સુખસ્વપ્ન કયાં ઉડી ? હવે શોધું કહાં ચેતન્ ?
કદી કર કોટી ઉપાયો, 'થયું' 'ન થયું' નહીં થાશે. ૧
સદા સંગે દિવસરાત્રી 'મળ્યો' 'ન મળ્યો' નહીં થાશે,
'વશ્યો' 'ન વશ્યો' બને કયાંથી? 'થયું' 'ન થયું' નહીં થાશે. ૨
મળું હું કયાં હવે તુજને ? મળીશ તું કયાં હવે મુજને ?
જીગર ખેંચાય છે મારૂં ! 'થયું' 'ન થયું' નહીં થાશે. ૩
ભલે ભર આંખ આંસુએ, ભલે ભર અંગ ઉદ્વેગે,
ભલે ભમ ભ્રાંતિભ્રમણામાં, 'થયું 'ન થયું' નહીં થાશે. ૪
સબંધજ તેટલો તારો હશે ચિત્તે વિચારી લે,
લખ્યું ન ફરે લલાટે જે, 'થયું' 'ન થયું' નહીં થાશે. ૫
પરસ્પર સ્નેહની છાયા 'પડી' 'ન પડી' નહીં થાશે,
ગયેલું કયાં હવે શોધું ? 'થયું' 'ન થયું' નહીં થાશે. ૬
નજર ભરી પ્રેમની ચેતન્ 'મળી' 'ન મળી' નહીં થાશે,
રમે નજરે ! નહીં પામું ! 'થયું' 'ન થયું' નહીં થાશે. ૭
પરસ્પર મુખનાં વચનો 'સર્યાં' 'ન સર્યાં' નહીં થાશે,
હવે જઈ કયાં હું બોલાવું ? 'થયું' 'ન થયું' નહીં થાશે. ૮
મહા સુખ દુઃખ કુદરતનાં, નહીં નિજ ધાર્યું થાવાનું,
કરે છે શોક મિથ્યા તું, 'થયું' 'ન થયું' નહીં થાશે. ૯

---

* આ કાવ્યમાં સ્નેહી જનના મરણથી દુઃખી બનેલા તેના સ્નેહીના નિરાશા સાથે શાંત્વનના ઉદ્ગાર છે.

# તને ધિક્કાર છે સંસાર !*

ગઝલ.

રચ્યું તુજ નામ આ કોણે? થઈ ભૂલ નામ રચવામાં,
 દિસે વિપરિત સૌ કાર્યો! તને ધિક્કાર છે સંસાર! ૧
દિસે સંસાર ઉપરથી, અસાર વિશેષ અંદરથી,
 અહા ક્યાંનામ? ક્યાં ગુણો? તને ધિક્કાર છે સંસાર! ૨
બને છે મોહિની રૂપે, ફસાવે છે પછી પાશે,
 કપટ તારૂં અરે કેવું? તને ધિક્કાર છે સંસાર! ૩
ધરી અંગે અરે ક્યાંથી રીતિ તેં ઝાંઝવાજળની[1] ?
 રીબાવે ભ્રાન્તિમાં મિથ્યા! તને ધિક્કાર છે સંસાર! ૪
મહા તું આશ બંધાવે પ્રથમમાં શી હૃદય માંહે!
 નિરાશામાં પછી ફેંકે, તને ધિક્કાર છે સંસાર! ૫
નિરાશામાં વળી કાંઇ વૃથા આશા કરાવે છે,
 કરાવી આમ દુભાવે, તને ધિક્કાર છે સંસાર! ૬
હૃદય કોઇ ભમે દુઃખમાં, હૃદય કોઈ રમે સુખમાં,
 અરે કેવી કૃતિ તારી! તને ધિક્કાર છે સંસાર! ૭
ક્ષણે એકે હસાવે છે, ક્ષણે એકે રડાવે છે,
 નહીં સ્થિર ઠામ ઠરવા દે, તને ધિક્કાર છે સંસાર! ૮
અચળ ચાહે મહા સુખ જો ખરે સંસાર ત્યાગી દે,
 અનુભવીઓ કહે જેથી તને ધિક્કાર છે સંસાર! ૯

---

* આ કાવ્યમાં સંસારની માયાથી ઘેરાઇ નિરાશામાં આવેલા અને પ્રેમની પીડાથી ઘાયેલ બનેલા દુઃખીજનના સંસારપ્રત્યે ધિક્કારના ઉદ્‌ગાર છે.

૧ ઝાંઝવાજળની = મૃગજળ. (વાંચો કાવ્ય "મૃગજળ" પૃષ્ઠ ૭૭)

# નહીં તેમાં ફસાતો તું!

ગઝલ.

કમળ પાસે ભમે છે શું? ફસાવી પ્રાણ લે અંતે,
ભ્રમર! રસ તે ચહે છે શું? નહીં તેમાં ફસાતો તું! ૧

અરે રસમાં તણાયા જે પૂરા પાશે ફસાયા તે,
ફસાયા જે વિનાશ્યા તે, નહીં તેમાં ફસાતો તું! ૨

પ્રભાતે તું વિલોકે છે કમળમાં ભૃંગની હાલત્!
પછી તું કેમ ભૂલે છે? નહીં તેમાં ફસાતો તું! ૩

ચુમે રસને રમા જાણી, તમા ક્યાં છે રમાને જો!
ગુમાવે પ્રાણ મિથ્યા તું, નહીં તેમાં ફસાતો તું! ૪

દયા હૃદયે મળે શાની! હૃદય તો પાશ રૂપે છે,
કૃતિ સંધ્યા સમે જોઈ, નહીં તેમાં ફસાતો તું! ૫

ભ્રમરને શું દઉં શિક્ષા, ભ્રમર સમ છે ગતિ તારી,
અરે મન ક્યાં ધસે રસમાં! નહીં તેમાં ફસાતો તું! ૬

ઉપરના રંગને દેખી નહીં તેમાં તું લોભાતો,
ભીતરના ભેદને જાણી નહીં તેમાં ફસાતો તું! ૭

અનીતિ જ્યાં દિસે ચેતન્ ધરી ત્યાં હામ નવ જાવું,
તણાયો કે પડીશ પાશે, નહીં તેમાં ફસાતો તું! ૮

પૂરે રસના તણાયો જો ભ્રમરને ધ્યાનમાં ધરજે,
નહીં જેમાં મહા સુખ છે નહીં તેમાં ફસાતો તું! ૯

## હશે જેનું જ તે તેનું !

ગઝલ.

કહું હું શું તને ચેતન ? સમજ નવ અંતરે ઉતરે,
 જગત રચના તું દેખી લે ! હશે જેનુંજ તે તેનું. ૧

જગતમાયા તને ઘેરી ભમાવે છે ભૂલાવે છે,
 રીબાવે છે હૃદય અંતે, હશે જેનુંજ તે તેનું. ૨

ગણે છે જેહ તું તારૂં નહીં તારૂં થનારૂં તે,
 મથે છે આમ મિથ્યા તું, હશે જેનુંજ તે તેનું. ૩

કરે છે ખેદ તું શાને ? જગતનો રંગ તેવો છે,
 રમી સંગે તજે અંતે ! હશે જેનુંજ તે તેનું. ૪

અહા પ્રીતિ હતી કેવી ! ધરી સ્મરણે પડે શોકે !
 કરે તું આમ શા માટે ? હશે જેનું જ તે તેનું.

કળી લે કાય દૃષ્ટાંતે, નથી તારી થનારી તો
 પછી શું અન્યનું કહેવું ! હશે જેનુંજ તે તેનું.

સ્મશાને જો સ્થિતિ તનની, મળે છે પંચભૂતે તે !
 સ્વરૂપ તેનું ઉડી ચાલે ! હશે જેનુંજ તે તેનું.

હૃદય દીધું સહૂ વાતે, હતો નવ ભેદ તે તે ક્યાં !
 લવે મિથ્યા વૃથા તે તે ! હશે જેનુંજ તે તેનું.

સુખી છે તોય તું પોતે, દુઃખી છે તોય તું પોતે,
 મહાસુખ સત્ય માની લે, હશે જેનુંજ તે તેનું.

## તરે છે સત્ય અવસાને.*

ગઝલ.

વદે વિપરિત કો મુખથી, નહીં ચિંતા કરીશ તેની,
પ્રભુભીતિ સદા ધરને, તરે છે સત્ય અવસાને. ૧

દિવસરાત્રિ પળે પળ છે પ્રભુદૃષ્ટિ જ સર્વત્રે,
પછી શું અન્યની આશા ! તરે છે સત્ય અવસાને. ૨

ભલે જળ કે મહા વનમાં, ભલે પાતાળ કે ગગને,
નજર સર્વત્ર તેની છે, તરે છે સત્ય અવસાને. ૩

નજરથી દૂર નવ કાંઈ, હૃદયના તર્ક તે જાણે,
પછી બાકી દિસે છે શું ? તરે છે સત્ય અવસાને. ૪

અરે શાને સુકાવે તન હૃદય ચિંતા ધરી ચેતન ?
ડરે શાને ? ધીરજ ધર મન ! તરે છે સત્ય અવસાને. ૫

કનકને કો મલિન કરવા ધમે અગ્નિ મહીં નાખી,
કનકકાન્તિ રહે તેવી, તરે છે સત્ય અવસાને. ૬

સ્મરી લે દ્રૌપદી સીતા, હરિશ્ચંદ્રાદિ ધર ધ્યાને,
બળે ચિંતા થકી શાને ? તરે છે સત્ય અવસાને. ૭

ભ્રાંતિ દુનિયાની દૂર કર ને, પ્રભુડર મસ્તકે ધર ને,
પ્રભુ છે સત્ય જોનારો, તરે છે સત્ય અવસાને. ૮

સદા સર સત્યના પંથે, કરીશ ચિંતા નહીં અંગે,
મહા સુખ સત્યના સંગે, તરે છે સત્ય અવસાને. ૯

* આ કાવ્યમાં આફતમાં સપડાયેલા નિર્દોષ જનને આશ્વાસન છે.

# વિધિઆધીન માનવ તું!

ગઝલ.

વિદેશે કે સ્વદેશે તું ફરે જ્યાં જ્યાં જગત માંહે
નશીબ આગે સદા ચાલે, વિધિઆધીન માનવ તું! ૧

નશીબનો યોગ તો સુઝે સહૂ ઉદ્યોગ હિતકારી,
નહીં તો ભોગ આળસનો, વિધિઆધીન માનવ તું! ૨

કળા, વિદ્યા, વસુ, બુદ્ધિ, સહૂ ઉદ્યોગ ઉપાયો,
સદા તે કર્મ આધારે, વિધિઆધીન માનવ તું! ૩

કરે કો કોટિ ઉપાયો, ફળે તેમાંથી નવ કાંઈ,
મુષક[1] અહિભોગ અંતે જો વિધિઆધીન માનવ તું! ૪

---

૧ મુષક=ઉંદર. અહિભોગ=સાપનો ભોગ. આ સંબંધમાં ભર્તૃહરિ કવિએ ઉદ્યોગવાદી ઉંદર અને કર્મવાદી સર્પ માટે નીચે પ્રમાણે કહ્યું છે.—

भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा ।
कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ॥
तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा ।
लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥

ભાવાર્થ:– સર્પ (કર્મવાદી) કરંડીઆમાં પૂરાયેલો હોવાથી તેનું શરીર પીડાતું હતું, તેની આશાઓ ભંગ થઇ ગઇ હતી, ભુખના દુ:ખથી ઈન્દ્રિયો નરમ થઇ હતી; એવામાં રાત્રે કોઈ ઉંદર (ઉદ્યમવાદી) ખોરાકની શોધમાં તે કરંડીઆમાં કાણું પાડીને પોતેજ સાપના મુખમાં જઇ પડયો એટલે તે સાપ તેના માંસથી તૃપ્ત થઈ તરતજ ઉંદરે પાડેલા કાણામાંથી બહાર નિકળી ગયો. માટે હે મનુષ્યો! માનવીના સુખદુ:ખનું અને ચડતીપડતીનું કારણ દૈવ જ છે

દિસે અતિ દ્રવ્ય જો પુણ્યે ભમે ઉદ્યોગ દૃષ્ટિમાં,
  બને ધનવંત અંતે તે, વિધિઆધીન માનવ તું ! ૫
દુ:ખે કાયા પીડાયે પણ, થવાનું સાર જો કર્મે,
  દવાઉપચાર સૌ સુઝે, વિધિઆધીન માનવ તું ! ૬
થવાનું હોય છે જેવું સદા બુદ્ધિ સુઝે તેવી,
  નહીં શીખ ઉતરે ધ્યાને, વિધિઆધીન માનવ તું ! ૭
મહા સુખદુ:ખનો હેતુ જગતમાં કર્મ[1] નિશ્ચે છે,
  દિસે સૌ કર્મ આધારે, વિધિઆધીન માનવ તું ! ૮

દોહરો.

તજી સૌ ઉદ્યમ કામ ને સજી સૌ આળસવેશ,
  હસ્ત જોડી રહેવું સદા, નથી તે કાવ્યોદ્દેશ. ૯
કાવ્ય સ્તવે નિશ્ચય કરી વિધિપ્રાબલ્ય અપાર,
  જ્ઞાન કળા ઉદ્યોગનો છે કર્મે આધાર. ૧૦
ઉદ્યમ આદિક ઉપરથી નિમિત્ત રૂપ બનનાર,
  કિન્તુ જોતાં સર્વનો છે કર્મ આધાર. ૧૧



---

૧ કર્મવાદ સંબંધમાં શુક્રનીતિમાં કહ્યું છે કે—

**कर्मैव** कारणश्चात्र सुगतिं दुर्गतिं प्रति ।
**कर्मैव** प्राक्तनमपि क्षणं किं कोऽस्ति चाक्रियः ॥

અર્થાત્ પૂર્વ જન્મમાં જે કાંઈ કરવામાં આવે છે તે કર્મ કહેવાય છે, અને તે કર્મ કર્યા વગર કોઇ પણ પ્રાણી એક ક્ષણ પણ રહી શકતો નથી. સારૂં કે નરસું કાંઇ ને કાંઇ કર્મ કરે છે અને તે કર્મ સુખ અને દુ:ખનું કારણ છે.

# જીવનઆધાર આશા તું.*

ગઝલ.

નહીં જો હોત તું હૃદયે કરત શું પ્રાણી આ લોકે ?
રહે તુજ સર્વ આધારે, જીવનઆધાર આશા તું. ૧
દુઃખે પણ સુખની પ્રાપ્તિ તણા અર્થે રહે સુખી !
ગતિ અકળિત છે તારી, જીવનઆધાર આશા તું. ૨

---

* આશા માટે એક સંસ્કૃત કવિ લખે છે કે—

" जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥

ભાવાર્થઃ—કેશ અને દાંત વૃદ્ધાવસ્થા થતાં જીર્ણ થાય છે પરંતુ ધનની આશા અને જીવવાની આશા જીર્ણ થતી નથી. વાસ્તવિક રીતે દરેક અવયવ જેમ જીર્ણ થાય છે તેમ આશા પણ જીર્ણ થવી જોઈએ પણ તેમ નહીં થતાં તે તો તેવી ને તેવી રહે છે તેથી પરિણામ એ આવે છે કે આશામાં ને આશામાં આયુષ પૂરૂં થાય છે અને કાંઈ પણ પરમાર્થ કે ધર્મનું કામ કરી શકાતું નથી અને જીંદગી પૂરી થાય છે. આ માટે અંગ્રેજ લેખક એડીસન ( Addison ) કહે છે કે "The silk–worm, after having spun her task, lays her eggs and dies. But a man can never have taken in his ful measure of knowledge, has not time to subdue his passions, establish his soul in virtue, and come to the perfection of his nature, before he is hurried off the stage." ભાવાર્થઃ—તંતુકૃમિ ( રેશમ બનાવનાર કીડો) પોતાનું રેશમ બનાવવાનું કામ પરિપૂર્ણ કરી ઇડાં મૂકી મૃત્યુવશ થાય છે પરંતુ માણસ આ દુનિયામાંથી ચાલ્યો જાય છે તે પહેલાં પોતે જે જે જ્ઞાન મેળવવાને શક્તિમાન છે તે તે કદાપિ ગ્રહણ કરી શકતો નથી. પોતાના મનોવિકાર ઉપર અંકુશ રાખી શકતો નથી, પોતાની જાતને નીતિના પંથમાં દોરી શકતો નથી અને પરિપૂર્ણતાના સાફલ્યને મેળવી શકતો નથી.

જશે આ રાત્રિ અંધારી, ફરી ભાનુ ઉદય થાશે,
પડે નિદ્રા મહીં દુનિયા, જીવન આધાર આશા તું. ૩
ધરે જે જન્મ તે જાયે, મરણ છે સર્વના શિરે,
છતાં ધીરજ રખાવે છે, જીવનઆધાર આશા તું. ૪
જીવું આજે, જીવીશ કાલે, વિચારે જીંદગી ચાલે,
મરણને એમ વિસરાવે, જીવનઆધાર આશા તું. ૫
કરે જો તું નહીં આવું જગતમાં કો જીવત સુખે ?
દુ:ખે પીડાત ચિંતાથી, જીવનઆધાર આશા તું. ૬
છતાં રીત એક છે તારી મને વિપરિત લાગે તે,
નહીં શોભે તને જો કે જીવનઆધાર આશા તું. ૭
થશે સુખપ્રાપ્તિ દુ:ખ જાશે, વસાવી તેવી ઉર ભ્રાન્તિ,
દુ:ખી અંતે કરે, જો કે જીવનઆધાર આશા તું. ૮
ભ્રમર પદ્મે પડી રૂહે છે રવિઉદયે ઉડીશ માની.
મરણ શરણે કરે, જો કે જીવનઆધાર આશા તું. ૯
કરીશ હમણાં કરીશ કાલે, કરીશ માસે કરીશ વર્ષે,
કઈં નવ કામ કરવા દે જીવનઆધાર આશા તું. ૧૦
સમે આવા ખરે આશા નડે છે વિઘ્ન રૂપે તું.
નિરાશા રૂપ પકડે છે, જીવનઆધાર આશા તું. ૧૧
વૃથા તું ઝાંઝવાજળ સમ નહીં રખડાવ ભ્રાંતિમાં,
મહા સુખ સત્ય દે હરદમ, જીવનઆધાર આશા તું. ૧૨

## રાગદ્વેષ છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

માયાની આ જંજાળ છે, મન તે મહીં સપડાય છે,
ઉપાધિનું મૂળ શોધી જોતાં માત્ર રાગદ્વેષ છે. ૧

છે રાગમાં મારાપણું ને દ્વેષમાં તારાપણું,
તે ભેદનું કારણ સદાયે માત્ર રાગદ્વેષ છે. ૨

આ સ્નેહી મારો મિત્ર છે ને દુષ્ટ આ દુશ્મન અરે,
આ ભિન્નતાના ભિતર માંહે માત્ર રાગદ્વેષ છે. ૩

આ પત્ની મારી, કંથ મારો, રાગથી જોડાય છે,
વિયોગસમયે દુઃખ પ્રકટે, મૂળ રાગદ્વેષ છે. ૪

પ્રીતિ બને છે જેટલી ઉપાધિ વળગે તેટલી,
આખર સમે દુખદાયી, કારણ માત્ર રાગદ્વેષ છે. ૫

એ રાગના કારણ થકી અંતર અરે ભેદાય છે,
સુખ માન્યું તે દુઃખ થાય, કારણ માત્ર રાગદ્વેષ છે. ૬

છે દ્વેષ દુર્ગુણ દેખતાં, તે શાંતિને બાળી સુકે,
દુઃખકૂપ માંહે નાખનારા માત્ર રાગદ્વેષ છે. ૭

આત્માર્થી સાચા યોગિઓ તેના અરે ત્યાગી બને,
દૃઢ માન્યતાથી માનીને દુઃખદાયી રાગદ્વેષ છે. ૮

ભવ અટવિમાં રખડાવી દે સન્માર્ગને ભૂલાવીને,
માયાની ભૂલ ભૂલામણીના પંથ રાગદ્વેષ છે. ૯

અંતે મહા સુખ પ્રાપ્ત કરવા જો ચહો દુનિયા મહીં,
તજી દો મહા દુઃખદાયી પંથો જેહ રાગદ્વેષ છે. ૧૦

**વાંચો સામેનું કાવ્ય**- "ભૂલો પડેલો મુસાફર અથવા હરિણનો ઉપદેશ."




ચલાવે પારધી છાનો મુખે વાજીંત્રની ગીતા!
ફસાયાં રાગના રસમાં હરિણો સૌ અહા આ શું? ટુક-૧૧

# ભૂલો પડેલો મુસાફર*

અથવા

# હરિણનો ઉપદેશ.

ગઝલ.

ગિરિવર આ મહા આગે અડગ કેવો પવન સામે !
　શિખર સૌ અભ્રને ભેદે ! કૃતિ કેવી ! અહા આ શું ! ૧

ઝરણ ઝરતાં વહી ચાલે ! મધુર સાદો પડે કાને !
　ગિરિ માંહે રહે પાણી કહો તે ક્યાં ? અહા આ શું ! ૨

પ્રવાહો આ મળી સંગે સરિતા રૂપમાં ચાલે !
　કૃતિ આ કેવી કુદરતની દિસે છે હા ! અહા આ શું ! ૩

અરે ! દૂરેથી અત્યારે સરે શું કાનમાં મારા ?
　કરે છે ગર્ક રંગે તે ! ધ્વનિ તે ક્યાં ? અહા આ શું ! ૪

---

* કોઈ મુસાફર ફરતો ફરતો અને કુદરતની અગમ્ય લીલાથી આશ્ચર્ય-ચકિત થતો પર્વતની તળેટી આગળ આવી પાણીના વહેતા ઝરાની પાસે આરામ લેવા બેઠો. થોડો વખત આરામમાં ગાળ્યા પછી કોઇ મધુર અવાજ કાને પડવાથી ઉભો થયો અને આસપાસ નજર કરવા લાગ્યો. રાગથી બહુ સાનંદાશ્ચર્ય પામતો જે દિશાએથી અવાજ આવતો હતો તે તરફ ધીમે ધીમે જવા લાગ્યો અને છેવટે રસ્તો ચુકી એક પારધી મધુર સાદે વાજીંત્ર વગાડી હરિણોને લોભાવી સપડાવતો હતો ત્યાં તે આવી પહોંચ્યો, અને હરિણોને દેખી તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું, અને રાગની ધુનમાં પોતે ભૂલો પડયો છે એવું સ્મરણ થવાથી પાછો વળ્યો અને તળેટીના મુકામનો રસ્તો શોધવા લાગ્યો; રસ્તો ભૂલી જવાથી ફાંફાં મારવા લાગ્યો, અને મનમાં પસ્તાવો કરવા લાગ્યો કે હરિણ માત્ર રાગના રસથી મરણનો ભોગી થાય છે તો હું પાંચે રસનું સેવન કરનાર કેટલો બધો દુઃખી થવાનો ! હરિણ તો શું, પરંતુ અહા ! હું પણ રાગની ધુનમાં ભૂલો પડયો. એ રીતે આ કાવ્યમાં મુસાફર અને હરિણદ્વારે ઇન્દ્રિઓના કોઇ પણ નાદમાં નહીં પડવા ચેતનને ઉપદેશ છે.

પવન સંગે મળી પોતે રમે વાતાવરણ માંહે!
  ખરે તે પાસથી આવે મધુર કેવો ! અહા આ શું ! ૫
નદી સંગે ગતિ મારી કરી ચાલું ! ધ્વનિ સાથી !
  સરે ક્યાંથી ? વિલોકું તે ? કળા કેવી ? અહા આ શું ! ૬
નદી આ ગાનની ચાલે ! નદી આ પાસ પાણીની !
  પવનમાં એક, ભૂમિથી રમે બીજી, અહા આ શું ! ૭
નદીની જન્મભૂમિકા નજરમાં આ ગિરિ આવે !
  હશે ક્યાં જન્મભૂમિ આ ધ્વનિની હા ! અહા આ શું ! ૮
સુરો તે બાજુથી આવે ! દિશા તે તેજ દર્શાવે !
  ધ્વનિ અદૃશ્ય સાથી છે ચમત્કારી અહા આ શું ! ૯
હરિણો દૃષ્ટિમાં આવે, ઠરે બેશી નિકટ સંગે !
  હરે નેત્રો તહિં તે તે ! બન્યું અત્રે અહા આ શું ! ૧૦
બજાવે પારધી છાનો મુખે વાજીંત્રની ગીતા !
  ફસાયાં રાગના રસમાં હરિણો સૌ અહા આ શું ! ૧૧

**હરિણોને—**

"હરિણો ! રાગના નાદે[1] તણાઈ આવીં બેઠાં શું ?
  વિંધાશે અંગ બાણોથી ! પડયાં પાશે અહા આ શું ! ૧૨
હરિણો ! શું દિસે ગાને ? કહો સુખ ક્યાં છુપાયું છે ?
  મરણ રચના રચાઈ છે પડયાં ફંદે અહા આ શું !" ૧૩

---

૧ હરણ ગાન પ્રત્યે કેટલો બધો પ્રેમ ધરાવે છે તેની કલ્પના એક કવિ નીચે પ્રમાણે કરે છે:— એક સ્ત્રીનો પતિ પરદેશ જવાથી તે ઘરમાં એકલી રહેતી હતી અને તેને બીન વગાડવાનો શોખ હોવાથી નવરાશનો વખત તે બીન વગાડવામાં ગાળતી હતી. આ બીનના મધુર સુરોનો ધ્વનિ પાસેના વગડામાં રહેતા કોઇ હરણના કાને પડવાથી તે ધીમે ધીમે તે ઘર આગળ આવ્યું અને જે જગોએ સ્ત્રી બીન વગાડતી હતી ત્યાં આવીને નિરાંતે બીન સાંભળવા બેઠું. સ્ત્રી આ હરણની રાગ પ્રત્યેની માયાનું કારણ

## હરિણનો જવાબ—

"મુસાફર તું શું બોધે છે? તણાઇ કેમ તું આવ્યો ?
અમે જેવાં તું તેવો છે ! પડે રાગે અહા આ શું ! ૧૪

સમજી ગઇ અને તેને રીઝવવાની ખાતર બીન વગાડવું ચાલુ રાખ્યું. થોડી વાર પછી સ્ત્રીએ બીન વગાડવું બંધ કર્યું એટલે તે હરણ જરા રાહ જોઇ ત્યાંથી ચાલતું થયું. આ પ્રમાણે હમેશાં વખત થાય એટલે હરણ બીન સાંભળવા આવતું હતું. કેટલાક વખત પછી તે સ્ત્રીનો ધણી પરદેશથી આવ્યો. નીચે બારણાનાં કમાડ બંધ કરી બન્ને જણ ઉપર બેઠાં ને સ્ત્રીએ બીન વગાડવું શરૂ કર્યું; એટલામાં તો પેલું હરણ હમેશના નિયમ પ્રમાણે કાને શબ્દ પડવાથી બારણા આગળ આવી કમાડ સાથે માથું મારવા લાગ્યું. આથી સ્ત્રીના ધણીને વ્હેમ પડયો કે પોતાની ગેરહાજરીમાં સ્ત્રીએ કોઈ યાર રાખેલો છે તે અત્યારે આવી બારણાં ઠોકે છે, આથી કાંઇ પણ તપાસ નહીં કરતાં ક્રોધના આવેશમાં બારણા ઉપરની બારીમાંથી છુટો છરો ફેંક્યો. છરો હરણના માથામાં એકદમ વાગ્યો અને હરણે કારમી ચીસ પાડી; આથી તે સ્ત્રી ચમકી અને બોલી ઉઠી "આ શું કર્યું ? તે તો બીચારૂં હરણ છે, હમેશાં બીન સાંભળવા આવે છે" હરણને તરફડતું દેખી સ્ત્રીનો ધણી ઘણો પસ્તાયો અને સ્ત્રી ઘણું રડવા લાગી. તેને રડતી દેખી મરતાં મરતાં હરણે કહ્યું:—(દોહરો)

"પીંપળ ખરંત હમ સુને, જાવે સંગલ દ્વીપ,
પ્રીત કરી ઇસ બીનસેં, શીષ દીયો બક્ષીસ.
અબ ક્યા રોવે કામની ? કારી લગ ગયે ઘાવ,
જબલગ ઘટમેં પ્રાન હે, તબલગ બીન બજાવ."

આ સાંભળી સ્ત્રીએ જવાબ આપ્યો :—

"તાલ તાન સબ તુટ ગયે, તુટ ગયે સબ તાર,
તુમ સુનનેવાલે ચલ બસે, હમ મરેં બજાવનહાર."

આવી સ્ત્રીની વાણી સાંભળી છેવટના શ્વાસ લેતા હરણે કહ્યું—

"આંતે કે તાંતે કરો, હાડ માંસ સબ ખાઓ,
ચમડેકા બીછાના કરો, બેઠા બીન બજાઓ."

આ પ્રમાણે જવાબ આપી હરણ મરણ પામ્યું. આ કલ્પના ઉપરથી જણાઇ આવશે કે હરણ મરતાં સુધી પણ ગાયનની માયા મુકતું નથી.

અમે તો એકના ભોગી, તું ભોગી પંચ નાદોનો,[1]
　દશા કેવી થશે તારી? વિચારી લે અહા આ શું ?" ૧૫

**સમાધાન—**

હરિણ ! તુજ બોલ સાચા છે, વળું પાછો મુકામે હું,
　અરે મુજ પંથ કયાં શોધું? પડયો ભૂલો અહા આ શું ! ૧૬
તણાયો રાગલહરીમાં, નદી છોડી અહીં આવ્યો,
　સુઝે નવ પંથ જંગલમાં ! નદીતટ કયાં? અહા આ શું? ૧૭
ચુકાવ્યો પંથ વાજીંત્રે, ફરી નહિં પંથ બતલાવે,
　હવે શિદ જાવું મુકામે ? પડયો ફંદે અહા આ શું ! ૧૮
પીડા આ એક ઇન્દ્રિની, પછી શું પંચનું કહેવું ?
　હરિણનો બોલ નસીહતનો મહા સુખનો અહા આ શું !૧૯



---

૧. પંચ નાદો=પંચ રસ— રૂપ, સ્પર્શ, શબ્દ, ગંધ અને રસ. આ સંબંધમાં દત્તાત્રયાખ્યાનમાં કહ્યું છે કે—

" पतंग मातंग कुरंग भृंग मीनाहताः पंचभिरेव पंच ।
　एक प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥

ભાવાર્થઃ—પતંગ, હાથી, હરિણ, ભ્રમર ને મચ્છ એ અનુક્રમે રૂપ, સ્પર્શ, શબ્દ, ગંધ અને રસ એમ એકેક વિષયમાં એકેક લુબ્ધ થઈ પ્રાણ ગુમાવે છે તો એકજ માણસ પાંચ વિષયને સેવનાર અર્થાત્ પાંચે વિષયમાં મોહિત બનેલો નાશ પામે એમાં શું આશ્ચર્ય ?" હરણમાં શ્રવણઇન્દ્રિનો શબ્દવિષય સ્વાભાવિક રીતે રહેલો હોય છે જે તેને ફસાવી મૃત્યુવશ કરે છે. તે સંબંધી શુક્ર નીતિમાં લખ્યું છે કે—

शुचिर्दर्भांकुराहारो विदूरभ्रमणे क्षमः ।
　लुब्धकोद्गीतमोहेन मृगो मृगयते वधम् ॥

અર્થાત્ હરણ પવિત્ર છે, કોમળ લીલું ઘાસ ખાઇને જીવે છે, ફલંગો મારી શકે છે, પરંતુ પારધીના મધુર ગાયનના કર્ણપ્રિય શબ્દોથી આકર્ષાઈ પ્રાણ ખોઈ બેસે છે.



રહે છે ક્યાં? ભમે છે ક્યાં? ઉડે છે ક્યાં? ઠરે છે ક્યાં?
રમે છે ક્યાં? દમે છે ક્યાં? તું પાપી મન! અરે દૂર થા. ટુક-૩

વાંચો સામેનું કાવ્ય- "મન પ્રત્યે હૃદયનો બળાપો."

# મન પ્રત્યે હૃદયનો બળાપો*

અથવા

# નિકળ પાપી અરે દૂર થા !

હૃદય— ગઝલ.

અરે હે નીચ પાપી મન ! રહ્યો અત્રે વશી તું ક્યાં ?
લીધું તેં સ્થાન ક્યાંથી આ ? નિકળ પાપી અરે દૂર થા ! ૧
નથી જોતો પીડા કોની ! નથી જોતો સ્થિતિ કોની !
સતાવે છે ! દુભાવે છે ! નિકળ પાપી અરે દૂર થા ! ૨
રહે છે ક્યાં ? ભમે છે ક્યાં ? ઉડે છે ક્યાં ? ઠરે છે ક્યાં ?
રમે છે ક્યાં ? દમે છે ક્યાં ? તું પાપી મન અરે દૂર થા ! ૩

---

* આ કાવ્યનું ટુકવાર વિવેચન નીચે કરવામાં આવ્યું છે.

૧ ચિંતાસ્વરૂપે પ્રકટ થતા દુ:ખાદિથી પીડિત બનેલા હૃદયની મન પ્રત્યે આ ઉક્તિ છે. મન અને હૃદય એ બે એકજ સ્થાને સાથે કાયામાં વસે છે, અને મનને તે સ્થાનમાંથી દૂર થવા હૃદય કોપાયમાન થઇ કહે છે, તે પ્રથમના ચાર ચરણ પરથી સૂચિત છે. કોપ અને સાથે રાખવા તિરસ્કાર આદિથી મન અને હૃદયનો પરસ્પર વિરોધ સ્પષ્ટ સમજાય છે.

૨ વ્યાધિ રોગાદિથી કાયા પીડા પામતી હોય છતાં મન તરફથી ઉત્પન્ન થતી પીડા ચાલુજ હોય છે તેથી તેને કોઇના દુ:ખની દરકાર નથી. તે પ્રથમના બે ચરણ પરથી સમજાય છે.

૩ માણસ જ્યારે ચિંતામય ભારે વિચારોથી ઘેરાયેલો હોય છે તેવામાં કોઇ અન્ય જનના મળવાથી આવા પ્રકારના અસ્થિર મનનું ભાન થાય છે. જ્યારે મન એક વિચાર કરે છે એટલામાં તો તે બીજા વિચારે નાશી જાય છે ને આમ તેમ ભમ્યા કરે છે, શી વાત થાય છે તે પણ ભૂલાવે છે ને અંત:કરણ રીબાવે છે વીગેરે આવા પ્રકારનું મનનું અસ્થિરત્વ અને તેથી ઉત્પન્ન થતો ખેદ ત્રણ ચરણમાં પ્રદર્શિત છે.

જઈ તું શુષ્ક જંગલમાં ફરી રખડે બળે સૂર્યે !
 ગ્રહે જે દુઃખ તેમાં તું મને નાખે ! અરે દૂર થા ! ૪
ખીલેલી પુષ્પથી પૂર્વે દિસે ભૂમિ કંટકે આજે !
 ગ્રહી તું કંટકો ત્યાંથી મને છેદે ! અરે દૂર થા ? ૫
નથી થાતું તને કાંઈ ! અલગ રહે છે કરી કર્મો !
 પીડા તું અન્યને આપે ! નિકળ પાપી અરે દૂર થા ! ૬
ગિરિશૃંગે ગગન માંહે લઈ ચાલે મને તાણી !
 તહીંથી ભોંય ફેંકી દે ! નિકળ પાપી અરે દૂર થા ! ૭

---

૪ અવિચારી કરેલાં કામ તરફ જ્યારે મન નાસે છે ને જ્યારે તેથી ઉદ્‌ભવતાં દુઃખો અનુભવાય છે ત્યારે હૃદય બળે છે. જંગલરૂપે અવિચારી કાર્યની અને સૂર્યના તાપરૂપે દુઃખની કલ્પના કરી છે.

૫ સુખી માણસ જ્યારે આપત્તિમાં આવી પડે છે અને આવા આપત્તિના સમયમાં જ્યારે તેને પ્રથમની સ્થિતિનું સ્મરણ થાય છે ત્યારે તેનું હૃદય કેવળ શોકાર્દ્ર બની રહે છે. સ્થિતિને ભૂમિ, સુખને પુષ્પ, અને આપત્તિને કંટક કલ્પવામાં આવ્યાં છે. પ્રથમ જે ભૂમિકા પુષ્પથી ખીલી રહી હતી તે આજે કંટકથી ખીલી રહી છે, ત્યાં મન પ્રવેશ કરીને અને ત્યાંથી કંટકો ગ્રહણ કરી હૃદયને ભેદે છે અર્થાત્ મન પ્રથમના સુખને યાદ કરાવી હૃદયને બાળે છે.

૬ કોઈ પણ કાર્યની ઇચ્છા થતાં મન ઈંદ્રિઓને પ્રવૃત્ત કરી કામે લગાડે છે અને તેથી થતી પીડામાં કાયાને અને હૃદયને દુઃખમાં નાખે છે. આ પરથી મનની ભિન્નતા સ્પષ્ટ સમજાય છે.

૭ રાજા અથવા શ્રીમંતોની રિદ્ધિ દૃષ્ટિગોચર થવાથી મનુષ્યમન તેના વિચારમાં તલ્લીન થાય છે ને કેટલીક ક્ષણ સુધી તો શ્રીમંત યા રાજારૂપે બની કલ્પિત સુખનો અનુભવ લે છે ને હૃદયને પણ તે આનંદનું દ્વાર બતાવે છે; પરંતુ બીજીજ ક્ષણે પોતાની અલ્પ રિદ્ધિ યાદ થતાં હૃદય સખેદ બને છે. મન હૃદયને સુખદ્વારરૂપી ગિરિશૃંગે લઈ ચાલે છે, પરંતુ તેટલામાં તો શૃંગેથી ભોંય ફેંકી દે છે અર્થાત્ ગરીબ સ્થિતિનું ભાન કરાવી પીડે છે.

શિલાની સાથ અથડાતો નીચે આવું રીબાતો હું !
  રહે તું તો તહીં શૃંગે ! નિકળ પાપી અરે દૂર થા ! ૮
વિલોકી ચારૂ ભૂમિકા સ્વરૂપ તે સત્ય માની તું
  ભૂલાવીને મને સાથે લઇ ચાલે ! અરે દૂર થા ! ૯
જઇ ત્યાં તું મને પાશે સજડ બહુ બંધ બાંધી લે !
  ખશી દૂરે પછી મારે ! મહા પાપી ! અરે દૂર થા ! ૧૦
કદી ઉદધિ પ્રવેશે તું ! મને લોભાવી લે સંગે !
  પડે જ્યાં સંકટો માથે મને ફેંકે ! અરે દૂર થા ! ૧૧
તરંગોમાં તણાતો હું પડું આરે રીબાતો હું !
  તરંગોના પ્રહારો જ્યાં પડે ભારે ! અરે દૂર થા ! ૧૨

---

૮ શ્રીમંતની રિદ્ધિના પ્રભાવના ચિત્ર વિચિત્ર દેખાવો નજરે પડવાથી તેના વિચારમાંજ મન રહે છે; પરંતુ પોતાની ગરીબ અવસ્થા સ્મરણમાં હોવાથી હૃદય તો દુખાય છે. મન કલ્પિત સુખશૃંગે વશી રહે છે ને હૃદયને દુઃખશિલા પર અથડાતો ભોંય નાખે છે.

૯ જેમ દૂરથી ક્ષારવાળી જગા સરોવર સમાન દેખાય છે ને હરિણો તે તરફ પાણી પીવા સારૂ દોડી અંતે મરણ પામે છે કારણ કે તે તો ખોટાં માત્ર ઝાંઝવાનાં જળ હોય છે, તેમ મન ઉપરથી સુખસમાન દેખાતા દુઃખને સત્ય સુખરૂપ માની તે તરફ હૃદયને સાથે લઇને જાય છે અર્થાત્ હૃદયને પણ ભૂલાવી લોભ લગાડી તેમાં લલચાવે છે.

૧૦ પરંતુ જ્યારે ઉપરથી સુખસમાન દેખાવ આપતું દુઃખ ધારણ કરેલું રંગીન આવરણ દૂર કરી પોતાનું ખરૂં દુઃખસ્વરૂપ પ્રકટ કરે છે ત્યારે હૃદયમાં દુઃખ શિવાય અન્ય ભાસ હોતોજ નથી અર્થાત્ દુઃખમય બને છે.

૧૧. કોઇ પ્રસંગે અન્ય જનનાં સાહસકાર્ય દેખી માણસનું મન પોતાની શક્તિ ન છતાં તેવાં કાર્ય કરવા તત્પર બને છે ને જ્યારે કાર્યમાં વિઘ્નો પડે છે ત્યારે મહા પસ્તાવો થાય છે અને હૃદય દુભાય છે. સાહસ ઉદધિરૂપે અને પસ્તાવો આદિ ઉદ્વેગ, સંકટરૂપે છે.

૧૨ આમ દુઃખરૂપી તરંગોમાં તણાતું હૃદય તરંગોના પ્રહારો ખાય છે.

વિધિનું કંઈ નહીં માને ! સ્વછંદે તું ભમે જ્યાં ત્યાં !
  મહા નાખી શિરે કષ્ટો રડાવે છે ! અરે દૂર થા ! ૧૩
તને રે શું નથી થાતી દયા કાંઈ દુઃખી દેખી ?
  અધિક કીધું ! હવે બાકી નથી કાંઇ ! અરે દૂર થા ! ૧૪
કદી ગત મૂર્તિનાં ચિત્રો બતાવીને હસાવે છે.
  કરે શોકાર્દ્ર તું અંતે ! નિકળ પાપી અરે દૂર થા ! ૧૫

**મન—**

હૃદય ! તું શું ડરાવે છે ? મુસાફર હું મહા મહિમાં !
  તને હું દુઃખ દેનારો ! લવે શું શું "અરે દૂર થા !" ૧૬
વસ્યા અહિં આપણે સંગે જવાના તોય બે સંગે
  જવાનો એકલો નવ હું લવે મિથ્યા "અરે દૂર થા !" ૧૭

---

૧૩ મનુષ્ય માત્ર જાણે છે કે દુઃખ સુખ કર્મ પર આધાર રાખે છે, જો કર્મે સુખ તો સુખ ને કર્મે દુઃખ તો દુઃખ, આમ છે છતાં પણ મન શાંત રહેતું જ નથી, આમ તેમ ભટકયા કરે છે ને દુઃખ ઉત્પન્ન કરે છે.

૧૪ આ પ્રમાણે હૃદય મહા પીડા પામે છે ને તે દૂર કરવા હૃદય તદ્દન અશક્ત છે તે ત્રણ ચરણ પરથી જણાઇ આવે છે.

૧૫ કોઈ કોઈ પ્રસંગે ગત વસ્તુનાં ચિત્રો અર્થાત્ સ્વર્ગસ્થ સ્નેહીઓની આકૃતિઓ દૃષ્ટિ આગળ ધરી એટલે કે તેમનું સ્મરણ કરાવી વૃથા આનંદો કરાવી મન હૃદયને શોકોદધિમાં ગર્ક કરે છે.

૧૬ મન મહા ગતિવાન છે; એક ક્ષણમાં અહીં તો બીજી ક્ષણમાં કયાંહી એમ અલ્પ સમયમાં મહા મુસાફરી કરે છે તે પરથી બળવાન મુસાફર સ્વરૂપે મન પોતાની કલ્પના કરે છે.

૧૭ જાણે કોઇ મહા બલવાન માણસ સાધારણ માણસને કહેતો હોય તેમ મન હૃદય પ્રત્યે કહે છે " આ સ્થાનમાં ( કાયામાં ) આપણે બંને સાથેજ વસેલા છીએ તો આપણે બંને સાથેજ જવાના, માટે તું મને 'અરે દૂર થા' એમ વૃથા લવે છે. હું એકલો કદી જવાનો નથી." કાયામાં હૃદય ને મન સાથેજ છે ને તે કાયા સજીવ છે ત્યાં સુધી કદી જવાનાં નથી.

દસે દિશા મહીં મારી પળે પળ છે ગતિ જગમાં !
કંઈ તારૂં નહીં ચાલે ? વદે મિથ્યા "અરે દૂર થા !" ૧૮
કરૂં અજ્ઞાની જ્ઞાનીને ! કરૂં અજ્ઞાનીને જ્ઞાની !
મહા શક્તિ ધરૂં એવી ! મને શું કહે "અરે દૂર થા !" ૧૯
તજાવું ધ્યાન ધ્યાનીનું, ભમાવું હું ગમે તેને,
મને પુછનાર નવ કોઇ, કહે તું શું "અરે દૂર થા !" ૨૦

હૃદય—

નહીં કંઈ ચેન જ્યાં સુધી વસે છે સાથ તું મારી,
મરણ તુજ હો! અગર અહિંથી નિકળ પાપી અરે દૂર થા! ૨૧
અહા તુજ બોલશર છેદે ! કરી દે બંધ તુજ વાણી !
મહાસુખને સતાવે શું ? નિકળ પાપી "અરે દૂર થા !" ૨૨



૧૮ "તારી શક્તિ જરાપણ નથી ને હું દસે દિશામાં ભમનાર છું, મારી આગળ તારી શી શક્તિ ચાલનાર છે ?" અર્થાત્ મન બળવાન છે.

૧૯ જ્યારે માણસનું મન ઠેકાણે હોય ત્યારે ભાન બરાબર રહે છે ને જ્યારે મન ભમે છે ત્યારે ભાન રહેતું નથી. ભણેલો માણસ જો બેભાન અવસ્થાએ હોય તો તે ગમે તે બોલ્યા કરે છે અર્થાત્ અજ્ઞાની સમાન જણાય છે તેજ પ્રમાણે અજ્ઞાનીને જ્ઞાની એમ વિપરિત કામ મન કરે છે.

૨૦ "મારી મરજી આવે તેને ભ્રમિત કરૂં છું ને ધ્યાનીને પોતાના ધ્યાનમાં વિઘ્ન લાવી ધ્યાન તજાવું છું." વ્રતાદિ તપશ્ચર્યામાં વિઘ્ન લાવનાર માત્ર મન શિવાય કોઈ નથી.

૨૧ આવા મનના અસહ્ય શબ્દો સાંભળી અને મનની આગળ પોતાનું કાંઈ નહીં ફાવવાથી હૃદય મનની મૃત્યુ અવસ્થા ઇચ્છે છે. મન મરવાથી સંતોષ ઉત્પન્ન થાય છે અને સંતોષની સાથે તમામ સુખ પ્રાપ્ત થાય છે.

૨૨ મનના કઠોર શબ્દો હૃદયથી સહન નહીં થઇ શકવાથી અને બાણ-સમાન લાગવાથી હૃદય મનની વાણી બંધ કરવાને તિરસ્કારયુક્ત જણાવે છે.

# ચિતા સમ છે ખરે ચિન્તા.*



ગઝલ.

ચોરે છે ચિત્તને ચિન્તા, હૃદયને ભેદી નાખે છે,
વિના અગ્નિ દહે કાયા, ચિતા સમ છે ખરે ચિન્તા. ૧

ચિતા નિર્જીવને બાળે, દહે ચિન્તા સજીવનને,
હૃદયમાં જ્વાળ પ્રકટાવે, ચિતા સમ છે ખરે ચિન્તા. ૨

તજાવે શાન્ત નિદ્રાને, ભયંકર સ્વપ્ન પ્રકટાવે,
નહીં આરામ લેવા દે, ચિતા સમ છે ખરે ચિન્તા. ૩

વિધિની વેદના સંગે ઉપસ્થિત થાય છે ચિન્તા,
ભમે મન તે વિતર્કોમાં, ચિતા સમ છે ખરે ચિન્તા. ૪

નહીં ભૂસાય વિધિએ લલાટે જે લખ્યા લેખો,
ભૂંસાયા વિણ નવ શાન્તિ, ચિતા સમ છે ખરે ચિન્તા. ૫

---

* ચિંતા સંબંધી મણિરત્નમાલામાં કહ્યું છે કે " को वा ज्वरः प्राणभृतां हि चिंता ॥ અર્થાત્ પ્રાણીમાત્રને જ્વર-તાવ સમાન શું છે ? ચિંતા." વળી એક સંસ્કૃત કવિ ચિંતા અને ચિતાની સરખામણી કરતાં લખે છે કે—

चिंता चिता समाप्युक्ता चिंता च बिन्दुनाधिका ।
चिता दहति निर्जीवं चिंता सा तु सजीवकम् ॥

અર્થાત્ ચિંતા અને ચિતા બંને સરખાં છે, પણ ચિંતામાં એક બિન્દુ વધારે છે (એ મીંડાની વિશેષતાને લીધે) ચિતા તો માત્ર નિર્જીવ માણસને બાળે છે પરંતુ ચિંતા તો જીવતા માણસને બાળી નાખે છે." વળી એક કવિ લખે છે કે—

"ચિંતાથી ચતુરાઈ ઘટે ઘટે રૂપ ગુણ જ્ઞાન,
ચિંતા બડી અભાગણી ચિંતા ચિતા સમાન."

અરે આ વેદના મનથી નહીં વિસારીં વિસરે છે,
રૂધિર ઉકાળીં નાખે છે, ચિતા સમ છે ખરે ચિન્તા. ૬

તમાચો મુખ પર મારી, બતાવે કો ભલે લાલી,
નહીં ચિન્તા રહે છાની, ચિતા સમ છે ખરે ચિન્તા. ૭

હરી લે હાસ્ય મુખ પરનું, હરી લે નૂર કાયાનું,
વદન ઉદાસ રાખે છે, ચિતા સમ છે ખરે ચિન્તા. ૮

ન ચિન્તા જેહને વળગી, વિધિ યોગે સ્વઅંતરમાં,
મહા સુખીં માનવો તેને, ચિતા સમ છે ખરે ચિન્તા. ૯

## દિલાસો કે શોકની જાગૃતિ ?

હરિગીત છંદ.

કોઇ દિલાસો આપીંને દુઃખીંઆનું દુઃખ ઓછું કરે ?
શોકાગ્નિ ઉપર પાણીં છાંટી શાંતિ આપે અંતરે,
દૃષ્ટાંત આપી દુઃખીં જનના હૃદયને પલટાવીં દે,
તે તો દિલાસો છે ખરો જે દુઃખને વિસરાવીં દે. ૧

કોઇ દિલાસો આપીંને શોકાગ્નિને જાગૃત કરે,
ઉઘાડીંને તાજો કરે રૂઝ પામતા ઘાને અરે,
આવી રીંતે સંભારીંને આંસુ પડાવે આખરે,
આ તો દિલાસો છે નહીં પણ ઘા કરે છે ઘા પરે. ૨

આ ભેદને જાણ્યા વિના જે વચન મુખથી ઉચરે,
હોવા છતાં તે સ્નેહીં પોતે કામ દુશ્મનનું કરે,
સાચો મહાસુખ સ્નેહીં હો તો આંસુ લુહી નાખજે,
બીજી વાતમાં મન દોરીં તેનું, દુઃખને ભૂલાવજે. ૩

# કંઈ જગ્તે નથી તારૂં.

ગઝલ.

બતાવી દે ધરી મમતા કહે છે જેહ તું મારૂં,
ભૂલી ભ્રમથી લવે મારૂં, કંઈ જગ્તે નથી તારૂં. ૧
મહા પ્રાસાદ વૈભવને તજી નૃપતિ ઉઠી ચાલ્યા,
કહે મારૂં વૃથા તે તે, કંઈ જગ્તે નથી તારૂં. ૨
ગણે પ્રિયપ્રાણ જેને તે સ્વજન છોડી જવું પડશે,
ન કોઇ કોઈનું સંગી, કંઈ જગ્તે નથી તારૂં. ૩
પૂરા પ્રેમે તું પંપાળે અરે તે કાય નવ તારી,
પછી શું અન્યનું કહેવું ? કંઈ જગ્તે નથી તારૂં. ૪
નયન નવ સાથમાં લેશે જગતસૌંદર્યનાં ચિત્રો,
મિંચાઈ તે જશે અંતે, કંઈ જગ્તે નથી તારૂં. ૫
ન નાસિકા ગ્રહે સંગે સુગંધિ કૈં કુસુમમાંથી,
થવાના બંધ તે દ્વારો, કંઈ જગ્તે નથી તારૂં. ૬
શ્રવણ બે ગાનરસગીતા નહીં સાથે લઇ ચાલે,
ઠરી જાશે અરે અંતે, કંઈ જગ્તે નથી તારૂં. ૭
નહીં રસના ભરી લે છે મધુર પ્રિય સ્વાદરસસુધા,
ચપળતા સૌ જશે ચાલી, કંઈ જગ્તે નથી તારૂં. ૮
અહોરાત્રિ વશી કાયે કરેલાં પુણ્ય ને પાપો,
સરે સંગે, વિના તે તે કંઈ જગ્તે નથી તારૂં. ૯
તજી દઇ પાપકર્મોને કરી લે પુણ્ય સદ્કર્મ,
મહા સુખ છે ખરૂં તેમાં કંઈ જગ્તે નથી તારૂં. ૧૦

# ગમે નવ તે.



ગઝલ.

વિચારી લે અરે ચેતન્! સમય આ કેમ તું ભૂલે?
વદું શું હું? સમજ આવી તને ચેતન્ ગમે નવ તે. ૧
ભમી ભૂલે ઉપર રંગે વિલોકી ઝાંઝવાજળને,
મરે રખડી હરણ કિન્તુ તજી દેવું ગમે નવ તે. ૨
ઉપરના સુખને ઇચ્છે, અધિક તે પ્રાણથી માને,
અચળ જ્યાં સુખવાસો છે તને ચેતન્ ગમે નવ તે. ૩
વિચારી લે પતંગો સૌ ધસે રંગે દીપક સામે,
બળે છે અંગ જ્વાળામાં તજી દેવું ગમે નવ તે. ૪
મરે ગાને હરણ સર્પો, ચકોરી જો મરે ચંદ્રે,
અરે તે મૃત્યુથી શિક્ષા તને લેવી ગમે નવ તે. ૫
'કરીશ આજે, કરીશ કાલે' વિચારે જીંદગી ચાલે,
દિસે જે કાર્ય કરવાનું તને મનથી ગમે નવ તે. ૬
વિવાદો સુખથી મિથ્યા કરી આ કાળ ગુમાવે,
સફળ અવતાર કરવાની રીતિ એકે ગમે નવ તે. ૭
કહી આ આટલું અત્રે કહું છું એક માની લે,
કહ્યું જે જે સમજ તે તે ભલે જો કે ગમે નવ તે. ૮
મનુષઅવતાર હે ચેતન્ સફળ કરવા તું તત્પર થા!
નસીહત છે મહા સુખની ભલે જો કે ગમે નવ તે. ૯



# ઉડી ચાલ્યું.*



ગઝલ.

થયું આ શું ? કહું કોને ? હતું જે જે નહીં તે તે !
નજર નાસે દિશા ચારે નહીં ભાસે, ઉડી ચાલ્યું ! ૧

વિયોગી આ પીડાતાને ઘણા કાળે મળી સ્નેહે
અરે ક્ષણમાં ગયો તું ક્યાં ? અહા સૌ તે ઉડી ચાલ્યું ! ૨

પ્રભાતે આ અહિં હું ક્યાં ? સમય મધ્યાહ્નનો તે ક્યાં ?
વિલોકું શું ? નહીં તે તે ! હતું જે તે ઉડી ચાલ્યું ! ૩

નિહાળી હાસ્યદૃષ્ટિથી પ્રીતે મારી પ્રતિ જોતું
હવે તે સુખ ક્યાં દેખું ? હસાવીને ઉડી ચાલ્યું ! ૪

હતો સુખી ક્ષણે જેવો હવે દુઃખી દિસું તેવો,
દશા કેવી બની ક્ષણમાં ! સહૂ સુખ તે ઉડી ચાલ્યું ! ૫

હતું મળવુંજ જો તારે નહીં ખસવું હતું તારે,
રડાવીને ઉડી ચાલ્યો ! મળી રમવું ઉડી ચાલ્યું ? ૬

કળા સૌ સ્વપ્નની ભાસે, હસાવીને રડાવે છે,
રડાવીને મને આખર અહા સ્વપ્નું ઉડી ચાલ્યું ! ૭

તપાસી લે નથી કાંઈ, રડાવે સ્નેહ અંતરનો,
નહીં વિસરે વિસાર્યો તે, હૃદય બોલે 'ઉડી ચાલ્યું' ! ૮

જવાનું છે સહૂ કોઈ, નહીં કોઇ અચળ જગમાં,
મહાસુખ પ્રીતિથી બોલે નિરાશાએ 'ઉડી ચાલ્યું.' ૯



* સ્વપ્નમાં સ્વર્ગવાસી સ્નેહી જનના મેલાપથી ઉદ્ભવેલું કાવ્ય.

# ગયું તે ક્યાં ?*



ગઝલ.

અહીં આ શું ? નહીં દૃષ્ટિ મહીં આવે ! ગયું તે ક્યાં ?
લતાએ ખીલતું કાલે મૃદુ આજે ગયું તે ક્યાં ! ૧

વિકાસી પૂર્ણ મુખ અંગે હસંતું જે ગયું તે ક્યાં ?
સ્વસ્નેહી સંગ આલિંગી રમંતું જે ગયું તે ક્યાં ? ૨

જગતને અર્પતું સુધા હૃદયની જે ગયું તે ક્યાં ?
પરિમલગુણથી જાણે જગત જેને ગયું તે ક્યાં ? ૩

રમે હૃદયે ! નહીં આગે ! નજરમાંથી ગયું તે ક્યાં ?
સ્વરૂપ તેનું કહાં શોધું ? નહીં ફાવે ! ગયું તે ક્યાં ? ૪

પ્રભુ મમ પુષ્પ વાસિત જે નહીં જાણું ગયું તે ક્યાં ?
રમે હૃદયે ગુણે તેના, ન ભૂલાયે ગયું તે ક્યાં ? ૫

નહીં રોતાં નહીં જોતાં જડે ક્યાંહી ગયું તે ક્યાં ?
ધીરજ ધર તું અરે ચેતન્ ! નહીં જાણે ગયું તે ક્યાં ? ૬

ખરે નક્કી "ગયું તે" તે, વદે મિથ્યા "ગયું તે ક્યાં ?"
ગયું પાછું નહીં આવે, વૃથા બોલે 'ગયું તે ક્યાં ?' ૭

દિસે જે જે જશે તે તે, ન જગ જાણે ગયું તે ક્યાં ?
મહાસુખનું કુસુમ ચાલ્યું, વદે ભોક્તા ગયું તે ક્યાં ? ૮



* ભોંય પડેલા કરમાઇ ગયેલા કોમળ બાળપુષ્પ તરફ નજર કરતાં આ કાવ્ય ઉદ્ભવેલું છે.

# તને છોડી જવું પડશે.*



ગઝલ.

વશ્યાં સંગે ! રમ્યાં સંગે ! ખીલ્યાં સંગે સુખે રંગે !
વિખૂટાં શું થવાનાં હા ! તને છોડી જવું પડશે ! ૧
હતાં જ્યારે મૃદુ નાનાં રમંતાં બાળ આપણ બે,
રમતગમતો ન ભૂલાયે, તને છોડી જવું પડશે ! ૨
પવનલહરી મહીં સંગે ઝુલી જે ખેલ ભોગવતાં
ગયું તે સૌ ! રહ્યું હૃદયે ! તને છોડી જવું પડશે ! ૩
સુખાનંદો કીધા જે જે પીડે છે હાલ સૌ તે તે,
રડાવે છે અરે માયા ! તને છોડી જવું પડશે ! ૪
નહીં જો હોત કંઇ પ્રીતિ બનત સુખી હું અવસાને,
ગતિ આ સૌ પ્રીતિની છે, તને છોડી જવું પડશે ! ૫
દિસે જ્યાં સ્નેહ ત્યાં ભાસે અવસ્થા દુઃખ ને સુખની,
વશ્યાં સંગે હવે છૂટાં ! તને છોડી જવું પડશે ! ૬
કંઈ આજે, કંઈ કાલે, ઉડી જાશે સહૂ અંતે,
પ્રીતિ જ્યાં ત્યાં હૃદય બોલે "તને છોડી જવું પડશે" ! ૭
ધીરજ ધર ને સદા કાળે, મહા સુખને સ્મરે છે શું !
અરે સંગી ! હું જાઉં છું ! ! તને છોડી જવું પડશે ! ૮



* ગુલદાવદીના છોડ તરફ નજર કરવાથી આ કાવ્ય ઉદ્દ્ભવેલું છે; એક ડાળી ઉપર બે શ્વેત પુષ્પો પાસે પાસે ખીલી રહ્યાં છે, આવાં મૃદુ સુંદર ખીલેલાં બે પુષ્પમાંથી એકને માળી હાથમાં પકડી તોડવાની તૈયારીમાં છે તે સમયે સપડાયેલા પુષ્પની અન્ય પુષ્પ પ્રત્યે ઉક્તિ છે.

# દશા તેવી સમજ તારી.



ગઝલ.

કુસુમ વાસિત નવરંગે ખીલે પ્રાતઃસમે હાસે,
  પ્રદોષે કેવું કરમાયે દશા તેવી સમજ તારી. ૧
જઈ દરિયાકિનારે તું નજર ફેંકી નિહાળી જો,
  દિસે છે ઓટ ને ભરતી, દશા તેવી સમજ તારી. ૨
નવીન રંગો સરે કેવા ગગનમાં મેઘધનુષેથી,
  ક્ષણે અંતે શમાયે છે, દશા તેવી સમજ તારી. ૩
જુઓ તડકે તરૂછાયા ઘડી ઘડી માંહિ બદલાયે,
  નહીં એ સ્થિર કો સમયે, દશા તેવી સમજ તારી. ૪
સવારે ઝાકળે જોતાં કમળપત્રો દીપે રત્ને,
  રવિકિરણે ઉડી જાયે, દશા તેવી સમજ તારી. ૫
કળા તું સ્વપ્નની ચેતન્ વિચારી લે હૃદય માંહે,
  પ્રભાતે તો ન તેમાંનું, દશા તેવી સમજ તારી. ૬
ધ્વજા ફરકે પવન માંહે, સદા અસ્થિર જો ચેતન્,
  પવનની જો ગતિ કેવી, દશા તેવી સમજ તારી. ૭
જુદા જુદા જ દેખાવો રચે છે વાદળાં ગગને,
  પળે પળ રૂપ બદલાયે, દશા તેવી સમજ તારી. ૮
સમજ દૃષ્ટાંત કુદરતનાં, સમજ ને સાનમાં ચેતન્,
  દશા દૃષ્ટાંતની જેવી દશા તેવી સમજ તારી. ૯
સદા તું ચેતતો રહે ને, ભલે આવે મરણ પળમાં,
  નસીહત આ મહા સુખની, દશા તેવી સમજ તારી. ૧૦



# કર્યું હાથેજ તે સાથે.



ગઝલ.

અચળ સ્થિતિ નથી એકે ! પળે પળ સર્વ બદલાયે !
ધરે તનનો ભરોંસો શું ! કર્યું હાથેજ તે સાથે. ૧
વિતર્કો ને વિતર્કોમાં સમય આ સર્વદા ગાળે ?
રહે કરવું સહૂ અંતે ! કર્યું હાથેજ તે સાથે. ૨
બહુ પસ્તાય અંતરમાં સમય એવો બને જ્યારે !
કહે છે તે ક્ષણે ચેતન્ "કર્યું હાથેજ તે સાથે." ૩
પડે છે અન્યના કામે, નહીં તારૂં તું સંભાળે,
બને તારૂં પછી તેવું, કર્યું હાથેજ તે સાથે. ૪
કદી નવ રાખ તું ચેતન્, ભરોંસો અલ્પ કાયાનો,
કહીને કાળ નવ આવે, કર્યું હાથેજ તે સાથે. ૫
કરે મમતા તું શા માટે? નહિ કંઇ આવશે સાથે !
કીધું જે જે ખરૂં તે તે, કર્યું હાથેજ તે સાથે. ૬
નહીં ચેતી કદી બેસે ! રડીશ પસ્તાઈ પાછળથી !
દુઃખે સૌ સાંભરે કરવું ! કર્યું હાથેજ તે સાથે. ૭
બીજાને સોંપીને નવ જા, કરી લે જાતથી જીવતાં,
ખરૂં જે કામ કરવાનું કર્યું હાથેજ તે સાથે. ૮
કરીશ જેવું તું આ ભવમાં, બીજા ભવમાં ગ્રહીશ તેવું,
હવે તૈયાર ચેતી થા, કર્યું હાથેજ તે સાથે. ૯
સદા પાપે મહા દુઃખ છે, સદા પુણ્યે મહા સુખ છે,
જગે આ જન્મી પુણ્યજ જે કર્યું હાથેજ તે સાથે. ૧૦



## બુદ્ધિશૂન્ય હૃદય.*

માલિની વૃત્ત.

ઉડી ગઇ મમ બુદ્ધિ! શૂન્ય સૌ અંગ ભાગે?
અતિશય ભરનિદ્રાએ સુતી તે શું લાગે?
વસુમતિ ચોરી પાતાળે જઈ શું છુપાઈ?
ઉડી જઇ ગગને શું વાદળે તે ભરાઇ? ૧

જુલમથી વરસાદે છીનવી તે શું લીધી?
અધિક ગરમ ગ્રીષ્મે બુદ્ધિ શું બાળી દીધી?
અતિ શીતળ શિયાળે શું દીધી સર્વ ઠારી?
ઠરી ગિરિવરશૃંગે કે ગુફા માંહિ ભારી? ૨

ખરર ખર તણાઈ શું સરિતાસલિલે?
બળથી હરી લીધી શું અંતરેથી અનિલે?
કિરણ થકી રવિએ બાળી નાખી તપાવી?
વશ કરી દીધી ચંદ્રે શીત પાશે ફસાવી? ૩

નહિ નહિ નહિ છાયા બુદ્ધિની અંગ વિષે,
અરર દુઃખી દશા શી! શોક વ્યાપે અતિશે!
ખચિત મતિ સ્મશાને સ્નેહીની સંગ ચાલી,
કરી દીધીજ ચિતાએ બુદ્ધિને ભસ્મ બાળી. ૪

નહિ નહિ નહિ સ્નેહી! મૂર્ત્તિ સ્નેહીની જાગે?
પળ પળ ભણકારા અંતરે આવી વાગે!

* આ કાવ્યમાં મરણ પામેલા સ્નેહી જનની મૂર્ત્તિ વિસારે નહીં પડવાથી સ્તબ્ધ બની મુંઝાઈ ગયેલા તેના સ્નેહી જનના ઉદ્‌ગાર છે.

ગતિ નથી બદલાતી ! સ્નેહી માંહે વસે છે !
 હૃદય સકળ મારૂં અગ્નિ માંહે ધસે છે ! ૫

મતિ ! સુખમય દે ને માર્ગ અંગે વશીને,
 ઉડી જઈ કહિં બેઠી બુદ્ધિ તું દુઃખદિને ?
હૃદય મહિં પ્રવેશી ટાળ ને દુઃખભ્રાંતિ,
 કરગરી કહું બુદ્ધિ દે મહા સુખ શાંતિ. ૬

## વિધિ તેં શું ચુંટી લીધી ?*

ગઝલ.

સરસ સુગંધમય ચારૂ વિવિધ ગુણથી રસાયેલી
 મૃદુ ખીલતી કળિ એવી વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૧
યુવાની તો પૂરી જેની નથી ખીલી રસે રંગે,
 અરે પણ એટલામાં તો વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૨
કળિ દેખી ઘણી આશા ઘણી બાંધી ઘણી સાંધી !
 બધી તે તે તુટી ચાલી ! વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૩

---

* શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના વડા પુત્ર યુવરાજ ફત્તેહસિંહરાવનો સ્વર્ગવાસ સન ૧૯૦૮ ની સાલમાં ૨૫ વરસની કોમળ વયે થવાથી વડોદરા રાજ્યના વતનીઓએ શોક પ્રદર્શિત કરવા મુંબઈ શહેરમાં એક મોટી જાહેર સભા મેળવી હતી અને શ્રીમંત સયાજીરાવ મહારાજાને આશ્વાસનપત્ર તરીકે આ કાવ્ય મોકલવામાં આવ્યું હતું. આ કાવ્યમાં ફત્તેહસિંહરાવને કોમળ ખીલતી કુસુમની કળિ તરીકે કલ્પી અને શ્રીમંત સયાજીરાવની તેના પાલક તરીકે કલ્પના કરી, આવા ક્રૂર અને હૃદયભેદક બનાવ માટે વિધિને ઠપકો આપી શોક અને આશ્વાસનના ઉદ્ગાર કાઢવામાં આવ્યા છે.

રહ્યો સહુ મોહ દૃષ્ટિમાં રહ્યો રસભેજ અંતરમાં,
બતાવી આશ દુનિયાને વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૪

અરે તારી રમત કેવી ? દશા પણ શી સબંધીની ?
ફિકર તેની તને શાની ? વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૫

કહે પાલક, કહે રક્ષક, કહે માલક, ગમે તે કહે,
દશા તેની બની કેવી ? વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૬

દયા તેની જરા ના'વી ! વિચારી ના દશા તેની !
નહીં ડર વિશ્વનો ખાધો ! વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૭

તને માલેકના શ્રમની નથી દરકાર કે કીંમત,
અરે તારી શા નિર્દયતા ? વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૮

પૂરી ખાતર, કરી સિંચન, કરી પાલન ઉછેરેલી,
મહા શ્રમથી મળેલી તે કળિ તેં શું ચુંટી લીધી ? ૯

સહી ગ્રીષ્મે રવિગરમી, સહી શિશિરકંપારી,
સહી વર્ષા કળિ ખાતર, કળિ તેં શું ચુંટી લીધી ? ૧૦

મુક્યો નિજ સ્વાર્થ કોરાણે, લીધો કળિસ્વાર્થ નિજ હાથે,
ઘણી મોંઘી ઘણી વ્હાલી કળિ તેં શું ચુંટી લીધી ? ૧૧

હૃદય માલેકનું તું જો, બળે છે દુઃખજ્વાળામાં,
વહે છે આંસુ ચોધારે ! કળિ તેં શું ચુંટી લીધી ? ૧૨

સુંઘી જેણે, દીઠી જેણે, અનુભવમાં લીધી જેણે,
નિરાશામાં રડે તે તે ! કળિ તેં શું ચુંટી લીધી ? ૧૩

અરે મિથ્યા મહાસુખ તું, ગયું પાછું શું આવે છે ?
હવે સંભારી રડવાનું ! વિધિ ! તેં શું ચુંટી લીધી ? ૧૪

# પ્રભુ તાર મને ભવસાગરથી.



રાગ ભૈરવ. (કર યાદ અલિકો દમ પર દમ- એ રાહ.)

પ્રભુ તાર મને ભવસાગરથી,
સાગરથી રત્નાકરથી, પ્રભુ૦ એ ટેક.

દરિયો દુઃખનો ભાસ ન સુખનો,
ભક્તિ કરૂં હું ભીતરથી, પ્રભુ૦ ૧

મોહે ભારી જાળ પ્રસારી,
કોઈ છુટે નવ અંદરથી, પ્રભુ૦ ૨

ખડક[૧] સતાવે ભય ઉપજાવે,
ઈશ બચાવ તું ડુંગરથી, પ્રભુ૦ ૩

મન ગભરાયે તન બળી જાયે,
આગ ઉઠી વડવાનળથી[૨], પ્રભુ૦ ૪

બહુ અથડાયો પાર ન આવ્યો,
છેટું બહુ શિવબંદરથી[૩], પ્રભુ૦ ૫

પ્રભુ તુજ શરણે આવ્યો ચરણે,
દુઃખ મુજ જાશે અંતરથી, પ્રભુ૦ ૬

૧ ખડક = દરિયાના ડુંગરો, જગતના ઉપાધિરૂપ ખડકો. ૨ વડવાનળ = પાણીમાંના અગ્નિનું નામ છે. આ સ્થળે મનની ચિંતાઓ અને તેથી ઉત્પન્ન થતા આધિવ્યાધિને વડવાનળરૂપે કલ્પના કરી છે. ચિંતા અદૃશ્યરૂપે રહી શરીરને બાળી નાખે છે. ૩ શિવબંદર = મોક્ષદ્વાર; ભવરૂપી સાગરમાંથી ઉતરી મોક્ષના પ્રદેશમાં દાખલ થવાનું બંદર.

હું દરિયેથી તરીશ હવેથી,
તુજ પદનૌકા[1] સાધનથી, પ્રભુ૦ ૮

તુજ પદનાવે પારજ આવે,
બ્હીવું પછી કોના ડરથી ? પ્રભુ૦ ૮

પ્રભુ લઈ જા ને શિવસુખધામે,
પકડી મહાસુખને કરથી. પ્રભુ૦ ૯

## દુઃખીને દિલાસો.

શિખરિણી વૃત્ત.

વિકાસે રાત્રિએ કુમુદતરૂણી હાસ્ય કરતી !
શશીસ્વામીસ્નેહે નિરખી નયને કેલિ રમતી !
અહા ! આવી બાળા દિનકર મહીં પૂર રડતી !
સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૧

રમે રાત્રે ચંદા મુખ ખીલવી મંદાકિનીગ્રહે !
ખીલાવે ભૂમિને ઝગઝગ પ્રકાશી ખીલી રહે !

---

૧ પદનૌકા = ભવસાગરમાંથી તરવાને માટે પરમેશ્વરના ચરણરૂપ વહાણ. મણિરત્નમાળામાં કહ્યું છે કે—

" अपारसंसारसमुद्रमध्ये निमज्जतो मे शरणं किमस्ति ।
गुरोः कृपालोः कृपया वदैतद्विश्वेशपादांबुजदीर्घनौका ॥

ભાવાર્થ:—આ સંસારરૂપી અપાર મહાસાગરની અંદર જે હું ડુબતો છું તેને શું શરણ છે ? અર્થાત્ હું સમુદ્રમાં ડુબી રહ્યો છું તેને પાર ઉતરવાનું શું સાધન છે ? ગુરૂની કૃપાથી પરમેશ્વરના ચરણકમળરૂપી જે મહાન વહાણ છે તે તારૂં શરણ છે, અર્થાત્ પરમેશ્વર આ ભવસાગરથી પાર ઉતારનાર છે.

કળા કિન્તુ જોતાં રવિઉદયથી ઝાંખી બનતી !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૨

હસે પ્રાત:કાળે ખીલી કમળ પદ્માકર મહીં !
 પ્રસારે સર્વત્રે પરિમલ, ભમે ષટ્પદ તહિં !
રડે સૂર્યાસ્તે સૌ કમલિની બને દુ:ખી નમતી !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૩

વસંતે ફાલે છે કુસુમ, તરૂ, વેલી રસ ગ્રહી !
 અનિલે ઉદ્યાને સખી કરતી કેલિ મળી સહી !
સુકાયે છે ગ્રીષ્મે જળ વિણ દુ:ખી નગ્ન વ્રતતિ !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૪

ઉંચે જોતાં નેત્રે ગગન અતિશે સ્વચ્છ શરદે !
 કહીં મેઘસ્વારી ગગન મહિં દેખાવ નવ દે !
વસે અભ્રો જ્યારે સરતી ઋતુ વર્ષા વરસતી !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી ! ૫

નહીં જગ્તે સ્થિતિ સમ, ઉદય ને અસ્ત ભૂ પરે !
 દિનો રાત્રિ ચાલે, સુખ દુ:ખ સહૂ એમ પ્રસરે !
દસે સૂર્યે વૃક્ષે પ્રતિ પળ પળે છાંય ભમતી !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૬

"થયું" તે, ના થાશે, "નવ થયું" કદી યત્ન કરતાં !
 નહીં ખ્યાલે આવે ખલક રચના ખેલ કળતાં !
મહા સુખે દુ:ખે સુખ દુ:ખ ન ચિત્તે ધર રતિ !
 સદા વિશ્વે આવી ચડતી પડતી સ્થિતિ ફરતી. ૭

વાંચો સામેનું કાવ્ય- "વૃદ્ધાવસ્થા."



નિશાની ક્યાં યુવાનીની ગઇ વિચાર જરી,
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી.
આવી જરા વય દોહલી, આંખે નવ દેખાય,
દુર્બળ દેહ બની રહ્યો, થર થર કંપે પાય. ટુંક ૧-૨

# વૃદ્ધાવસ્થા.

પહાડી ગઝલ. ( સદા સંસારમાં—એ રાહ. )

નિશાની ક્યાં યુવાનીની ગઇ વિચાર જરી,
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી. એ ટેક.

ભૂલ સુઝી નવ પ્રથમમાં, હાલ પૂરો પસ્તાય,
રત્ન ગુમાવ્યું હાથથી, આમ રડે શું થાય?
ગુમાવેલી ઘડી એકે કદી આવે ન ફરી,
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૧

આવી જરા વય દોહલી, આંખે નવ દેખાય,
દુર્બળ દેહ બની રહ્યો, થર થર કંપે પાય,
ગળી ગયું અંગ, ગઈ જીંદગી ક્યાં રંગભરી?
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૨

આવા હાલ બની રહ્યા તોપણ માગે પેટ,
પૂરી નવ કોઠી થઇ, પેટની પાછળ વેઠ,
પૂરી પરતંત્ર બની જીંદગી, બેઠો ન ઠરી,
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૩

બીજાના દૃષ્ટાંતથી નવ લીધો ઉપદેશ,
યુવાનીમાં છક રહ્યો, જરા ન સુઝી લેશ,
જરાનો જો તમાશો જાતથી રીબાઇ મરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૪

સુકૃત કાંઈ કર્યાં નહીં, હાલ કરી ન શકાય,
બાજી બગાડી હાથથી, બગડી શિદ સુધરાય?

કમાણી ના યુવાનીમાં કરી અભિમાન ધરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૫

મરતાં મરતાં સ્મર પ્રભુ, ભલે દુઃખે દિન જાય,
જોશે પસ્તાવો પ્રભુ કરી કસોટી સદાય,
પ્રભુ દીનબંધુ સદા સ્હાય કરે માફ કરી,
વિતી ગઈ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૬

દેખી તમાશા અંગના, દેખી સમયના રંગ,
ચેતી મહાસુખ ચાલજે, ગર્વ કરીશ નવ અંગ.
રહે તું નમ્ર ડરી કાળથી પ્રભુનામ સ્મરી,
વિતી ગઇ ચાંદની દિન ચારની વિચાર જરી, નિશાની૦ ૭

## મન મુસાફર.*

શિખરિણી વૃત્ત.

ફરે છે તું ક્યાં ક્યાં? ગતિ તુજ નહીં શાન્ત કદીએ!
નથી જોતો એકે તુજ સમ અહા પાન્થ ભૂમિએ!
પળે એકે તું ક્યાં! પળ અહિં ઉડી ક્યાં વશી રહે!
તહીંથી ક્યાં ચાલે! તુજ ગતિ મહા કો કળી કહે? ૧

* ચિંતાતુર અને દુઃખમય બનેલા મનુષ્યના હૃદયના આ કાવ્યમાં ઉદ્ગાર છે. મનની અસ્થિર, ભ્રમિત અને શોકજન્ય સ્થિતિનો વારંવાર ભાસ થવાથી અને ગતિ, અટન, દેશવિદેશ પંથાદિકની માહિતી વીગેરે મુસાફરના ગુણો અને રીતભાત, મનના ગુણ સાથે સરખાવતાં સમાન લાગવાથી હૃદય મનની મુસાફર રૂપે કલ્પના કરે છે અને તેના મહાન બળ, સાહસ, સ્વતંત્રતા, અને શીઘ્ર ગતિ આદિના પ્રભાવના ચિતારનું અવલોકન કરી હૃદય મન પ્રત્યે તત્સંબંધી ઉક્તિ કરે છે. હૃદય પ્રથમ મનની અસ્થિર ગતિનો આરંભ કરી મન ક્યાં ક્યાં જાય છે તે તે દર્શાવે

નથી પક્ષી એકે મધુર ગીત આનંદ કરતાં,
  નથી વૃક્ષો લીલાં પવન મહિં જ્યાં રમ્ય રમતાં,
રવિ કિર્ણો ફેંકે અતિશય પ્રચંડોષ્ણ નભથી,
  ઉડી ત્યાં તું ચાલે સુખમય અહા શાંત સ્થળથી ! ૨

લતા વેલી વૃક્ષો મૃદુ કુસુમ રંગીન રમતાં,
  રમે પંખી નીરે જળઝરણ જ્યાં સ્વચ્છ ઝરતાં,
અહા તે ઉદ્યાને કહિંથી કહિં નાસી કંઇ પળે,
  ઠરે ત્યાં એકાંતે રમણીય લતા મંડપ તળે ! ૩

પળે જોતાં જોતાં ભીતિકર મહા નગ્ન ગિરિએ !
  વસે છે ત્યાં શિલાસમૂહ મહિં એકાંત કહીએ !

---

છે અને તે જાણે કે ખરેખર મુસાફર છે એવી ઉત્પ્રેક્ષા કરી સૃષ્ટિઅટન અવલોકી સૃષ્ટિસ્થળ દર્શાવે છે. આવા સૃષ્ટિસ્થળરૂપે હૃદય દુઃખસુખની કલ્પના કરી મનની રીતિનું ભાન કરાવે છે. મનની ગતિ સંબંધી અંગ્રેજ કવિ વીલીયમ કાઉપર (William Cowper) લખે છે કે—

How fleet is a glance of the mind !
  Compared with the speed of its flight,
The tempest itself lags behind,
  And the swift-winged arrows of light.
When I think of my own native land,
  In a moment I seem to be there ;
But alas ! recollection at hand
  Soon hurries me back to despair.

**ભાવાર્થ**—મનની ગતિની સાથે સરખામણી કરતાં તેના ચમકારાનો કેવો અજબ વેગ હોય છે ! તેની આગળ તોફાની વાયુ અને પ્રકાશનાં વેગવાળાં કિરણો પણ પાછાં હઠે છે. હું જે ક્ષણે મારી માતૃભૂમિનો વિચાર કરૂં છું એટલામાં તો તે ક્ષણેજ હું ત્યાં જઇ બેઠો હોઉં એમજ મને લાગે છે. પણ અફસોસ ! સ્મરણ થતાંજ મને તરતજ પાછો લાવી નિરાશ કરે છે.

કદી શૃંગે નાસે ! કદી ઘનગતિ સંગ વિચરે !
  તહીંથી આકાશે કરી ગતિજ સ્વર્ગે જઈ ઠરે ! ૪

વિલોકી સર્વત્રે વિધ વિધ સુખો ત્યાં અનુભવે !
  ફરી પાછો ત્યાંથી વન મહિં ધસે દુઃખદ દવે !
બળેલો અગ્નિએ સરિત મહિં નિમજ્જન કરે !
  તણાતો તું ત્યાંથી ઉદધિજળ માંહે જઈ સરે ! ૫

ભમી સર્વે નિધિ મથન કરતો એક પળમાં !
  તહીંથી પાતાળે સરર સરતો એક ક્ષણમાં !
ગતિ તારી આવી અકળ જગમાં કોણ કળશે !
  દશે દિશા ખેલે ! રવિકરગતિ તુંથી ડરશે ! ૬

કદી રાજે જગ્તે નૃપતિ બની રાજ્યાસન પરે !
  ધ્વજા ઉડે દિવે જય જયની, આજ્ઞા જગ ફરે !
બહુરૂપી ભાસે, વિધ વિધ બહુ તું રૂપ ધરે !
  તને કો ના પુછે તુજ સ્થિતિ રીતિ જ્યાં તું નિસરે ! ૭

ચૂકાવે ધ્યાનીને વિધ વિધ રીતે વિઘ્ન રચીને !
  ભૂલાવે જ્ઞાનીને વિધવિધ રીતે મૂર્ખ કરીને !
સતાવે સર્વેને નિશદિવસ તું ગુપ્ત વશીને !
  ન કોઇના પાશે વિપળ સુધી બંધાય પડીને ! ૮

નથી જોતો કોની તુજ સરખી સ્વાતંત્ર્ય ભૂ પરે,
  નથી જોતો કિંચિત્ તુજ સમ ગતિ શીઘ્ર અવરે,
હરીફાઇ શું શું તુજ થકી મહાસુખ કરશે !
  દશે દિશા માંહે તુજ સમ શું મુસાફર હશે ? ૯

વાંચો સામેનું કાવ્ય– "ગ્રામ્ય સ્મશાને શોકોદ્ગાર કાવ્ય."



ઘંટાનાદ સરે અહા શ્રવણમાં! સંધ્યાસમો સૂચવે!
મુખે શબ્દ કરંતી ગાય વનથી પાછી વળે આ હવે!
(ચિત્ર—પ્રકાશકના અંગ્રેજી ગ્રંથ પરથી)

# ગ્રામ્ય સ્મશાને શોકોદ્દગાર કાવ્ય.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ઘંટાનાદ સરે અહા શ્રવણમાં ! સંધ્યાસમો સૂચવે !
 મુખે શબ્દ કરંતીં ગાય વનથી પાછી વળે આ હવે !
ખેડુતો શરીરે મહા શ્રમભર્યા ઘેરે સહૂ જાય છે !
 વ્યાપે ચોગમ અંધકાર ! મનમાં તર્કો બહુ થાય છે ! ૧

---

* અંગ્રેજ કવિ થૅામસ્ ગ્રે (Thomas Gray)ના "Elegy written in a country church-yard" એ કાવ્યનું આ ભાષાંતર છે. આ કાવ્યમાં થૅામસ્ ગ્રે કવિ સાંજના વખતે સૃષ્ટિના દેખાવોનું અવલોકન કરી સ્મશાનભૂમિમાં જણાતી પ્રાચીન કબરો તરફ દૃષ્ટિ કરી તેના વિચારોમાં ઉંડા ઉતરી મરી ગયેલા ગરીબ પ્રાચીન લોકોની દશાનો ચિતાર આપી શ્રીમંતો પ્રત્યે ઉપદેશના ઉદ્દગાર કાઢે છે અને છેવટે વૈરાગ્યના વિચારોમાં ઉતરવાથી પોતાના મરણ પછી લોકો તેનું શું બોલશે તેનો ચિતાર આપવા માટે પોતાની મરણ પછીની દશાની કલ્પના કરી કવિ શું કરતો હતો તેનું વર્ણન અન્ય જન પાસે કરાવી પોતાનો મૃત્યુલેખ પણ છેવટમાં જાહેર કરે છે અને તે દ્વારે પોતાની સ્થિતિ કેવી હતી તેનો ઇતિહાસ વાચકવર્ગ આગળ પ્રકટ કરે છે. અંગ્રેજી મૂળકાવ્ય નીચે પ્રમાણે ટુકવાર આપવામાં આવ્યું છે.—

**Thomas Gray.** Born 1716; Died 1771. A lyric poet, remarkable for the fire and vigour of his imagination, for the terseness and brilliance of his language, and for the harmony and variety of his versification.

## Elegy written in a Country Church-Yard.

1 THE curfew tolls the knell of parting day;
 The lowing herd winds slowly o'er the lea;
The ploughman homeward plods his weary way;
 And leaves the world to darkness, and to me.

દેખાવો નજરે થતા તિમિરથી ના'વે હવે દૃષ્ટિએ !
શાંતિ શાંતિ દિસે તમામ સ્થળમાં ચોપાસ આ ભૂમિએ !
આવે માત્ર હવાથી રાત્રિખગના શબ્દો થતા ઉડતાં !
આવે કો અજકંઠઘંટરણકા[1] નિદ્રાથી ધીમા થતા ! ૨

કો કૌશિક લીલી લતા થકી છવાયેલા મિનારે તહીં
મુખે શબ્દ ઉચ્ચારતો શશી તણી ખીલેલી જ્યોત્સ્ના મહીં !
જાણે પ્રાચીન શાન્ત તે ભુવનને કો પાન્થ હાની કરે
તેથી તે ફરિયાદ સુસ્ત મુખથી ચંદ્ર પ્રતિ ઉચરે ! ૩

ભૂમિ સાથ મળી રહેલ, તરૂની છાયા નીચે ભાસતા,
નાના છે અતિ માટીના ઢગ કંઈ, જે જીર્ણ કાળે થતા,
તેમાં વાસ કરી સુતા પડી રહી હમ્મેશ માટે તહીં
નિદ્રા[2] દીર્ઘ અખંડ પૂર્વજ અતિ લે છે વિરામી[3] સહીં. ૪

---

૧ અજકંઠઘંટરણકા = બકરાની કોટે બાંધેલા ઘંટના અવાજ. ૨ દીર્ઘ અખંડ નિદ્રા = મૃત્યુ. ૩ વિરામી = વિરામ કરી, વાસો કરી.

2 Now fades the glimmering landscape on the sight,
And all the air a solemn stillness holds:
Save where the beetle wheels his droning flight,
And drowsy tinklings lull the distant folds:

3 Save that, from yonder ivy-mantled tower,
The moping owl does to the moon complain
Of such as, wandering near her secret bower,
Molest her ancient solitary reign.

4 Beneath those rugged elms, that yew-tree's shade,
Where heaves the turf in many a mouldering heap
Each in his narrow cell for ever laid,
The rude forefathers of the hamlet sleep.—

સુવાસિત પ્રભાતની લહરીઓ વાતી ધીમે વાતની,
  ધારાઓ ઝરતી કઈ તરૂ મહીં ચલ્લી તણા ગાનની;
સાદો કુર્કટના કઈ, કઈ મહા શંખપ્રતિઘોષના,[1]
  સુતા પૂર્વજને ન જાગૃત કરે કર્ણે સરી તેમના. ૫
શિયાળા તણી અગ્નિસ્થાનગરમી[2] જે શાન્તિ દેતી સદા,
  સૌ સામગ્રી કરંતી જેહ ગૃહિણી સંધ્યા તણી સર્વદા;
પિતાને ગૃહ આવતાં ઉચરતાં જે બાળ તૂટે સ્વરે,
  હર્ષે ચુંબનઆશમાં વળગતાં, તે તે હવે ના અરે !! ૬
તેઓ પક્વ અનાજછોડ તનના અર્થે શ્રમે કાપતા,
  તેઓ વજ્ર સમાન આ જમીનને તોડી હળે ખેડતા;
આનંદે પશુને ચલાવી કરતા ખેતી બળે તે અહા,
  રાને કાષ્ઠજ કાપતા કઠણ તે શસ્ત્રપ્રહારે મહા. ૭

૧ શંખપ્રતિઘોષના = રણશિંગડાના અવાજના પડઘાના. ૨ અગ્નિસ્થાનગરમી = દેવતાની સગડીની ગરમી.

5 The breezy call of incense-breathing morn,
  The swallow twittering from the straw-built shed,
The cock's shrill clarion, or the echoing horn,
  No more shall rouse them from their lowly bed!

6 For them no more the blazing hearth shall burn,
  Or busy housewife ply her evening care;
No children run to lisp their sire's return,
  Or climb his knees the envied kiss to share!

7 Oft did the harvest to their sickle yield:
  Their furrow oft the stubborn glebe has broke:
How jocund did they drive their team a-field!
  How bowed the woods beneath their sturdy stroke?

ને ગર્વિષ્ઠ ! ગરીબ ગ્રામ્ય જનના આજીવિકાકાર્યને,
શુદ્ધાનંદ, નિગૂઢ હેતુ, શ્રમને હસ્તા નહીં રે ધને;
તેઓના સુખ દુઃખની સરળ ને સંક્ષિપ્ત બીના પ્રતિ,
તિરસ્કારનીં વૃત્તિથી નવ જુઓ રે રે શ્રીમંતો રતિ. ૮

સર્વૈ વંશજ[૧] માન ગર્વબળ, ને શક્તિ પ્રભાવો સહૂ,
શોભા સંપતનું મહત્વ સઘળું સામર્થ્ય જે જે બહુ,
તે તે સર્વ સમાન એક રીતિએ ઉડી જશે આખરે !
લક્ષ્મી હોય ભલે પરંતુ સરવે તે મૃત્યુ માર્ગે સરે ! ૯

એકાગ્રે મૃતકાયસ્થાનભવને[૨] જ્યાં દીર્ઘ સાદે ઘણા
ઉચ્ચારાય સુગાનના સ્વરૂપમાં વિશ્વેશની પ્રાર્થના,
કીર્તિસ્તંભજ તે સ્મશાનભૂમિએ કીધા નથી દીપતા,
માટે હે ધનવાન ! આ જન તણા દોષો નહીં દેખતા. ૧૦

---

૧ વંશજ = વંશપરંપરાથી ઉત્પન્ન થયેલું. ૨ મૃતકાયસ્થાનભવને = કબરસ્થાનના મકાનમાં.

8 Let not Ambition mock their useful toil,
Their homely joys, and destiny obscure:
Nor Grandeur hear with a disdainful smile,
The short and simple annals of the poor.—

9 The boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth e'er gave,
Await, alike, the inevitable hour;
The paths of glory lead but to the grave!

10 Nor you, ye proud, impute to these the fault,
If Memory o'er their tombs no trophies raise,
Where, through the long-drawn aisle and freeted vault,
The pealing anthem swells the note of praise.

માનાર્થે દીપતી કરેલી પ્રતિમા લેખી ચરિતાશયો,[૧]
લાવે શું ફરી અંગવાસ જીવને છોડી ઉડી જે ગયો ?
કીર્તિસાદ શકે શું જાગૃત કરી આ મૃત કાયા અરે ?
શું સ્તુતિસ્વર પ્રાણહીન તનના ઠંડા શ્રુતિમાં સરે ? ૧૧

વિતર્કો શું કરૂં ? સ્મશાન મહિં આ જે જે સુતેલા વસે,
તેમાં કોઇક કાવ્યજ્ઞાનરસથી ચિત્તે ભરેલા હશે !
કોઇ રાજ્યકળા તણી નિપુણતાવાળા હશે શક્તિએ !
આત્માને ખુશકાર ગાયક હશે કોઇ અહીં ભૂમિએ ! ૧૨

કિન્તુ પ્રાચીન જ્ઞાનીના અનુભવો ને જ્ઞાનના સંચયો[૨]
દૃષ્ટિએ નવ તેમની કદી સર્યા, ના ભાસ તેથી થયો,
તેઓના ઉતસાહ ને હૃદયની ઇચ્છા અને કામના,
તે તે સર્વ દબી ગઇ પરિશ્રમે આજીવિકાકાર્યના. ૧૩

---

૧ ચરિતાશયો = મૃત્યુવશ થયેલા માણસનું જીવનચરિત્ર જેમાં લખાયેલું છે તેવું સ્થળ. ૨ જ્ઞાનના સંચયો = જ્ઞાનના ભંડાર, પુસ્તકો.

11 Can storied urn, or animated bust,
Back to its mansion call the fleeting breath?
Can Honour's voice provoke the silent dust?
Or Flattery soothe the dull cold ear of Death?

12 Perhaps, in this neglected spot, is laid
Some heart once pregnant with celestial fire;
Hands that the rod of empire might have swayed,
Or waked to ecstasy the living lyre:

13 But Knowledge to their eyes her ample page,
Rich with the spoils of Time, did ne'er unroll;
Chill Penury repressed their noble rage,
And froze the genial current of the soul!

ઉંડા ગંભીર ને અગાધ અદ્દકા વિશાળ રત્નાકરે
છુપાયાં બહુ રત્ન ઉજ્જવળ અતિ તેજસ્વી સૌ કંદરે,
ખીલે ફૂલ ઘણાંક જંગલ મહીં દેખાવ જે દે નહીં,
ગુમાવે નિજ વાસ રાન પવને અંતે સુકાઇ જઇ. ૧૪

તેવી રીતજ આ સ્મશાનભૂમિએ હેમ્પ્ડન્[1] સમા કો હશે!
શત્રુ સાથ ધસ્યાજ જે હિંમતથી સંગ્રામમાં સાહસે!
કોઈ કાવ્યરસજ્ઞ મિલ્ટન[2] સમા અખ્યાત સુતા હશે!
નિર્દોષી નિરૂપાય સાધન વિના ક્રૉમ્વેલ્[3] સમા કો હશે! ૧૫

વાક્ચાતુર્યથી સંત્રીસંડળ મહીં ના માન પામી શકયા,
તેઓ દુઃખ અને વિનાશભયની સામે જરા ના ટકયા.

---

૧ હેમ્પ્ડન્ ( John Hampden) = જ્યૉન હેમ્પડન્ નામનો એક મોટો અંગ્રેજ દેશાભિમાની સાહસિક પુરૂષ હતો જેણે રાજા સાથે મોટી લડાઈઓ કરી હતી.

૨ મિલ્ટન ( Milton ) = મિલ્ટન નામનો મોટો અંગ્રેજ કવિ હતો.

૩ ક્રૉમ્વેલ ( Oliver Cromwell ) = ઓલીવર ક્રૉમ્વેલ નામનો એક મોટો બળવાખોર સાહસિક પુરૂષ હતો જે રાજા સાથે લડાઈઓ કરી લોહીની નદીઓ વહેવડાવી જીત મેળવી ઇંગ્લંડનો રક્ષક બન્યો હતો.

14 Full many a gem of purest ray serene,
The dark unfathomed caves of ocean bear;
Full many a flower is born to blush unseen,
And waste its sweetness on the desert air!

15 Some village Hampden, that, with dauntless breast,
The little tyrant of his fields withstood;
Some mute inglorious Milton here may rest—
Some Cromwell, guiltless of his country's blood.

16 The applause of listening senates to command,
The threats of pain and ruin to despise,

આબાદી ન સુધારીને કરી શક્યા દીનો ભૂમિ ચારૂએ,
તેઓની સ્થિતિ રંક ! શું કરી શકે? દેશસ્થિતિ શું જુએ? ૧૬
કીધાં કામ ન સાર દેશહિતનાં એવી દશાએ કરી,
કાર્યો તેમજ તે નહીં કરી શક્યા નીચાં કદાપિ જરી,
લેવા રાજ લડી રણે ન ચલવી રૂધીર કેરી નદી,
સર્વે છોડી દયાજ દુઃખ જનને દીધાં નહીં છે કદી. ૧૭
દાટી સત્ય અસત્યને પ્રકટીને પામ્યા નહીં આપદા,
ભારે અંતરને કઠોર કરીને લજ્જા મુકી ના કદા,
ભારે પ્રિય રસાળ કાવ્ય રચીને રાગધ્વનિથી ભરી
શ્રીમંતો અભિમાની માનવી તણી ખુશામતો ના કરી. ૧૮
વ્યાપારાદિથી લોકનો કલહ જ્યાં ઉપાધિ છાઇ રહી,
તેવા નગ્ર થકી દૂરે ગરીબ આ રૂહેતા ઉમંગે જઇ,

---

To scatter plenty o'er a smiling land,
And read their history in a nation's eyes,

17 Their lot forbade; nor circumscribed alone
Their glowing virtues, but their crimes confined,—
Forbade to wade through slaughter to a throne,
And shut the gates of mercy on mankind;

18 The struggling pangs of conscious truth to hide;
To quench the blushes of ingenuous shame;
Or heap the shrine of Luxury and Pride
With incense kindled at the Muse's flame.

19 Far from the madding crowd's ignoble strife,
Their sober wishes never learned to stray;
Along the cool sequestered vale of life
They kept the noiseless tenor of their way!

એકાંતે વશીં શાન્ત સૌ ભૂમિ પરે સંતોષમાં રાચતા,
નિર્વિઘ્ને નિજ દિન આ દીન જનો શાન્તિ સુખે ગાળતા. ૧૯

રક્ષાર્થે શવસ્થાનના[1] હૃદયમાં વિનાશધાસ્તિ ધરી
કીધાં સ્મારક ચિહ્ન અસ્થિર ઘણાં વિવિધ રીતિ કરી,
દિસે અંકિત કાવ્ય લેખ તુટતા, વિચિત્ર મૂર્ત્તિકૃતિ,
જેથી પાન્થ સખેદ આંસુ ખરવે દેખી સ્મરીને રતિ. ૨૦

શોકોદ્‌ગાર દિસે નહિં, નહિં દિસે લેખે પ્રશંસા કથા,
ભાસે માત્રજ નામ, જન્મની તિથિ, મૃત્યુની તિથિ તથા,
નીચે શાસ્ત્રપ્રબોધ[2] ગ્રામ્ય કવિએ ભાસે લખેલા ઘણા,
દેવા શું નીતિવાન શુદ્ધ જનને મૃત્યુ તણી સૂચના ? ૨૧

દુઃખાબ્ધિ કદી ને કદી સુખસમા વિચિત્ર આ વિશ્વને
છોડી કોણ ગયો ઉડી જગતથી વિસારીને સર્વને ?

---

૧ શવસ્થાનના રક્ષાર્થે = કબરના બચાવ માટે. ૨ શાસ્ત્રપ્રબોધ = શાસ્ત્રના ઉપદેશના લેખના ઉતારા.

20 Yet e'en these bones from insult to protect,
Some frail memorial, still erected nigh,
With uncouth rhymes and shapeless sculpture decked,
Implores the passing tribute of a sigh.

21 Their name, their years, spelt by the unlettered Muse,
The place of fame and elegy supply;
And many a holy text around she strews,
To teach the rustic moralist to die.

22 For who, to dumb Forgetfulness a prey,
This pleasing, anxious being e'er resigned—
Left the warm precincts of the cheerful day,
Nor cast one longing, lingering look behind?

જેને છોડી જવાનું છે જગ મહીં, ખેંચાય આત્મા જહીં,
  સંભાર્યા વિણુ આખરે સકળ તે ચાલ્યો ગયો કો નહીં. ૨૨

જેના પ્રેમની છાપ છે ભીતરમાં આત્મા જતો ત્યાં ઠરે,
  નેત્રો સ્નેહીની આંખ આંસુથી ભરી જોવાજ ઈચ્છા કરે,
થાયે કાયની રાખ ખાખ, જીવની તોએ શી માયા મહા !
  લાવે યાદ સદાય સ્નેહી હૃદયે, આત્મા તણી આ સ્પૃહા. ૨૩

જેઓ મૃત પડેલ આ ભૂમિ મહીં કાળે વિસારે પડ્યા
  તેઓના ગુણ તારી કાવ્યકલસે જેવી રીતે આ ચડ્યા
તેવી રીત વિચારવંત જન કો તર્તો તરંગે રસે
  વિચારસ્ફુરણા થકી વિધ વિધે તારી સ્થિતિ પુછશે. ૨૪

તેવામાં દીન કોઈ ગ્રામ્ય જન ત્યાં કહેશે કદાપિ મળે
  "રે[1] તેને અરૂણોદયે બહુ સમે જોતા હતા આ સ્થળે,

---

૧ મૃત્યુવશ પડેલા માણસોના ઉપર પ્રમાણે જુદા જુદા પ્રકારે તર્ક બાંધતાં પોતાની સ્થિતિ તરફ લક્ષ દોડવાની કવિ અત્રેથી પોતાની દશા કેવી હતી અને પોતે શું શું કરતો હતો તે તે સર્વ બીજા માણસની વાણી દ્વારાએ જાહેર કરી પોતાનો મૃત્યુલેખ પણ છેવટે પ્રકટ કરે છે.

23 On some fond breast the parting soul relies,
  Some pious drops the closing eye requires:
E'en from the tomb the voice of Nature cries,—
  E'en in our ashes live their wonted fires!

24 For thee, who, mindful of th' unhonoured dead,
  Dost in these lines their artless tale relate,
If 'chance, by lonely Contemplation led,
  Some kindred spirit shall inquire thy fate;

25 Haply some hoary-headed swain may say—
  'Oft have we seen him at the peep of dawn,

જોવાને નયને રવિઉદયનો દેખાવ ઉંચે સ્થળે,
 જાતો ઝાકળબિંદુ ખેરવીં પદે એકાગ્ર ઉતાવળે. ૨૫

શાખાઓ પ્રસરી રહી ગગનમાં, વિસ્તાર ચારે દિશે
 ને પત્રો ઉડતાં લીલાં પળ પળે વિચિત્ર વાયુ વિષે,
એવા તે તરૂના નીચે થડ કને મધ્યાહ્નકાળે જતો,
 રૂહેતો સુઈ અને દગે નિરખતો પાસે ઝરો ચાલતો. ૨૬

વિલોકી કૃતિ કાંઇ હાસ્ય કરતો કોઈ સમે તે વને,
 દેખાતા મુખદ્વાર જે ઉછળતા વિતર્ક તર્કો મને,
કોઈ કાળ વિચારશૂન્ય દિસતો નિસ્તેજ નીચે મુખે,
 ચિંતાતુર વિયોગીં મંદ ફરતો જાણે નિરાશા દુઃખે. ૨૭

જોતાં એક પ્રભાતમાં નવ દિસે ઉંચા સ્થળે જ્યાં જતો,
 દિસે તે નવ જંગલે, ન તરૂની છાયા નીચે ભાસતો,

---

Brushing, with hasty steps, the dews away,
 To meet the sun upon the upland lawn.

26 There, at the foot of yonder nodding beech,
 That wreathes its old fantastic roots so high,
His listless length at noontide would he stretch,
 And pore upon the brook that bubbles by.

27 Hard by yon wood, now smiling as in scorn,
 Muttering his wayward fancies he would rove;
Now drooping, woeful-wan, like one forlorn,
 Or crazed with care, or crossed in hopeless love!

28 One morn I missed him on the 'customed hill,
 Along the heath, and near his favourite tree:

બીજે દિન વિલોકતાં નવ મળે મ્હેતા ઝરાની કને,
લીલા જંગલમાં નહીં, વળી નહીં આનંદકારી વને. ૨૮

બીજે દિન અરે પ્રભાતસમયે ઉદાસ સૌ દેખતાં!
જોયો મંદ રીતે સ્મશાનભૂમિએ તેને અહા લાવતાં!
પેલા વૃક્ષ કને જઇ કબરમાં જુઓ નિહાળી તહીં!
વાંચો લેખ લખ્યા મહા સુખથી જો વંચાય શિલા મહીં." ૨૯

## (મૃત્યુલેખ)

ઉપજાતિ વૃત્ત.

વિરામ લે છે નર આ સ્મશાન,
પામી શક્યો જે નવ લક્ષ્મીમાન;
તેનાથી વિદ્યા ન હતી વિમુખ,
ઉદ્વેગથી રહેતું ઉદાસ મુખ.

---

Another came; nor yet beside the rill,
Nor up the lawn, nor at the wood was he:

29 The next—with dirges due, in sad array,
Slow through the church-way path we saw him borne:
Approach, and read—for thou canst read—the lay,
Graved on the stone beneath yon aged thorn.'

THE EPITAPH.

30 Here rests his head upon the lap of Earth
A Youth to Fortune and to Fame unknown;
Fair Science frown'd not on his humble birth,
And Melancholy mark'd him for her own.

ઉદાર ને શુદ્ધ હતો હમેશ,
જેના પરે રાજી હતો જગેશ,
દેખી ગરીબો દુઃખી સાશ્રુ[1] થાતો,
રાગે હતો તે પ્રભુ સંગી સાચો.
વિચારી તેના શવનો નિવાસ[2]—
તત્પિતૃત્રાતાઉતસંગવાસ[3]—
જોશો ન ગુણો, નહિં દોષ ત્યાંહી,
સર્વે દટાયા સમ ભાવ માંહી.



૧ સાશ્રુ થાતો = આંસુવાળો થતો, રડતો. ૨ શવનો નિવાસ = મરેલા શરીરને રહેવાનું સ્થાન, કબર. ૩ તત્પિતૃત્રાતાઉતસંગવાસ = તેના બાપ અને પરમેશ્વરના ખોળારૂપી વાસ.

31 Large was his bounty, and his soul sincere;
Heaven did a recompense as largely send:
He gave to Misery all he had—a tear,
He gained from Heaven—'twas all he wished—a friend.

32 No further seek his merits to disclose,
Or draw his frailties from their dread abode,
(There they alike in trembling hope repose,)
The bosom of his Father and his God.

વાંચો સામેનું કાવ્ય- "મારા વડીલ બંધુનો સ્વર્ગવાસ,
આંસુ, શોકોદ્ગાર અને શાંત્વન."



સ્વ૦ વડીલ બંધુ શ્રી હઠીસંગ ચુનીલાલ.

જન્મ સંવત્ ૧૯૧૬. અવસાન ૧૯૬૨.

લીધી અવસાન ભરનિદ્રા ભુલી તોફાની દુનિયા આ,
ફરી બંધુ નહીં જાગ્યો, વિસાર્યો સ્નેહી ભ્રાતા હા.
પડ્યો પટ પ્રેમનો હૃદયે, હૃદય રસમય બનેલું છે,
મળી પરમાણુએ હૃદયે સ્વરૂપ તારૂં ઘડેલું છે. ટુક ૬-૧૧

# મારા વડીલ બંધુનો સ્વર્ગવાસ, આંસુ, શોકોદ્‌ગાર અને શાંત્વન.*

ગઝલ.

કહું કોને હૃદયની આ? હૃદયની તે હૃદય જાણે,
દિવાના દર્દિનું દિલદર્દ દિવાનો દર્દિ પીછાને. ૧

અગન જે ઈશ્કની જાગી બુઝાવે કોણ આશકની?
ન જે સમજે શું તે કરશે? મુંઝામણ આવી અંતરની. ૨

ચમન કે બેચમનમાં હું બીજાને શું! જહાંને શું!
સહન કર કે નહીં કર મન્! પડી પીડા બીજાને શું! ૩

કરી મ્હોબત કરી સોબત 'કરી' 'ન કરી' નહીં થાશે!
પડ્યો ઘા પ્રેમનો કારી હવે તે કેમ રૂઝાશે? ૪

---

* આ કાવ્ય મારા તરફથી પ્રસિદ્ધ થયેલા **'અનવર કાવ્ય'** એ નામના પુસ્તકમાં શરૂઆતમાં મારા સ્વર્ગસ્થ વડીલ બંધુશ્રી હઠીસંગ ચુનીલાલની છબી સાથે હૃદયપ્રેમાંજલિ તરીકે મુકેલું છે. કાજી અનવરનાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ મારા વડીલ બંધુએ કરેલો હતો, અને તેના ઉપર સવિસ્તર ટીકા અને સંપૂર્ણ વિવેચન સાથે એ ગ્રંથ મારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. હાલ તેની છઠ્ઠી આવૃત્તિ ચાલે છે. એ ગ્રંથમાં સમાધિ અને યોગનાં અસરકારક ભજનો, આત્મજ્ઞાન, અભેદમાર્ગ, બ્રહ્મસ્વરૂપ અને વૈરાગ્ય રસનાં બોધદાયક પદો, ભક્તિશૃંગારરસની સુંદર ગરબીઓ, પરમેશ્વર પ્રત્યેના પ્રેમમાં મસ્ત બનાવનાર ગઝલો અને જુદાજુદા પ્રકારની નીતિની નસીહતોનો સમાવેશ કરેલો છે. આત્મકલ્યાણ અને આત્મજ્ઞાનના અભ્યાસીઓ માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. શરૂઆતમાં કાજી અનવરે સવિસ્તર ઉપોદ્‌ઘાત લખ્યો છે, જે વાંચવાથી આખા પુસ્તકનું રહસ્ય સમજાય છે. વધુ માહીતી માટે વાંચો આગળના કાવ્યની ટીકા પૃષ્ઠ ૩૭૧.

તને ભાઇ શું આ સુઝયું ? કરી કેવી દગલબાજી ?
ઠગાયો હું ! ફસાયો હું ! નહીં સમજયો બીના સાચી. ૫

લીધી અવસાનભરનિદ્રા[1] ભૂલી તોફાની દુનિયા આ !
ફરી બંધુ નહીં જાગ્યો ! વિસાર્યો સ્નેહી ભ્રાતા હા ! ૬

થયો ગુલતાન સ્વપ્ને કે ગયો શું દિવ્ય દુનિયામાં ?
લુભાયો સ્વર્ગસુખમાં કે ડુબ્યો શું બ્રહ્મદરિયામાં ! ૭

અરે દિલબર ! બિરાદર હે ! સહોદર હે ! મુસાફર હે !
મુસાફરીનીજ સોબતની મહોબત સૌ રહી હૃદયે. ૮

મુસાફરી મેં કીધી સાથે ! પડ્યો તું તો હવે છુટો.
ફરી મળશું હવે ક્યારે ? પડ્યો લઘુ ભાઈ વિખૂટો. ૯

રમ્યા સાથે ! જમ્યા સાથે ! ફર્યા સાથે ! રહ્યા સાથે !
હવે તુજ સાથ ક્યાં શોધું ? વિધિનો ઘા પડ્યો માથે ! ૧૦

પડ્યો પટ પ્રેમનો હૃદયે, હૃદય રસમય બનેલું છે,
મળી પરમાણુએ હૃદયે સ્વરૂપ તારૂં ઘડેલું છે. ૧૧

હૃદયમાં તારી તે મૂર્તિ મુસાફરી યાદ લાવે છે !
હૃદય ધડકે નિરાશાથી ! નયન બે આંસુ નાખે છે ! ૧૨

'થયું' 'ન થયું' નહીં થાશે, ધીરજ ધર ને અરે મન તું !
અહા તે દિવ્ય મૂર્ત્તિને સ્મરી ધર ધ્યાન અંતર તું ! ૧૩

અદા કર ને મહાસુખ ફર્ઝ વફાદારીથી ભ્રાતાની !
સનમ કરશે રહમ તુજપર, પછી દરકાર છે શાની ! ૧૪

---

૧ અવસાન ભરનિદ્રા = છેવટની નિદ્રા; મૃત્યુ.

## અનવરને અંજલિ.*

ગઝલ.

અહીં આ તો દિસે દરગાહ્ ! અહા આ કેવું રૂપાંતર !
કબર અંદર સમાધિમાં મહાત્મા શું સુતા અનવર ! ૧

અમર આત્મા ઉડી ચાલ્યો ? હવે અનવર તણું પિંજર !
વૃથા કાયાની માયા છે ! કબરમાં નામ છે અનવર ! ૨

મળી મૂર્તિ મૃતિકામાં ! મળ્યા ભૂત ભૂતમાં આખર !
મહાસુખ તું ભલે રડ ને નહીં મળશે હવે અનવર ! ૩



---

* કાજી અનવર આધ્યાત્મિક જ્ઞાન ધરાવનાર પુરૂષ હતા. તેમનાં લખેલાં કાવ્યો ઉપર સવિસ્તર ટીકા લખી **અનવર કાવ્ય** નામનો ગ્રંથ મારા તરફથી પ્રસિદ્ધ થયેલો છે. (વધુ ખુલાસા માટે વાંચો પાછળ પૃષ્ટ ૩૬૯) તેમનું અવસાન પાલનપુરમાં મર્હુમ નામદાર નવાબ શ્રી શેર મહંમદખાનજીના વખતમાં સંવત ૧૯૭૨ ના પોસ વદ ૨ તા. ૨૨-૧-૧૯૧૬ ને શનિવારે નવાબ સાહેબના ચંદ્ર મહેલમાં થયું હતું. તેમના માનમાં નવાબ સાહેબે તેમની દરગાહ ઉપર સુંદર રોઝો બનાવી અનવરનું નામ અમર રાખેલું છે. તે રોઝાના આગલા ભાગમાં એક આરસની તકતી લગાડવામાં આવી છે જેમાં નીચે પ્રમાણે લેખ ઉર્દુ લિપિમાં કોતરેલો છે—

૭૮૬

મક્બરા હઝરત કાઝી અનવરમીયાં સાહબ રહમતુલ્લા તાઆલા.

આપ કસ્બે વીસનગર ઇલાકે ગાયકવાડકે બાશન્દે ઓર હીંદીકે બા કલામ શાઅર થે, શાઅરીમેં વહેદાનીઅત વ મારફતકી ઝલક હે, બહોત બડે બુઝુર્ગ ઓર સાહબે હાલ મશહુર થે, ગુજરાતમેં હઝારોં અહલે હનુદ ઓર મુસલમાન આપકે હલકએ ઇરાવતમેં શામીલ હેં; હજુર મોઅલ્લાકી અકબદત આપકો વતનસેં પાલનપુર ખેંચ લાઈ, ઓર ચંદ રોઝકી ઇલાલતકે બાદ આપકી વફાત ૧૬ માહે રબીઉલ અવ્વલ ૧૩૩૪ હીજરીકો ૭૨ બહોત્તેર બરસકી ઉમરમેં વાકે હુઈ. હજુર ઝુબ્દતુલમુલ્ક દિવાન નવાબ શેર મહંમદખાન બહાદુર જી. સી.

# સ્મશાનનો દેખાવ
અથવા
# હૃદયભેદક અસરકારક ઉપદેશક.

ભજન. ( સંતો સત બતલાના રે— એ રાહ. )

ખોટી જગની માયા એક તારી સગી ન કાયા જી. એ ટેક.

ઉડે ગગનમાં કેવી મશાણે પ્રચંડ અગ્નિજવાળા રે ભાઇ,
રંક રાયની એક દશા છે ભલે પુરૂષ કે બાળા, ખોટી૦ ૧

પક્ષ નહીં છે કોઇ પ્રાણીનો, વાત નહીં જ દયાની રે ભાઇ,
અસંખ્ય કાયા બાળી નાખી, તમામ છે બળવાની, ખોટી૦ ૨

ખાખ બળીને ઉડી જાય છે, રહે નહીં નિશાની રે ભાઇ,
સંગે આવે નહીં અંતમાં માયા આ દુનિયાની, ખોટી૦ ૩

જાણે આ શું મ્હેલ બગીચે રંગરસે રમનારો રે ભાઇ,
ભડકા જો કહી જુએ મશાણે દેખાડું પ્રભુ મારો, ખોટી૦ ૪

દશા કાયની કેવી બને છે દેખી થશે વિચારો રે ભાઇ,
સત્ય વસ્તુનું ભાન થશે ને દેખાશે ભવ ખારો, ખોટી૦ ૫

અન્ય કાયની જેવી દશા છે તેવી નિજ કાયાની રે ભાઇ,
પ્રભુ સ્મરી લે અંતરમાં તું મહાસુખ બેભાની, ખોટી૦ ૬

---

આઈ. ઈ. ફરમાં રવાએ રીયાસત પાલનપુરદામ ઇકબાલ હુમને આપકા મકબરા બઝેર નીગરાની સૈયદ ગુલામમીયાં મીર ઈમારત વ હસ્બ તજવીઝ મીસ્ત્રી ઈસા વલ્દ સાલુજી. ૧૩૩૪ હીજરી સન, ૧૯૧૬ ઇસ્વી સન, ૧૯૭૨ બીક્રમીમેં તામીર કરાયા.

કાઝી અનવરનાં કાવ્યો સંબંધી સંપૂર્ણ હકીકત **અનવરકાવ્ય** વાંચવાથી સમજાશે. તેની કીંમત રૂ. ૨—૦—૦ તથા પોસ્ટેજ વી.પી. સાથે ૦—૭—૦ વિશેષ છે. આશરે પાંચસો પૃષ્ટનું સુંદર પાકા પુઠાનું પુસ્તક છે.

## કર્મ પ્રતિબિમ્બ.

માલિની વૃત્ત.

નથી નથી નથી હસ્તો જગ્તમાં જામનારા,
  નથી નથી નથી ક્યાંહિ પાય આ થોભનારા,
તન નવ ઠરી બેસે જગ્તમાં કો જગાએ,
  વદન કદી ન થોભે વાણી કે સ્વાદ માંહે. ૧

કરણ ઉભય આ સંતાય ના ગીતવાસે,
  જરીક નવ ભરાયે નાસિકા પુષ્પવાસે,
નથી નયન સુમિત્રો ચિત્રમાં બેસનારાં,
  મરણ પછી ઉડી સૌ પંચભૂતે જવાનાં. ૨

કરણી સહુ કરેલી પાપ કે પુણ્યની જે
  જરૂર જગતમાંથી છે જનારી નહીં તે,
ઉદર બળ ગતિથી સર્પ શાન્તિથી નાસે,
  જમીન પર લિસોટા સ્પષ્ટ સૌ કિન્તુ ભાસે. ૩

પરજન દુઃખી દેખી શાંતિ સંતોષ આપો,
  દરદી દીન જનોના દેહનાં દર્દ કાપો,
તન મન વચનેથી શુદ્ધ આચાર રાખો,
  અશુભ કરણી ત્યાગો, પાપને બાળી નાખો. ૪

રજનિદિવસ વિશ્વે બોલ બોલાય જેવા,
  જગ મહિં પડઘાઓ રે પડે સર્વ તેવા;
શુભ કરણીથી કીર્તિ ને મહા સુખ જામે,
  અપયશ નીચ કર્મોથી ઠરે ઠામ ઠામે. ૫

# કાયાગૃહની વિટમ્બણા.



સોરઠા.

મિથ્યા ભાસે આજ માયા સૌ સંસારની,
તારા સુખને કાજ છોડી દે સમજી જરી. ૧

હજુ ન આવ્યો પાર, દેહવાસ બદલ્યા ઘણા,
સફળ મનુજઅવતાર કરને સદ્કર્મો કરી. ૨

ભાડું દેવા કાજ મ્હેનત દુઃખથી તું કરે,
નવ રાખે રતિ લાજ, કપટ કરે હરવા વસુ. ૩

ઈશડર રાખી ન લેશ જીવ હણે હરખી ઘણા,
અસત્ય વદે હમેશ, સત્ય તજે સહુ મન થકી. ૪

આત્મા છોડી વાસ જયારે અવધિ આવશે,
બની સખેદ નિરાશ જશે બીજે વાસે અહા ! ૫

વાસ સરસ મળનાર મિત્ર હશે તુજ પુણ્ય જો,
નરકે લઈ જાનાર પાપ સંગતે જો વસે. ૬

પ્રીત બહુ બંધાય પ્રીત કરે જયાં તું વસે,
ત્યાંથી જયારે જાય શોક કરાવે સ્નેહીને. ૭

કર્મ કરી બહુ સાર દાન દઈ મન ધરી દયા,
પ્રભુ નામ ચિત ધાર, પુણ્ય મિત્રને લે કરી. ૮

કર મન શુદ્ધ પવિત્ર ખટપટ છોડી વિશ્વની,
પુણ્ય કરીશ જો મિત્ર લઈશ મહા સુખ સ્વર્ગમાં. ૯



## કાયા રૂપી નૌકા

અથવા

## આત્માને ઉપદેશ.

દોહરો.

આત્મા ! પૂર્ણ વિચાર કર, સાગર સમ સંસાર,
નૌકા સમ તુજ કાય છે, ઉતારે જે પાર. ૧

તું બેઠો છે તે મહીં, જો સાગરતોફાન,
પાર જવું મુશ્કેલ છે, શંકા નવ તું આણ. ૨

ક્રોધ, દ્વેષ, માયા, કપટ, લોભ, કામ, અભિમાન,
સાત શત્રુ સાગર મહીં, છે સૌ બહુ બળવાન. ૩

કરી પ્રવેશ વહાણમાં ભેદી ડુબાવે વ્હાણ,
દુષ્ટ કોઇ સાગર વિષે નવ અરિ તેજ સમાન. ૪

પાપ મિત્ર દુર્જન અરે ભોળવી સાથ થનાર,
પુણ્ય શુભેચ્છક મિત્ર જે તેને દૂર કરનાર. ૫

પાપ તણો વાસો વસે, નક્કી નરકની માંહ,
મિત્ર પાપ જો હોય તો નૌકા ત્યાં લઈ જાય. ૬

નિવારવા ભય શત્રુનો, રાખ તું ચોકીદાર,
જેથી ન અરિ આવી શકે નૌકા પાસ લગાર. ૭

સહનશીલતા, નમ્રતા, સત્ય બહુ બળવાન,
રાખ દયા અંતર મહીં, જે પછી દે સુખદાન. ૮

વળી રાખ સંતોષ ને, દૃઢ મન શુદ્ધ પવિત્ર,
જનસેવાને સાથ લે, પુણ્ય કરી લે મિત્ર. ૯

લડશે દુશ્મન સાથ આ તારા ચોકીદાર,
મારી હઠાવી શત્રુને નક્કી દેશે હાર. ૧૦

પુણ્ય મિત્ર વળી લઇ જશે, પકડી હાથ સુકાન,
સ્વર્ગબંદરે સ્હેલથી, જ્યાં સુખનો નિધાન. ૧૧

સરસ મળી નૌકા તને, મનુષ્યદેહ અવતાર,
એમ મહાસુખ ચેતીને ઉતર ભવનિધિ પાર. ૧૨

## આત્મસ્વરૂપનું અવલોકન

અથવા

## કોઈ સગું ન તારૂં જી.

ભજન (સંતો સત બતલાના રે—એ રાહ)

ચેતન ચેતી ચિતમાં ચાલ, કોઇ સગું ન તારૂં જી. એ ટેક.
ભરનિદ્રામાં પડી રહ્યા સૌ, ઈડા પિંગલા[1] ચાલે રે ભાઈ!
દુનિયા સઘળી સ્વપ્નસમાની રંગખેલમાં મ્હાલે, ચેતન૦ ૧

---

૧ ઇડાપિંગલા = જ્યારે ડાબા નસ્કોરામાં શ્વાસ ચાલે છે ત્યારે ઇડા નાડી અને જમણા નસ્કોરામાં શ્વાસ ચાલે છે ત્યારે પિંગલા નાડી કહેવાય છે. આ નાડીઓ સંબંધી કહ્યું છે કે—

इडा च पिंगला चैव सुषुम्णा चेति नाडिकाः
शशिसूर्यशिवस्थानं वामदक्षिणमध्यगाः ॥

ભાવાર્થઃ—ઈડા ડાબી બાજુની નાડી અને તેનું સ્થાન ચંદ્ર છે, પિંગલા જમણી બાજુની નાડી અને તેનું સ્થાન સૂર્ય છે અને સુષુમ્ણા જેને લોકો સુખમણા કહે છે તે ઉપરની બંને નાડીની મધ્યની નાડી અને તેનું સ્થાન શિવ છે. યોગ અને સમાધિના કામમાં આ નાડીઓની ક્રિયાની ઘણી જરૂર પડે છે. આ સંબંધી વિશેષ ખુલાસો મારા તરફથી પ્રસિદ્ધ થયેલા "**અનવરકાવ્ય**" નામના પુસ્તકમાં સારી રીતે કરવામાં આવ્યો છે.

માયામાં જીવ મળી રહ્યો છે સગાં સંબંધી માંહે રે ભાઇ !
રહે એકલો પંડે જ્યારે આંખ ઉઘડી જાયે, ચેતન૦ ૨

કોઇ ન તારી સાથ આવશે, ઠરશે સૌ આ ઠામે રે ભાઇ !
મોટા મોટા ગયા ભૂપતિ,નહીં હામ છે દામે, ચેતન૦ ૩

પાપ પુણ્ય જે કર્યું હશે તે સાથ આવશે તારી રે ભાઇ !
પુણ્ય છોડીને પાપ ભર્યું તો ધૂળ ગતિ બનનારી, ચેતન૦ ૪

તારા માટે મ્હેલ બગીચા ભુવન અનેક બનાવ્યાં રે ભાઇ !
ધૂળમાટીમાં મળી જવાનાં,કો સાથે નવ આવ્યાં, ચેતન૦ ૫

સેજ બિછાવી સુઇ રહે તું, પામે દુઃખ નવ કાયા રે ભાઈ!
સ્મશાન માંહે જવું આખરે છોડીને જગમાયા, ચેતન૦ ૬

ફૂલહાર તું અંગ સજે છે, કાયાને પંપાળે રે ભાઈ!
કાષ્ટ મહીં ખડકે છે અંતે અગ્નિ માંહે બાળે, ચેતન૦ ૭

કામદેવ ને માયાએ આ મોટી જાળ પ્રસારી રે ભાઇ !
જીવ પાશમાં રહ્યો ફસાઈ, દેખે નવ કો બારી, ચેતન૦ ૮

મોહ કામને કેદ કરીને માર માર ને મનને રે ભાઇ !
આત્મજ્ઞાન પામીને ચેતન જૂઠ માન આ તનને, ચેતન૦ ૯

પાંચ ઈંદ્રિને તાબે લે ને, આત્મધ્યાની તું થા ને રે ભાઇ !
બ્રહ્મનિધિમાં મગ્ન થઇને એક રૂપ બની જા ને, ચેતન૦૧૦

એક રૂપ જ્યાં બની રહ્યું કે બ્રહ્મજ્યોત ત્યાં જાગે રે ભાઈ!
મહા સુખ ત્યાં પ્રકટે અવિચળ, ભવની પીડા ભાગે, ચે૦૧૧



# કામિનીમાં પંચેન્દ્રિયોનો ઉપયોગ

અથવા

# વિષયવાસનાની આપદા.[1]

ભજન. (એ ચરખાવાળી બાઇ રે તારો ચરખો બોલે-એ રાહ.)

વ્યભિચારી યારી છોડજે, કદી લાગ્યો જરા સંગરંગપટ હૃદયે,
સુખ જશે, અફળ ભવ થશે,
કહું સાચું, શિક્ષા માનજે, કર સાચો સદા સંતસંગ બહુ વિનયે,
દુઃખ જશે, સફળ ભવ થશે. એ ટેક.

મન વાનર જેવું જણાયે, મારે મોટી ફાળ,
વિષયે ચૂકી જો પડે તો નિશ્ચે આવ્યો કાળ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧

જેમ ચલાવે ઇન્દ્રિઓ આ નાચે છે મન તેમ,
સારૂં બુરૂં તે ન દેખે, થાશે જીવનું કેમ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૨

ઇન્દ્રિઓએ શું દીઠું છે પર પ્રમદાની પાસ?
મન પણ તેની પાસ નાસે, અંતે થાય વિનાશ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૩

લોચન કેવાં બે ધસે છે દેખી કામિની મુખ!
મગ્ન બની તેમાં વસે છે, અંતે ઉપજે દુઃખ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૪

---

૧ આ કાવ્ય "શુક્રનીતિ"ના નીચેના શ્લોક ઉપરથી ઉદ્ભવેલું છે—
"शब्दः स्पर्शश्च रूपश्च रसो गन्धश्च पञ्चमः। एकैकस्त्वलमे तेषां विनाशप्रतिपत्तये॥
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ વિષયમાં દરેક વિષય વિનાશ કરવા શક્તિવાન છે તો જ્યારે એકમાં જ (માણસમાં) આ પાંચે વિષયો એકત્ર થયા ત્યારે પછી શું બાકી?

ઉજ્જવળ દીપની જ્વાળ દેખી ધસી બળેજ પતંગ,
લોચનઈંદ્રિના[૧] રસેથી ભસ્મ થાય છે અંગ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૫

ચંદન ચારૂ અંગ ચર્ચી સુગંધમય કરી વાળ,
સંચરતી તે નાર પાસે ભરે નાસિકા ફાળ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૬

પદ્મ સુગંધી શું પ્રસારે! ગંધે ભ્રમરજ ધાય,
નાસિકાઈંદ્રિ[૨] રસેથી કોશે ભ્રમર ફસાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૭

ગાન કરંતી તારૂણીનાં સાંભળતાં ગીતગાન,
મનને ઘેલું રે બનાવે, લઇ જાય તે સ્થાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૮

મન તું ઘેલું શું બને છે? જો ને જરા કુરંગ,
કરણેંદ્રિના[૩] તે રસેથી વિંધાયે છે અંગ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૯

વિષયી સુખચુંબનરસેથી બને બહુ બેભાન,
સ્વાદજ શું તેમાં વસ્યો છે? ગુમાવે નિજ જાન,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૦

રસભોગી મત્સ્યો દૂરેથી રસ દેખીને ધાય,
રસઈંદ્રિના[૪] રસ બળેથી કાંટો મુખે ખાય,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૧

---

૧ વાંચો કાવ્ય "દીપક અને પતંગ" પૃષ્ઠ ૩૧. ૨ વાંચો કાવ્ય "સંધ્યા સમયે કમળમાં બેઠેલો ભ્રમર" પૃષ્ઠ ૧૧. ૩ વાંચો કાવ્ય "ભૂલો પડેલો મુસાફર" પૃષ્ઠ ૩૨૯. ૪ વાંચો કાવ્ય "રસભોગી માછલી" પૃષ્ઠ ૧૧૬.

યૌવનમદ રંગે રસેલી, અંગે અંગે કામ,
મન તેથી સ્પર્શે રમે છે, કિન્તુ તે દુઃખધામ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૨

હાથી ખાડામાં પડે છે દેખીં હાથણી રૂપ,
સ્પર્શેંદ્રિ[1] કેરા રસેથી દેખે દુઃખી કૂપ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૩

કેવું આ પંચેંદ્રિઓનું દુઃખદાયી પરિણામ ?
સુખ નહીં સ્વપ્ને જરા છે આ ભવ પર ભવ ઠામ.
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૪

મનને તું કબજે કરીને, સ્થિર કરીને ઠાર,
ધીમે ધીમે દે બનાવી ઇંદ્રિઓનો સ્વાર,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૫

જેવીં કરે છે નારી સેવા તેવી કર પ્રભુસેવ,
સદ્ગતિ પામી મળે સહા સુખ, દુઃખ ટળે તતખેવ,
વિષયે વિષ વસે કારી, કદી લાગ્યો જરા૦ ૧૬

---

૧ આ સંબંધી સંસ્કૃત કવિ લખે છે કે—

" गिरीन्द्रशिखराकारो लीलयोन्मूलितद्रुमः ।
करिणीस्पर्शसंमोहाद् वन्धनं याति वारणः ॥

ભાવાર્થ—હાથી મોટા પર્વત જેવા આકારમાં હોય છે, પોતાની રમતમાં મોટાં ઝાડોને નિર્મૂળ કરી દે છે પરંતુ હાથણીનો સ્પર્શ થવાથી મોહિત થઇ પાશમાં સપડાઈ જાય છે." હાથી પકડનારા ઘણી વખત આવી યોજના કરે છે, હાથી જો કે એટલો બધો શક્તિવાન છે છતાં તેને પકડવા માટે કરેલી યુક્તિની તેને માલમ જ પડતી નથી, ને તેને માત્ર હાથણી શિવાય બીજું કાંઈ દૃષ્ટિગોચર થતું જ નથી. આવા પ્રકારનો સ્પર્શવિષય હાથીમાં રહેલો છે કે જે બંધનમાં નંખાવે છે.

## અંકુશ રાખશો.

ગઝલ અગર હરિગીતની રાહ.

દુઃખી જીવનથી દૂર ર્‌હેવા ઇચ્છતા હો જો કદી,
તો ઇન્દ્રિઓની ગતિ ઉપર હંમેશ અંકુશ રાખશો. ૧

લોચન છતાં અંધા કરે છે, કામની એવી કૃતિ,
આવું બને ત્યારે અરે મન ઉપર અંકુશ રાખશો. ૨

પરવશ કરી પાપો કરાવે મોહમાં સપડાવીને,
તે સમય ચેતી કામ ઉપર સખ્ત અંકુશ રાખશો. ૩

અગ્નિ જગાડે ક્રોધ હૃદયે બુદ્ધિને બાળી મુકે,
તે સમય મુખથી બોલતાં જીભ ઉપર અંકુશ રાખશો. ૪

તે ક્રોધમાં અપશબ્દ ને વળી શસ્ત્ર કદીએ નીકળે,
આવા સમે એ ક્રોધ ઉપર ખાસ અંકુશ રાખશો. ૫

અભિમાન નીશો કારમો, તે બુદ્ધિને બ્હેકાવી દે,
ખુમારી માંહે ચાલતાં મદ ઉપર અંકુશ રાખશો. ૬

દુનિયાની માયા એવી છે લલચાવીને સપડાવી દે,
જીવ તે સમે મુંઝાય માટે નિત્ય અંકુશ રાખશો. ૭

અવિચારી કૃત્યોથી સદાયે પૂર્ણ પસ્તાવું પડે,
કાયા પીડાયે જો નહીં મન ઉપર અંકુશ રાખશો. ૮

ચાહો મહા સુખ મોક્ષનું ઉદ્ધાર કરી આત્મા તણો.
તો ઇન્દ્રિઓ ને મન ઉપર હંમેશ અંકુશ રાખશો. ૯

# ગુલામીની જંજીર છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

આત્મા મહા બળવાન તું, જો કે અજબ શક્તિ ધરે,
પણ હાથમાં જકડાયલી ગુલામીની જંજીર છે. ૧

છે ઇન્દ્રિઓનો ઇન્દ્ર તું પણ ઇન્દ્રિઓ નવ હાથમાં,
કેવો નચાવે છે તને ! ગુલામીની જંજીર છે. ૨

રાજા છતાં અંકુશ નહીં, અંકુશ ઉલટ છે તેમનો,
ગુલામીમાં સબડ્યા કરે, ગુલામીની જંજીર છે. ૩

તું તેમનો સરદાર પણ સરદારી ઇન્દ્રિઓ કરે,
તારૂં કંઇ ચાલે નહીં, ગુલામીની જંજીર છે. ૪

પાસે રહી કૃત્યો કરાવે મોહમાં સપડાવીને,
માયાની કેવી જાળ છે ! ગુલામીની જંજીર છે. ૫

સાચું નહીં સુખ જ્યાં જરા ત્યાં ત્યાં તને લઇ જાય છે,
મૃગજળ સમી વિચિત્ર એ ગુલામીની જંજીર છે. ૬

આત્મા અરે વિચાર કર, તારી ગતિ કેવી થશે !
દુઃખદાયી અંતે તે અરે ગુલામીની જંજીર છે. ૭

મનને નહીં છુટ આપ તું, મન વશ કરી લે મારીને,
તે સદ્ય તોડી નાખ જે ગુલામીની જંજીર છે. ૮

આરામનો નવ વાસ છે, ઠરવા નહીં દે શાંતિમાં,
એ ઇન્દ્રિઓની જ્યાં સુધી ગુલામીની જંજીર છે. ૯

સાચું મહા સુખ જો ચહે તો ઇન્દ્રિઓને મારીને
તત્કાળ તોડી નાખ જે ગુલામીની જંજીર છે. ૧૦

## પરમાત્મા આગળ પશ્ચાત્તાપ.

માલિની વૃત્ત.

ચરણકમળ માંહે શિર નીચે નમાવી,
અરજ કરૂં વિમાસી અંતરે ભાવ લાવી,
નહિ જગ મહિં કીધાં કામ એકે વિચારી,
કરગરી પરમાત્મા માફી માગું હું તારી. ૧

પરજન સુખી દેખી દ્વેષ ને ખાર કીધા,
અનરથ કરી પૈસા લોભવૃત્તિથી લીધા,
દીન પર ન દયાથી ચાલતો ગર્વ ધારી,
કરગરી પરમાત્મા માફી માગું હું તારી. ૨

રજનિદિવસ નિંદા લોકની કીધી ભારે,
મન મહિં ન ડર્યો હું પાપથી કોઇ વારે,
દુરવચન વદ્યો હું ભક્તિ તારી વિસારી,
કરગરી પરમાત્મા માફી માગું હું તારી. ૩

અધમ ગતિ અરેરે મારી કેવી થવાની ?
હૃદય મુજ બળે છે પાપને યાદ આણી,
મમ કરણી વિચારી હાલ પસ્તાઉં ભારી,
કરગરી પરમાત્મા માફી માગું હું તારી. ૪

મુજ કર પકડીને મુક આરે ઉતારી,
કરગરી નમી માગું, લાજ તું રાખ મારી,
સદગતિ લઉં જેથી હું મહા સુખકારી,
કરગરી પરમાત્મા માફી માગું હું તારી. ૫



# સાવકી માના સીતમની ચક્કીમાં પીસાતી કુમારિકાની હૃદયવેદના.*

## ગતિ કર્મતણી ન્યારી !

રાગ—જોગીઆની રાહ. ત્રિતાળ લાવણી.

ગતિ કર્મતણી ન્યારી! દશા કેવી થઈ મારી?!
ગતિ કર્મતણી ન્યારી. એ ટેક.

દારૂણ દુઃખની અંદર મુકી, ઉડી ગઈ મુજ માત,
પરાધીન થયા મુજ તાત, કહું શી વાત!
દુઃખી દિનરાત! ગતિ કર્મતણી ન્યારી. ૧

સાવકી માતા શબ્દશરોથી વીંધી નાખે કાય,
મારૂં અંતર હા ચીરાય! નહીં ર્‌હેવાય!
હવે શું થાય?! ગતિ કર્મતણી ન્યારી. ૨

ચિંતાથી મુજ ચિત્ત બળે છે, લાગી દિલમાં લ્હાય,
આંખે આંસુ નવ સુકાય, નહીં સ્હેવાય,
અરે રે હાય! ગતિ કર્મતણી ન્યારી. ૩

---

* મેં એક "કમનસીબ કુમારિકા" નો સામાજિક ત્રિઅંકી કરૂણાંત (tragedy) નાટ્યપ્રયોગ, મારી તેજ નામની નવલકથા ઉપરથી લખ્યો છે જેમાં લાંચ, પ્રપંચ, અધર્મ, અન્યાય, અસત્ય, અનીતિ આદિ દુરાચારોની જાળ પાથરી ફંદામાં ફસાવનાર ન્યાતના રૂઢીચુસ્ત શેઠીઆઓ યાને મોટા પ્રમાણિક ન્યાયાધિશનો દંભ રાખનાર પટેલીઆઓની ત્રાસદાયક જહાંગીરીનો અને સુધારકના સંપૂણ નૈતિક બળની શિથિલતાનો ભોગ થઈ પડેલી કુસુમ નામની કુમારિકાનું કરૂણાજનક દૃશ્ય બતાવવામાં આવ્યું છે. તે નાટ્ય પ્રયોગમાં કેટલાંક હૃદયદ્રાવક કાવ્યો લખેલાં છે તે પૈકી આ અને આ પછીનાં ત્રણ કાવ્યો અત્રે પ્રકટ કરવામાં આવ્યાં છે.

## સ્વર્ગસ્થ સખીનું સખેદ સ્મરણ.

### ચંદ્રમણિ ક્યાં ચાલી?

રાગ દક્ષણી સાખી.

વ્હાલી મારી ચંદ્રમણિ તું! ઉડીને ક્યાં ચાલી?
સળશે ક્યાંથી બેનપણી આ તારા સમ સ્નેહાળી?
ચાલી ક્યાં ચાલી? ચંદ્રમણિ ક્યાં ચાલી? ચાલી૦ ૧
પગ મુકતાં આ ઘરની અંદર, રસ રસ હું અનુભવતી.
તે સ્થાને હા આંસુ ખરે છે! કળ મુજને નથી વળતી,
વ્હાલી ચંદ્રમણિ! ક્યાં દેખું તુજ મૂરતિ? વ્હાલી૦ ૨
બે ઘડી આવી તારી પાસે, દુઃખ હૃદયનું રડતી,
વાત વિનોદે દુઃખ વિસરતી, શાંતિ મહા સુખ ધરતી,
મુકી શું ચાલી કુસુમને ટળવળતી? મુકી૦ ૩



## દુઃખથી કંટાળેલા હૃદયની ઉંડી ભાવના.

### ઝેર કે અમૃત? (પ્યાલીને ઉદ્દેશીને)

ગઝલ અગર હરિગીતની રાહ.

દુનિયા કહે આ ઝેર છે, એ માન્યતામાં ભૂલ છે,
ના ના નથી આ ઝેર પણ આરામનું આ મૂળ છે. ૧
દુઃખી જનોની છે દવા, અકસીર આ ઉપાય છે,
હું તો ખરેખર માનું છું અમૃત સમું આ પાન છે. ૨
નિદ્રાજ એ આરોગ્ય છે, નિદ્રાજ એ આરામ છે,
એવો મહા વૈદ્યો અને ડૉકટર તણો અભિપ્રાય છે. ૩
તો દીર્ઘ નિદ્રા આપનારી, આ દવા અજમાવીને,
કાં દીર્ઘ નિદ્રા હું ન પામું આ ઉપાધિ છોડીને? ૪

# ઝેરની પ્યાલી પી આખરની નિદ્રા લેતી કમનસીબ કુમારિકા.

## ફરી જાગવાની છે નહીં.

ગઝલ અગર હરિગીતની રાહ.

કળિ કુસુમની ઉડી ગઇ, કરમાઇને તે ખરી ગઈ,
દુનિયાથી તે ચાલી ગઇ, ફરી દેખવાની છે નહીં. ૧

કલ્પાંત કે રૂદન કરો, આંસુથી એ આંખો ભરો,
કોટી ઉપાયો આદરો, ફરી ખીલવાની છે નહીં. ૨

કુસુમ કહેતાં બોલતી, દૃષ્ટિ અમીભરી જોડતી,
તે દૃષ્ટિ દિલ દર્શાવતી, ફરી જોડવાની છે નહીં. ૩

સ્નેહી ભલે ને ટળવળે, કદી કુસુમ બોલાવે ભલે,
ઉત્તર હવે ક્યાંથી મળે ? ફરી બોલવાની છે નહીં. ૪

દેખી કુસુમનું આ બદન, કદી ન્યાતને આવે રૂદન,
કદી જીગરથી પસ્તાય પણ ફરી ઉઠવાની છે નહીં. ૫

સંભારીને મનનાં વચન ઝૂરી મરે કદી રસિકજન,
કિન્તુ હવે દુઃખીયારૂં મન ફરી ખોલવાની છે નહીં. ૬

દુનિયાથી કંટાળી જઈ, પ્યાલી ભરીને પી ગઈ,
પીને પછી ઉંઘી ગઈ, ફરી જાગવાની છે નહીં. ૭

આ પ્યાલી કડવી ઝેરની, અમૃત સમી દુઃખથી ગણી,
પીને પ્રભુ શરણે ગઇ, ફરી આવવાની છે નહીં. ૮

આવા બનાવોથી અરે! જનતા નહીં શું સુધરે ?
શાને મહાસુખ તું રડે ? ફરી દેખવાની છે નહીં. ૯

સચિત્ર

# કાવ્યસરિતા.



## કાવ્યવિનોદ તરંગ.*



---

* પાદપૂર્ત્તિ, અલંકાર, નાયિકાલક્ષણ, રસ, સમસ્યા, પ્રબંધ, વીગેરે એવાં કાવ્યજ્ઞાન સંબંધી અનુભવ કરાવનાર કાવ્યોને આ **કાવ્યવિનોદ તરંગમાં** દાખલ કરવામાં આવ્યાં છે. વળી વાચકવર્ગને કોઇ કોઈ વાર કવિતા શું, છંદ અને વૃત્ત શું, લઘુ ગુરૂ અક્ષર શું, માત્રા શું, ગણ શું, રસ શું, અલંકાર શું, વીગેરે એવું કાવ્યજ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે તે ઇચ્છા પૂરી પાડવાના હેતુથી અને શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને કવિતા અને રસાલંકારનું જ્ઞાન મેળવવામાં સરળતા થઇ પડે તેવા ઉદ્દેશથી આ તરંગના છેવટના ભાગમાં પિંગળનો સમાવેશ કરી, રસાલંકાર અને નાયકનાયિકાના ભેદની ટુંકામાં સમજુત આપી છે. નાયિકાલક્ષણનાં કાવ્યો સાથે કેટલાંક ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

# कविताकान्ता

( शार्दूलविक्रीडित वृत्तम् )

नैव व्याकरणज्ञमेति पितरं न भ्रातरं तार्किकम् ।
दूरात्संकुचितेव गच्छति पुनश्चाण्डालवच्छान्दसात् ॥
मीमांसानिपुणं नपुंसकमिति ज्ञात्वा निरस्तादरा ।
काव्यालंकरणज्ञमेत्य कविताकान्ता वृणीते स्वयम् ॥

( अनुष्टुप् )

सुभाषितेन गीतेन युवतीनां च लीलया ।
मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशुः ॥

કવિતા રૂપી સુંદરી, વ્યાકરણને જાણનાર પુરૂષને પિતા જાણીને અને તર્કશાસ્ત્રને જાણનાર પુરૂષને ભાઇ સમજીને દૂરથી સંકોચ પામે છે; વળી વેદને જાણનાર પુરૂષથી તો ચાંડાલની પેઠે દૂર ખસતી જાય છે અને મીમાંસકને તો નપુંસક માનીને આદરજ આપતી નથી. છેવટે તે કાવ્ય અલંકારને જાણનાર પુરૂષની પાસે આવીને સ્વેચ્છાએ વરે છે.

સુભાષિત ગાયનથી અને યુવાન સ્ત્રીઓની લીલાથી જેમનું મન ભેદાતું નથી તે યોગી અથવા પશુ સમજવો.

( સુભાષિત રત્નભાંડાગારમાંથી. )



## પાદપૂર્ત્તિ કાવ્ય.*

### —૧—

### રાત્રે સવિતા ગગને બિરાજે.

ઉપજાતિ વૃત્ત.

ક્યારે સુખી કૌશિક ? (તેનો) શત્રુ કોણ ?
 રે ક્યાં પ્રકાશે ગ્રહ ભાનુ સોમ ?
તજ્તે કરે શું ભૂપતિ સમાજે ?
 રાત્રે–સવિતા–ગગને–બિરાજે. ૧[1]

સમુદ્ર જો આ ભૂમિને ડુબાવે,
 જો વ્યોમ પાતાળ વિષે સમાયે,
જો સોમ, તારા, ગ્રહ, ભોમ રાજે,
 (તો) રાત્રે સવિતા ગગને બિરાજે. ૨

હું ચાંદનીમાં સુતી ચંદ્ર જોતી,
 વિયોગથી તાતી બની હું રોતી,
સ્વપ્ને ભૂલીને બકી બેન આજે,
 " રાત્રે સવિતા ગગને બિરાજે ? " ૩[2]

---

* કોઇ પણ સંભવિત અગર અસંભવિત અર્થવાળું કાવ્યચરણ લઈ તેને કોઇ પણ અર્થમાં બેસાડી બાકીનાં ચરણો સાથે ગોઠવી કાવ્યરચના કરી હોય તેને પાદપૂર્ત્તિ કહે છે.

૧ પ્રથમનાં ત્રણ ચરણમાં ચાર પ્રશ્ન પુછ્યા છે ને તેના ઉત્તર અનુક્રમે ચોથા ચરણમાંથી નિકળે છે. સવિતા = સૂર્ય. કૌશિક = ઘુવડ.

૨ આ પ્રોષિતભર્તૃકા નાયિકાના ઉદ્ગાર છે. તે પોતાની સખીને કહે છે "બેન ! રાત્રે હું ચાંદનીમાં સુતી હતી તે સમયે પતિ યાદ થતાં મારા

આ આત્મની શાન્તિ સહૂ નસાડે,
અગ્નિ મને વિરહીને પમાડે,
શોભે શશી કે પછીં ઉષ્ણ આ તે
રાત્રે સવિતા ગગને બિરાજે ? ૪[૧]

ભાનુ ઉગે આપણી ભૂમિકામાં
ત્યારે પડે રાત અમેરિકામાં,
અમેરિકે, તિમિર અત્ર જ્યારે
રાત્રે, સવિતા ગગને બિરાજે. ૫

આકાશ માંહે ચડી મેઘસ્વારી,
ઢાંકી દીધું વ્યોમ તમામ ભારી,
ચોફેર અંધારૂં થયુંજ જાણે
રાત્રે સવિતા ગગને બિરાજે ! ૬[૨]

ભંગી જનો ભાંગ ચડાવી રાતે,
ગાંડા બની ખૂબ ચડ્યા તડાકે,
શશી નિહાળી બકતા "અલ્યા રે
રાત્રે સવિતા ગગને બિરાજે !" ૭

---

શરીરમાં શોકાગ્નિ વ્યાપી રહ્યો, ભાન પણ ભૂલી અને ચંદ્રને સૂર્ય માની સ્વપ્નામાં બોલી ઉઠી " રાત્રે સવિતા ગગને બિરાજે." નાયિકામાં સ્વપ્ન નામે વ્યભિચારી ભાવ છે.

૧ પ્રોષિતભર્તૃકાની ઉક્તિ છે. અપહ્નુતિ અલંકાર છે.

૨ આકાશમાં ઘણાં વાદળાં છવાયાથી અંધારૂં પ્રસરી રહ્યું હતું તે જાણે સૂર્ય રાત્રે પ્રકાશી રહ્યો હોય તેવો ભાસ થતો હતો. ઉત્પ્રેક્ષારૂપક અલંકાર છે.

મોટાક્ષરે ચિતરીને **સવિતા**
છોડી દીધો ટુક્કલ સાથ દીવા,
ઉંચે નિહાળી જન સૌ ઉચ્ચારે
" રાત્રે **સવિતા** ગગને બિરાજે. " ૮

ગોળો ભરી વાયુ તણો સદીપ
ઉંચે ઉડાડ્યો ગગને અધિક,
દેખી કવિ કો મુખ એમ ભાખે
" રાત્રે સવિતા ગગને બિરાજે." ૯

ભાળી કવિને કવિતાવિચારે
"છે કેમ ?" બોલ્યો, ન વધ્યા લગારે,
બોલ્યા પછીથી કંઈ વાક્ય ભારે
" રાત્રે સવિતા ગગને બિરાજે." ૧૦

વિમાનમાં બેશી વિમાનવાળો
ઉંચે ચડ્યો તે ગગને નિહાળ્યો,
રાત્રે બળ્યું ફાટી, વિમાન[2] જાણે !
" રાત્રે સવિતા ગગને બિરાજે !" ૧૧

જોતો હતો ચંદ્ર હું પીત કાચે,
પીળા પ્રકાશે મમ નેત્ર રાચે,

---

૧ કોઇ સરસ ચિતાર દૃષ્ટિએ પડવાથી જ્યારે કવિ તેની કવિતાના વિચારમાં ગર્ક હતા ત્યારે મેં પુછ્યું " કેમ કવિરાય ?" પરંતુ એ એવા જડ બની ગયા હતા કે કંઇ બોલ્યાજ નહીં. પછીથી થોડી વારે હૃદયમાં તરંગ આવવાથી બોલી ઉઠ્યા "રાત્રે સવિતા ગગને બિરાજે." કવિમાં જડતા નામે વ્યભિચારી ભાવ છે. ૨ વિમાન = બલૂન.

તે નક્કી જાણે શશી એમ લાગે
રાત્રે સવિતા ગગને બિરાજે ! ૧૨[1]

રાત્રે શિખે શિષ્ય ખગોળશાસ્ત્ર,
મુકી રવિમંડળ ચર્ચી વાત,
તેવે સમે એક વદ્યો "અત્યારે
રાત્રે સવિતા ગગને બિરાજે." ૧૩

પુત્રી પુછે આવી પિતાની પાસે
"પિતા ! કદી ચંદ્ર દિને પ્રકાશે ?"
પુછે વળી બીજું વિશેષ વ્હાલે
"રાત્રે સવિતા ગગને બિરાજે ?" ૧૪

રાત્રે શશી દે શીત ચંદ્રિકાને,
દિને કરે શ્વેત ન ભૂમિકાને,
દિને ઉગે સૂર્ય, ન કોઈ કાળે
રાત્રે સવિતા ગગને બિરાજે. ૧૫

આનંદી મારા કવિતાવિલાસી !
વાંચી તજાવા મનની ઉદાસી,
મહાસુખે આ પદ લીધું કાવ્યે,
"રાત્રે સવિતા ગગને બિરાજે." ૧૬



૧ ચંદ્રનો પ્રકાશ શ્વેત હોય છે અને સૂર્યનો જરા પીળો હોય છે. રાત્રે ચંદ્રને જો પીળા કાચમાંથી જોવામાં આવે છે તો તેની જ્યોત્સ્ના તેમજ તેનો ભાસ સૂર્ય સમાન દેખાય છે.

— ૨ —

## હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.

ઉપજાતિ વૃત્ત.

વિના વિચારી શું વદે વધારે !
આંખ્યો ચડાવી વિજયા અત્યારે ?
તું શું ઠગે છે અમને વદીને !
"હસ્તી દિસે આ મમ હસ્ત વિષે." ૧

ના ના નથી મેં વિજયા ચડાવી,
દેખાડું જાદુ અતિશે ચલાવી,
દેખી પછીથી જગ માનોં લેશે,
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૨

શત્રંજ બાજી મહીં હાર આવી,[1]
હાથી છુપાવ્યો અરિનો ભૂલાવી,
શોધે તહિં તે, હું વદ્યો પછી રે
" હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. " ૩

હાથી પ્રવેશી રચના બગાડી,
સૌ શેહ મારા નૃપને લગાડી,
મારી બતાવ્યો કરમાં ધરીને,
" હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૪

આનંદ મેળે જઈ કીધ બાળે,
ત્યાં ખાંડનો હાથોં લીધો વહાલે,
આવી કહે માત કને હશીને
" હસ્તી દિસે આ મમ હસ્ત વિષે." ૫

૧ અત્રેથી આઠ ચરણમાં શતરંજબાજીમાં "હાથી" નામના રમકડાની

ભાઇ ! કહે જોષી મને અત્યારે
સંપત્તિવાળા બનશો વધારે !
તેનું મહા કારણ એમ દિસે,
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે.[1] ૬

મિત્રો મળી ચિત્ર નિહાળીએ આ,
કો રાન દેખે, ગિરિ કો જુએ આ,
કોઇ જુએ રાય પડેલ રીસે,
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૭

ગુરૂત્વઆકર્ષણ ભૂમિ છોડે,
મારાથીં કિન્તુ નવ સ્નેહ તોડે,
તો જેહ ભારે અવનિ મહીં તે
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે. ૮

યંત્રે કરી હાથીં ઉંચોજ કીધો,
નીચે રહી મેં મમ હાથ દીધો,
જાણે અહા મુજ બળે કરીને
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે ! ૯

યુક્તિ મહાસુખનીં મિત્ર કેવી ?
જાણે ખરે આ રીંત જાદુ જેવી,
હસ્તો ન હસ્તે, પણ માન્યું મિત્રે
હસ્તી દિસે આ મમ હસ્ત વિષે !૧૦



હકીકત જણાવી છે. (વાંચો શતરંજ કાવ્ય પૃષ્ઠ ૨૮૯)

૧ હાથની અંદર જુદી જુદી રેખાઓ હોય છે તેમાં જે 'હસ્તી' નામની રેખા હોય છે તે સંપત્તિ આપનાર ગણાય છે.

— ૩ —

## મકરંદ છે.

ગઝલ અગર હરિગીતની રાહ.

સુંદર ખીલેલો બાગ છે ! છે વૃક્ષ કેવાં શોભતાં !
કેવા સુવાસિત મોરથી આ મ્હેકતા મકરંદ[1] છે ! ૧

પક્ષી ઉડે કલ્લોલ કરતાં, ગીત મધુરાં ગાય છે,
સહકારના આ કુંજમાં ટહુકારતી મકરંદ[2] છે. ૨

વળી પાસ નાના કુંડમાં પદ્મો જુઓ ખીલી રહ્યાં,
પદ્મો ખીલેલાં દેખીને ગુંજારતા મકરંદ[3] છે. ૩

મધમાખીઓ ઉડતી જુઓ રજપુષ્પમાંથી સંગ્રહી
કેવો રચે મધુકોષને ભરપૂર જ્યાં મકરંદ[4] છે ! ૪

કુદરત તણી રચના જુઓ કેવી અલૌકિક આ દિસે !
જુદા જુદા કૈં સ્વરૂપ માંહે બાગમાં મકરંદ છે. ૫

સહકારમાં[5] મકરંદ છે, કોકિલમાં મકરંદ છે,
વળી ભૃંગમાં મકરંદ છે ને મધુ મહીં મકરંદ છે. ૬

સુગંધિ ને ગાયનકળા, ચુંબન અને મધુરસ સુધા,
એવી રીતે ચારે રસોમાં નિપુણ આ મકરંદ છે. ૭

છે બાગનું આ બ્યાન પણ મકરંદના શબ્દાર્થ છે,
ચાખો મહાસુખની કૃતિ જે શબ્દરસ મકરંદ છે. ૮

---

૧ મકરંદ = આંબા. ૨ મકરંદ = કોયલ. ૩ મકરંદ = ભ્રમર.
૪ મકરંદ = મધુ. ૫ સહકાર = આંબો.

## ચર્ચા કાવ્ય.*

### લાંચના સમર્થનમાં અને વિરૂદ્ધ ચર્ચા.

સમર્થન— ગઝલ અગર હરિગીતની રાહ.

પૈસા લઈને કામ કરવું બાળના નહિ ખેલ છે,
પૈસા લઈને કામ કરવું બુદ્ધિબળનું કામ છે,
સાચું ઠરાવું જૂઠ ને જૂઠું ઠરાવું સાચને,
સર્વે કળાઓ સોંપડી છે ભાઇ કાળીદાસને. ૧

કદી લાંચ દૂર કરવા ભલે પોલીસ યત્નો આદરે,
કદી લાંચ દૂર કરવા ભલે જ્ઞાતિ સુધારાઓ કરે,
શિક્ષા કરે સરકાર આથી કાયદો કરી આકરો,
નહિ આંચ આવે લાંચને જો લાંચિયો પક્કો ખરો. ૨

પૈસા લઇ દે માલ એ વેપારીનો વેપાર છે,
પૈસા લઇ દે ન્યાય એ સરકારનો વ્યવહાર છે,
પૈસોજ એ બદલો ખરો સૌ કામનો પરખાય છે,
પૈસા લઈ કરૂં કામ તેમાં કયાં કહો અન્યાય છે? ૩

વિરોધ—ન્યાયાધિશો નિજ ન્યાયથી નીચે પડે છે લાંચથી,
જૂલમ કરે નિર્દય બને, અન્યાય આપે લાંચથી,
નીતિવાન નીતિ છોડીને અનીતિ કરે છે લાંચથી,
સાધુ ફકીર સંન્યાસીનાં અંતર ચળે છે લાંચથી. ૪

દુર્ગુણને ચારે દિશાથી પોષનારી લાંચ છે,
નિર્દોષને ફંદે ફસાવી મારનારી લાંચ છે,
સરકાર ન્યાત સમાજમાં જ્યાં જોઉં ત્યાં ત્યાં લાંચ છે,
ફેલાવનાર અનર્થને બૂરી બલા એ લાંચ છે. ૫

---

* મારા પ્રસિદ્ધ કરેલા "કમનસીબ કુમારિકા"ના નાટ્યપ્રયોગમાંનું કાવ્ય.

# યમકઅલંકાર કાવ્ય.[૧]

ગીતિ છંદ.

આસપાસ કુસુમોથી વા સરસ[૨] નિવાસ[૩] **વાસમય આવે**[૪]!
કોણ ચહે નવ હૃદયે આ વાસ મહિં વસ**વા સમય આવે**[૫]? ૧
ગાયન નૃત્ય કરે છે મધુર મૃદુલ **મકરંદ**[૬] **મોર**[૭] **આજે**!
વૃક્ષ ખિલ્યાં ઉપવનમાં, દે પરિમલ **મકરંદ**[૮] **મોર આ જે**! ૨
ભમે ભ્રમર કમળે રજ ગ્રહ**વા સરે**[૯] **મધુ**[૧૦] કર**વા સરાગે**[૧૧]!
વિચારીને તે જોતાં મર**વા સરે**[૧૨] **મધુકર**[૧૩] **વાસ રાગે**[૧૪]! ૩
કુસુદ બિચારી રડંતી દુઃખી મહા **વિના**[૧૫] **પ્રિય દેહ સતી**!
અહા હર્ષ કમલિની દિલ માંહિ રસિકના **પ્રિય**[૧૬] **દે હસતી**! ૪
ખેલે પુષ્પ લતાએ, રમે **અશોક**[૧૭] **રૂચીર**[૧૮] **સઉ પવને**!
જોતાં વસંતરચના વધે **અશોક**[૧૯] **રૂચી રસ ઉપવને**[૨૦]! ૫
નિર્મળ આ જળ વ્હેતું જામે મંદ **સરી તરંગે ક્યારે**[૨૧]!
ફરી નિમગ્ન થવાશે મહા સુખ **સરિત**[૨૨] **રંગે ક્યારે**[૨૩]? ૬

અનુષ્ટુપ્ છંદ

વસંત! રચના તારી **મહા સુખ**[૨૪] **કરે તને**!
આ કાવ્યાવલિ અર્પું હું **મહાસુખ**[૨૫] **કરે તને**! ૭

---

૧ શબ્દો અને અક્ષરો એ ને એજ હોવા છતાં તેમાંથી જુદા જુદા અર્થ નિકળે તેને યમક અલંકાર કહેવામાં આવે છે. ઉપરના કાવ્યમાં વસંતઋતુનું વર્ણન કરેલું છે. ૨ સરસ = રસમય. ૩ નિવાસ = સ્થાને. ૪ આવે = વાય છે. ૫ આવે = આવા. ૬ મકરંદ = કોયલ. ૭ મોર = મયૂર, મોર પક્ષી. ૮ મકરંદ મોર = આંબાનો મોર. ૯ સરે = સરોવરમાં. ૧૦ મધુ = મધ. ૧૧ સરાગે = પ્રીતિ સાથે. ૧૨ સરે = જાય છે, ધસે છે. ૧૩ મધુકર = ભ્રમર. ૧૪ રાગે = પ્રેમથી. ૧૫ વિના પ્રિય = પતિ વિના. ૧૬ પ્રિય=રમણીય. ૧૭ અશોક = આસોપાલવ. ૧૮ રૂચીર = મનોહર. ૧૯ અશોક = આનંદ. ૨૦ ઉપવને = બાગમાં. ૨૧ ક્યારે = ક્યારામાં. ૨૨ સરિત = નદી. ૨૩ ક્યારે = ક્યા સમયે. ૨૪ મહા સુખ કરે તને = શરીરમાં અતિશય સુખ ઉત્પન્ન કરે છે. ૨૫ મહાસુખ કરે તને = મહાસુખ તને પોતાના હાથ વડે.

# ચિત્રાલંકાર કાવ્ય[1]

અનુષ્ટુપ છંદ.

[2]**મકરંદ** તણો કર્તા કોણ જગતે મનાય છે ?
[3]**કલા** પિછાંની ખીલાવી પક્ષી કો નાચનાર છે ? ૧
[4]**કુસુમ શરદ્** ચંદ્રાદિ તેથી જાગૃત થાય શું ?
[5]**સરી** તરંગ ઉછાળી ગિરિથી ચાલનાર શું ? ૨
[6]**રાજી** વધુજ કાસારે કોણ સૂર્ય દેખી થશે ?
[7]**દિશા** દશે વિયોગીને પ્રાણાધારજ શું હશે ? ૩
[8]**ભાર** તિમિર અજ્ઞાન કોણ તેને ક્ષણે હણે ?
[9]**પ્રિય તમામ** લોકોથી શું છે નર કામાંધને ? ૪
[10]**વિભુ તીર્થે** પ્રીતિથી શું સેવ્યાથી મળનાર છે ?
[11]**કો કિલ**કિલ સુરોથી વૃક્ષે હર્ષથી ગાય છે ? ૫
[12]**મિત્ર** પદ્મનો આકાશે સ્નેહી કોણ મનાય છે ?
[13]**હરી** વિઘ્નો મહા સુખ શાંતિ કો કરનાર છે ? ૬



૧ જેમાં પૂછેલા પ્રશ્નના શબ્દમાંજ પ્રશ્નનો ઉત્તર સમાયેલો હોય તેને ચિત્રાલંકાર કહે છે. ઉપરના કાવ્યના દરેક ચરણમાં પ્રશ્ન પૂછ્યા છે અને તેનો ઉત્તર તેજ ચરણના પ્રથમના અક્ષરોમાંથી નિકળી આવે છે અને તે મોટા અક્ષરથી બતાવવામાં આવ્યા છે. ૨ મકરંદ = પ્રશ્નાર્થે મધુ. ઉત્તરાર્થે ભ્રમર. ૩ કલાપિ = ઉત્તરાર્થે મોર. ૪ કુસુમશર = ઉત્તરાર્થે કામદેવ. કુસુમ = પ્રશ્નાર્થે ફૂલ. (બાગ શરદ્‌પૂર્ણિમાનો ચંદ્ર વીગેરે સ્ત્રીઓ તથા પુરૂષોમાં કામદેવને ઉત્પન્ન કરનાર ગણાય છે.) ૫ સરિત = ઉત્તરાર્થે નદી. કાસારે = સરોવરમાં. ૬ રાજીવ = ઉત્તરાર્થે કમળ, પદ્મ. ૭ દિશા = ઉત્તરાર્થે આશા. ૮ ભારતિ = ઉત્તરાર્થે સરસ્વતી. ૯ પ્રિયતમા = ઉત્તરાર્થે પ્રેમી સ્ત્રી ૧૦ વિભૂતિ = ઉત્તરાર્થે સંપત્તિ. ૧૧ કોકિલ = ઉત્તરાર્થે કોયલ. ૧૨ મિત્ર = પ્રશ્નાર્થે દોસ્ત. ઉત્તરાર્થે સૂર્ય. ૧૩ હરી = પ્રશ્નાર્થે દૂર કરી. ઉત્તરાર્થે પરમેશ્વર.

## વક્રોક્તિ અલંકાર કાવ્ય*

**પ્રોષિતપતિકા—** ચોપાઇ છંદ.

"સખી આવે વરસાદ[1] મધુર, મીઠો લાગે તેનો સુર,
પ્રિય[2] લાગે છે તે નિરધાર,[3] જો ને આવે એની બ્હાર[4]?" ૧

**સખી—** ચરણાકુળ છંદ.

"ઉનાળાના દિવસ આ તો, કયાંથી વૃષ્ટિની લાવી વાતો?
અપ્રિય ગરમી, નવ જળધારા, નહીં બ્હાર પણ આ અંગારા." ૧

**પ્રોષિતપતિકા—** જેકરી છંદ.

"વાત ઉડાવી મશ્કરી કરે, વાત નહીં મુજ ધ્યાને ધરે,
ટેવ સખી નવ તારી ગઈ, તેવી ને તેવી તું રહી." ૧



* કોઇ વાકયમાંથી મૂળ અર્થ કોરે મુકી બીજો અર્થ કાઢીને અગર જાણી જોઈને બીજો અર્થ કરીને બોલવું તેને વક્રોક્તિ અલંકાર કહે છે. આ કાવ્યમાં વિરહી સ્ત્રી પરદેશથી આવતા પોતાના પતિનો સાદ સાંભળી આનંદથી તેની સખીને કહે છે "હે સખી! મારા વરનો મધુર સાદ આવે છે, સુર ઘણો મીઠો લાગે છે, ખરેખર તે મારા પતિ લાગે છે માટે ઘરની બહાર જઈ જોને, મારા પતિ આવે છે?" આ પ્રમાણે મૂળ અર્થ નહીં કરતાં તેની સખી કોંસમાં બતાવ્યા પ્રમાણે ("હે સખી! મધુર વરસાદ વરસ્યા કરે છે, તેનો ઝરમર ઝરમર કરતો સુર મીઠો લાગે છે, અને પાણીની ધારાઓ રમણીય લાગે છે; જોને સખી કેવી ગમત આવે છે?") ઈરાદા પૂર્વક વક્રતા ભરેલો બીજો અર્થ કરી કટાક્ષમાં જવાબ આપે છે "આ તો ઉનાળાના દિવસ છે, તું કયાંથી વૃષ્ટિની વાત કરે છે? અણગમતી ગરમી પડે છે, કાંઈ જળધારા પડતી નથી, આ કાંઈ આનંદ નથી પણ અગ્નિના અંગારા છે." આ પ્રમાણે પતિના અવાજની હકીકતને વૃષ્ટિના રૂપમાં બદલીને પોતાની સખીની મશ્કરી કરે છે. ૧ વરસાદ=પતિનો અવાજ. વક્રોક્તિમાં વૃષ્ટિ. ૨ પ્રિય=પતિ. વક્રોક્તિમાં મનગમતી. ૩ નિરધાર = નક્કી. વક્રોક્તિમાં પાણીની ધારા. ૪ બ્હાર = ઘરની બહાર. વક્રોક્તિમાં આનંદ.

# ગૂઢોક્તિ અલંકાર કાવ્ય.

## ભ્રમરને ઉપદેશ.*

પૃથ્વી વૃત્ત.

સરે કિરણ સાથ દિનકર દૃષ્ટિમર્યાદમાં !
સજે કનકપ્રાન્ત વસ્ત્ર મહિં અભ્ર આહ્લાદમાં !
હસે કુમુદિની શશીપતિક્રીડા તણી આશમાં !
તું ઉઠ પડો શું રહ્યો ભ્રમર પદ્મના પાશમાં ! ૧

કઈ કિરણભાસ છે ! સરતી શાન્ત સંધ્યા હવે !
થયું ગગન રક્ત જો સકળ આ નિશા સૂચવે !
નમે કમલિની અહા ! કમળમુખ સાશ્રુ બને !
રવિવિરહિણી રહે, મુખ બિડાય, દુઃખી તને ! ૨

અરે ભ્રમર ક્યાં સુધી વશી રહીશ તું પંકજે ?
બની પરિમલાંધ શું દુઃખદ સ્થાન આ ના તજે ?
સુધા ગ્રહીશ ક્યાં સુધી ? અતિ થયું, પીડા સ્થાનમાં !
સરોજ મૃદુ જો અરે સહુ બિડાય લે ધ્યાનમાં ! ૩

મરીશ અવસાનમાં, સમજ ભૃંગ તું સાનમાં !
ધરે શિખ નહીં ! કરે હઠ ઘણી તું બેભાનમાં !
અરે ભ્રમર છોડ ને, સમય જાય છે આ સમે—
અહા કમળબંધ શું !! નયન માંહિ આ શું ભમે ? ૪

ગઇ પળ સરીજ, શી બની દ્વિરેફ તારી દશા ?
મરીશ મહિં અંતમાં, ન ઉપદેશ દિલે વશ્યા;
મહા સુખજ લેશમાં, દુઃખ વિશેષ માંહે વસે,
ફસાવી રસપાશમાં કમળ પ્રાણ લે આ રસે. ૫

---

* ભ્રમરદ્વારાએ કામાન્ધ પુરૂષને ગૂઢ રીતે ઉપદેશ દેવામાં આવ્યો છે.

# વર્ણસગાઈ શબ્દાલંકાર કાવ્ય.

## શ્રીમંત સયાજીરાવ મહારાજાને અભિનંદન.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

આનંદાર્ક અધિક ઉજ્જ્વળ અહા આ આત્મઆકાશમાં,
આધિ અસ્ત ,અનેક અંતર થકી! આહ્લાદ આભાસમાં!
આવ્યા ઉત્સવ આજ અંગ અદકા ઉમંગ ઉછાળતા!
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૧

શાળા સુખદ સ્થાયિ સ્થાપી શિશુ સૌ શિખે સુખે શાસ્ત્રને
ઉચ્ચારે અતિ ઉર આશિષ અહા આણી અનુરાગને,
વક્તા વિશ્વ વિષે વિચાર વિમળા વિદ્યાર્થી વર્શાવતા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૨

દર્દીનાં દુ:ખ દેહથી દૂર દિસે દાતા દવા દર્શને,
પામે પુસ્તક પુસ્તકાલય થકી પામી પ્રજા પ્રેમને,
સર્વત્રે સદબુદ્ધિ ને સદનમાં શોભો સદા શારદા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૩

ન્યાયી નિર્મળ નેક નાથ નૃપતિ નિત્યે નિરાધારના,
રાજી રૈયત રક્ષણે રજનિદી રૂહે રાજ્યમાં રાયના,
નિર્ખે સૌ નરનાર નૃપતિ મહીં નિત્યે નીતિ નમ્રતા,
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૪

ખંડે ખંડ અખંડ આ ખલકમાં ખ્યાતિ ખરી ખીલજો,
પ્રીતિ પૂર્ણ પ્રજાની પાલક પતિ પ્રેમે પૂરે પામજો,
દીર્ઘાયુષી રહો મહા સુખ મહીં, દિશા દશે દીપતા
શોભો સુખદ શ્રી સયાજી ક્ષિતિમાં શાન્તિ સુખે સર્વદા. ૫



* શ્રીમંત મહારાજા સયાજીરાવ જ્યારે વિસનગરમાં પધાર્યા હતા ત્યારે તા. ૩૧-૧૨-૯૬ના દિવસે આ કાવ્ય એઓશ્રીને અર્પણ કરવામાં આવ્યું હતું.

# અતિશયોક્તિ અને વ્યાજસ્તુતિ અલંકાર કાવ્ય.

## બાગનું વર્ણન.

### ( અતિશયોક્તિ અલંકાર. )[1]

ચોપાયા છંદ.

પ્રશ્ન—

"ફરવા કાલે તમે બાગમાં ગયા હતા જ્યાં ભાઈ!
શું ત્યાં જોયું વનસ્પતીમાં ઝાડ ફૂલ ફળ માંહીં. ૧
યથા સ્થિતિ સૌ વાત કરો ને ટુંકામાં વિસ્તારી,
જેથી મુજ મન રંજન થાયે હૃદય શોક નિવારી." ૨

જવાબ—

"વર્ણન તેનું મહાન દરિયો! પાર નહીં કદી આવે,
ટુંકામાં આ એક દાખલો વાત સકળ સમજાવે. ૩
ગુલાબનો મેં છોડ નિહાળ્યો, ઉંચાઈનો નવ પાર!
વાદળ ચીરી ડાળાં તેનાં ગયાં ગગન મોઝાર. ૪
મૂળ તણી શી વાત કહેવી! મૂળ ગયાં પાતાળે!
શેષનાગને વીંધી નાખ્યો! કોણ વેદના ટાળે? ૫
વળી ઘટા શી પત્ર તણી છે! સૂર્ય નહીં દેખાયે!
દિવસ તે પણ રાત્રિ ભાસે અંધારૂં પથરાયે." ૬

શંકા—

"ત્યારે ભાઈ ફૂલ તેહનાં કોણ ગગનથી લાવે?
માળી ઉડે પાંખ કરી શું? શંકા એવી આવે." ૭

જવાબ—

"નથી સમજતા ખુબી તેની, દેવ અધર લઈ જાયે,
ખરી પડે જો ભૂમિ ઉપર માળી વીણી લાવે. ૮

---

૧ ખરેખર ગુણ હોય તેના કરતાં ઘણોજ વધારો કરી વર્ણન કર્યું હોય તેને અતિશયોક્તિ અલંકાર કહે છે. આ કાવ્યમાં ગુલાબના છોડનું અતિશયોક્તિ ભરેલું વર્ણન કર્યું છે.

નથી સમજતા વાત અમારી, વાત તણો નવ પાર,
આ દૃષ્ટાંતથી સમજી લેશો બાગ તણો વિસ્તાર." ૯

ધન્યવાદ— ( વ્યાજસ્તુતિ અલંકાર.— ૧ )[1]

"ધન્ય ધન્ય છે ભાઈ આપને ! વાત ટુંકી વિસ્તારી,
ઉંચે ગગનમાં નીચે પતાળે બુદ્ધિ પહોંચે સારી ! ૧૦
દિવસને પણ રાત્રિ બનાવી બુદ્ધિ ઠીક ચલાવી,
મહા સુખ ને શાંતિ પ્રસરી વાત સાંભળી આવી." ૧૧

( વ્યાજસ્તુતિ અલંકાર— ૨ )[2]

ઉપજાતિ વૃત્ત.

શાસ્ત્રી તમારી રસના ન સારી,
તેમાં કટુતા ભરપૂર ભારી,
ન શર્મ રાખી ઉપદેશ દો છો,
મોટા નહાના સરખા ગણો છો. ૧

મોટા જનોને નવ તે ગમે છે,
તે મોટી ખામી મુખની ગણે છે,
સદ્‌બોધ આપો સહુને તથાપિ,
જાણેજ સુદર્શન ફાકી આપી ! ૨

---

૧ જેમાં ઉપરથી સ્તુતિ ને અંદરથી નિંદા અગર ઉપરથી નિંદા ને અંદરથી સ્તુતિ કરેલી હોય તેને વ્યાજસ્તુતિ અલંકાર કહે છે. કોઈ કોઈ અન્યોક્તિ પણ કહે છે. આ કાવ્યમાં ઉપરથી સ્તુતિ ને અંદરથી નિંદા છે.

૨ કથાકાર શાસ્ત્રીજીની જીભ કટુતા ભરેલી છે, અને નાના મોટાનો વિવેક નથી એવી ઉપરથી નિંદા કરી છે પરંતુ વાસ્તવિક રીતે તે મોટાનો પક્ષ કે શરમ નહીં રાખતાં સમ ભાવે નિડરપણે ઉપદેશ આપે છે એવી અંદરથી પ્રશંસા કરી છે.આ કાવ્યમાં ઉપરથી નિંદા અને અંદરથી સ્તુતિ છે.

## અપહ્નુતિ અલંકાર કાવ્ય.*

વસંતતિલકા વૃત્ત.

આ શ્વેત રાત્રિ મહિં વાદળ ક્યાંથી આવ્યાં ?
આછાં અલૌકિક રીતે ગગને છવાયાં !
ના ના નથી ગગન, કિન્તુ સમુદ્ર તે છે,
અભ્રો નથી, પણ તરંગ કૃતિ દિસે છે. ૧

કેવો શશી ગગન વાદળમાં પ્રકાશે !
સંતાય ને વળી ખીલે ! ગતિ દિવ્ય ભાસે !
ના ના શશી નથી, પરંતુ સમુદ્ર માંહે
નૌકા દિસે તરતી ઉછળતી પ્રવાહે. ૨

જ્યાં સ્વચ્છ વ્યોમ તહિં વાદળ શું છવાય !
તોફાની રૂપ પવને કર્યું આ જણાય !
મોટી ચડી ગગન અંદર મેઘસ્વારી,
છૂપાવી ચંદ્ર પ્રસર્યું શું તિમિર ભારી ! ૩
ના ના નથી શશી ગયો ગગને છુપાઈ,
નૌકા પરંતુ ગઇ ડૂબી સમુદ્ર માંહી.
તોફાન કેવું ઘડીમાં પવને ચલાવ્યું !
સર્વે મહા સુખ સુધાકરનું તણાયું. ૪

---

* એકના જેવી બીજી વસ્તુ જોઇને પહેલીનો નિષેધ કરી બીજી વસ્તુના નામે વર્ણન કરવું તેને અપહ્નુતિ અલંકાર કહેવામાં આવે છે. આ કાવ્યમાં ખીલેલી ચાંદનીમાં મેઘાડમ્બરનું વર્ણન છે, તેમાં આકાશ વાદળ અને ચંદ્રનો નિષેધ કરી સમુદ્ર, મોજાં અને નૌકાના નામે વર્ણન કર્યું છે. આવાં ઘણાં કાવ્યો આ ગ્રંથમાં છે

## શ્લેષ અલંકાર કાવ્ય.*

શિખરિણી વૃત્ત.

સરિતા ચાલે શી વિવિધ રીત કલ્લોલ કરતી !
 પિપાસા દેખીને દિલ મહિં થઈ જાગૃત અતિ,
દિસે દેવી પાણી ! શિદ કરૂં હું પાણી ગ્રહણ આ ?
 નથી કૈં સામગ્રી, તલપી રહ્યું અંતઃકરણ આ. ૧
નથી સાથે પાત્રો નિકટ જઇને પાણી ગ્રહવા,
 કરૂં શું અત્યારે મન તણી તૃષા તૃપ્ત કરવા ?
જઈ કાંઠે બેશી સરિતરસ પામું કર વતી,
 વિના તેના શાંતિ મન મહિં થવાની નથી રતિ. ૨

---

* એક અર્થના અનેક અર્થ કરી વર્ણન કર્યું હોય તેને શ્લેષ અલંકાર કહે છે. આ કાવ્યમાં નદીના દેખાવનું વર્ણન છે પરંતુ બીજા અર્થમાં સરિતા નામની કુમારિકાના દેખાવથી કામાન્ધ થઈ તેની સાથે લગ્ન કરવાની રાજકુમારની તાલાવેલીનું દૃશ્ય છે. એક વિલાસી કવિ રાજકુમાર તેના ખાનગી મિત્ર સાથે નદી કિનારે ફરવા ગયો. સ્ત્રીઓ પાણી ભરતી હતી. તેના સામા ઓવારે ન દેખાય તેવા સ્થાને બંને બેશી અવલોકન કરવા લાગ્યા. આ વખતે એક સુંદર કુમારિકા પાણીનું બેહું ભરી ચાલવા લાગી કે તેની સખીએ કહ્યું "સરિતા ! કેમ ઉતાવળ કરે છે ? ઉભી રહે, બંને સાથે જઈએ." આ શબ્દોની સાથે કુમારની દૃષ્ટિ તે તરફ ખેંચાઈ અને વિચારમગ્ન થઇ કાંઈક લખવા લાગ્યો. લખી રહી મિત્રને બતાવી કહેવા લાગ્યો "કેમ નદીનો ખ્યાલ આવે છે ને ?" મિત્રે જવાબ આપ્યો "આ તે આ પાણીની વહેતી સરિતાનો ખ્યાલ કે પેલી માથે બેહું લઈ સખીની રાહ જોતી ઉભી રહેલી સરિતાનો ખ્યાલ ? મોજાં ઉછાળતી નદી દેખી પાણી પીવાની તરસ લાગી કે સરિતાને કલ્લોલ કરતી દેખી તેનું પાણિગ્રહણ કરી લગ્ન કરવાનું મન થયું ? પાત્ર નહીં હોવાથી નદીકાંઠે બેશી પાણી હાથમાં લઈ પીવાનું મન થયું કે સરિતાને સ્પર્શ કરી આલિંગન કરવાની ઈચ્છા થઈ ?" વિગેરે કહી તેનો મિત્ર બીજા અર્થની સ્પષ્ટતા કરે છે.

# સજીવારોપણ અલંકાર કાવ્ય.[1]

હરિગીત છંદ

ઘડીઆળ તારી કાન્તિ સારી! શાન્ત નારી તારૂણી!
ગાજી રહી તુજ કીર્તિવાણી રંક રાજાએ સુણી,
સૌ સમય માપે વિણ પાપે શુદ્ધ આપે માપને,
પળ પળ ગણે છે, ટક ટકે છે, શું જપે છે જાપને? ૧

રીતિ અકળ તારી અધિક સારી એક ધારી અંતરે,
વર્શી જેની સંગે તેની અંગે તું ઉમંગે રીત ધરે.
શી કમાન કાળી પાણીવાળી શક્તિવાળી દિલ મહીં!
તે અંગવાસે તારી પાસે કામ ભાસે શું સહી? ૨

તું ચાલવાથી થાકવાથી ઉતરવાથી વિરમે,[2]
વિલાસરંગે શિથિળ અંગે થાય અંતે પરિશ્રમે!
કાંટા સુશોભિત મુખ પરે, શું નયન તે બે મન હરે?
તે દ્વાર ચાળા કામી બાળા બહુ રસાળા શું કરે! ૩

તે ફેરવીને રાત્રિ દિને સમય સુચવે સર્વને,
શું નેત્રના કામી ઇસારે મર્મ આપે રસિકને?
નિદ્રા ન ધારે નિશ લગારે કોઇ વારે પ્રેમદા,
સૌને તું ભાવી! ક્યાંથી લાવી સરસ આવી ચપળતા? ૪

આહાર[3] લે છે સાત દિવસે, બાળ[4] લે પ્રતિ દિવસે,
રીસાય તો તું ચા પીએ[5], કુટેવ એ તુજમાં વસે,
નવ કોઇથી લાજે, સદા આનંદથી ગતિમાં રમે,
પ્યાલો મહા સુખનો ભરી દીધો મને તેં આ સમે. ૫



---

૧ નિર્જીવ વસ્તુને સજીવન તરીકે કલ્પના કરી વર્ણન કર્યું હોય તેને સજીવારોપણ અલંકાર કહે છે. આ કાવ્યમાં મોટી ઘડીયાળને ( clock )

# વિપ્રલંભ શૃંગારરસ કાવ્ય.*



## કાન્તકાન્તા વિયોગ સમય.

**કાન્તા—** ઉપજાતિ વૃત્ત.

આજે પતિ કેમ મુખે ઉદાસ ?
દિસે જરાએ સુખનો ભાસ !
વિચાર ચિંતામય શા કરો છો ?
કહોને પતિ આ દુ:ખ શું ધરો છો ? ૧

---

સુવાન સ્ત્રી તરીકે કલ્પી વર્ણન કર્યું છે. કાંટાની બે નયન તરીકે, કાંટાની ગતિની આંખના ઈસારા તરીકે અને કમાનની કામદેવ તરીકે કલ્પના કરી છે. ૨ વિરમે = વિરામ પામે, ઉભી રહે. ૩ આહાર = ચાવી, કુંચી. ૪ બાળ = નાની ઘડીઆળ (watch). ૫ ચા પીએ = બંધ થાય છે.

* પ્રવાસ વિપ્રલંભશૃંગાર રસનું કાવ્ય છે. નાયિકા પ્રૌઢા પ્રવત્સ્યત્પતિકા છે (જેનો પતિ પ્રવાસ કરવાને તૈયાર થયો છે એવી સ્ત્રી), રતિ સ્થાયિભાવ છે, નાયક અને નાયિકા પરસ્પર આલંબન વિભાવ છે. વિરહ સંભાવનાથી નિસ્તેજ થયેલી નાયકની મુખમૂર્ત્તિ ઉદ્દીપન વિભાવ છે, વિલાપ અનુભાવ છે, આવેગ દૈન્ય સ્મૃતિ ગ્લાનિ આદિક વ્યભિચારી ભાવ છે. નવે રસમાં શૃંગારરસ સૌથી મોટો ગણાય છે, તેથી તેને રસરાજ કહેવામાં આવે છે. કુદરતી નિયમાનુસાર મનુષ્યપ્રકૃતિ તે તરફ વધારે ને વધારે આકર્ષાઈ મનુષ્ય તેમાં વધારે આનંદ માને છે. શૃંગારરસના મુખ્ય

કાન્તા— શિખરિણી વૃત્ત.

તરૂણી ! આ તારૂં હૃદય અતિશે કોમળ દિસે,
કહું શું ઉચ્ચારી ! દુઃખ અધિક થાશે મન વિષે,
દુઃખી આત્મા મારો દિલગીરી થશે સૌ પછી તને,
ગ્રહી શાંતિ વ્હાલી નહિ મુંઝવ અંતઃકરણને. ૨

કાન્તા—

ભલે થાતી આધિ મન મહિં ન તેથી રતિ ડરૂં.
તમારાથી બીજું અધિક સુખદાયી નવ ધરૂં,
સુખે સુખી છું તો પ્રિયતમ દુઃખે હું દુઃખી ખરી,
અરે વ્હાલા બોલો અરજ રજ મારી ઉર ધરી. ૩

કાન્ત— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કામા તારૂણી કોમલાંગી તનવી ! શાથી ઉદાસી ધરે ?
તું છે કોમળ પુષ્પ માંહિ રમતી આનંદી બાળા અરે !
છોડી કોમળ પુષ્પ કંટક મહીં જાવા સ્પૃહા શું કરે !
લે આનંદ ઉમંગ અંગ પ્રમદા ! શું છે બહુ ઉચરે ? ૪

કાન્તા—

બોલી બોલી મરી અરે અધીરી હું તોયે કહ્યું રે નહીં !
વ્હાલી હોય તમારી જે પ્રિયતમા તેને કહેજો જઈ !
રે રે ઠીક હશે, મને ન ગણશો નારી તમારી ખરી,
આપ્યો જે અવતાર આ જગદિશે ગાળીશ ઝુરી મરી. ૫[1]

---

૧ પાંચમી તથા સાતમી ટુકમાં નાયિકાના મનની ઈચ્છા પરિપૂર્ણ નહીં થવાથી નાયિકામાં પ્રકટ થયેલી રીસ તેની કટાક્ષમય વાણીથી પ્રદર્શિત થાય છે. સ્વકીયા પ્રગલ્ભા પતિ સાથે વાક્ચાતુર્યમાં ઘણી કુશળ હોવાથી પતિને દબાવી ધારેલો હેતુ બર લાવવા રીસની યુક્તિનો ઉપયોગ કરે છે.

કાન્ત—

શું શું આમ વદે અરે વદનથી ! શોભે નહીં તૂજને !
  તું છે મારી પ્રિયા, બહુ હૃદયથી વ્હાલી ગણું છું તને,
દીધો છે નવ પ્રેમ અર્ક રતિએ તારા વિના કોઈને,
  વ્હાલી રીસ તજી જરા હસ મુખે સામું પ્રીતે જોઈને. ૬

કાન્તા—

પ્રિયા શબ્દ વદો નહીં મુખ થકી, જે હોય તેને કહો,
  માણો ભોગ વિલાસ ત્યાં જઈ તમે, આનંદ તેમાં લહો,
જો હું હોઉં તમારી સ્ત્રી હૃદયની તો વાત તે ઉચ્ચરો,
  કૂહેતા તો નથી તે મને જરી તમે, તો પ્રેમ શાનો ખરો ? ૭

કાન્ત— હરિણી વૃત્ત.

અરર રમણી ! આ શું બોલે ! દુઃખી તુજ બોલથી !
  સ્થિર ઉભી રહી ! આ શું વ્હાલી ! રતિ હસતી નથી !
પ્રણયનયને સામું જોતી નથી રતિથી ભરી !
  સકળ ઉચરૂં આ ઉત્સંગે તું બેસ પ્રિયા ઠરી. ૮[૧]

કાન્તા— મંદાક્રાંતા.

વ્હાલા મારા હૃદયની કહો વ્હાલી જો આપ માનો,
  લો બેસું છું વદન હસતે, ભેદ ના ઉર આણો,
હું છું આવી અબળ પ્રમદા જો ગણો તો તમારી,
  દુઃખી ભાસું અધિક નહિ તો, આખરે રંક નારી. ૯

---

૧ આઠમી તથા નવમી ટુકમાં નાયકને પોતાના આગ્રહને વશ થતો જોઈ સમયસૂચકતા વાપરી રીસ ઉતારી નાયકના કહેવા પ્રમાણે તેના ખોળામાં બેસે છે અને આલિંગન સાથે હૃદયની વાત મેળવવાનો મુદ્દો તો છોડતીજ નથી; આ પણ પ્રગલ્ભાનું લક્ષણ છે.

કાન્ત—

તારા આલિંગનથીં નયને એક પ્રેમાશ્રુ ચાલે !
 આવા ચાળા મન રીઝવીને સર્વ આનંદ આલે !
બીજા નેત્રે રસિક પ્રમદા શોક અશ્રુ વહે છે !
 આવું તારૂં વદન નિરખી ચિત્ત તર્કે ચડે છે ! ૧૦

કાન્તા— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શોકાશ્રુ નયને વહે શિદ અરે ? તે તે કહો સૌ મને,
 બીજું માગું નહીં પતિ તમ કને, છોડું નહીં આપને,
એવી હું વળગી પ્રીતિથી, અળગી કિંચિત્ થવાની નથી,
 બોલ્યા વિણ ન નાથ છોડીશ હવે, બોલો પતિ મુખથી. ૧૧

કાન્ત—

અત્રે આપણ બે રસિક રમતાં, આનંદમાં બોલતાં,
 દેતાં મર્મ અરે કટાક્ષ નયને, પ્રીતિ પૂરી પામતાં,
હા ને ના ભણતાં બહુ પ્રણયથી બેઠાં મનાઈ રીસે,
 તેનો ભંગજ પાડનાર અરરે વિયોગ પાસે દિસે. ૧૨

કાન્તા— લલિત વૃત્ત.

અરર હે વિભુ શી દશા બની !
 ન હતી ધારણા આ વિયોગની,
સમય અંતનો કંથ આ અરે !
 પ્રિય તમે જશો શું વિદેશ રે ? ૧૩

કાન્ત—

રમણી શું કરૂં ! શોક છે ઘણો !
 નવ ઈલાજ છે આજ કાજનો !

સમય આજનો અંત સુખનો !
વિરહ છે પ્રિયા અલ્પ કાળનો ! ૧૪

કાન્તા— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શોકાતુર શશીપ્રિયા કુમુદિની રે ચંદ્ર વિયોગથી,
કાસારે રડતી અરે કમલિની રે સૂર્ય વિયોગથી,
ગ્રીષ્મે મીન સરોવરે ટળવળે રે પાણી વિયોગથી ?
તો આ પ્રાણપ્રિયા નહીં ઝુરી મરે શું સ્વામી વિયોગથી ? ૧૫

કાન્ત—

પાછી તેજ કુમુદિની સુખી બને વિકાસી ચંદ્રોદયે,
પાછી કેવી સુખી બને કમલિની વિકાસી સૂર્યોદયે,
વર્ષામાં સુખી મીન છે સર મહીં પાણી તણા યોગથી,
તો તું પ્રાણપ્રિયા સુખી નવ બને શું સ્વામી સંયોગથી ? ૧૬

કાન્તા— તોટક.

સમજું બધું હું પ્રિય પ્રાણપતિ,
પણ અંતર શાંતિ નથી મળતી,
પ્રિય પ્રાણ વિના દિન કેમ જશે !
તમ પત્ની વહાલી ઝુરી મરશે ! ૧૭

કાન્ત— મંદાક્રાંતા.

કાન્તા વ્હાલી રડી રડી બહુ આંખ તેં રક્ત કીધી !
ખાલી કીધાં ઉભય નયનો ! આધિ શી ધારી લીધી !
અશ્રુધારા તન પર પડે ! વસ્ત્ર ભીંજાઈ જાય !
છાની ર્‌હેને તરૂણ પ્રમદા હૈયું મારૂં ભરાય ! ૧૮

કાન્તા— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

અશ્રુ બંધ રહે નહીં નયનથી પ્રીતિ રડાવે મને,
મારી કાય છુટે નહીં તમ થકી! આકર્ષી આલિંગને!
છેલ્લો પ્રીતમ આ સુખી સમય છે, હૈયું ભરાયે અતિ!
પ્રિયા વ્હાલી તમારી આ રડતીને છોડી જશો શું પતિ? ૧૯

કાન્ત— લલિત વૃત્ત.

રડીશ તું નહીં, શોક છોડી દે,
હરખીને પ્રિયા તું વિદાય દે,
વિરહ અલ્પ છે, શાંતિ લે ઠરી,
મળીશ આવીને હું તને ફરી. ૨૦

કાન્તા— તોટક વૃત્ત.

નવ ચિંતવતા ઉર અલ્પ તમે,
વસજો સુખમાં પ્રિય સર્વ સમે,
જય કાર્ય મહીં નિશ દિન હજો,
જલદી પરવારી ગૃહે વળજો. ૨૧

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કૃપાળુ સહુ જગતપાલક પ્રભુ મોટો દયાળુ પતિ!
તું છે નાથ અનાથનો જગધણી છે સુખદાતા અતિ!
રાખી શાંતિ મહા સુખે પળ પળે સંહારજે આપદા,
મારા સ્વામી તણી પ્રભુ તું કરજે સર્વત્ર રક્ષા સદા. ૨૨

# સંભોગ શૃંગારરસ કાવ્ય.*

## કાન્તકાન્તા સંયોગ સમય.

### પૂર્વાર્ધ—રસજાગૃતિ.

મંદાક્રાંતા વૃત્ત.

વિયોગીને દુઃખઅનલની જ્વાળથી દાઝતીને
કોણે કાઢી શીતળ જળને છાંટી કૃપા કરીને ?
વ્યાપી ક્યાંથી અતિ શિતળતા ? શોકભ્રાન્તિ વિનાસે,
શાંતિ શાંતિ મન બદનમાં ! શાંતિ શાંતિ પ્રકાશે. ૧

ઉગ્યો આજે શીતળ સુખનો ચંદ્રમા શાંતિદાતા !
મારા પ્રેમી હૃદયગગને તેજના થોક થાતા !

---

* સંભોગ શૃંગાર રસનું વર્ણન છે. નાયક અને નાયિકા એક બીજાની સામે દૃષ્ટિપાત અને સ્પર્શાદિકનો અનુભવ કરે તથા એક બીજા ઉપર અનુરક્ત રહે તેને સંભોગશૃંગારરસ કહે છે; જેમાં આનંદનોજ ભાસ થાય છે એવી રીતનું વર્ણન કરેલું હોય છે તે સંભોગશૃંગાર સમજવો. આ કાવ્યમાં નાયિકા પ્રગલ્ભા સ્વકીયા છે. પૂર્વાર્ધમાં નાયિકા તેના અંતઃકરણમાં સ્વામીને મળવાની અધીરાઇથી રાહ જોતી તીવ્ર ઈચ્છાના વિવિધ વિચારોમાં ગર્ક થયેલી છે તેવામાં નાયકના અચાનક દર્શનથી ઉત્પન્ન થયેલા આકસ્મિક આનંદે સ્ફુરિત કરેલી તેની કલ્પનાના સ્વપ્ન-વત્ મનોરાજ્યનો ચિતાર છે. એક ક્ષણમાં પતિને ચંદ્ર તરીકે માની શીતળતા અનુભવી અને તરતજ બીજી ક્ષણે પ્રત્યક્ષ પતિનું ભાન થતાં આનંદ અને પ્રેમના આવેશમાં પતિને આલિંગન કરે છે. સ્થાયિભાવ રતિ છે, વિલાસ સાથે કુતૂહલ નામે નાયિકા અલંકાર છે. હર્ષ જડતા અને તર્ક નામે વ્યભિચારી ભાવ છે. હર્ષથી પ્રદર્શિત થતો સ્તંભ નામે

શાંતિની, આ તન અવનિમાં, ચંદ્રિકા પૂર્ણ વ્યાપી!
  ચંદ્રિકાએ પ્રસરી હૃદયે વેદના નાખી કાપી! ૨

મારૂં આજે મુખકુમુદ આ ચંદ્ર દેખી ખીલે છે!
  કેવા ચારૂ ચતુર ચિતમાં આ ચિતારો ચડે છે!
સ્વપ્ને લાગું લલિત લલના ? મારી સામે શું રાજે?
  રે રે આ તો સુખદ પ્રણયી સ્વામી મારા બિરાજે. ૩

કાન્તા ભ્રાન્તિ ઉદધિની વિષે ગર્ક આવી થયેલી
  પૂરી પ્રેમી વિધ વિધ વિચારો તરંગોથી ઘેલી!
આવી રીતે તરત-તરૂણી ભ્રાન્તિથી બ્હાર આવી
  દાબી દીધો હૃદય પતિને પૂર્ણ સૌ પ્રેમ લાવી. ૪

### ઉત્તરાર્ધ*

**રતિની પરાકાષ્ટા—રસસમાપ્તિ—શાંતિ—નિદ્રા.**

પ્રેમી કાન્તા પતિવદનને ચુંબનેથી ભરે છે!
  ભાળી ભારી અલિ કમળને જેમ સ્નેહે ચુમે છે!
દાબે દિલે પતિ પણ પ્રિયા રે ન સંતોષ પામે!
  સ્વામી ઘેલી તરૂણી બની શી! સભ્યતા સૌ વિરામે! ૫

---

* જેવી રીતે પૂર્વાર્ધમાં નાયિકાના ભાવ વિભાવ જણાવ્યા તે પ્રમાણે ઉત્તરાર્ધમાં નાયકમાં સ્થાયિભાવ રતિ છે. નાયિકા આલંબન વિભાવ છે નાયિકાની ચુંબન આલિંગનાદિક ચેષ્ટાઓ, રાત્રિ, એકાંત, શયનગૃહ આદિ ઉદ્દીપન વિભાવ છે. રતિવિકાસથી પ્રકટ થયેલી, આલિંગન સ્તનમર્દનાદિ નાયકની ચેષ્ટાઓ અનુભાવ છે, મનની પ્રસન્નતા પૂર્ણ કરનાર પરસ્પરની ચેષ્ટાઓથી પ્રદર્શિત થતો હર્ષ નામે વ્યભિચારી ભાવ છે. (એટલું ધ્યાનમાં રાખવાનું છે કે પરકીયા, સામાન્યા, અધમ પાત્ર, પશુ, પંખી આદિમાં રતિ વર્ણવી હોય તો તે ખરો શૃંગારરસ નહીં પરંતુ તેને શૃંગારસાભાસ કહેવામાં આવે છે. સ્વકીયા નાયિકા અને દક્ષિણ આદિ નાયકના સમાગમમાં વર્ણવેલી રતિનેજ શૃંગારરસ શાસ્ત્રાધારે ગણી શકાય છે.)

અંગે અંગે પૂર મદનના અર્કમાં ગર્ક થાતી
 કામિની શી રસઅધીરી છે પ્રેમમાં ઉભરાતી !
સંગે રંગે પુલકિત બની અંગ રોમાવળી સૌ !
 ચંદ્રિકાથી કુમુદ તણી આ પાંખડી શું ખીલી સૌ ? ૬

તન્વંગીને ગમત કરતી કાંત તે દેખી કોડે
 પીવા લાગ્યો રસ મુખ થકી ચુંબને તેની જોડે !
કેવી આજે શયનગૃહમાં રંગની રેલ ચાલી !
 મૂર્ત્તિ આ બે મદનથી રહી પ્રેમમાં કેવી મ્હાલી ! ૭

અંગે વ્યાપી મદનનૃપતિ દંપતીને લડાવે !
 પ્યાલો પાઈ મદરસ તણો મસ્તી કેવી કરાવે !
સ્વાસી સંગે સ્તન તરૂણીનાં શાં રહ્યાં ખૂબ ખીલી !
 કેવી સુખે રસ અધીરી આ લે પતિપ્રેમ ઝીલી ! ૮

વિલાસી બે રતિરસ ક્રીડારંગમાં પૂર્ણ ખીલ્યાં !
 ઘેલાં કેવાં બહુ બની રહ્યાં કાન્ત કાન્તા રસિલાં !
આવી રીતે રતિરસરણે યુદ્ધ માંહે ચડાવી
 થોડી વારે મદન વિરમી મસ્તીને શાંત પાડી. ૯

શાંતિ પામ્યાં શ્રમિત બનીને બે પડયાં છેક છૂટાં
 સર્વાંગે શાં શ્રમથી જળનાં આખરે બિન્દુ છુટયાં !
પ્રેમી ઘેલાં રમત રમીને લૈ મહા સુખ શાંતિ
 નિદ્રા માંહે પછી ઢળી પડયાં છોડીને કેલિભ્રાંતિ. ૧૦

# વિપ્રલંભ શૃંગારરસ કાવ્ય.

## વિરહી કાન્ત.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કાન્તા હે રસ આપતી પળ પળે ક્યાં બેઠી ઉડી દૂરે?!
તારા ચિત્ર ચિતાર છે નયનમાં ને ઉર છે આ ઉરે!
ભ્રાન્તિસાં ભમતી અધિક પ્રમદા ના સ્થિર સ્થાને ઠરૂં,
છે તારા વિણ શોક થોક હૃદયે ! તર્કે વિતર્કે ફરૂં ! ૧

ઠંડા મંદ અનિલ ખૂશ કરતા સાંજે સવારે સહી
તારાં સુખ કરાવી યાદ મનમાં અગ્નિ જગાડે વહી!
સૃષ્ટિ સુંદરતા વને ઉપવને આનંદ દે ના મને,
દેખી ખૂબી સહૂ અહો વશી રહું તારા વિચારે મને! ૨

ભાસું ઉપવને મનોજ્ઞ ભમતો આત્મા ભમે તું મહીં,
પ્રેમી દમ્પતી દેખી કેલિ કરતાં રૂહે સ્વલ્પ શુદ્ધિ નહીં!
આનંદી રસદાર વાસમય સૌ કુસુમ તે ત્યાં રહે!
તારી ભ્રાન્તિ તણાં કુસુમ ખીલતાં લાવું તહીંથી ગૃહે! ૩

આવાં પુષ્પ તણી પછી અનુક્રમે ગુંથાય પુષ્પાવળી !
જે રૂદેથી નહીં ખસે પડી રહે કંઠે વિંટાઈ વળી !
મંદાનિલથી વાસના ઉડી રહે જ્યારે ભલી કાયમાં
ત્યારે શાંતિ અને મહા સુખ તજી આવી પડે લ્હાયમાં! ૪

---

* વિપ્રલંભ શૃંગારરસનું કાવ્ય છે. સ્થાયિભાવ રતિ છે, નાયક આતુ-કૂળ છે, સ્વપત્ની આલંબન વિભાવ છે. ઉદ્યાન, લહરી, ચંદ્ર, રાત્રિ, કુસુમ સ્થળાદિક ઉદ્દીપન વિભાવ છે. ગ્લાનિ, વિષાદ વ્યભિચારી ભાવ છે.

# મુગ્ધા નાયિકા લક્ષણ કાવ્ય.*

મન્દાક્રાન્તા વૃત્ત.

માતા સંગે નિશદિન વશી સુખ આનંદ પામી,
બાળાવસ્થા રતિ રહિતની નિર્વિકારે વિરામી,
નિ:સ્વાર્થી સૌ જગતરસના તર્ક વિતર્ક ચાલ્યા,
પામ્યા ક્રાંતિ મુખથી ઝરતા વાણીના શબ્દ કાલા. ૧

જોતાં સર્વે નૂતન રચના અંગવાસે પ્રવેશે,
હાવે ભાવે વિધ વિધ રૂપે અન્ય છે સર્વ વેશે,
ક્યારે કીધી સ્થિતિ અવસરે વેશ આવો સજાવી ?
મુગ્ધાવસ્થા દૃગ મહિં રમે ! ક્રાંતિ આ ક્યાંથી આવી ? ૨

---

* આ અને આ પછીની બે નાયિકાઓ એટલે મુગ્ધા, અને પ્રગલ્ભા એ ત્રણે શૃંગારરસમાં ઘણીજ ઉપયોગી અને મુખ્ય નાયિકાઓ છે. શૃંગાર રસને જન્મ આપનારજ તેઓ છે. કારણ કે મુગ્ધામાં યૌવન સાથે કામદેવ પ્રવેશ કરી શરીરના અવયવો ખીલાવી ધીમે ધીમે મધ્યા સ્વરૂપમાં લાવી છેવટે ભરયૌવન અને સંપૂર્ણ કામવાળી આકર્ષક પ્રગલ્ભા બનાવી દે છે. ( વાંચો કાવ્ય "વૃષ્ટિસમયની ચંદા." પૃષ્ટ ૨૫, "ચંદ્ર પ્રતિબિમ્બ." પૃષ્ટ ૩૩, "ગિરિશૃંગે વૃષ્ટિસમય" પૃષ્ટ ૪૩. " મૃદુ લતા અથવા નવપરણિત મુગ્ધ બાળાને આશ્વાસન." પૃષ્ટ ૫૫ ). સાહિત્યદર્પણમાં કવિશ્રી વિશ્વનાથ પંડિત મુગ્ધા નાયિકા સંબંધી નીચે પ્રમાણે લખે છે–

प्रथमावतीर्णयौवनमदनविकारा रतौ वामा ।
कथिता मृदुश्च माने समधिकलज्जावती मुग्धा ॥

અર્થાત જે સ્ત્રીમાં યૌવનની સાથે પહેલ વહેલો કામનો વિકાર ઉત્પન્ન થયો હોય, જે રતિવિલાસથી સંકોચ પામે, જે માનમાં મૃદુ–નમ્ર હોય, અને જે અત્યંત લજ્જાવાળી હોય તેને મુગ્ધા કહેવામાં આવે છે.

# મુગ્ધા નાયિકા લક્ષણ કાવ્ય.*

મન્દાક્રાન્તા વૃત્ત.

માતા સંગે નિશદિન વશી સુખ આનંદ પામી,
બાળાવસ્થા રતિ રહિતની નિર્વિકારે વિરામી,
નિઃસ્વાર્થી સૌ જગતરસના તર્ક વિતર્ક ચાલ્યા,
પામ્યા ક્રાંતિ મુખથી ઝરતા વાણીના શબ્દ કાલા. ૧

જોતાં સર્વે નૂતન રચના અંગવાસે પ્રવેશે,
હાવે ભાવે વિધ વિધ રૂપે અન્ય છે સર્વ વેશે,
ક્યારે કીધી સ્થિતિ અવસરે વેશ આવો સજાવી ?
મુગ્ધાવસ્થા દૃગ મહિં રમે ! ક્રાંતિ આ ક્યાંથી આવી ? ૨

---

* આ અને આ પછીની બે નાયિકાઓ એટલે મુગ્ધા, અને પ્રગલ્ભા એ ત્રણે શૃંગારરસમાં ઘણીજ ઉપયોગી અને મુખ્ય નાયિકાઓ છે. શૃંગાર રસને જન્મ આપનારજ તેઓ છે. કારણ કે મુગ્ધામાં યૌવન સાથે કામ-દેવ પ્રવેશ કરી શરીરના અવયવો ખીલાવી ધીમે ધીમે મધ્યા સ્વરૂપમાં લાવી છેવટે ભરયૌવન અને સંપૂર્ણ કામવાળી આકર્ષક પ્રગલ્ભા બનાવી દે છે. (વાંચો કાવ્ય "વૃષ્ટિસમયની ચંદ્રા." પૃષ્ઠ ૨૫, "ચંદ્ર પ્રતિબિમ્બ." પૃષ્ઠ ૩૩, "ગિરિશૃંગે વૃષ્ટિસમય" પૃષ્ઠ ૪૩. "મૃદુ લતા અથવા નવપરણિત મુગ્ધ બાળાને આશ્વાસન." પૃષ્ઠ ૫૫). સાહિત્યદર્પણમાં કવિશ્રી વિશ્વનાથ પંડિત મુગ્ધા નાયિકા સંબંધી નીચે પ્રમાણે લખે છે—

प्रथमावतीर्णयौवनमदनविकारा रतौ वामा ।
कथिता मृदुश्च माने समधिकलज्जवती मुग्धा ॥

અર્થાત્ જે સ્ત્રીમાં યૌવનની સાથે પહેલ વહેલો કામનો વિકાર ઉત્પન્ન થયો હોય, જે રતિવિલાસથી સંકોચ પામે, જે માનમાં મૃદુ-નમ્ર હોય, અને જે અત્યંત લજ્જાવાળી હોય તેને મુગ્ધા કહેવામાં આવે છે.

જોતાં નેત્રે સહુ અવયવે ચિત્ત સંધાઇ બેસે,
આકર્ષે છે હૃદય રસથી અંગદ્વારે વિશેષે,
વાણીદ્વારે, નયન, વદને, બે કરે, ચર્ણદ્વારે,
છાનો માનો નવીન રૂપમાં કામ ત્યાં તેજ મારે. ૩

ખીલી સ્નેહે તરૂણ સખીના વૃંદ માંહે ઉમંગે,
સંગે કેલિ સકળ કરતી, તર્તી ચાલે તરંગે,
લાજી દૂરે સરતી રતિની ગુપ્ત વાર્તા પ્રસંગે,
કિન્તુ ધ્યાને ધરતી હૃદયે સર્વ મુગ્ધા અનંગે. ૪

શર્માવે સૌ હળી મળી સખી આદરી કાંઈ ચાળા,
લજ્જાવેશે મુખથી ન વદે શબ્દ એ મુગ્ધ બાળા;
આવે જો કે હસવું વદને કિન્તુ તે મંદ પાડે,
તોયે ચાહી હૃદયપટમાં વસ્ત્ર દે મુખ આડે. ૫

હાવે ભાવે શરમ ગ્રહીને આમ નાના પ્રકારે,
ધીમે કામે હૃદય ખીલવે મુગ્ધ બાળા વિચારે,
આવે ચિત્તે તરૂણ સખીના સંગથી કંથભાસ,
લજ્જા સાથે ગમત રમતે પ્રેમ પામે વિકાસ. ૬

પ્રાતઃકાળે નિરખી રવિને દૃષ્ટિમર્યાદ પાસે,
જેવી રીતે કમળ કળિઓ કિરણોથી વિકાસે,
તેવી રીતે મદનકિરણે અંગના ઉરવાસે,
ધીમે ધીમે સ્તન યુગલની પાંખડીઓ વિકાસે. ૭

મુગ્ધા પામી શરમ મનમાં ના કથે કંથ જોડે,
સ્વામી બોલે ફરીં ફરીં છતાં ના હઠીલાઇ છોડે,
પ્રીતિ આપી નિજ હૃદયની ઉર્મિ ના બ્હાર પાડે,
મુગ્ધા તૃપ્તિ પ્રણયરસની કંથને ના પમાડે. ૮

કિંચિત્ સ્પર્શે જળતલ અરે જેમ કંપે તરંગે,
સ્વામીસ્પર્શે મૃદુ તન પરે કંપતી તેમ અંગે,
કંપાવેશે પુલક ખીલતાં સ્વેદ સાથે ભિંજાય,
શાંતિ ધારે, હૃદય ધડકે, દૂર લજ્જા ન થાય. ૯

વર્ષા માંહે શશીં ગગનમાં વાદળાંથી છવાયે,
તેની કાંતિ અમીંરસ ભરી ના સરે દૃષ્ટિ માંહે;
તેવી રીતે વદન વસને દર્શને આવરે છે,
લજ્જાવેશે પતિ થકીં રતિ દૃષ્ટિ ના મેળવે છે. ૧૦

ઉર્મિ લાવી ધીંર ઉર ધરી જો વદે તે કદાપિ
શાંતિ ધારી તુટક સ્વરથી બોલતી માપીં માપી;
તેવે કાળે કુતૂહલ બને જો કદી હાસ્યકારી,
રોકે હસૂવું મુખ પર દિસે સ્મિત આનંદકારી. ૧૧

બીજી સ્ત્રીના રતિરસ મહીં નિજ જો નાથ જાણે
શોકાવેશે મૃદુલ હૃદયે લોચને અશ્રુ આણે,
છાની આવી સહિયર કને શાન્ત મુખે રહે છે,
સાશ્રુ નેત્રે તુટક વચને દુઃખ ધીમે રડે છે. ૧૨

ચાહે મુગ્ધા અધિક સખીનો સંગ અંગે ઉમંગે,
  સુખાનંદો વિધ વિધ રૂપે આદરે કેલિ રંગે,
તેના વિના સુખ બહુ છતાં શાન્ત નિસ્તેજ ભાસે,
  કોની આગે હૃદય વિકસે ? ક્યાં રમે રમ્ય રાસે ! ૧૩

મુગ્ધાને—

શાને મુગ્ધા રતિમય કરે ફેરવી શુદ્ધ અંગ ?
  શાથી વિકાસિત કુચ કરે આણી અંગે અનંગ ?
શાને લજ્જા મન વદન ને દૃષ્ટિ માંહે ભરે છે ?
  લજ્જાથી તું પ્રિયતમ તણા પ્રેમને દુઃખ દે છે. ૧૪

લજ્જા જેવી અદભુત અહા મૃદુ લજ્જામણીની,
  સંકોચાયે જરીક અડતાં કાય તે કામિનીની,
તેવી રીતે પ્રણયી અડતાં અંગ સંકોચ પામે,
  શાને મુગ્ધા શરમ તજીને ના જુએ સ્વામી સામે ? ૧૫

આવી લજ્જા ધરવી હતી તો અંગ શાને ખીલાવે ?
  સ્વામીને તું ફુલો મૃદુલા શું અધીરા બનાવે !
છોડી તારી શરમ રહને કામથી ખૂબ ખીલી
  તૃપ્તિ આપી પ્રણયી પતિને લે મઝા સુખ ઝીલી. ૧૬

વાંચો સામેનું કાવ્ય– "મધ્યા નાયિકા લક્ષણ કાવ્ય."



મધ્યા ! તારી અભિનયકલા અંગને શું દીપાવે !
લજ્જત તારી ભૂષણરૂપ છે યૌવને હાવભાવે !
લજ્જત તારી હઠમય હતી સ્વામીસંગે વિલાસે,
તે તે આજે પ્રણયમય છે, લાજ શૃંગાર ભાસે. ટુક-૧૨

# મધ્યા નાયિકા લક્ષણ કાવ્ય.*

હરિણી વૃત્ત.

વન ઉપવને નિરાકારે વસંત પધારીને,
ફૂલ તરૂ લતા ખીલાવે છે વિશેષ પ્રવેશીને,
મૃદુલ તનમાં તેવી રીતે અરૂપ પ્રવેશીને,
પ્રફુલિત કરે મધ્યા સ્ત્રીને અનંગ વિકાસીને. ૧

---

* મધ્યા એટલે મુગ્ધા અને પ્રગલ્ભા વચ્ચેની નાયિકા. સાહિત્યદર્પણમાં કવિ શ્રીવિશ્વનાથ પંડિત મધ્યાનાયિકાના લક્ષણ સંબંધી લખે છે કે—

मध्या विचित्रसुरता प्ररूढस्मरयौवना ।
ईषत्प्रगल्भवचना मध्यमव्रीडिता मता ॥

અર્થાત્ જે સ્ત્રી વિચિત્ર સુરતવાળી (જેમાં નથી સંકોચનો અભાવ કે નથી તેની પૂર્ણતા, તેથી વિચિત્ર સુરતા કહી છે), જેમાં યુવાવસ્થા અને કામભાવના સારી રીતે પ્રાપ્ત થઇ હોય, જેનું બોલવું લગભગ છુટથી હોય અને જેમાં લજ્જા મધ્યમસરની હોય તેને મધ્યા નાયિકા કહેવામાં આવે છે.

મધ્યાના લક્ષણ સંબંધી કવિ નર્મદાશંકર લખે છે—

(દોહરો)

ખીલેલ પૂરા જોબને મદને મધ્યા હોય,
વાક્પ્રૌઢી ઓછી અને મધ્યમ લજ્જા હોય.

વળી ગુજરાતીમાં રસશાસ્ત્ર લખનાર શ્રી છોટાલાલ તે ગ્રંથમાં શાસ્ત્ર આધારે જણાવે છે કે નાના પ્રકારની કામક્રીડામાં પ્રવીણ, યુવાની તથા કામની મધ્યમ દશામાં આવેલી, કાંઇક ચતુરાઇ વાળાં તથા ગંભીર વચનવાળી અને મધ્યમ લજ્જાવાળી સ્ત્રીને મધ્યા કહે છે.

ઘન મહિં રહેતા વર્ષાના શશી સમ દીપતું,
શરમ અતિશે સ્પર્શે કામી વિનોદથી પામતું,
વશી વસનમાં શાન્તિ લેતું હશી સ્થિર જે થતું,
શરદઋતુના ઇન્દુ જેવું હવે મુખ ખીલતું. ૨

ભૂમિ ભણી વળી દૃષ્ટિબાણે ભૂમિ ભલી ભેદતાં,
સ્થિર ન ઠરતાં શર્મે, શાન્તિસુધા નવ પામતાં,
પતિ પ્રતિ અતિ સ્પર્શે હર્ષે રતિ ન વિકાસતાં,
અતિશય હશે કામે નેત્રો દિસે બહુ ખીલતાં. ૩

કમળ કુસુમો કિંચિત્ લાલી થકી મનને હરે,
નયન રસિલાં કિંચિત્ વ્રીડાથી તેમ દીપે સ્મરે,
કઈંક શરમે પક્ષ્માગ્રેથી સ્વઅંતર આપતી,
નજર ફરતી પ્રેમી ચિત્રે જઇ ઠરી બેસતી. ૪

ચરણ ચતુરા ચાલાકીમાં ચલાવતી ચાલતી,
કરતી નખરા કોટી કોડે ખીલાવતી તે રતિ,
સમય સમયે વર્ણાંગીમાં પડે ગતિ મંદમાં,
અભિનયકલા દર્શાવે છે સુયૌવન ચાલમાં. ૫

લહરી નિરખી દીપજ્યોત્સ્ના હસી ઘહેલી બને,
મુખ હસી રહે તેવી રીતે અતિ પતિદર્શને;
દિનકર થકી વિકાસે છે સરોજ સરોવરે,
સ્તન ખીલી રહે છે કંદર્પેજ તેમ તનુ પરે. ૬

ભય ન ઉપજે, કંપે કાયા નહીં પ્રિયસ્પર્શથી,
  સ્મરથી ખીલતી ભાસે આલિંગને રતિ ઝીલતી,
હૃદયથી ધસે આગે તોડી પયોધર કંચુકી,
  હૃદય ઉભરો કાઢે મધ્યા વિવેક દૂરે મુકી. ૭

ગમત કરતી સ્વામી સંગે વિલાસ વિનોદથી,
  અપ્રિય કથને જો રીસાયે ન બોલતી મુખથી,
શયન કરતી શોકાવેશે પટે મુખ આવરી,
  વસન મહિં તે ઝીણા સાદે રડંતી જરી જરી. ૮

પર યુવતિની સંગે જાણી પતિ રમતો સુખે,
  ચતુર તરૂણી મધ્યા દોષો બતાવતી સૌ મુખે,
રીસબળ થકી શિક્ષા આપે, રીસાઇ રીસાવતી,
  પ્રિય વચનને મધ્યા ધ્યાને જરી નવ ધારતી. ૯

નવીન ધરતી વસ્ત્રો નિત્યે સુકોમળ અંગમાં,
  શરીર કરવા ઈચ્છે કામા અલંકૃત રંગમાં,
શ્રવણ કરવી પ્રેમી વાર્તા ગમે અતિશે ઉરે,
  રસ મહિં રહે કામાવેશે, ન તર્ક બીજા સ્ફુરે. ૧૦

સરખી સખીઓ સંગે સંગે હળી મળી અંતરે,
  વગર શરમે સર્વે સુખેથી મશ્કરી આદરે,
કરતી સખીમાં વાર્તાનંદે સુવાત પતિ તણી,
  હસતી ગમતે, કાંઇ ક્રીડા કરે પ્રીતિથી ઘણી. ૧૧

**મદ્યાને—** મન્દાક્રાન્તા.

મદ્યા ! તારી અભિનયકલા અંગને શું દીપાવે !
લજ્જા તારી ભૂષણરૂપ છે યૌવને હાવભાવે !
લજ્જા તારી હઠમય હતી સ્વામીૉ સંગે વિલાસે,
તે તે આજે પ્રણયમય છે, લાજ શૃંગાર ભાસે. ૧૨

જો કે મદ્યા ! મદનપૂરના વેગથી તું તણાયે,
સ્વામી સંગે મન ન જણવે, ચિત્ત જો કે ચહાયે,
મદ્યા ! તારી અકળિત કળા ! લાજનો ખ્યાલ ના’વે !
લજ્જા તારી મદન ઉપરે કાબુ કેવો ધરાવે ! ૧૩

તોયે તારો હૃદય ઉભરો રોકીૉ તું ના શકે છે !
ગ્રંથી તોડી સ્તનયુગલ આ બ્હાર કેવું ધસે છે !
ઢાંકે તોયે દૂર વસીૉ રહી નેત્રને ખેંચી લે છે !
કામી મદ્યા હૃદય મનની ગુપ્ત ચોરી કરે છે ! ૧૪

ક્યાંથી વિદ્યા વશીૉકરણની શીખીૉ લાવી રસિલી ?
આકર્ષે છે નજર મળતાં યૌવને આમ ખીલી !
શાને ચાલે ચપળ ચતુરા તું સદા સુખ રંગે ?
શું લેવું છે જગત કરમાં ખેંચી સૌને અનંગે ? ૧૫



વાંચો સામેનું કાવ્ય- "પ્રગલ્ભા નાયિકા લક્ષણ કાવ્ય."



કેવાં લોચન ખીલતાં મદનથી વિકાર તેમાં ઘણા;
અગ્રેથી દઈ મર્મ આપતી રતિ, કામી કરે કામના,
કામાવેશથી પૂર્ણ એ કુચ ખીલ્યાં! કંદર્પ શું તે વિષે!
સ્નેહે કંચુકીએ અરે સ્તન થકી શી બાથ ભીડી દિસે! ટુક ૩-૬

# પગલ્ભા નાયિકા લક્ષણ કાવ્ય.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શાન્તિકારક શીત અમૃતભરી સુવાની ખીલાવતા,
કુમુદાકળિને પ્રફુલ્લ કરતા, સર્વે હરી આપદા,
વૃક્ષો વેલ વનસ્પતિ અવનિમાં શાન્તિસુધા રેડતા,
પૂર્ણિમા શશીની સમાન વિકસે પ્રાગલ્ભ્યસ્થિતિ સદા. ૧

વિકારો વિધ વિધ સૌ રસબળે અંગે અનંગે કીધા,
ભાસે રૂપ નવીન તે પ્રથમનું, પંથો જુદા સૌ લીધા,
દિસે છે રચના મનોજ્ઞ શરીરે નાના પ્રકારે સહુ
આકર્ષે સહુ રીતથી અવયવો, ભ્રાન્તિ ભમાવે બહુ. ૨

કેવાં લોચન ખીલતાં મદનથી વિકાર તેમાં ઘણા,
અગ્રેથી દઈ મર્મ આપતોં રતિ, કામી કરે કામના,
રે રે કાન્ત કટાક્ષ તે નહિં નહિં, છે બાણ તે કારમાં
કાસા બાણથી કારી ઘાવ કરતી મારી બળે અંગમાં. ૩

ચાળા ચારૂ દ્વિ હસ્તના રસિલી એ નાના પ્રકારે કરે,
હાવે ભાવથી ચિત્ત વ્યાકુળ બને, શક્તિ વશી શી કરે ?

---

* સાહિત્યદર્પણમાં કવિ શ્રીવિશ્વનાથ પંડિત પ્રગલ્ભા સંબંધી લખે છે:—

स्मरान्धा गाढतारुण्या समस्तरतकोविदा ।
भावोन्नता दरव्रीडा प्रगल्भाक्रान्तनायका ॥

અર્થાત્ જે સ્ત્રી કામાન્ધ, પરિપૂર્ણ યૌવનવાળી, સર્વ કામક્રીડાને જાણવાવાળી, સ્વાભિમાનવાળી, લજ્જા વિનાની, અને જેણે નાયકને દબાવી દીધો છે તેને પ્રગલ્ભા કહેવામાં આવે છે (પ્રગલ્ભાને પ્રૌઢા પણ કહે છે.)

ના ના તે નથીં હસ્ત કિન્તુ અસિ છે તેજસ્વીં કંપાવતી,
  કાચે તે અડતાં જરાક ક્ષણમાં ઘાયેલ કાયા થતી. ૪

ભ્રાન્તિ માંહિ ભમાવતું વદન આ, શાન્તિ ન દેતું મને,
  રે રે દિવ્ય મનોજ્ઞ શી અધિક આ કાન્તિ વશી આનને!
ના ના મુખ નહીં નહીં વિકસતું તેજસ્વી કામે મહા,
  કિન્તુ પૂર્ણ પ્રફુલ્લ રમ્ય શશીં છે ચારૂ પ્રકાશિત હા. ૫

કામાવેશથી પૂર્ણ બે કુચ ખીલ્યાં! કંદર્પ શું તે વિષે!
  સ્નેહે કંચુકીએ અરે સ્તન થકી શી બાથ ભીડી દિસે!
ના ના ઉર પરે પયોધર નથી વિકાસથી દીપતાં,
  ખીલેલાં રસથી મૃદુ કમળ બે આવી રહ્યાં શોભતાં. ૬

જોતાં ઉભય નેત્ર શીઘ્ર ગતિએ નાશી જતાં તે ભણી,
  દૃષ્ટિદ્વારથીં વાસ બે કુસુમની લેતાં ઉમંગે ઘણી,
આ તે લોચન કે દ્વિરેફ રસીલા રાજીવભોગી અતિ?
  દેખીને કમળાકરે રસબળે નાસે શું પદ્મો પ્રતિ. ૭

આવી કામભરી તરૂણીં પતિના સંગે અનંગે પ્રીતે
  વ્રીડાઅંશ કદાપિ અંતર મહીં ધારે ન કોઈ રીતે,
આલિંગે પરિપૂર્ણ પ્રેમથી પતિ વાંચ્છિત સૌ આદરે,
  કાન્તા કાન્ત કને અતિ રતિક્રીડા નાના પ્રકારે કરે. ૮

દિસે જો પરસ્ત્રીથીં કંથ રમતો શિક્ષા ઘણી દે વદી,
  લાજે છે ન રતિ લલિત પ્રમદા કહેતાં સુખેથી કદી;
વાણી માંહિ વસે વિવિધ રૂપમાં ચાતુર્ય સાથે રતિ,
  પ્રૌઢા આમ મહા સુખે હસમુખી રંગે રસે મ્હાલતી. ૯

વાંચો સામેનું કાવ્ય– "પ્રગલ્ભાનું વાક્ચાતુર્ય."



સ્તનદ્વંદ્વ ચારૂ નહીં ખીલનારૂં કિંચિત્ ચંદ્રાપ્રકાશે,
પ્રિય! તમ સ્પર્શે રતિમય હર્ષે કંચુકી તોડી વિકાસે,
ખીલે રંગમાં આપ પાસે, રતિરંગે રમીએ હુલાસે. ટુક–પ

# પ્રગલ્ભાનું વાક્ચાતુર્ય.*

— ૧ —

## રતિરંગે રમીએ ઉલાસે.[1]

પતિ— રાગ હોરી.

રતિરંગે રમીએ ઉલાસે, વસંતે, રતિરંગે રમીએ ઉલાસે,
મળી રહી સંગે રતિરસરંગે સુખ ગ્રહીએ વિલાસે,
ખીલી વસંતી સુકેલિ કરંતી કાન્ત કુસુમો વિકાસે,
અહા કેવી મ્હેંકે સુવાસે! રતિરંગે રમીએ ઉલાસે. ૧

વિધ વિધ ભાવે શી ચંદા હસાવે ખીલી મુખે મંદ હાસે!
તુજ મુખકાંતિ તણી લાવી ભ્રાંતિ, કેવી હસીને તપાસે
વધે કોની કાંતિ પ્રકાશે? રતિરંગે રમીએ ઉલાસે. ૨[2]

---

* પ્રગલ્ભા સ્ત્રી બોલવામાં ઘણીજ કુશળ હોય છે, પતિની સાથે સારી રીતે સમાગમમાં આવેલી હોવાથી અને પૂરેપૂરી કામાંધ હોવાથી રતિવિનોદની વાતમાં પતિની શરમ નહીં રાખતાં પતિની મશ્કરી કરવામાં અને વાતમાં હરાવવામાં ઘણી ચતુર હોય છે. આ અને આ પછીનાં કાવ્યોમાં પ્રગલ્ભાના વાક્ચાતુર્યના ચિતારો બતાવ્યા છે. આવા ચિતારો "અમરૂશતક" નામના સંસ્કૃત ગ્રંથમાં સારી રીતે દર્શાવેલા છે તે પરથી આ કાવ્યો ઉદ્ભવેલાં છે.

૧ આ કાવ્યમાં પ્રગલ્ભા સ્ત્રી પોતાના પતિ સાથે વસંત પૂર્ણિમાની ચાંદનીમાં હાસ્યવિનોદ કરી આનંદ કરે છે અને વાક્ચાતુર્યથી પતિને હરાવે છે તેનું દૃષ્ટાંત છે.

૨ ચંદ્ર ખીલી રહ્યા છે અર્થાત્ આકાશમાં ચંદા હસે છે એવી પતિ કલ્પના કરી સ્ત્રી પ્રત્યે મશ્કરીમાં કહે છે "ચંદા મંદ હાસ્ય કરી તને હસાવે છે અને તુલના કરે છે કે કોની સુખકાન્તિ ઘણી તેજસ્વી છે; તારી મુખકાન્તિની તેના હૃદયમાં ભ્રાંતિ છે, કારણ કે ચંદાનું મુખ મનને હરે છે, તેનાથી તારૂં મુખ ઉતરતું છે, તારાં બંને સ્તન તેનાથી હરખે છે અને તે બે કોમળ કુસુદો ચંદાના પ્રકાશથીજ ખીલી રહે છે."

ચંદ્રા શીં શોભે ! મુજ મન લોભે ! આનન તુજ હારી જાશે,
ઉન્નત મનહર ચારૂ પયોધર, કાન્ત કુમુદ પાસ પાસે
ખીલે દ્વંદ્વ ચંદ્રા ઉજાસે, રતિરંગે રમીએ ઉલાસે. ૩

પત્ની—
ભ્રાંતિ ઉઠાવી તમે ક્યાંથી આવી ? આનન મુજ શું શરમાશે ?
ઘનપટ તાણી જુઓ શર્મ આણી કેવી વશી અભ્રવાસે !
બિચારી સદા હાર ખાશે, રતિરંગે રમીએ ઉલાસે. ૪[1]

સ્તનદ્વંદ્વ ચારૂં નહીં ખીલનારૂં કિંચિત્ ચંદ્રાપ્રકાશે,
પતિ તસ સ્પર્શે રતિમય હર્ષે કંચુકી તોડી વિકાસે,
ખીલે રંગમાં આપ પાસે, રતિરંગે રમીએ ઉલાસે. ૫

તમ વિણ દુઃખી, નહીં હંસમુખી, આનંદ ચંદ્રાથી નાસે,
અગ્નિ જગાડે, ન શાન્તિ પમાડે, સુખ મહીં દુઃખ ભાસે,
વિયોગે દહે સર્વ વાસે, રતિરંગે રમીએ ઉલાસે. ૬

ગગને રહીને, મમ રસ લઇને તે બહુ હર્ષિત ભાસે,
મુખ નવ છોડે, નજર સાથ જોડે, ખૂબી શી વ્હાલા મનાશે ?
કપાળે રહે મારી પાસે ! રતિરંગે રમીએ ઉલાસે." ૭

---

૧ સ્ત્રી તેના જવાબમાં (વચ્ચે વાદળ આવતાં જોઈને) કટાક્ષથી કહે છે "હે પ્રિય ! તમે ક્યાંથી આવી શંકા ઉઠાવી ? મારૂં મુખ ચંદ્રાથી ઉતરતું નથી, જુઓ તે ચંદ્રા શરમાઈને વાદળાંમાં સંતાઇ ગઇ અને મુખ ઢાંકવા લાગી. મુખની કાન્તિમાં તો તે હમેશાં મારાથી હાર ખાવાની; મારાં સ્તન ચંદ્રાથી ખીલતાં નથી પણ તમારા કામી સ્પર્શથી મારી કંચુકી તોડી વિકાસ પામે છે. તમારા વિયોગમાં તો તેઓ દુઃખી રહે છે, ચંદ્રા આનંદ નહીં પમાડતાં શોકાગ્નિ પ્રકટ કરે છે. ચંદ્રા તો ગગનમાં રહી મારા ઉપર મોહ પામી મારા રસનું પાન કરે છે, મારા મુખ સાથે નજર જોડીને રહે છે અને મારા કપાળમાં જ આવીને (ચાંલ્લાના રૂપમાં) વસે છે." આ પ્રમાણે પતિની શંકા ખોટી પાડી સ્ત્રી પોતાની કાન્તિની અધિકતા બતાવી આપી હાસ્યવિનોદમાં વધારો કરી વાક્ચાતુર્ય દર્શાવે છે.

પતિ—

ખરી સમજાવી તુજ ખુબી આવી આજ વસંતે પ્રકાશે,
મહા સુખ સંગે રતિ સર્વ અંગે કેવી અનંગે વિકાસે!
પડચાં આપણે પ્રેમપાશે, રતિરંગે રમીએ ઉલાસે. ૮

— ૨ —

સ્રગ્ધરા વૃત્ત.

દેખી સુતી તરૂણી હસતી શયનમાં શિશિરે સુસવારે,
છાંટી પાણી અતિશે શીતળ સ્તન પરે ખીલવ્યાં રોમ ભારે,
તે ત્યાં બોલી "જળેથી શું પુલકિત કરો મુકીને ભુજબાથ!
રે રે સ્વામી શું આલિંગન વિસરી ગયા? શું ગઈ શક્તિ નાથ?" ૧

— ૩ —

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

ચાર્વાંગી ચતુરા શશીવદની હે તન્વંગી કામા રમા!
શી આ કાંતિ દિસે પયોધર તણી! તેની નહીં ઉપમા.
સ્નેહે કંચુકીએ અરે સ્તન થકી શી બાથ ભીડી મહા!
કેવાં પુણ્ય કીધાં હશે પરભવે? કેવી સુખી તે અહા? ૧

"હે કાન્તા! મમ દર્શને તુજ સ્તનો શાથી વિકાસે અતિ?
આ માટે કરી જોર કંચુકી ચીરે? ચાલી શકે ના મતિ!"
ત્યાં તે બોલી "અરે પતિ! મમ સ્તનો આલિંગવા કારણે
ગ્રંથી તોડી સ્મરે વિકાસિત બને, વાર્યા ન રૂહે તે તને." ૨

— ૪ —

"મારાથી રસીલી અતિ અબળ તું શાથી રહે છે બની?
જાતે તું બની કે બનાવી વિભુએ? એ યુક્તિ કોના તણી?"
"ભૂલો છો પતિ હું અતિ સબળ છું, શક્તિ મહા હું ધરૂં,
પીડે જે સ્મર આપનો ક્રૂર અરિ હું શાન્ત તેને કરૂં." ૧

— ૫ —

મન્દાક્રાન્તા.

કામાવેશે ચસચસ થતી તંગ ચોળી ઉતારી,
આવ્યા સ્વામી સ્તન નિરખીને સ્પર્શવા પ્રેમ ધારી,
જેવા આવ્યા તરત ફરી હું, હે સખી! એ ન ફાવ્યા,
આડા ધારી કર વદી પછી "કંથ કેવા બનાવ્યા?" ૧

— ૬ —

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

પ્હેરી કંચુકી શોભતી તન પરે, ને હાર પ્હેર્યો ગળે,
કિન્તુ સેરની આંટી ત્યાં પડી ગઇ, આંટી નહીં નીકળે,
બોલાવ્યા પતિ, આવી પ્રીતમ કહે "લે સેર છૂટી કરૂં"
આંટી છોડી, સખી! કર્યું અડપલું, આ વાત કોને કહું! ૧

— ૭ —

"દેનારી ન કપોલલાલી" સખી હે! આજે પતિને વદી,
આવું સાંભળતાંજ તે સુઇ ગયા કાપટ્ય દિલે ધરી,
નિશ્ચિન્તે સુતી હું પછી પ્રીતમને નિદ્રા મહીં રે ગણી,
તેવામાં કબરી ગ્રહી મુખ ગ્રહી લાલી લુટી ગાલની, ૧

— ૮ —

સુતાં આનન સામ સામી કરીને રંગે વિલાસે અમે,
ત્યાં હું બોલી "ધીમેથી ચુંબન કરો ના ધીર રહે આ સમે,"
જેવા કંથ સુધા પીવા મુખ થકી આવ્યા સખી! પ્રેમથી,
કે ત્યાં મેં મુખ ફેરવી પ્રીતમને દાબી ચુમ્યા છેતરી. ૧

# ચંદ્રપ્રકાશે પ્રોષિતભર્તૃકા.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દેખી ચંદ્ર ! તને અતિ તન તપે આ વિરહી નારીનું,
રે આ ચંદ્ર દિસે બહુ શીતળ કે છે બિમ્બ શું અગ્નિનું ?
ઉંચે વાદળ કે શું એ અગનના ઉડે ધૂમાડા તહિં ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૧

તારાઓ ગગને દિસે સરસ કે તન્ખા ઉડે અગ્નિના ?
રાત્રિ શીતળ કે અહો દિવસ છે ? ના શુદ્ધિ સ્વામી વિના !
સુખાકારી શશીપ્રકાશ મહિં કે ઉભી શું અગ્નિ મહીં ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૨

---

* આ કાવ્યમાં વિરહથી પીડાતી સ્ત્રીના દુઃખના ઉદ્‌ગાર છે; ચંદ્રને જોવાથી પોતાનો પતિ સાંભરી આવે છે અને ભોગવેલા વિલાસસુખનું સ્મરણ થવાથી સખેદ બની ચંદ્રના શીતળ પ્રકાશને ઉષ્ણ અગ્નિની જ્વાળારૂપે કલ્પના કરી વિચારસ્વપ્નમાં પડી ચકોરને દેખી તેને ઠપકો આપે છે, વળી પતિનાં દર્શન કરાવવા માટે ચંદ્રને સંબોધી વિલાપ કરે છે. પાછળ પૃષ્ટ ૪૦૭ ઉપર જણાવ્યા પ્રમાણે આવા કાવ્યને વિપ્રલંભશૃંગારરસનું કાવ્ય કહેવામાં આવે છે. સ્ત્રીપુરૂષ એક બીજાથી દૂર વસતાં હોય, અગર પાસે હોવા છતાં રીસાયેલાં હોય, અગર વડીલોની મર્યાદાના કારણથી એક બીજાનો પ્રેમ પરસ્પરના સમાગમથી સફળ થતો ન હોય ત્યારે તેને વિપ્રલંભશૃંગારરસ કહે છે. આ કાવ્યમાં નાયિકા પ્રોષિતભર્તૃકા છે, વિપ્રલંભશૃંગાર છે, રતિ સ્થાયિભાવ છે, પતિ આલંબન વિભાવ છે, ચંદ્ર ચકોર આદિ ઉદ્દીપન વિભાવ છે, અશ્રુ–વિલાપ અનુભાવ છે; ગ્લાનિ, ઉન્માદ, વિષાદ આદિ વ્યભિચારી ભાવ છે.

વાંચો આગેનું કાવ્ય- "ચંદ્રપ્રભાને આપેલબોધ.



રે રે પક્ષી ચકોર તું અહિં ઉડી આવી ચડ્યો ક્યાં અરે?
દેખી તારી ગતિ પતિસ્મરણથી પીડા વસે અંતરે!
બાળે આમ ચકોર તું બળતીને! આવે દયા શું નહીં?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી? ૯૬-૪

# ચંદ્રપ્રકાશે પ્રોષિતભર્તૃકા.*

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

દેખી ચંદ્ર ! તને અતિ તન તપે આ વિરહી નારીનું,
રે આ ચંદ્ર દિસે બહુ શીતળ કે છે બિમ્બ શું અગ્નિનું ?
ઉંચે વાદળ કે શું એ અગનના ઉડે ધૂમાડા તહિં ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૧

તારાઓ ગગને દિસે સરસ કે તન્ખા ઉડે અગ્નિના ?
રાત્રિ શીતળ કે અહો દિવસ છે ? ના શુદ્ધિ સ્વામી વિના !
સુખાકારી શશીપ્રકાશ મહિં કે ઉભી શું અગ્નિ મહીં ?
કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૨

* આ કાવ્યમાં વિરહથી પીડાતી સ્ત્રીના દુઃખના ઉદ્ગાર છે; ચંદ્રને જોવાથી પોતાનો પતિ સાંભરી આવે છે અને ભોગવેલા વિલાસસુખનું સ્મરણ થવાથી સખેદ બની ચંદ્રના શીતળ પ્રકાશને ઉષ્ણ અગ્નિની જ્વાળારૂપે કલ્પના કરી વિચારસ્વપ્નમાં પડી ચકોરને દેખી તેને ઠપકો આપે છે, વળી પતિનાં દર્શન કરાવવા માટે ચંદ્રને સંબોધી વિલાપ કરે છે. પાછળ પૃષ્ઠ ૪૦૭ ઉપર જણાવ્યા પ્રમાણે આવા કાવ્યને વિપ્રલંભશૃંગારરસનું કાવ્ય કહેવામાં આવે છે. સ્ત્રીપુરૂષ એક બીજાથી દૂર વસતાં હોય, અગર પાસે હોવા છતાં રીસાયેલાં હોય, અગર વડીલોની મર્યાદાના કારણથી એક બીજાનો પ્રેમ પરસ્પરના સમાગમથી સફળ થતો ન હોય ત્યારે તેને વિપ્રલંભશૃંગારરસ કહે છે. આ કાવ્યમાં નાયિકા પ્રોષિતભર્તૃકા છે, વિપ્રલંભશૃંગાર છે, રતિ સ્થાયિભાવ છે, પતિ આલંબન વિભાવ છે, ચંદ્ર ચકોર આદિ ઉદ્દીપન વિભાવ છે, અશ્રુ-વિલાપ અનુભાવ છે; ગ્લાનિ, ઉન્માદ, વિષાદ આદિ વ્યભિચારી ભાવ છે.

દાઝું દેખી તને બહુ દિલ વિષે, દેતો નથી શાન્તિ તું,
  જાતો કેમ રહે નહીં અહિં થકી ? પીડે બહુ નારી તું,
નાખીને બહુ ઝાળ આમ દૂરથી બાળે મને શું અહીં ?
  કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૩

રે રે પક્ષી ચકોર તું અહિં ઉડી આવી ચડ્યો ક્યાં અરે ?
  દેખી તારી ગતિ પતિ સ્મરણથી પીડા વસે અંતરે !
બાળે આમ ચકોર તું બળતીને ! આવે દયા શું નહીં ?
  કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૪

રે રે ચંદ્ર ! જરા દયા દિલ ધરી આ કામિની ઉંચકી,
  મારા પ્રાણપતિની પાસ લઇ જા, શાંતિ લઉં જે થકી,
આજીજી રતિ ધાર આ મરતીની, બાળે શું અગ્નિ દઇ !
  કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૫

જો ઇચ્છા નવ હોય આમ કરવા તો વિનવું હું તને,
  લાવીને તુજ પાસ પ્રાણપતિને દર્શાવી દે મુખને,
એમાંનું નવ એક તું શશી કરે ! શું વિનવું વિરહી ?
  કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૬

ભાસું છું હું મહા સુખે નગરમાં કે દુઃખમાં રાનમાં ?
  હું છું સુંદર આ યુવાન પ્રમદા કે કાષ્ટ શું આગમાં ?
દિસું શુદ્ધિ વિષેજ હું તરુણી કે ઘેલી અહો શું થઈ ?
  કૌમુદી પ્રભુ કે હુતાશન તણી જ્વાળા શું વ્યાપી રહી ? ૭

# શયનગૃહે પ્રોષિતભર્તૃકા.*



માલિની વૃત્ત.

શયનગૃહ ! અરે આ નીરખી સ્થાન તારૂં
ગત સ્મરણની માંહે જૈ ચડયું ચિત્ત મારૂં,
ભયભિત દુઃખદાયી શું ધર્યો વેશ ભારે !
શયનગૃહ વિષે કે છું સ્મશાને અત્યારે ? ૧

સકળ મમ પતિનાં વસ્ત્ર હું અત્ર ભાળી
નજર મહિં રમે છે મૂર્તિ વ્હાલી રસાળી,
સુખ મટી દુઃખ વ્યાપે, લ્હાય ચોપાસ ઠારે,
શયનગૃહ વિષે કે છું સ્મશાને અત્યારે ? ૨

પ્રિય ! શરીર અહીં છે, પ્રાણ પાસે તમારી,
નિરજીવ સમ જોતાં આ દિસે કાય મારી,
રજનિ દિવસ બાળા વિરહી અશ્રુ સારે,
શયનગૃહ વિષે કે છું સ્મશાને અત્યારે ? ૩

---

* પતિવિયોગી સ્ત્રીના ઉદ્‌ગાર છે, શયનગૃહમાં પતિની વસ્ત્રાદિ સામગ્રીઓ દેખી હૃદય ભેદાય છે અને નિદ્રા લેવા પલંગ ઉપર સુઇ જતાં પતિ સાથના વિલાસાદિ પ્રસંગોનું સ્મરણ થતાં આનંદ અને આરામનું સ્થાન જે શય્યા તે અગ્નિની જ્વાળા સમાન લાગે છે. શોકની એટલી બધી તીવ્ર લાગણી થાય છે કે આવી રીતે જીવવા કરતાં મૃત્યુ વધારે પસંદ કરે છે. આ કાવ્યમાં નાયિકા પ્રોષિતભર્તૃકા છે. વિપ્રલંભ શૃંગાર છે, રતિ સ્થાયિભાવ છે, પતિ આલંબન વિભાવ છે; વસ્ત્ર, પલંગ, ચાંદની આદિ ઉદ્દીપન વિભાવ છે, અશ્રુ–વિલાપ અનુભાવ છે; ગ્લાનિ, ઉન્માદ, વિષાદ આદિ વ્યભિચારી ભાવ છે.

અરર અવનિ માતા ! માર્ગ દે મુજ કાજે,
તુજ મહિં હું સમાઇ જાઉં શાંતિથી આજે,
દુઃખ સહુ ટળી જાયે અર્જ સ્વીકાર આ રે,
શયનગૃહ વિષે કે છું સ્મશાને અત્યારે ? ૪

લઇશ પતિની જોડે હું મહા સુખ ક્યારે ?
ગત સ્મરણ અરેરે ના પડે રે વિસારે !
તરૂણી અબળ જાગે કે શું સ્વપ્ને વિચારે ?
શયનગૃહ વિષે કે છું સ્મશાને અત્યારે ? ૫

## ( પલંગને ઉદ્દેશીને )

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શય્યા આ સુખદાયી આજ મટીને દે કષ્ટ કેવું ઘણું !
મારે કાજ બિછાનું આજ બળવા શું કાષ્ટનું આ બન્યું ?
બારી માંહિથી ચંદ્રિકા ઝગઝગે ! કે જ્વાળ તું આગની ?
સુવાનો પ્રભુ આ પલંગ શુભ કે ચિતા શું અગ્નિ તણી ? ૬

પર્યંકે સુતી છું ! પતિ વિરહથી શય્યા અરેરે દહે !
પાણી આ ટપકે અરે નયનથી કે રક્તધારા વહે ?
ઉડે છે મમ વસ્ત્ર કે શું ભડકા ભાસે પરે દેહની ?
સુવાનો પ્રભુ આ પલંગ શુભ કે ચિતા શું અગ્નિ તણી ? ૭

બાળે છે તું પલંગ આસ અતિશે ધીમે મને શું વળી
લેતો શું નથી ભોગ મુજ જલદી ? પીડાઉં હું કોમળી !
નિદ્રા છેલ્લી લઇ મહા સુખી બનું ખાઇ પડી ઝેરની !
સુવાનો પ્રભુ આ પલંગ શુભ કે ચિતા શું અગ્નિ તણી ? ૮

વાંચો સામેનું કાવ્ય– "ઉદ્યાને પ્રોષિતભર્તૃકા."



કમળ પાંખડી ખીલી આ સમે, ભ્રમર ભાગી ત્યાં પુષ્પમાં ભમે !
નિરખી હું તથું સુખ તેમનું, હરિત બાગ કે સ્થાન શોકનું? કૃ૦-ચ

# ઉદ્યાને પ્રોષિતભર્તૃકા.*

લલિત વૃત્ત.

ભૂલીૅ પડી અહીં શું મને દિસે ?
તરૂણીૅ ઘેલીૅ કે શુદ્ધિની વિષે ?
સકળ આ અહીં કેવું રે બન્યું !
હરિત બાગ કે રાન શોકનું ? ૧

સુઝ પડે નહીં ! ક્યાં જઇ ઠરૂં ?
નિરખીૅ બાગને આગથી મરૂં !
ખમીૅ શકું નહીં દુઃખ આગનું !
હરિત બાગ કે રાન શોકનું ? ૨

તરૂ થડે લતા કેવીૅ બાઝીૅ છે !
પતિ પરે રતિ કેવીૅ તેનીૅ છે !
રતિ વિલોકતાં જોર લ્હાયનું !
હરિત બાગ કે રાન શોકનું ? ૩

---

* આ કાવ્યમાં પતિવિયોગથી પીડાતી સ્ત્રીના ઉદ્‌ગાર છે. આનંદમય સુંદર ખીલેલા બાગમાં જુદા જુદા પ્રકારનાં ફૂલ, કોમળ લતાઓ, કમળ, ભ્રમર, વીગેરે કામને ઉદ્દીપન કરનાર વસ્તુઓ નજરે પડવાથી પતિનું સ્મરણ થતાં હૃદય ભરાઈ આવે છે અને બાગને દુઃખનું રાન કલ્પી વિલાપ કરે છે. પાછલા કાવ્ય પ્રમાણે આ પણ વિપ્રલંભશૃંગારરસનું કાવ્ય છે. નાયિકા પ્રોષિતભર્તૃકા છે, વિપ્રલંભ શૃંગાર છે; રતિ સ્થાયિ ભાવ છે, પતિ આલંબન વિભાવ છે; ઉદ્યાન, ભ્રમર, કમળ, વેલ વીગેરે ઉદ્દીપન વિભાવ છે. અશ્રુ–વિલાપ અનુભાવ છે, ગ્લાનિ સાથે વિષાદ નામે વ્યભિચાર ભાવ છે.

દિન કયા અરે આમ હું અતિ
લઈશ સુખને હાર્ણીને પતિ?
વિરહી પાપી છું! દુઃખ આ ઘણું!
હરિત બાગ કે રાન શોકનું? ૪

કમળ પાંખડી ખીલી આ સમે!
ભ્રમર ભોગી ત્યાં પુષ્પમાં ભમે!
નિરખી હું તપું સુખ તેમનું!
હરિત બાગ કે રાન શોકનું? ૫

કમળમાં વશી લે સુવાસને!
રસ પીએ મુખે પ્રેમી ચુંબને!
તીર પીડે મને હાય કામનું!
હરિત બાગ કે રાન શોકનું? ૬

પતિવિલાસથી સ્વામીભોગી હું
છુટી પડી અરે આમ આંહિ હું!
લઈશ સુખ કયારે સુવાસનું?
હરિત બાગ કે રાન શોકનું? ૭

લીલી અધિક ચંબેલી વેલી છે!
પવનલ્હેરમાં કેલિ કરતી છે!
શીતળ વાયુ કે જોર ઝાળનું?
હરિત બાગ કે રાન શોકનું? ૮

નિરખી નેત્રથી વાયુસ્વામી આ
શું અલબેલી ચંબેલી ઘેલી આ?

અરર શું કરૂં ? દુઃખ મારનું !
  હરિત બાગ કે રાન શોકનું ?

સુખ હરી લીધું ચારૂ ચંદને,
  વશીં રહી અહીં બાળવા મને,
સ્મરણ થાય છે લેપવાસનું,
  હરિત બાગ કે રાન શોકનું ?

સરસ મંડપો રમ્ય શોભતા,
  વળગીં પ્રેમથી કેવીં આ લતા !
સ્મરણ થાય છે કંથસંગનું,
  હરિત બાગ કે રાન શોકનું ?

બનીં અધીરીં હું આવીં શાંતિ દે,
  મનનીં ભ્રાંતિઓ તું નિવારીં દે,
સુખ નથી રતિ કોઇ વાતનું,
  હરિત બાગ કે રાન શોકનું ?

કર સલિલથી શાંતિ દે મને,
  તરત ઓલવી કામઆગને,
અરર કામથી આ બળ્યું તનુ,
  હરિત બાગ કે રાન શોકનું ?

હસમુખી હતી હું મહા સુખી,
  મદનબાણથી હું હવે દુ:ખી,
હૃદય ધ્યાન છે કંથનામનું,
  હરિત બાગ કે રાન શોકનું ?



## સમસ્યા કાવ્ય.*



દોહરા.

પ્રશ્નઃ—વિચિત્ર નારી નિરખી, અરધી ફારસીં નાત,
અરધી અંગ્રેજી મળી બનીં ગુજરાતી જાત. ૧
પીંયર પ્રૌઢ પૃથ્વી પરે, સાગર સાસરૂં સાર,
મરે અંત તે સાસરે, કહો સજ્જન કઈ નાર? ૨

ઉત્તરઃ—આગબોટ.

પ્રશ્નઃ—નારી લાંબી ચળકતી પૃથ્વીં પરે વિખ્યાત,
વાંકી ચૂકી ચાલ છે, નવ નાગણની જાત. ૧
મૂળ દિસે શાખા દિસે, વેલ નહીં કહેવાય,
કહો નારનું નામ શું? રોકી નવ રોકાય. ૨

ઉત્તરઃ—નદી.

પ્રશ્નઃ—નિરાકાર સાકાર છે, સકળ પાસ દશ દિશ;
એક રંગીં હર દિન છે, પણ છે નવ જગદીશ. ૧
શાન્તિ આપે છે બહુ ટાળી અતિશય તાપ,
દો ઉત્તર સમજી તમે, નથી ચંદ્ર તે આપ. ૨

ઉત્તરઃ—પડછાયો.

પ્રશ્નઃ—સહસ્રમાંથી તેર ગત પાઇ પારખી આપ,
વસ્તુ બનાવી મોકલો માપી માપી માપ. ૧

---

* કાવ્ય દ્વારાએ લક્ષણ સાથે પ્રશ્ન પૂછવામાં આવે તેને સમસ્યા-કાવ્ય કહે છે.

નથી કંઈ આ વર્ણમાં, જુદી એની જાત,
આણી તેને વર્ણમાં મોકલશો મમ ભ્રાત. ૨

ઉત્તરઃ—પત્ર.[1]

પ્રશ્નઃ—નરનારીની જોડ છે, પાસે બે વસનાર,
પુરુષ અભણનો રાય ને નારી બહુ હુંશિયાર. ૧
લખતાં જાણે સર્વ પણ બોલી શકે ન લગાર,
નર દે ખાવા નારને, કહો કોણ નર નાર? ૨

ઉત્તરઃ—ખડીઓ અને કલમ.

પ્રશ્નઃ—નારી સારી શોભતી, રહે પતિના શિર,
ક્ષણે ક્ષણે રક્ષણ કરે, રાખે સુખી શરીર. ૧
ઇન્દ્રરાયનાં તીર ખમે, એવી એ બળવાન,
રવિનો કઢાવે લાજ તે, દો ઉત્તર વિદ્વાન! ૨

ઉત્તરઃ—છત્રી.

પ્રશ્નઃ—દૃષ્ટિ મહીં આવે નહીં, આવે નવ તે હાથ,
મનસ્વી વર્તન તે તણું, લડી પડે સૌ સાથ. ૧
દેખી કંપે ઝાડ પણ જીવનનો આધાર,
ખીજે તો દુશ્મન બની પાડે તરૂ ઘરબાર. ૨

---

૧ સહસ્રમાંથી તેર ગત એટલે ૯૮૭. આટલી પાઈનો હિસાબ ગણી રૂપીઆ બનાવીશું તો પત્ર (પાંચ રૂપીઆ અને સવા બે આના) થશે; આ "પત્ર" વર્ણ કહેતાં અક્ષરમાં લખેલા નથી, માત્ર અંકમાં છે, માટે અંકનું સ્વરૂપ બદલી વર્ણ સ્વરૂપમાં આણવાથી અર્થાત્ અક્ષરમાં લખવાથી **પત્ર** (રૂ. પુંજી) તે **પત્ર** (કાગળ) વંચાશે.

રક્ષક ભક્ષક દીપનો, એવો નર બળવાન,
દુનિયામાં વ્યાપી રહ્યો, દો ઉત્તર વિદ્વાન? ૩

**ઉત્તરઃ—પવન.**

**પ્રશ્નઃ**—રાજ કરે પૃથ્વી પરે એક રાણી બળવાન,
વશીકરણવિદ્યા થકી કરે જગત બેભાન, ૧

રાય રંક કે લખપતી, અબુધ કે વિદ્વાન,
તાબે થઈ તેને રહે, તેની પાળે આણ. ૨

પાસે નોકરમાં દિસે એક સદા છડીદાર,
સૂચન દેવા સર્વને પોકારે પોકાર. ૩

આળસનો વાસો ચહે, ચહે કેફી નરનાર,
કહો વિચારી કોણ તે રાણી ને છડીદાર? ૪

**ઉત્તરઃ—ઉંઘ અને બગાસું.**

**પ્રશ્નઃ**—પાય વિનાની શોભતી નારી પાણીદાર,
હાથ પાસ બળવાન છે, વસ્ત્ર નહીં સજનાર. ૧

એક બીજી નારી થકી નિરંતર લડનાર,
કાપી શત્રુ કકડા કરી ચૂરો તે કરનાર. ૨

ખવરાવે પતિને પ્રીતે, પોતે કંઈ નવ ખાય,
કહો નાર એ કોણ છે? રહે નિકટ ઘર માંહ. ૩

**ઉત્તરઃ—સુડી અને સોપારી.**

**પ્રશ્નઃ**—ગુણવંતી ગોરી ઘણી, મનાય જગની માત,
પૂજે જગ તેને સદા, નહીં દેવીની જાત. ૧

જો કે તે શિખી નથી ગાતાં મુખથીં લગાર,
તો પણ નિત્યે ગાય છે, કહો કોણ તે નાર? ૨

ઉત્તર:—ગાય.

પ્રશ્ન:—રંગે એક લીલો દિસે, બીજામાં શ્યામાંશ,
ત્રીજો રંગે શ્વેત છે, ત્રણ નર એવા ખાસ. ૧
ત્રણ જણની ત્રિપુટિ મળી એક નાર બની જાય,
લાલરસિકસુખચુંબને સ્ત્રી રંગે રેલાય. ૨
મૂળ પુરુષ જોતાં નહીં, નહીં રંગ તે અંગ,
કહો નારનું નામ શું? જાદુ જેવો ઢંગ. ૩

ઉત્તર:—પાનની બીડી.

પ્રશ્ન:—કપટ હૃદય રાખે બહુ ક્‌હેશે નવ નિજ ગુણ,
તેના ગુણ નિહાળતાં ક્‌હેશે પર અવગુણ. ૧

ઉત્તર:—દર્પણ.

પ્રશ્ન:—દીપક દીઠો દષ્ટિએ, વાથી નવ બુઝાય,
ભય પામીને ભાનુનો ભામા શરણે જાય.[1] ૧
મા કહીં તેને સૌ વદે નર છે જો કે આપ,
દો ઉત્તર સમજી ઉરે, કોઈ કહે નવ બાપ! ૨

ઉત્તર:—ચંદ્ર.

૧ સૂર્યોદય થવાથી ચંદ્રનો પ્રકાશ નાશ થાય છે અને સૂર્યોદય સમયે સ્ત્રીઓ સ્નાન કરી લલાટે ચાંલ્લો કરે છે; ચાંલ્લાની ચંદ્રરૂપે કલ્પના છે, અને સૂર્યે આવવાથી ચંદ્ર સ્ત્રીઓને શરણે જાય છે એવી ઉત્પ્રેક્ષા છે.

**પ્રશ્ન:**—નાજુક નાની કામિની, જેનું સ્ત્રીમાં માન,
અગણિત નર કબજે કરે, એવી એ બળવાન. ૧
પુરૂષ ઉપર સ્વારી કરી બાંધી દોરે[1] નાર,
દોરાયા દોરાય છે પુરૂષ કેદ મોઝાર. ૨
આમ પુરૂષને બાંધીને શોભાવે સ્ત્રીજાત,
કોણ પુરૂષ કઈ કામિની ? દો ઉત્તર હે ભ્રાત. ૩

**ઉત્તર:—વાળ અને કાંસકી.**

**પ્રશ્ન:**—નારી તો લાંબી ઘણી પણ છે પતળું અંગ,
અંગ પરે જુદા જુદા બદલે છે તે રંગ. ૧
પરણીને રંગે રમી બદલે તેની ન્યાત,
હોય પતિ જે જાતનો[2] બની જાય તે જાત. ૨
પતિની પાસે તે રહે, રાખે છે સંભાળ,
ઘડીના ચોથા ભાગમાં દો ઉત્તર તત્કાળ. ૩

**ઉત્તર:—પાઘડી.**

**પ્રશ્ન:**—હીમાલયના કુળમાં ઉત્પન્ન થઈ છે નાર,
ફરે ફરે નિશદિવસે પણ નવ આવે પાર. ૧
પાય નહીં એકે મળે માત્ર એક છે હાથ,
હાથ મેળવી હાથમાં ફરે સખીની સાથ. ૨

---

૧ દોરે = તાણે, લઇ જાય; દોરાથી. ૨ પાઘડી ખરીદ કર્યા પછી તેના ઉપર મનગમતો રંગ ચડાવવામાં આવે છે અને પહેરનાર ગુજરાતી હોય છે તો ગુજરાતી, સુરતી તો સુરતી અગર દક્ષણી તો દક્ષણી ઘાટની પાઘડી બંધાવે છે. આ પ્રમાણે પાઘડી જુદી જુદી જાતો બદલે છે.

એહું જમાડે સર્વને, મુખથી ગાળો[1] ખાય,
ગરીબનો આધાર છે, કોણ નાર કૂહેવાય? ૩

**ઉત્તરઃ—ઘંટી.**

**પ્રશ્નઃ**—કંઠે વળગે સ્ત્રી તણા, ઉર પર નાખે હાથ,
છતાં સતી છોડે નહીં જો કે નવ નિજ નાથ. ૧
ચારી કરે પરનારથી, તોપણ નિર્મળ છાપ,
લંપટ નવ કોઈ કહે, કહો કોણ નર આપ? ૨

**ઉત્તરઃ—સોનાનો હાર.**

**પ્રશ્નઃ**—અસંખ્ય નરનો એક નર, નહીં સૈન્યનો રાય,
લાંબો ને વળી શ્યામ છે, પણ નવ નાગ ગણાય. ૧
સ્નાન કરાવે કામિની અત્તર ચર્ચી સાર,
સ્પર્શ કરે નર નારને પણ નવ તે ભરથાર. ૨
સ્ત્રીથી જુદો નવ પડે સ્ત્રીનો તે શણગાર,
કહો કોણ તે પુરૂષ છે સ્ત્રીનો રસ લેનાર? ૩

**ઉત્તરઃ—ચોટલો.**

**પ્રશ્નઃ**—નર નારી રસ્તે મળ્યાં, સ્ત્રીએ કરી પીછાન,
મારા પતિની સાસુ તુજ સ્ત્રીની સાસુ જાણ. ૧

**ઉત્તરઃ—ભાઈ બેન.**



---

૧ ગાળો = ઘંટીનો વચલો ગાળો; અપશબ્દ.

## નાગપાશ પ્રબંધ કાવ્ય.

દોહરો.



તું ઈશ જગપાલક કુશળ સર્વ સદા રચનાર,
દુર કર કરમ મરણ જનમ કુમતિ નરક દુઃખભાર.
મમત દુઃખદ છક હર તરત સુખરસ પા દિનનિશ,
સુખદ નામ, મળી સરસ તક, વદ તું મહાસુખ ઈશ.

# કૂર્માકાર નાગપાશ પ્રબંધ કાવ્ય.

દોહરો.

(નવીન વર્ષ)

દેહ દુઃખ સંહારી લે,
સંપત દે સૌ દેવ,
સરવ શાંતિ કર, હરઆર
નિશદિન હે દેવ! ૧.

દે આનન્દ સદા પરં
નવીન ભલેરા વર્ષ,
શક્તિ દેવ દે ધરી પ્રીતિ
મહા સુખ ને હર્ષ. ૨

# કમળ પ્રબંધ કાવ્ય.

## દોહરો.



"શૂરવીર! ધર તરવાર કર, માર શિર પર માર,
ધર ઉર શૂર કર શિર દૂર, નાર વીર કર ઠાર."
"કર શિર દૂર સરદાર નર! પરનર દૂર કરનાર,
વીર! માર, ધરનાર ધીર, માર માર મરનાર."

ભાવાર્થઃ—બળાત્કારે હરણ કરેલી સતી સ્ત્રીને મારી નાખવા રાજા સરદારને હુકમ કરતાં કહે છે "હે શૂરવીર સરદાર! ☞

## ચક્ર પ્રબંધ કાવ્ય.

દોહરો.



( સરોવર દેખાવ. )

સરવરનીર ભરપૂર પૂર તીર પર તરવરહાર,
ઠાર ઠાર ફરનાર નર નાર સાર તરનાર.

---

તું હાથમાં તલવાર ધર, માથા ઉપર માર માર, હૃદયમાં બળ લાવી તેનું માથું તું દૂર કર અને આ સ્ત્રીને ઠાર કર." શીયલનો ભંગ નહીં કરતાં મરવાને તૈયાર થયેલી સતી સ્ત્રી ધૈર્ય રાખી કહે છે "હે સરદાર નર! ભલે માથું દૂર કર, હું પર પુરૂષને દૂર કરનાર છું અર્થાત્ પર પુરૂષ પાસે જનારી નથી, માટે હે સરદાર! તું માર, હું ધૈર્ય ધરવાવાળી છું, લે માર માર, હું નિશ્ચયપૂર્વક મરનાર છું અર્થાત્ મરવાને તૈયાર છું."

# કુમુદ પ્રબંધ કાવ્ય.

દોહરો.



( સરોવર દેખાવ. )

નિર્મળ આ જળ સકળ છે ચળકે જળ આં કાળ,
વિમળ કમળ નિહાળતાં પળમાં ટળતો કાળ. ૧

## ગજાશ્વગતિ પ્રબંધકાવ્ય.

( શતરંજ બાજી અનુસાર હાથીની સીધી અને ઘોડાની અઢી ઘરચાલ પ્રમાણે )

| કાં ૧ | તા ૪૦ | અં ૩ | ત ૪૨ | ર ૫ | માં ૪૪ | વ ૭ | સે ૪૬ | નિ ૯ | શ ૪૮ | દિ ૧૧ | ને ૫૦ | ચી ૧૩ | તા ૫૨ | ર ૧૫ | ને ૫૪ | ત્રો ૧૭ | મ ૫૬ | હીં ૧૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દે ૨૦ | હે ૫૯ | મા ૨૨ | ર ૬૧ | ની ૨૪ | આ ૬૩ | ગ ૨૬ | ર્‌હે ૬૫ | અ ૨૮ | તિ ૬૭ | ત ૩૦ | ને ૬૯ | પા ૩૨ | મે ૭૧ | પી ૩૪ | ડા ૭૩ | વિ ૩૬ | ર ૭૫ | હી ૩૮ |
| ચિં ૩૯ | તા ૨ | આ ૪[illegible] | ત ૪ | ન ૪૩ | માં ૬ | હિ ૪૫ | સે ૮ | જ ૪૭ | શ ૧૦ | ય ૪૯ | ને ૧૨ | ચી ૫૧ | તા ૧૪ | બ ૫૩ | ને ૧૬ | છે ૫૫ | મ ૧૮ | હા ૫૭ |
| દે ૫૮ | હે ૨૧ | તે ૬૦ | ર ૨૩ | સ ૨૯ | આ ૨૫ | વી ૬૪ | ર્‌હે ૨૭ | પ ૬૬ | તિ ૨૯ | ક ૬૮ | ને ૩૧ | પા ૭૦ | મે ૩૩ | પી ૭૨ | ડા ૩૫ | પા ૭૪ | ર ૩૭ | આ ૭૬ |

શાર્દૂલવિક્રીડિત વૃત્ત. ( વિરહી કાંતના ઉદ્ગાર. )

કાંતા અંતરમાં વસે નિશદિને, ચીતાર નેત્રો મહીં,<br>
દેહે મારનીં આગ ર્‌હે, અતિ તને પામે પીંડા વિરહી,<br>
ચિંતા આ તન માંહિ સેજ શયને ચીતા બને છે મહા,<br>
દે હેતે રસ આવીં ર્‌હે પતિ કને પામે પીંડા પાર આ. ૧

# પિંગળપ્રકાશ.*

(દોહરો.)

કવિતા રચતાં પ્રથમમાં લેવું પિંગળજ્ઞાન,
પિંગળ વિના નવ બને કવિતા સરસ નિદાન.

---

* કાવ્ય વાંચનારને કોઈ કોઈ વખત કાવ્ય કેવી રીતે રચાય છંદમાં કેવા કેવા ભેદ રહેલા છે, લઘુ ગુરૂ માત્રા ગણ વીગેરે શું છે જાણવાની ઉત્કંઠા થાય છે તેથી તે જ્ઞાનનો વાચકવર્ગને ખ્યાલ આવે હેતુથી અત્રે પિંગળની ટુંકામાં હકીકત જણાવી સાધારણ રીતે હમે ઉપયોગમાં આવતા મુખ્ય છંદોની રચના અને અલંકારોની સમજુત આ છે. આ સ્થળે એટલું જણાવવાની આવશ્યકતા છે કે પિંગળ એ શબ્દ અર્થ છંદશાસ્ત્ર કે એવો કાંઇ થતો નથી પરંતુ તે એક આચાર્યનું નામ "રણપિંગળ"ના કર્તા શ્રી. રણછોડભાઈ ઉદયરામ તે ગ્રંથના પહેલા ભાગ પ્રસ્તાવનામાં જણાવે છે કે "છંદશાસ્ત્રના મૂળયોજક કોણ અને એ ક્યારે ક્યાં યોજાયું તે હજુ સ્પષ્ટપણે જાણવામાં આવ્યું નથી. આપણા મહર્ષિ તેને વેદનું અંગ માને છે અને તે વેદરચના બહુધા છંદોમય છે તેથી વેદકાળથી પહેલાં હશે એમ કલ્પી શકાય છે. પ્રાચીન ગ્રંથોમાં આ શાસ્ત્ર પરંપરા જોવા જઈએ છીએ તો તેના મુખ્ય આચાર્ય મહાદેવ છે.તેમની પાસે દેવતાના પતિ ઇન્દ્રદેવ શીખેલા છે, ઇન્દ્ર પાસેથી ચ્યવન મુનિ શીખ અને તેમની પાસેથી બૃહસ્પતિએ, બૃહસ્પતિ પાસેથી માંડવ્ય ઋષિ છંદો જ્ઞાન મેળવ્યું હતું, માંડવ્ય પાસેથી સૈતવ ઋષિએ અને સૈતવ પાસે યાસ્ક મુનિએ અને તેમની પાસેથી પિંગલાચાર્યે એ શાસ્ત્રનું અધ્યય કર્યું છે અને તેમની પાસેથી અન્ય આચાર્યોએ એ જ્ઞાન પ્રાપ્ત કર્યું. પ્રમાણે શ્રીમાન્ રામાનુજાચાર્યના ગુરૂ છંદ સૂત્ર પરથી પોતાની યાદવપ્રકા નામની ટીકામાં નીચે પ્રમાણે જણાવે છે–

" छंदोज्ञानमिदं भवाद्भगवतो लेभे सुराणां पतिः ।
तस्माद् दुश्च्यवनस्ततः सुरगुरुर्माण्डव्यनामा ततः ।
माण्डव्यादपि सैतवस्तत ऋषिर्यास्कस्ततः पिंगलः ।
तस्येदं यशसा गुरोर्भुवि धृतं प्राप्यास्मदाद्यैः क्रमात् ॥ "

## અક્ષર.

લઘુ, ગુરૂ, માત્રા, આઠ ગણ, અક્ષર તણા પ્રકાર,
કાવ્ય બને તેના થકી, ભેદ સમજવા સાર. ૨

અ, ઇ, ઉ, હ્રસ્વાક્ષર લઘુ સ્વર વ્યંજનની સંગ,
દીર્ઘાક્ષર બાકી ગુરૂ, અક્ષરતું એ અંગ. ૩[1]

જોડાક્ષરના આગલો અક્ષર જો થડકાય,
લઘુ છતાં ગુરૂ માનવો, લઘુગુરૂનો એ ન્યાય. ૪[2]

---

૧ કાવ્ય રચવામાં લઘુ ગુરૂ અક્ષર સમજવાની શરૂઆતમાં જરૂર પડે છે. લઘુ એટલે નાનો અને ગુરૂ એટલે મોટો, અર્થાત્ જે અક્ષરનો ઉચ્ચાર કરતાં થોડી વાર લાગે તે લઘુ અને વધારે વાર લાગે તે ગુરૂ. "અ, ઇ, ઉ" એ જે હ્રસ્વ સ્વરો છે તે લઘુ, અને બાકીના "આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અ:" એ જે દીર્ઘ સ્વરો છે તે ગુરૂ ગણાય છે; કારણ કે હ્રસ્વ સ્વરોનો ઉચ્ચાર કરતાં થોડી વાર લાગે છે અને દીર્ઘ સ્વરોનો ઉચ્ચાર કરતાં વધારે વાર લાગે છે. સ્વરની મદદ શિવાય વ્યંજનનો ઉચ્ચાર થઈ શકતો નથી તેથી હમેશાં ઉચ્ચારમાં વ્યંજનની સાથે સ્વર મળેલો રહે છે, જેમકે "ક્+અ = ક, ક્+આ = કા, ક્+ઇ = કિ, ક્+ઈ = કી, ક્+ઉ = કુ, ક+ઊ = કૂ, ક્+એ = કે, ક્+ઐ = કૈ, ક્+ઓ = કો, ક્+ઔ = કૌ, ક્+અં = કં, ક્+અ: = ક:" આ પ્રમાણે દરેક વ્યંજનનું સમજવું. જો હ્રસ્વ સ્વર વ્યંજન સાથે મળ્યો હોય તો તે અક્ષર લઘુ સમજવો અને દીર્ઘ સ્વર મળ્યો હોય તો તે ગુરૂ સમજવો.

૨ જોડાક્ષરનો આગલો અક્ષર જો લઘુ હોય અને ઉચ્ચાર કરતાં જો તે થડકાતો હોય એટલે કે તે લઘુ અક્ષરને બોલતાં આગળનો જોડાક્ષરમાંનો વ્યંજન લઘુ અક્ષર સાથે ભળી જતો હોય તો તે અક્ષર લઘુ છતાં ગુરૂ ગણાય છે, જેમકે "રત્ન" માં ર લઘુ છે છતાં તેનો ઉચ્ચાર કરતાં ર ની સાથે ત્ મળી જઈ (રત્ + ન) દીર્ઘ ધ્વનિ કરે છે માટે ર ને ગુરૂ સમજવો; તેજ પ્રમાણે "કલ્પના, કર્મ, અભ્ર" વીગેરે; પરંતુ જો તે લઘુ અક્ષર બોલતાં થડકાય નહીં તો ગુરૂ બની શકે નહીં, જેમકે "રમ્યા,

લઘુની માત્રા એક છે, ગુરૂની બેજ ગણાય,
ચંદ્ર ચિહ્‌ન લઘુનું વળી, ગુરૂની લીટી લખાય. ૫[1]

ગણ.[2]

ગણ છે આઠ જુઓ મગણ, નગણ, સગણ વળી સાથ,
રગણ, તગણ, ને ભગણ ને યગણ, જગણ એ આઠ. ૬
ત્રણ ત્રણ અક્ષરની સદા ગણની રચના થાય,
ભેદ જુઓ તેના સહૂ અક્ષરનો કરી ન્યાય. ૭

---

જમ્યા, કર્યું" વીગેરે શબ્દોનો ઉચ્ચાર કરતાં ર, જ, ક એ લઘુ અક્ષરો સાથે આગળનો વ્યંજન ભળતો નથી; રમ્ + યા, જમ્ + યા, કર્ + યું એ પ્રમાણે થડકાઈ જુદા પડી એ શબ્દોના ઉચ્ચાર થતા નથી માટે આ સ્થળે લઘુ અક્ષર ગુરૂ નહીં થતાં લઘુજ કાયમ રહે છે.

૧ લઘુ ગુરૂ અક્ષરનો ઉચ્ચાર કરતાં જે વખત લાગે છે તે વખતના માપનું નામ **માત્રા** છે (અક્ષર ઉપર ે એવી જે માત્રા કરવામાં આવે છે તે નહીં), તેને કળા, કળ, મત્ત, અને મત્તા પણ કહેવામાં આવે છે. લઘુ અક્ષરનો ઉચ્ચાર કરતાં જે વખત લાગે છે તેના કરતાં બમણો વખત ગુરૂનો ઉચ્ચાર કરતાં થાય છે માટે અક્ષરના ઉચ્ચારના વખતના માપની ગણતરી કરવા માટે લઘુની એક માત્રા અને ગુરૂની બે માત્રા ગણવામાં આવે છે. ગુજરાતી કાવ્ય લખવામાં ઘણા લાંબા વખતથી "ઇ અને ઉ" હ્રસ્વ તેમજ દીર્ઘ, વ્યાકરણ અને પિંગળના નિયમને અનુસરીને સંસ્કૃત શ્લોક પ્રમાણે લખવાની પદ્ધતિ નહીં પડેલી હોવાથી કાવ્યોમાં તેવા શબ્દો વ્યાકરણ પ્રમાણે શુદ્ધ લખવામાં આવે છે અને પિંગળના નિયમ પ્રમાણે હ્રસ્વ "ઇ અને ઉ" ને ગુરૂ કરવા હોય તો તેમના ઉપર – આવી ઝીણી લીટી, અને દીર્ઘ "ઈ અને ઊ" ને લઘુ કરવા હોય તો તેમના ઉપર ˘ આવું અર્ધચંદ્રાકાર જેવું ચિહ્ન મુકવાની પદ્ધતિ ચાલે છે. આમ ચિહ્ન મુકવાથી કાવ્ય વાંચવામાં કે ગાવામાં સરળતા થાય છે. આ પુસ્તકમાં પણ તેજ પદ્ધતિ રાખેલી છે.

૨ પિંગળમાં ત્રણ ત્રણ અક્ષરના સમૂહને **ગણ** કહેવામાં આવે છે; એવા ગણ આઠ છે અને તે દરેક ગણમાં નીચે પ્રમાણે અક્ષરો હોય છે:–૧

(મનહર છંદ.)

ગુરૂ ત્રણ **મગણ**માં, **નગણ**માં ત્રણ લઘુ,
ગુરૂ લઘુ ગુરૂ તણો **રગણ** રચાય છે,
પ્રથમ બે ગુરૂ પછી લઘુ આવે **તગણ**માં,
લઘુ ગુરૂ લઘુ તણો **જગણ** જણાય છે,
**સગણ**માં લઘુ લઘુ અંતે એક ગુરૂ આવે,
ગુરૂ લઘુ લઘુ તણો **ભગણ** લખાય છે,
**યગણ**માં એક લઘુ પછી બંને ગુરૂ આવે,
એમ આઠ ગણ તણો પિંગળનો ન્યાય છે. ૮

(દોહરો.)

છંદ તણા બે ભેદ છે, લખી ગયા કવિરાય,
માત્રામેળ વળી બીજો અક્ષરમેળ ગણાય. ૯

માત્રાનો હિસાબ જ્યાં તે છે **માત્રામેળ**,
હિસાબ જ્યાં અક્ષર તણો તે છે **અક્ષરમેળ**. ૧૦

ચાર ચરણ આવે સદા કાવ્ય મહીં નિરધાર,
એ રીત કવિતા જોડવી લાવી ઉર વિચાર. ૧૧

કવિજનો ભાખી ગયા છંદ ઘણાએ સાર,
મુખ્ય વિચારીને કરૂં થોડાનો વિસ્તાર. ૧૨

---

મગણ (ગુ ગુ ગુ) જેમકે માતાજી. ૨ નગણ (લ લ લ) જેમકે નગર. ૩ યગણ (લ ગુ ગુ) જેમકે યશોદા. ૪ ભગણ (ગુ લ લ) જેમકે ભોજન. ૫ સગણ (લ લ ગુ) જેમકે સમતા. ૬ તગણ (ગુ ગુ લ) જેમકે તાતાર. ૭ જગણ (લ ગુ લ) જેમકે જકાત. ૮ રગણ (ગુ લ ગુ) જેમકે રામજી. એ પ્રમાણે ત્રણ ત્રણ અક્ષરો દરેક ગણમાં હોય છે. ગુ સંજ્ઞાથી ગુરૂ અને લ સંજ્ઞાથી લઘુ અક્ષર સમજવો.

## માત્રામેળ છંદ.[1]

માત્રા પંદર ચરણમાં, અક્ષર ગુરૂ લઘુ અંત,
રચના એ **ચોપાઇની**,[2] કાવ્ય રચો કરી ખંત. ૧૩

**જેકરી**માં[3] પંદર રચો માત્રા કરી વિચાર,
અંતે લઘુ ગુરૂ આણવો, છંદ બને રસદાર. ૧૪

**ચરણાકુળ**ના[4] ચરણમાં માત્રા આવે સોળ,
ગુરૂ અક્ષર બે અંતમાં એ રીતે છે તોલ. ૧૫

એકવીસ માત્રા રચો, અગિયારે વિરામ,
પ્રથમ અંત ગુરૂ આણવો, છંદ **પ્લવંગમ**[5] નામ. ૧૬

---

૧ જે કાવ્ય માત્રાની ગણતરીથી થાય છે એટલે કે જેમાં અક્ષરો ગમે તેટલા અને ગમે તેવા આવે પરંતુ માત્રાઓ ગણતરી પ્રમાણે આવે તેને **માત્રામેળ** છંદ કહે છે. આવા છંદો રચવામાં ગાવાની પદ્ધતિ સંભાળવા તાળ અને વિરામ ઉપર લક્ષ રાખવું પડે છે, નહીં તો એકંદર માત્રાઓનો સરવાળો ભેગો કરવાથી કાવ્ય બનતું નથી અને ગાવામાં કાનને થડકે છે, માટે આવા માત્રામેળ છંદો રચવામાં તે છંદો કેવી રીતે ગવાય છે તેના જ્ઞાનની જરૂર પડે છે, તેથી એવા છંદોની ગાવાની રીત પ્રથમ ધ્યાનમાં લઈ પછી કાવ્ય રચવાથી પરિશ્રમ નહીં પડતાં સરળતા થાય છે, પિંગળનો દોષ આવતો નથી અને જલદીથી કાવ્ય લખી શકાય છે.

૨-૩-૪ **ચોપાઇ** અને **જેકરી** છંદ ગાવામાં અને રચવામાં સરખા છે, બંનેમાં માત્રા પંદર આવે છે, ફેર એટલોજ છે કે ચોપાઇના ચરણના અંતે ગુરૂ લઘુ અક્ષર આવે છે અને જેકરીના ચરણના અંતે લઘુ ગુરૂ અક્ષર આવે છે. **ચરણાકુળ** છંદ પણ ચોપાઈની રીતેજ ગવાય છે પણ તેમાં માત્રા સોળ અને છેવટે બે ગુરૂ અક્ષર આવે છે એટલો ફેર છે (ત્રણે છંદ માટે વાંચો કાવ્ય પૃષ્ટ ૩૯૯) ૫ **પ્લવંગમ** છંદ ગાવાની રીત ઘણા ભાગે સોરઠા છંદને મળતી આવે છે.

માત્રા રચતાં **દોહરો** પ્હેલે ત્રીજે તેર,
બીજા ચોથા ચરણમાં એકાદશ એ પેર. ૧૭

બીજા ચોથા પાદમાં અંતે ગુરૂ લઘુ પાસ,
લઘુ માત્રા અગિયારમી પ્રથમ ત્રીજે પદ ખાસ. ૧૮

એકાદશ પ્હેલે ત્રીજે તેર બીજે ચોથેજ,
દોહરાની[1] રીત બાકીની **સોરઠાની**[2] રીત એજ. ૧૯

અઠ્ઠાવીસ **હરિગીતમાં**,[3] સાતે તાળ હરેક,
પાંચમી લઘુ કળ તાળમાં, પ્રથમ લઘુ નવ એક. ૨૦

---

૧-૨. **દોહરો** અને **સોરઠા** એ બંને છંદોની રચના સરખી છે. પરંતુ દોહરાનું પહેલું અને ત્રીજું તે સોરઠાનું બીજું અને ચોથું; અને દોહરાનું બીજું અને ચોથું તે સોરઠાનું પહેલું અને ત્રીજું પદ હોય છે; તેથી દોહરાને સોરઠા બનાવવો હોય તો અનુપ્રાસ ફેરવ્યા શિવાય ચરણના ફેરફારથી બનાવી શકાય છે, જેમકે—(વાંચો પૃષ્ટ ૧૫૪)

(દોહરો) સુખ નહીં ઉતાવળે, મહા સુખ જ્યાં ધીર,
ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.

આ દોહરાને સોરઠા બનાવવો હોય તો નીચે પ્રમાણે પદો ફેરવવાં—

(સોરઠા) મહા સુખ જ્યાં ધીર, સુખ નહીં ઉતાવળે,
ધીરા સો ગંભીર, ઉતાવળા સો બાવરા.

કેટલીક ગરબીઓ, માઢ તથા ગઝલો અને ગાયનોમાં જે સાખીઓ આવે છે તેની રચના દોહરા પ્રમાણે જ હોય છે એટલે દોહરો ઘણી ઘણી રીતે ગવાઇ શકે છે. સોરઠાની રાહ પ્લવંગમને મળતી હોય છે. (સોરઠા વાંચો પૃષ્ઠ ૩૭૪). ૩ **હરિગીતમાં** અઠ્ઠાવીસ માત્રા આવે છે. તેમાં સાત સાત માત્રાએ તાળ આવે છે; અને તે તાળમાં પાંચમી માત્રા લઘુ આવે છે એટલે કે ગુ ગુ લ ગુ, ગુ ગુ લ ગુ, ગુ ગુ લ ગુ, ગુ ગુ લ ગુ. આ પ્રમાણે અક્ષરો આવે તો શુદ્ધ હરિગીત બને છે, પણ તે માત્રામેળ છંદ છે એટલે જ્યાં ગુરૂ અક્ષર છે ત્યાં તેને બદલે બે લઘુ અક્ષર મુકી શકાય. માત્ર એટલુંજ જોવાનું કે એ ગુરૂ અક્ષરની બે માત્રા પૈકીની એક માત્રા

માત્રા **ચોપાયા**[1] મહીં અઠ્ઠાવીસ રચીં આમ
અંતે બે ગુરૂ જોડવા, સોળે છે વિશ્રામ. ૨૧

પ્હેલે ત્રીજે બાર છે, બીજા પદે અઢાર,
ચોથામાં પંદર રચી રચવો **આર્યા**[2] સાર. ૨૨

**ગીતિ**માં[3] પ્હેલે ત્રીજે માત્રા આવે બાર,
બીજા ચોથા ચરણમાં માત્રા હોય અઢાર. ૨૩

---

જોડેના અક્ષર ભેગી ભળવી જોઈએ નહીં. જેમકે પહેલા બે ગુરૂ અક્ષરના બદલે લ લ ગુ, ગુ લ લ, લ લ લ લ, એ પ્રમાણે અક્ષરો મુકી શકાય પરંતુ લ ગુ લ મુકી શકાય નહીં. તાળમાં પાંચમી માત્રા લઘુ છે તે અક્ષર તો લઘુ આવવોજ જોઇએ. આ પુસ્તકમાં ઘણા હરિગીત છે તે જોવાથી સમજાશે. કેટલાક કાવ્ય લખનાર પ્રથમની બે માત્રાઓ કાઢી નાખી છવીસ માત્રાનો હરિગીત લખે છે તેને વિષમ હરિગીત કહેવામાં આવે છે; હરિગીત ગાવામાં જુસ્સાદાર છે અને જુદી જુદી રીતે ગવાઈ શકે છે; વળી જો અનુપ્રાસનો ફેરફાર કરવામાં આવે છે તો ગઝલ (વાંચો કાવ્ય પૃષ્ટ ૧૭૧-૩૦૭) તેમજ બીજા પ્રભાત (વાંચો કાવ્ય પૃષ્ટ. ૫-૨૬૬) વીગેરે રાગોમાં પણ હરિગીત ગવાય છે. **કવાલી ગઝલ** રચવામાં બીલકુલ હરિગીતનું માપ કામમાં આવે છે પરંતુ ફકત ફેરફાર એટલોજ છે કે છેવટના લઘુ ગુરૂ અક્ષરો છે તે ત્યાંથી ઉપાડી આગળ શરૂઆતમાં મુકવા એટલે કે લગુગુગુ, લગુગુગુ, લગુગુગુ, લગુગુગુ, એ પ્રમાણે ચરણ બનશે. હરિગીતના ચરણ સાથે સરખાવી જોશો તો તાળની લઘુ માત્રા કાયમ રહી ફકત તાળના વિરામમાં ફેર પડે છે. બાકી બધી રચના ઉપર જણાવ્યા પ્રમાણે છે. આ નિયમ ધ્યાનમાં રાખી ગઝલ રચવામાં આવે તો શુદ્ધ સરળ રીતે ગવાઇ શકે છે, આ પુસ્તકમાં રાગ તરીકે જ્યાં માત્ર ગઝલ શબ્દ લખેલો છે તે કવાલી ગઝલ છે. બાકી હરિગીતના રાહની ગઝલ છે.

૧ **ચોપાયા** છંદ ગાવાની રીત ઘણા ભાગે વ્યાસજી કથા કહેતાં ઢાળ ગાય છે તે રાગને મળતી હોય છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૪૦૨ ). **૨-૩ આર્યા** અને **ગીતિ**ને ગાવામાં ઘણો ફેર જણાતો નથી. આર્યાના ચોથા

ત્રીસ માત્રા છે ચરણમાં આઠે આઠ વિરામ,
ગુરૂ અક્ષર મુકી અંતમાં રચો **રૂચીરા**[1] આમ. ૨૪

**સવૈયાની** બે જાત છે, છંદ રસાળ ગણાય,
બત્રીસા એકત્રીસા, રચતાં ભેદ જણાય. ૨૫

**એકત્રીસામાં**[2] રચો માત્રા એકત્રીસ,
અંતે ગુરૂ લઘુ લાવીને જોડો છંદ કવીશ. ૨૬

**બત્રીસામાં**[3] મેળવો માત્રાઓ બત્રીસ,
અંતે બે ગુરૂ અક્ષરો, રચો કાવ્ય દિનનિશ. ૨૭

બત્રીસ માત્રાઓ રચો, **ત્રિભંગીમાં**[4] કરી ખંત,
દસ, આઠે, આઠે, છઠે, વિરામ, વળી ગુરૂ અંત. ૨૮

સાડત્રીસનો **ઝૂલણા**,[5] પાંચે પાંચે તાળ,
ત્રીજી માત્રા લઘુ તાળમાં, જોડો છંદ રસાળ. ૨૯

---

પદમાં ગીતિ કરતાં ત્રણ માત્રા ઓછી આવે છે એટલો ફેર હોય છે, જેમ કે (ગીતિ વાંચો કાવ્ય પૃષ્ઠ ૩૯૭ માંથી)—

ગાયન નૃત્ય કરે છે, મધુર મૃદુલ મકરંદ મોર આજે,
વૃક્ષ ખિલ્યાં ઉપવનમાં, દે પરિમલ મકરંદ **મોર** આજે.

આ ગીતિના ચોથા પાદમાંથી **મોર** શબ્દ કાઢી નાખવાથી આર્યા વંચાશે.

૧-૨-૩ **રૂચિરા**, સવૈયા **એકત્રીસા** અને સવૈયા **બત્રીસા** એ ત્રણે છંદો સાધારણ રીતે ગાવામાં સરખા છે; રૂચિરામાં ૩૦ માત્રા અને અંતે ગુરૂ અક્ષર, સવૈયા એકત્રીસામાં એકત્રીસ માત્રા અને અંતે લઘુ ગુરૂ અક્ષર અને સવૈયા બત્રીસામાં બત્રીસ માત્રા અને અંતે બે ગુરૂ અક્ષર આવે છે (વાંચો સવૈયા એકત્રીસા કાવ્ય પૃષ્ટ ૧૬૫).

૪ **ત્રિભંગી છંદ** લંબાવીને લેહકાવીને ગવાય છે.

૫ **ઝૂલણા** છંદની રાહ પ્રભાતીઆની છે અને તે પ્રભાતેજ ગવાય છે.

ખટ પદ આવે **છપયમાં,**[1] પ્રથમ ચાર પદ આમ,
માત્રા ચોવીસ પાદમાં, અગિયારે વિરામ. ૩૦
પંચમ ને છઠ્ઠે પદે માત્રા અઠ્ઠાવીસ,
વિરામ પંદરમી કળે, જોડો છંદ કવીશ. ૩૧

**કુંડળીઆમાં**[2] ખટ ચરણ, ફરે ગોળ આકાર,
બે પદ માંહે દોહરો બાકી છપયપદ ચાર. ૩૨
ચોથું પદ દુહા તણું ફરી ઉચરવું એમ,
પ્રથમ શબ્દ અંતે રચો ફરે કુંડળી જેમ. ૩૩

માત્રા મેળ તણા કહ્યા છંદ ઉપર એ રીત,
અક્ષરમેળ તણા હવે છંદ ભણો ધરી ચિત્ત. ૩૪

**અક્ષરમેળ છંદ.**[3]

ગણતરી કરી અક્ષર તણી, લઘુ ગુરૂનો કરી ન્યાય,
ગણની રચના મેળવી, અક્ષરમેળ રચાય. ૩૫

---

**૧ છપય** છંદમાં છ ચરણ આવે છે; પ્રથમના ચાર ચરણમાં દરેકમાં ચોવીસ માત્રા અને બાકીના બે ચરણમાં દરેકમાં અઠાવીસ માત્રા આવે છે. શબ્દાર્થ અને રચનામાં ઉત્તમ પ્રકારના છપય છંદો (છપ્પા) શામળદાસ કવિના ગણાય છે. **૨ કુંડળીઆ** છંદમાં છ ચરણ આવે છે તેમાં બે ચરણમાં દોહરો હોય છે, તે દોહરાનું ચોથું પદ ઉલટાવી ત્રીજા ચરણની શરૂઆતમાં મુકી બાકીનાં ચાર ચરણ, છપય છંદનાં ચોવીસ માત્રાવાળાં ચરણ પ્રમાણે રચવાં, અને પહેલા ચરણનો જે પહેલો શબ્દ હોય તે છેલ્લા ચરણનો છેવટનો શબ્દ મુકવો, અર્થાત્ પ્રથમનો શબ્દ છેવટમાં આવવાથી ગોળ કુંડળી વળી રહે અને તેથી તેનું નામ કુંડળીઆ પાડેલું છે.

**૩ અક્ષરમેળ** છંદમાં માત્રાનો મેળ નહીં આવતાં તમામ અક્ષરનો મેળ આવે છે, અને સહેલાઇથી અને ટુંકામાં સમજાવી શકાય તેટલા માટે ત્રણ ત્રણ અક્ષરોની જે ગણની રચના કરી છે તેના હિસાબથી છંદનું

જગણુ તગણુ વળી જગણુનો બે ગુરૂ અંતે પાસ,
અક્ષર એ અગિયારનો **ઉપેન્દ્રવજ્રા**[1] ખાસ. ૩૬

તગણુ તગણુ સાથે રચો જગણુ ગુરૂ બે આપ,
વૃત્ત **ઇન્દ્રવજ્રા**[2] તણું જાણો સજ્જન માપ. ૩૭

મળે ઇન્દ્રવજ્રા કદી ઉપેન્દ્રવજ્રા સંગ,
**ઉપજાતિ**[3] કહેવાય તે, એવું એનું અંગ. ૩૮

નગણુની સાથે બે રગણુ લઘુ ગુરૂ એવી રીત,
અક્ષર એ અગિયારનો વૃત્ત રસાળ **લલિત**.[4] ૩૯

---

માપ મુકવામાં આવે છે. ગણુની રચના પ્રમાણે કાવ્ય બનાવવાથી તાળ કે વિરામનો હિસાબ રાખવાની જરૂર રહેતી નથી, દાખલા તરીકે જેમ ખુરશીના નિયમથી ઘડી, સાલ કાઢી તૈયાર કરેલા લાકડાના કકડાઓ એકઠા ગોઠવવાથી ખુરશી બને છે તેવી રીતે ગણુના નિયમથી શબ્દો એકઠા ગોઠવવાથી આપો આપ કાવ્ય બની જાય છે. ઘણાખરા આવા અક્ષરમેળ છંદોને વૃત્ત કહે છે. મેં પણ તે રીત રાખી છે. **૧–૨–૩ ઉપેન્દ્રવજ્રા** વૃત્તના ચરણમાં જગણુ+તગણુ+જગણુ+ગુગુ ( લ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે. **ઈન્દ્રવજ્રા**માં ત+ત+જ+ગુગુ (ગુ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ ગુ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે અને **ઉપજાતિ**માં જ અથવા ત,+ત+જ+ગુગુ ( લ અથવા ગુ, ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે અર્થાત્ જે કાવ્યમાં ઉપેન્દ્રવજ્રાનાં અને ઈંદ્રવજ્રાનાં ચરણનું મિશ્રણ હોય છે તેને ઉપજાતિ વૃત્ત કહે છે. ત્રણે છંદો ગાવામાં એક સરખા છે ( વાંચો ઈંદ્રવજ્રા પૃષ્ઠ ૮૫) ઉપજાતિ પૃષ્ઠ ૧૩ ). ૪ **લલિત** વૃત્તમાં ન+ર+ર+લગુ ( લ લ લ ગુ લ ગુ, ગુ લ ગુ લ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો હોય છે અને તેમાં છઠ્ઠા અક્ષરે વિરામ હોય છે. આ રાગ ગાવાની ઢબ કરૂણાજનક હોવાથી વિલાપના કાવ્યમાં વિશેષ ઉપયોગમાં આવે છે ( વાંચો કાવ્ય પૃષ્ઠ ૨૦૧).

મગણ તગણ ને તગણની સાથ મુકી ગુરૂ બેજ,
રીત સરસ જાણો સદા **શાલિનીની**[1] એજ. ૪૦

**દોધક**માં[2] ત્રણ ભગણ ને બે ગુરૂ એ અગિયાર;
રચો સગણ સંભાળથી **તોટક**[3] માંહે ચાર. ૪૧

ચાર યગણ **ભુજંગીમાં**[4] અક્ષર એવા બાર,
વળી જગણ આવે જુઓ **મોતીદામ**માં[5] ચાર. ૪૨

નગણ રચો પછી ભગણ બે પછી રગણ છે એક,
**દ્રુતવિલંબિત**[6] માંહિ એ અક્ષરનો વિવેક. ૪૩

તગણ **ઇન્દ્રવંશા**[7] વિષે, તગણ ફરી તત્કાળ,
જગણ રગણ પાસે લખી કવિતા રચો રસાળ. ૪૪

જગણ તગણ વળી ફરી જગણ વળી રગણ છે એક,
એ રીતે **વંશસ્થ**માં[8] જોડો કાવ્ય હરેક. ૪૫

---

૧ **શાલિની** વૃત્તમાં મ + ત + ત + ગુ ગુ ( ગુ ગુ ગુ ગુ, ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો હોય છે; ગાવાની ઢબ જરા મંદાક્રાન્તાને મળતી છે, તેમાં ચોથા અક્ષરે જરા વિરામ લેવો પડે છે. ૨ **દોધક** વૃત્તમાં ભ + ભ + ભ + ગુ ગુ ( ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ગુ ) એ રીતે અગીઆર અક્ષરો આવે છે. આ રાગ અનુપ્રાસના ફેરફારથી સીહાના કાનરામાં ગવાઇ શકે છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૧૭–૩૦). ૩ **તોટક** વૃત્તમાં સ+ સ + સ + સ ( લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ) એ રીતે બાર અક્ષરો આવે છે. આ રાગ ઠુમરીની રાહથી ગવાય છે. ૪ **ભુજંગી** વૃત્તમાં ય + ય + ય + ય (લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ લ ગુ ગુ) એ રીતે બાર અક્ષરો આવે છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૮૨ ). ૫ **મોતીદામ** વૃત્તમાં જ + જ + જ + જ ( લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ ) એ રીતે બાર અક્ષરો આવે છે; આ વૃત્ત પણ ઠુમરીની રાહથી ગવાઇ શકે છે. ૬ **દ્રુતવિલંબિત** વૃત્તમાં ન + ભ + ભ + ર (લ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ ગુ) એમ બાર અક્ષરો હોય છે. ૭–૮ **ઇંદ્રવંશા** વૃત્તમાં ત + ત + જ + ર ( ગુ ગુ લ ગુ ગુ લ લ ગુ

તગણ ભગણ ને બે જગણ બે ગુરૂ અક્ષર આમ,
વૃત્ત રચો રચના રચી **વસંતતિલકા**[1] નામ. ૪૬

**માલિની**માં[2] બે નગણ મગણ યગણ બે સાર,
પંદર અક્ષર ચરણમાં એ રીતે નિરધાર. ૪૭

સોળ વર્ણ **નારાચ**માં[3] જગણ રગણ એ ખાસ,
ફેરી જગણ ને રગણ છે વળી જગણ ગુરૂ પાસ. ૪૮

**શિખરિણી**[4] સત્તર વર્ણનો યગણ મગણ એ વર્ણ,
નગણ સગણ ને ભગણ ને લઘુ ગુરૂ એ રીત ચર્ણ. ૪૯

---

લ ગુ લ ગુ ) એ રીતે બાર અક્ષર હોય છે અને **વંશસ્થ** વૃત્તમાં જ + ત + જ + ર ( લ ગુ લ ગુ ગુ લ લ ગુ લ ગુ લ ગુ ) એ રીતે બાર અક્ષર હોય છે, ફેર માત્ર પહેલાજ અક્ષરમાં હોવાથી કોઈ કોઈ ગ્રંથમાં આ બંને વૃત્તોનું ઉપજાતિ વૃત્ત પ્રમાણે મિશ્રણ થયેલું જોવામાં આવે છે ( જુઓ ભાગવત દશમ સ્કંધના શ્લોકો ); આ બંને વૃત્ત સાધારણ રીતે ઉપજાતિ પ્રમાણે ગવાઈ શકે છે કારણ કે ઉપજાતિના છેવટના ગુરૂ અક્ષરના બદલે આ વૃત્તમાં લઘુ ગુરૂ અક્ષરો આવે છે; બાકી રચના સરખી જ હોય છે.

૧ **વસંતતિલકા** વૃત્તમાં ત + ભ + જ + જ + ગુ ગુ ( ગુ ગુ લ ગુ લ લ લ ગુ લ લ ગુ લ ગુ ગુ ) એ રીતે ચૌદ અક્ષરો આવે છે. આ રાગ આશીર્વચન વીગેરે એવા માંગલિક કાવ્યમાં ઘણો વપરાય છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૪૦). ૨ **માલિની** વૃત્તમાં ન + ન + મ + ય + ય ( લ લ લ લ લ લ ગુ ગુ, ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે પંદર અક્ષરો આવે છે તેમાં આઠમા અક્ષરે વિરામ હોય છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૧૩૯–૧૫૯. ૩ **નારાચ** વૃત્તમાં જ + ર + જ + ર + જ + ગુ ( લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ લ ગુ ) એ રીતે સોળ અક્ષરો આવે છે. ૪ **શિખરિણી** વૃત્તમાં ય + મ + ન + સ + ભ + લ ગુ ( લ ગુ ગુ ગુ ગુ ગુ, લ લ લ લ લ ગુ ગુ લ લ લ ગુ) એ રીતે સત્તર અક્ષરો આવે છે તેમાં છઠ્ઠા અક્ષરે વિરામ હોય છે (વાંચો કાવ્ય પૃષ્ટ ૪૩–૫૫)

મગણ ભગણ ને નગણ ને તગણ તગણ નિરધાર
અંતે બે ગુરૂનો રચો **મંદાક્રાન્તા**[1] સાર. ૫૦

**પૃથ્વીમાં**[2] ગણ જગણ છે સગણ જગણ એ રીત,
સગણ યગણ પાસે વળી લઘુ ગુરૂ અંત ખચીત. ૫૧

પ્રથમ નગણ ને સગણ છે મગણ રગણ વળી તેમ,
સગણ લઘુ ગુરૂનો જુઓ બને **હરિણી**[3] એમ. ૫૨

મગણ સગણ ને જગણનો સગણ તગણ એ રીત,
વળી તગણ ગુરૂનો બને **શાર્દૂલવિક્રીડિત.**[4] ૫૩

મગણ રગણ ને ભગણ છે પાસે નગણ ખચીત,
અંતે વળી ત્રણ યગણ છે **સ્રગ્ધરાની**[5] એ રીત. ૫૪

---

૧ **મંદાક્રાંતા** વૃત્તમાં મ + ભ + ન + ત + ત + ગુ ગુ ( ગુ ગુ ગુ ગુ, લ લ લ લ લ ગુ, ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે સત્તર અક્ષરો આવે છે તેમાં ચોથા અને દશમા અક્ષરે વિરામ હોય છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૮૮-૫૯). ૨ **પૃથ્વી** વૃત્તમાં જ + સ + જ + સ + ય + લ ગુ ( લ ગુ લ લ લ ગુ લ ગુ લ લ લ ગુ લ ગુ ગુ લ ગુ ) એ રીતે સત્તર અક્ષરો આવે છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૭૭ ). ૩ **હરિણી** વૃત્તમાં ન + સ + મ + ર + સ + લ ગુ ( લ લ લ લ લ ગુ, ગુ ગુ ગુ ગુ, લ ગુ લ લ ગુ લ ગુ ) એ રીતે સત્તર અક્ષર આવે છે, તેમાં છઠ્ઠા તથા દસમા અક્ષરે વિરામ હોય છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૩૩ ). ૪ **શાર્દૂલવિક્રીડિત** વૃત્તમાં મ + સ + જ + સ + ત + ત + ગુ ( ગુ ગુ ગુ લ લ ગુ લ ગુ લ લ લ ગુ, ગુ ગુ લ ગુ ગુ લ ગુ ) એ રીતે ઓગણીસ અક્ષર આવે છે, તેમાં બારમા અક્ષરે વિરામ આવે છે; આ રાગ ગાવામાં મધુર છે તેમજ જોડવામાં દરેક પ્રકારના શબ્દોને અનુકુળ છે ( વાંચો કાવ્ય પૃષ્ટ ૧૩૪-૧૩૬ ). ૫ **સ્રગ્ધરા** વૃત્તમાં મ + ર + ભ + ન + ય + ય + ય ( ગુ ગુ ગુ ગુ લ ગુ ગુ, લ લ લ લ લ લ ગુ, ગુ લ ગુ ગુ લ ગુ ગુ ) એ રીતે એકવીસ અક્ષર આવે છે અને તેમાં

સાત ભગણને બે ગુરૂ **ઇન્દ્રવિજયના**[1] વર્ણ,
આઠ સગણ **દુમિલા**[2] વિષે એ રીત રચવાં ચર્ણ. ૫૫

**પુષ્પિતાગ્રા**[3] બે નગણ રગણ યગણ પદ એક,
બીજે નગણ ને બે જગણ રગણ ગુરૂ એ ટેક. ૫૬

આઠ વર્ણ **અનુષ્ટુપમાં**[4] ચાર ચરણ જોડાય,
બીજા ચોથા ચરણમાં લઘુ સાતમો થાય. ૫૭

---

સાતમા તથા ચૌદમા અક્ષરે વિરામ આવે છે; ગાવાની ઢબ સાધારણ રીતે મંદાક્રાન્તા વૃત્તને મળતી હોય છે (વાંચો કાવ્ય પૃષ્ઠ ૫૯–૨૮૭).

૧ **ઇંદ્રવિજય** વૃત્તમાં ભ + ભ + ભ + ભ + ભ + ભ + ભ + ગુ ગુ (ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ ગુ) એ રીતે તેવીસ અક્ષરો આવે છે; આ વૃત્ત હુંમરીની રાહમાં ગવાય છે (વાંચો કાવ્ય પૃષ્ઠ ૭૯).

૨ **દુમિલા** વૃત્તમાં સ + સ + સ + સ + સ + સ + સ + સ (લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ લ લ ગુ) એ રીતે ચોવીસ અક્ષરો આવે છે. આ વૃત્ત તોટક કરતાં બમણો હોય છે અને હુંમરીની રાહથી સારો ગવાઈ શકે છે (વાંચો કાવ્ય પૃષ્ઠ ૯૧).

૩ **પુષ્પિતાગ્રા** વૃત્તના ચાર ચરણમાં પહેલા અને ત્રીજા ચરણમાં ન + ન + ર + ય (લ લ લ લ લ લ ગુ લ ગુ લ ગુ ગુ) એ રીતે બાર અક્ષર આવે છે અને બીજા તથા ચોથા ચરણમાં ન + જ + જ + ર + ગુ (લ લ લ લ ગુ લ લ ગુ લ ગુ લ ગુ ગુ) એ રીતે તેર અક્ષરો આવે છે.

૪ **અનુષ્ટુપ**ના ચરણમાં આઠ અક્ષરો આવે છે, તેમાં ગણના અક્ષરોનો હિસાબ હોતો નથી; ફક્ત બીજા અને ચોથા ચરણમાં સાતમો અક્ષર લઘુ આવે છે. આ છંદ સંસ્કૃત ગ્રંથોમાં ઘણા મોટા ભાગે જોવામાં આવે છે અને તે ઘણોજ પ્રાચીન માનવામાં આવે છે (વાંચો કાવ્ય પૃષ્ઠ ૧૪૬)

અક્ષર એકત્રીસનો ગણનો નવ કંઈ ન્યાય,
અંતે લઘુ ગુરૂ મુકીને **મનહર**[1] છંદ રચાય. ૫૮

**ધનાક્ષરી**[2] બત્રીસનો મુકો ગુરૂ લઘુ અંત,
નિયમ નહીં છે ગણ તણો, કાવ્ય કરો કરી ખંત. ૫૯

ટુંકામાં એ રીતથી જાણો છંદ[3] પ્રમાણ,
અલંકાર સુંદર અને નવ રસનું લો જ્ઞાન. ૬૦

**અલંકાર.**

શીલ અને સુવર્ણથી વનિતા શોભે સાર,
અલંકારથી તેમ સૌ કવિતા મન હરનાર. ૬૧

સુવર્ણ સમ કવિતા મહીં છે શબ્દાલંકાર,
શીલ સમા કવિતા મહીં છે અર્થાલંકાર. ૬૨

---

૧-૨ **મનહર છંદ** અને **ધનાક્ષરી** છંદ સરખા જેવા છે, મનહરમાં ગમે તેવા એકત્રીસ અક્ષરો અને અંતે લઘુ ગુરૂ આવે છે અને ધનાક્ષરીમાં પણ ગમે તેવા બત્રીસ અક્ષરો અને અંતે ગુરૂ લઘુ અક્ષરો આવે છે. બંનેમાં આઠ આઠ અક્ષરે વિરામ હોય છે, કવિત પણ આજ પ્રમાણે રચાય છે (વાંચો "મનહર કથન શતક" પૃષ્ઠ ૨૧૦). ૩ આ પ્રમાણે મુખ્ય છંદોની ટુંકામાં હકીકત જણાવી છે. આવા અક્ષરમેળ અને માત્રામેળ છંદો મળી એકંદર ૪૦૬ છંદો કવિ હીરાચંદ કહાનજીએ વ્રજ-ભાષામાં બનાવેલા પિંગલાદર્શમાં બતાવ્યા છે, કવિ નર્મદાશંકરે નર્મકવિ-તામાં ૧૦૦ છંદો બતાવ્યા છે, કવિ દલપતરામે ગુજરાતી પિંગળમાં ૧૯૫ છંદો બતાવ્યા છે, અને શ્રી રણછોડભાઈ ઉદયરામે પોતાના "રણપિંગળ" નામના ગ્રંથમાં અનેક છંદો સંબંધી પિંગળશાસ્ત્રના માત્રા પ્રસ્તારના ગણિતનું ઘણાજ વિસ્તારથી વિવેચન કરેલું છે, તેના ત્રીજા ભાગમાંનો વૈદિક છંદ પ્રકરણ, ડિંગલ અથવા ગીત રચના અને ફારસી કવિતા રચનાનો સમાવેશ કરેલો છે.

### શબ્દાલંકાર.

ધ્વનિથી હરવા મન સદા, રચના કરવા સાર,
સુંદર શબ્દ દીપાવવા છે શબ્દાલંકાર. ૬૩
ઝડ[1] માંહે અંત્યાક્ષરો ફરી ફરીને ઉચરાય,
ફરી ફરી શબ્દો **ઝમક**માં[2] કવિતામાં બોલાય. ૬૪
શરૂ થતા સમવર્ણથી જેમાં શબ્દ રચાય,
તે તે **વર્ણસગાઈનું**[3] સુંદર કાવ્ય ગણાય. ૬૫
સરખા વ્યંજન ને વળી સરખા સ્વર ઉચરાય,
ધ્વનિ સરખા જ્યાં શબ્દના **અનુપ્રાસ**[4] કહેવાય. ૬૬

---

૧ જેવી રીતે કાયા અલંકારથી શોભે છે તેવી રીતે કાવ્ય પણ અલંકારોથી શોભે છે, તેવા અલંકારો બે પ્રકારના છે; શબ્દાલંકાર અને અર્થાલંકાર. શબ્દાલંકાર નીચે પ્રમાણે.- એક સરખા મળતા અંત્યાક્ષરવાળા શબ્દો જેમાં વારંવાર આવતા હોય તેને **ઝડ** અલંકાર કહે છે, જેમકે (વાંચો પૃષ્ઠ ૧૦૦ માંના કાવ્યમાંથી)—

ચંબેલી વેલી ખુબ ખિલેલી પેલી ઝૂલે છે ઘણી,
અલબેલી ચંબેલી શું ઘેલી કાન્તકેલિમાં બની ?

૨ જેમાં એક સરખા શબ્દો આવે તેને **ઝમક** અથવા યમક અલંકાર કહે છે, જેમકે (વાંચો યમકઅલંકારકાવ્ય પૃષ્ઠ ૩૯૭)—

વસંત ! રચના તારી મહા સુખ કરે તને,
આ કાવ્યાવળી અર્પું હું મહાસુખ કરે તને.

૩ જેમાં એકજ જાતના અક્ષરથી શરૂ થતા શબ્દો વારંવાર આવતા હોય તેને **વર્ણસગાઈ** અલંકાર કહે છે, જેમકે (વાંચો કાવ્ય પૃષ્ઠ ૪૦૧)—

આનંદાર્ક અધિક ઉજ્જ્વળ અહા આ આત્મઆકાશમાં,
આધિ અસ્ત અનેક અંતર થકી આહ્લાદ આભાસમાં.

૪ જેમાં સરખા વ્યંજન અગર સ્વરો અગર શબ્દો આવે તેને **અનુપ્રાસ** કહે છે, જેમ કે (વાંચો કુમુદપ્રબંધકાવ્ય પૃષ્ઠ ૩૩૬)—

નિર્મળ આ જળ સકળ છે, ચળકે જળ આ કાળ,
વિમળ કમળ નીહાળતાં પળમાં ટળતો કાળ.

સરખા અક્ષર અંતમાં ઉપાંત્ય સ્વર વળી ખાસ,
રહે ચરણના અંતમાં એ **અંત્યાનુપ્રાસ.**[1] ૬૭

એક શબ્દમાંથી જુદા અર્થ અનેક કરાય,
અલંકાર એ **શ્લેષ**[2] છે, બુદ્ધિબળથી થાય. ૬૮

પ્રશ્ન તણો ઉત્તર વસે પ્રશ્નશબ્દ મોઝાર
અલંકાર તે **ચિત્ર**[3] છે મનરંજન કરનાર. ૬૯

## અર્થાલંકાર.

અસરથી હરવા હૃદયને, ભાવ લાવવા બ્હાર,
અર્થનું ગૌરવ આણવા, છે અર્થાલંકાર. ૭૦

---

૧ કવિતાના ચરણના અંતમાં છેવટનો અક્ષર અને તેનો ઉપાંત્ય સ્વર સરખો આવે તેને **અંત્યાનુપ્રાસ** કહે છે. આ અનુપ્રાસ દરેક કાવ્યમાં જોવામાં આવે છે કારણ કે તે શિવાય કવિતાનો ધ્વનિ બરાબર થતો નથી અને ગાવામાં કાનને થડકે છે. અંગ્રેજી કાવ્યમાં, ફારસી ગઝલ શેઅર વીગેરેમાં, વ્રજભાષા ઈત્યાદિ ઘણી ઘણી ભાષામાં આ અંત્યાનુપ્રાસ ખાસ હોય છે. માત્ર સંસ્કૃત કાવ્યમાં આ અંત્યાનુપ્રાસ હોતો નથી, ક્વચિત્ કોઇ કોઈ કાવ્યમાં જોવામાં આવે છે (વાંચો ગીતગોવિંદમાં—ललितलवंगलतापरिशीलनकोमलमलयसमीरे । मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुंजकुटीरे ॥ એ પ્રમાણે જયદેવ કવિએ ગીતગોવિંદમાં તમામ રાગરાગણીના કાવ્યમાં અંત્યાનુપ્રાસ મેળવેલા છે.) હાલમાં કેટલાક કાવ્ય લેખકો અને કવિઓ અંત્યાનુપ્રાસનો થોડો ઉપયોગ કરે છે.

૨ એકજ શબ્દમાંથી જુદા જુદા અર્થ થાય તેને **શ્લેષ** અલંકાર કહે છે, (વાંચો શ્લેષ અલંકાર કાવ્ય પૃષ્ઠ ૪૦૫)

૩ પ્રશ્નના શબ્દોમાંજ ઉત્તરના શબ્દો રહેલા હોય તેને **ચિત્રાલંકાર** કહેવામાં આવે છે. ઉદાહરણ તરીકે વાંચો ચિત્રાલંકારકાવ્ય પૃષ્ઠ ૩૯૮.

સમાનતા જ્યાં વસ્તુની ગુણ રંગથી થાય,
તે **ઉપમાલંકાર**[૧] છે, "જેવા"થી સમજાય. ૭૧

એક વસ્તુના રૂપથી બીજી જો વર્ણાય,
અલંકાર તે **રૂપક**[૨] છે ખરી સરખામણી થાય. ૭૨

શંકા લાવી વસ્તુની અન્ય વસ્તુ વર્ણાય,
**ઉત્પ્રેક્ષાલંકાર**[૩] તે "જાણે, શું"થી જણાય. ૭૩

---

૧ જ્યારે બે વસ્તુનું અગર વસ્તુના ગુણોનું સરખાપણું બન્નેની સરખામણી કરી બતાવ્યું હોય ત્યારે તેને **ઉપમા** અલંકાર કહે છે, તેમાં સરખામણી કરતી વખતે જેમ તેમ, જેવું તેવું, પ્રમાણે, સરખું, પેરે વીગેરે ઉપમા બતાવનાર શબ્દો ખાસ કરીને આવે છે. જે વસ્તુને સરખાવવી હોય તેને ઉપમેય કહે છે, અને જે વસ્તુની સાથે સરખાવવી હોય તેને ઉપમાન કહે છે. ઉપમાલંકારનું દૃષ્ટાંત (વાંચો પૃષ્ઠ ૨૮૭ માંના કાવ્યમાંથી)—

રાજા શોભે પ્રજાથી, કુસુમ પરિમલે, દિન ભાનુથી ભારે,
વાડી વેલી લતાથી, કમળ ઉદકથી રમ્ય લાગે વધારે.
પાણી પદ્મે, શશીથી રમણીય રજની દીપતી દિવ્ય દિસે,
શોભે છે તેમ નારી પતિવ્રત ગુણથી સર્વદા જગત વિષે,

૨ જ્યારે એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુના નામથી અગર ગુણથી કરવામાં આવે અર્થાત્ ઉપમાનનું ઉપમેયના નામથી વર્ણન કરવામાં આવે ત્યારે તેને **રૂપક** અલંકાર કહે છે. આમાં ઘણી વખત "રૂપ" અથવા "રૂપી" શબ્દ વપરાય છે અગર અધ્યાહાર હોય છે, જેમ કે—

યુવતિકમળની નરભ્રમર તજે ન જો રસવાસ,
કમળ ફસાવી ભ્રમરનો અન્તે કરે વિનાશ.

૩ જ્યારે એક વસ્તુની સરખામણી શંકાની સાથે બીજી વસ્તુ સાથે કરવામાં આવે ત્યારે તેને **ઉત્પ્રેક્ષારૂપક** અલંકાર કહે છે; તેમાં "જાણે" અગર "શું" એવા ઉત્પ્રેક્ષા બતાવનાર શબ્દો વપરાય છે. જેમકે (વાંચો પૃષ્ઠ ૪૦ માંના કાવ્યમાંથી)—

તોફાન આ ગગનમાં પવને જગાવ્યું, જાણે જગે જબર જોરથી જુદ્ધ જાગ્યું !
વાયુ બહુ સબળ વાય વિનાશકારી, શું વ્યોમસિંહ તણી સ્વારી સહૂ પધારી?

રજનું ગજ કરી બોલવું, કંકરને ગિરિરાય,
**અતિશયોક્તિ**[1] તે ગણો વાણી અસત્ય ગણાય. ૭૪

જે વિષે વદવું ઘટે તેનું નવ લે નામ,
બીજાનું વર્ણન કરે **અન્યોક્તિ**[2] છે આમ. ૭૫

મૂળ અર્થ કોરે રહે બીજો અર્થ કળાય,
બુદ્ધિબળનું કામ એ, **વક્રોક્તિ**[3] કહેવાય. ૭૬

નિંદા અંદર સ્તુતિ ઉપર, સ્તુતિ નિંદા વિપરિત,
સમજુ આ સમજી શકે **વ્યાજસ્તુતિ**[4]ની રીત. ૭૭

નિર્જીવને સજીવન ગણી વર્ણન સરસ રચાય,
**સજીવારોપણ**[5] સમજવો ભેદ નહીં પરખાય. ૭૮

---

૧ વસ્તુમાં ખરેખર ગુણ હોય તેના કરતાં ઘણો જ વધારો કરી વર્ણન કર્યું હોય તેને **અતિશયોક્તિ** અલંકાર કહે છે, ઉદાહરણ તરીકે વાંચો અતિશયોક્તિ અલંકારકાવ્ય પૃષ્ટ ૪૦૧.

૨ જેના વિષે બોલવું હોય તેના વિષે નહીં બોલતાં, તેને લાગુ પડે તેવી રીતે, બીજા વિષે બોલવામાં આવે તેને **અન્યોક્તિ** અલંકાર કહેવામાં આવે છે, જેમકે (વાંચો પૃષ્ટ ૨૧ માંના કાવ્યમાંથી)—

સરોવરતટપરે, ઉભો રહી ધ્યાન ધરે, જુએ છે નીચી નજરે રે,
ઠગારા બગ ! ઠગે છે શું દુનિયાને રે ! ઠગારા બગ !

૩ કોઇ વાકયમાંથી બીજો અર્થ કાઢીને અગર જાણી જોઈ બીજો અર્થ કરીને બોલવું તેને **વક્રોક્તિ** અલંકાર કહે છે; ઉદાહરણ તરીકે વાંચો વક્રોકિત અલંકાર કાવ્ય પૃષ્ટ ૩૯૯.

૪ જેમાં ઉપરથી નિંદા અને અંદરથી સ્તુતિ હોય અગર ઉપરથી સ્તુતિ અને અંદરથી નિંદા હોય તેને **વ્યાજસ્તુતિ** અલંકાર કહે છે, ઉદાહરણ તરીકે વાંચો વ્યાજસ્તુતિ અલંકારકાવ્ય પૃષ્ટ ૪૦૨.

૫ નિર્જીવ વસ્તુને સજીવન વસ્તુ સમાન કલ્પના કરી વર્ણન કર્યું હોય તેને **સજીવારોપણ** અલંકાર કહે છે. ઉદાહરણ તરીકે વાંચો સજીવારોપણ અલંકાર કાવ્ય પૃષ્ટ ૪૦૬.

નિષેધ મૂળ વસ્તુ તણો **અપહ્નુતિ**[૧]માં થાય,
બીજી વસ્તુના નામથી મૂળ વસ્તુ વર્ણાય ૭૯

ઉદ્દેશીને એકને બીજાને ઉપદેશ
હોય જેહ વાણી મહીં **ગૂઢોક્તિ**[૨] તે બેશ. ૮૦

અલંકારના[૩] આ રીતે બીજા ઘણા પ્રકાર,
મુખ્ય તણી વ્યાખ્યા કરી, ટુંકામાં વિસ્તાર. ૮૧

**નવ રસ.**[૪]

રસ ઉપજાવો કાવ્યમાં રસમય કરીને આપ,
શ્રોતાજનના મન પરે રસની પાડો છાપ. ૮૨

---

૧ એકના જેવી બીજી વસ્તુ જોઈ મૂળ વસ્તુનો નિષેધ કરવામાં આવે અને તેનું વર્ણન બીજી વસ્તુના નામથી શંકાથી અગર કોઈ પણ કારણથી કરવામાં આવે તેને **અપહ્નુતિ** અલંકાર કહે છે, ઉદાહરણ તરીકે વાંચો અપહ્નુતિ અલંકારકાવ્ય પૃષ્ટ ૪૦૪.

૨ એકને ઉદ્દેશીને અન્યને કહેવામાં આવ્યું હોય તેને **ગૂઢોક્તિ** અલંકાર કહે છે. દૃષ્ટાંત માટે વાંચો ગૂઢોકિત અલંકાર કાવ્ય પૃષ્ટ ૪૦૦. એ કાવ્યમાં ભ્રમરને ઉદ્દેશીને વ્યભિચારી પુરૂષને ગૂઢ રીતે ઉપદેશ કરવામાં આવ્યો છે.

૩ અલંકારો ઘણા પ્રકારના છે. જે જે પ્રકારનો ભાવ વાણીના અલંકારમાંથી નિકળી આવે છે તેવા પ્રકારનું નામ અલંકારને આપવામાં આવે છે. ઉપર પ્રમાણે કેટલાક મુખ્ય અલંકારો જણાવ્યા છે. ગુજરાતીમાં અલંકારનો જુદો ગ્રંથ રા. સવિતાનારાયણનો "અલંકાર ચંદ્રિકા" નામનો છે, તે શિવાય નર્મદાશંકર કવિએ તથા દલપતરામ કવિએ પોતાના પિંગલમાં ટુંકામાં અલંકાર સંબંધી વિવેચન કરેલું છે.

૪ જેવી રીતે ભોજનમાં છ રસ રહેલા છે તે પ્રમાણે કાવ્યમાં નવ રસ રહેલા છે; જે કાવ્યમાં જે રસ હોય તે કાવ્ય તે રસનું ગણાય છે અને જો તેમાં તે રસ બરાબર હોય છે તો તે રસદાર કાવ્ય ગણાય છે અને વાંચનાર અગર સાંભળનારને તે રસમાં ગર્ક કરે છે. ગુજરાતીમાં રસ

ભોજનમાં જેવી રીતે ખટ રસ અમૃત સાર
કવિતામાં તેવી રીતે નવ રસ અમૃતધાર. ૮૩

રસ શૃંગાર, કરૂણ, ભય, વીર, રૌદ્ર, અદ્‌ભુત,
હાસ્ય, શાંત, બિભત્સ છે, એ છે નવ રસ શુદ્ધ. ૮૪

( મનહર છંદ. )

જેમાં રતિનો વિસ્તાર જાણો રસ તે **શૃંગાર**,
હસે જેથી નરનાર **હાસ્ય** તે મનાય છે,
**રૌદ્ર** ક્રોધ ઉપજાવે, **ભયાનક** ભય લાવે,
ઉત્સાહ હીંમત આવે **વીર** જો ગવાય છે,
જેમાં દુઃખના વિલાપ માનો તે **કરૂણ** આપ,
ગાળ નિંદા જ્યાં અમાપ **બિભત્સ** તે થાય છે,
આશ્ચર્ય **અદ્‌ભુત** રસ, નીતિ તે છે **શાન્ત** રસ,
એવી રીતે નવ રસ કાવ્યના ગણાય છે. ૮૫

( દોહરો. )

એ રીતે નવ રસ શિખો, જુદા તેના ગ્રંથ,
વળી શિખો નાયક અને નાયિકાના પંથ. ૮૬

ભેદ ભણો લક્ષણ ભણો, ભાવ વળી ભલી ભાત,
તરંગમાં તરતાં શિખો કરી તર્ક દિનરાત. ૮૭

અગાધ દરિયો કાવ્યનો, રચો બુદ્ધિથી છંદ,
મથન કર્યાથી પામશો મહા સુખ આનંદ. ૮૮



સંબંધી ગ્રંથ રા. છોટાલાલ નરભેરામ તરફથી "રસશાસ્ત્ર" નામનો બહાર પડેલો છે તેમાં રસ, નાયક નાયિકા અલંકાર, તેમના ભેદ વીગેરે સંબંધી સારી રીતે વિવેચન કરેલું છે, તે ગ્રંથ કાવ્ય માટે ઉપયોગી છે.

# રસ અને નાયકનાયિકા સંબંધી સંક્ષિપ્ત હકીકત.



કાવ્યમાં રસ, નાયક, નાયિકા, તેમનાં લક્ષણ, ભેદ, ભાવ, વિભાવ, વીગેરે જાણવાની જરૂર છે. આ ગ્રંથમાં તેવી થોડીક નાયિકાનાં લક્ષણ વીગેરે જણાવ્યાં છે એટલે તે સંબંધી વાચકોને ખ્યાલ આવે તે હેતુથી નીચે પ્રમાણે હકીકત ટુંકામાં જણાવું છું—

**રસ** એટલે બોલવા, લખવા, સાંભળવા ઉપરથી આપણા હૃદયની સ્થિતિ બદલાઈ જે ભાવ રૂપે સ્થિતિ ઉત્પન્ન થાય તે. તેનું નામ **રસ.** તેવા રસ નવ છે. શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્ભુત અને શાંત. રસને ઉત્પન્ન કરનાર તથા સહાય કરનાર ભાવો અને વિભાવો હોય છે તેને સ્થાયિ ભાવ, આલંબન વિભાવ, અનુભાવ, ઉદ્દીપન વિભાવ અને વ્યભિચારી ભાવ કહેવામાં આવે છે.

જે બીજથી અને સિંચનથી અંકુરા સ્ફુરાયમાન થયેલા હોય તેને **સ્થાયિ ભાવ** કહે છે. એવા સ્થાયિ ભાવ નવે રસના નવ છેઃ– શૃંગારનો રતિ, હાસ્યનો હાસ, કરૂણનો શોક, રૌદ્રનો ક્રોધ, વીરતાનો ઉત્સાહ, ભયાનકનો ભય, બિભત્સનો જુગુપ્સા, અદ્ભુતનો વિસ્મય, અને શાંતનો શમ. (કેટલાક મતે વત્સ નામે દસમો રસ ગણી વાત્સલ્યસ્નેહને દસમો સ્થાયિ ભાવ ગણે છે.)

સ્થાયિ ભાવના આધાર ભૂત સાહિત્ય જે સ્ત્રીપુરૂષ–નાયકનાયિકા–તેને **આલંબન વિભાવ** કહે છે અને તે ભાવને પુષ્ટિ આપનારાં સહાયભૂત–ઉદ્દીપન કરનારાં સાહિત્ય જે દેશ, કાળ, ચેષ્ટા વીગેરે છે તેને **ઉદ્દીપન વિભાવ** કહે છે અને અંતરના ભાવથી ઉદ્ભવતી બહારની ચેષ્ટાઓને **અનુભાવ** કહે છે.

તેવા **અનુભાવ** આઠ છે. ૧ સ્તંભ ( સ્તબ્ધ-જડરૂપ બની જવું ), ૨ સ્વેદ ( પરસેવો છુટવો ), ૩ રોમાંચ ( રૂંવાટાં ઉભાં થવાં ), ૪ સ્વરભંગ ( સાદ બગડવો ), ૫ કમ્પ ( કંપારી, ધ્રુજવાપણું ), ૬ વિવર્ણતા ( શરીરના રંગનું બદલાવવું ), ૭ અશ્રુ ( આંસુ-રડવું ), અને ૮ પ્રલય ( મુર્છા-સુખ દુઃખની ચેષ્ટા ભાન આદિ નાશ પામવાં ).

અને કેટલાક ભાવ એવા છે કે જે કોઈ પ્રસંગે દેખાય છે અને કોઈ પ્રસંગે દેખાતા નથી, જે રસને પુષ્ટિ આપે છે, સ્થાયિ ભાવ વીગેરે ભાવો રસોત્પત્તિમાં સ્થિર છતાં જે સહકારી ભાવો તેમાં પ્રકટે છે અને અંતર્ધ્યાન થાય છે તેને **વ્યભિચારી ભાવ** ( a transitory feeling, an accessory ) કહે છે.

તેવા **વ્યભિચારી ભાવ** તેત્રીસ છે.—૧ નિર્વેદ ( બ્રહ્મજ્ઞાન, આપત્તિ વીગેરેથી ઉત્પન્ન થયેલો પોતાની જાત તરફ તિરસ્કાર ), ૨ આવેગ ( ગભરાટ તથા ત્વરાનાં ચિન્હ ) ૩ દૈન્ય, ૪ શ્રમ, ૫ મદ, ૬ જડતા, ૭ ઉગ્રતા, ૮ મોહ, ૯ વિબોધ ( નિદ્રા જતી રહેવાના હેતુથી જે ચેતના પ્રાપ્ત થાય તે ), ૧૦ સ્વપ્ન, ૧૧ અપસ્માર ( ભૂતાદિ વળગાડ વીગેરેના વ્હેમથી મનનું ભ્રમિત થવું ), ૧૨ ગર્વ, ૧૩ મરણ, ૧૪ આળસ, ૧૫ અમર્ષ ( આક્ષેપ નિંદા અપમાન આદિથી મનમાં જે આમળો ભરાય તે ), ૧૬ નિદ્રા, ૧૭ અવહિત્થા ( મોટાઈ કે લાજ વિગેરેથી હર્ષનો મનોભાવ રોકવો તે ), ૧૮ ઔત્સુક્ય ( ઈષ્ટ પદાર્થની અપ્રાપ્તિથી કાળક્ષેપ સહન નહીં કરી શકવો તે ), ૧૯ ઉન્માદ, ૨૦ શંકા, ૨૧ સ્મૃતિ, ૨૨ મતિ, ૨૩ વ્યાધ, ૨૪ ત્રાસ, ૨૫ વ્રીડા ( શરમ ), ૨૬ હર્ષ, ૨૭ અસૂયા ( બીજાની સમૃદ્ધિ જોઈ પોતાને સહન થાય તે ), ૨૮ વિષાદ ( નિરૂપાય થવાથી જે સત્વનો નાશ થાય તે ), ૨૯ ધૃતિ ( મનોવાંચ્છના પૂર્ણ થવી તે ), ૩૦ ચપળતા, ૩૧ ગ્લાનિ, ૩૨ ચિન્તા, ૩૩ વિતર્ક ( સંદેહ પડવાથી વિચાર થાય તે ).

ઉપર જણાવેલા મુખ્ય નવ રસ પૈકી શૃંગાર રસના મુખ્ય બે પ્રકાર છે; નાયક અને નાયિકા સાથે રહીને જે વિલાસ કરતાં હોય તેને **સંભોગ શૃંગાર** કહેવામાં આવે છે (વાંચો સંભોગ શૃંગારરસ કાવ્ય પૃષ્ટ ૪૧૩) અને નાયક અને નાયિકાના વિયોગથી જે દુઃખ થાય છે તેને **વિપ્રલંભ શૃંગાર** કહેવામાં આવે છે. (વાંચો વિપ્રલંભ શૃંગારરસ કાવ્ય પૃષ્ટ ૪૦૭).

**નાયકના ભેદ**—નાયક એટલે નેતા કે જે કાવ્ય વીગેરેમાં રસાદિક ઉપજાવવાનું આલંબન છે. સામાન્ય રીતે તે ચાર પ્રકારના છે. ૧ ધીરોદાત્ત (ગંભીર, ક્ષમાવાળો), ૨ ધીરોદ્ધત (પ્રપંચી, અભિમાની), ૩ ધીર લલિત (કોમળ સ્વભાવનો), ૪ ધીર પ્રશાંત (સામાન્ય ગુણો વાળો).

વળી શૃંગાર આલંબન વિભાવ નાયકના ચાર ભેદ છે. ૧ **દક્ષિણ** (અનેક સ્ત્રીઓ ઉપર સમાન પ્રીતિવાળો), ૨ **ધૃષ્ટ** (ધિક્કાર કર્યાં છતાં નિર્લજ), ૩ **અનુકૂળ** (એકજ સ્ત્રીમાં પ્રીતિવાળો), ૪ **શઠ** (એક સ્ત્રી પર ખરી પ્રીતિ અને બીજીને ઠગવા માટે ઉપરની પ્રીતિ બતાવે તે). તે સીવાય શૃંગારના સહાય તરીકે ગણાતા **વીટ** (બોલવામાં કુશળ પણ વર્તનમાં વિશ્વાસપાત્ર નહીં), **ચેટ** (સ્ત્રી પુરૂષને મેળાપ કરી આપનાર), **વિદુષક** (કાર્ય, શરીર, વેશ, વાણી વર્તનથી હસાવનારો).

**નાયિકાના ભેદ**—નાયિકા ત્રણ પ્રકારની હોય છે. ૧ **સ્વીયા-સ્વકીયા** (પાતિવ્રત્ય, ક્ષમા, ઘર કામમાં આસક્તિ એવા ગુણો વાળી સ્ત્રી), ૨ **પરકીયા** (સ્વામીને છોડીને બીજા પુરૂષ પર છાની પ્રીતિ રાખનાર સ્ત્રી), ૩ **સામાન્યા** (વૈશ્યા સ્ત્રી).

વળી શૃંગાર રસમાં સ્ત્રીઓના ખાસ ત્રણ ભેદ પાડેલા છે. ૧ **મુગ્ધા** (પ્રથમ નવી યુવાનીમાં પ્રવેશ કરતી અત્યંત લજ્જાવાળી સ્ત્રી.–વાંચો મુગ્ધા લક્ષણ કાવ્ય પૃષ્ટ ૪૧૭), ૨ **મધ્યા** (યુવાની તથા કામના મધ્યભાગમાં આવેલી જેમાં લજ્જા અને કામ સરખા ભાગે

હોય છે–વાંચો મધ્યાલક્ષણ કાવ્ય પૃષ્ટ ૪૨૧ ), ૩ **પ્રગલ્ભા** ( કામાન્ધ, ભરયુવાનીમાં આવેલી, કામક્રીડામાં કુશળ, મનોભાવ પ્રકટ કરવામાં ચતુર, પ્રસંગે સ્વામીને પણ દબાવનાર સ્ત્રી.–વાંચો પ્રગલ્ભાલક્ષણ કાવ્ય પૃષ્ટ ૪૨૪ ).

આ ઉપરથી નાયિકાના આઠ પ્રકાર છે. ૧ **સ્વાધીન ભર્તૃકા** ( જે સ્ત્રીનો સ્વામી સ્ત્રીથી મોહિત થઈ તેને જ દેખતો હોય તેવી સ્ત્રી ), ૨ **ખંડિતા** ( જેનો સ્વામી પર સ્ત્રી પર આસક્ત હોય તેવી સ્ત્રી. રતિ ખંડિત થવાથી ખંડિતા કહેવાય છે. ), ૩ **અભિસારિકા** ( જે સ્ત્રી પોતાના નાયકને મળવાને સંકેત કરી મુકેલા ઠેકાણે જાય એવી સ્ત્રી. ઘણી વખત સ્વકીયા વૃદ્ધ જનો વીગેરેની લાજથી એકાંત સ્થળમાં મળવા જાય તેને પણ તેવી સ્ત્રી કહેવામાં આવે છે. ઉદ્યાન, એકાંત દેવાલય, દૂતીનું ઘર, ક્ષેત્ર, ગુફા, નદી કિનારા, અંધારી જગો વીગેરે એવાં અભિસારિકાનાં વિનોદ અને કામક્રીડા કરવાનાં સ્થાન હોય છે. ) ૪ **કલહાંતરિતા** ( જે સ્ત્રી સ્વામીની સાથે લડીને પછી પસ્તાવો કરે તેવી સ્ત્રી ), ૫ **વિપ્રલબ્ધા** ( ધારેલા સંકેત સ્થળે જઈ ત્યાં સ્વામી કહ્યા પ્રમાણે નહીં મળવાથી અપમાન પામેલી–ઠગાયેલી સ્ત્રી ), ૬ **પ્રોષિતભર્તૃકા** ( સ્વામી પરદેશ જવાથી જે સ્ત્રી વિરહ વેદના ભોગવે તેવી સ્ત્રી.– વાંચો "ઉધાને પ્રોષિતભર્તૃકા" અને "ચંદ્રપ્રકાશે પ્રોષિતભર્તૃકા" કાવ્ય પૃષ્ટ ૪૩૫–૪૩૧ ). ૭ **વાસકસજ્જા** ( જે સ્ત્રી સ્વામીના સમાગમ માટે અલંકૃત થઈ રહે છે તેવી સ્ત્રી ), ૮ **વિરહોત્કંઠિતા** ( જે સ્ત્રી સ્વામીને મળવા આતૂર હોય તેવી સ્ત્રી. )

સ્ત્રીઓમાં યુવાનીની સાથે કેટલાક સ્વાભાવિક કામવિકારથી, કેટલાક પરિચયથી અને કેટલાક બીજાનાં અનુકરણથી ગુણો આવે છે; આ બધા કામવિલાસ સાથે સંબંધ ધરાવનાર હોવાથી તેને **નાયિકાના અલંકાર** કહે છે. તેવા ગુણો ૨૮ છે, જેમાંના ભાવ, હાવ, અને હેલા એ ત્રણ અંગથી ઉપજે છે. શોભા, કાન્તિ, દીપ્તિ,

માધુર્ય, પ્રગલ્ભતા, ઔદાર્ય, અને ધૈર્ય એ સાત જુવાનીની સાથે અનાયાસે આવે છે. અને લીલા, વિલાસ, વિછિત્તિ, (થોડી પણ અલંકારની રચના જે કાંતિને શોભાવે તે), વિવ્વોક (પ્રિય વસ્તુ છતાં પણ ગર્વથી અનાદર કરવો), કિલકિંચિત (પ્રિય વસ્તુના સમાગમથી ઉપજેલા હર્ષ અને હસવા સાથે ક્રોધ અને ત્રાસ જણાવવો), મોટ્ટાયિત (સ્વામીની વાતમાં આસક્ત છતાં બીજાને મનોભાવ નહીંજ જણાવવાની ચેષ્ટા), કુટ્ટમિત (સ્તન મુખાદિનો સ્પર્શ કરવાથી આનંદ થતાં છતાં હાથ આડા કરવાની ચેષ્ટા), વિભ્રમ, લલિત, મદ, વિકૃત (બોલવાની વખતે પણ લાજથી ન બોલવું), તપન, મૌગ્ધ્ય, વિક્ષેપ, કુતૂહલ, હસિત, ચકિત, કેલિ એ અઢાર ગુણો સ્ત્રીઓના સ્વભાવને અનુસરીને આવે છે.

આ પુસ્તકમાં રસ, અલંકાર, નાયક અને નાયિકાના ભેદનાં ઘણાં કાવ્યો સૃષ્ટિસૌન્દર્ય અને કાવ્યવિનોદ તરંગમાં આવેલાં હોવાથી વાચકોને સાધારણ રીતે તે બધાનો ખ્યાલ આવી શકે તેવા ઉદ્દેશથી ઉપર પ્રમાણે ટુંકામાં સમજુત આપી છે. વિશેષ વિસ્તારથી જાણવાની જિજ્ઞાસા વાળાને તો રસ અલંકાર નાયક નાયિકા વીગેરેના ખાસ ગ્રંથો સંસ્કૃતમાં સાહિત્યદર્પણ વીગેરે વાંચવાથી પૂરી માહીતી મળશે.

ઉપર જણાવેલાં નાયક અને નાયિકા ઉપરાંત બીજી રીતે ગુણ અને સ્વભાવને અનુસરી ચાર પ્રકારના પુરૂષ હોય છે— ૧ શશક, ૨ વૃષભ, ૩ મૃગ, ૪ અશ્વ; અને ચાર પ્રકારની સ્ત્રીઓ હોય છે— ૧ પદ્મિની, ૨ ચિત્રિની, ૩ હંસિની, ૪ શંખિની. પરંતુ આવા પ્રકારનાં પુરૂષ અને સ્ત્રીઓનું મહત્વ કામશાસ્ત્ર (કોકશાસ્ત્ર) સાથે સંબંધ ધરાવતું હોવાથી રસશાસ્ત્રના અંગે તેમની હકીકત આપવામાં આવી નથી.



# કાવ્યમાં આવતા કેટલાક શબ્દોના અર્થ.

અજ = બકરો.
અજા = બકરી.
અદૃશ્ય = ગુપ્ત.
અનંગ = કામદેવ.
અનલ = અગ્નિ.
અનિલ = પવન.
અભિનય = અંગચેષ્ટા, અંગમરોડ.
અભિસારિકા = સંકેત સ્થાને નાયકને મળવા જનારી નાયિકા.
અભ્ર = વાદળ.
અમી = અમૃત.
અર્ક = ૧ રસ. ૨ સૂર્ય.
અરિ = શત્રુ, દુશ્મન.
અલંકૃત = અલંકાર સજેલી, શોભાયમાન.
અવર = બીજું.
અવસાન = ૧ અંત. ૨ મૃત્યુ.
અશ્રુ = આંસુ.
અશોક = ૧ આસોપાલવ. ૨ આનંદ.
અસિ = તરવાર.
અહમ્ = હું, હુંપણું.
અહિ = સાપ.
આકર = ખાણ.
આદિત્ય = સૂર્ય.
આધિ = મનની પીડા.
આનંદોર્મિ = આનંદના વિચારો.
આનન = મુખ.
આમ્ર = આંબો.
આલમ = દુનિયા.
આલવાલ = ક્યારો.
આલિંગે = ભેટે.
આવરે = ઢાંકે.
આરોગ = ખા.
આશક = પ્રિયતમ.
આહ્‌લાદ = આનંદ.
ઇશ્ક = પ્રેમ.
ઉદક = પાણી.
ઉદધિ = સમુદ્ર.
ઉદ્યાન = બાગ.
ઉન્નત = ઉંચાં, ઉપસેલાં.
ઉપવન = બાગ.
ઉપાશ્રય = નાનો આશ્રમ.
ઓવારો = કિનારો, ઘાટ.
કંચુકી = ચોળી.
કંદર્પ = કામદેવ.
કદલી = કેળ.
કનક = સુવર્ણ.
કબરી = વેણી, ચોટલો.
કપિ = વાંદરૂં.
કમલાકર = સરોવર.
કર = ૧ કિરણ, ૨ હાથ.
કલહ = ઝગડો.
કાંત = ૧ કોમળ. ૨ પતિ.
કામા = જુવાન સ્ત્રી.

કાસાર = સરોવર.
કાન્તિ = ફેરફાર.
કિંકરી = દાસી.
કિર = કિરણ.
કુચ = સ્તન, છાતી.
કુતૂહલ = આશ્ચર્ય, અચંબો.
કુમુદા = પોયણી.
કુર્કટ = કુકડો.
કુરબાન = ભોગ આપવો.
કુરંગ = હરણ.
કુસુમ = ફૂલ.
કુસુમશર = કામદેવ.
કેલિ = રમત, ક્રીડા.
કોકિલા = કોયલ.
કૌમુદી = ચાંદની.
કૌશિક = ઘૂવડ.
કૃતજ્ઞી = ગુણનો જાણનાર. નિમકહલાલ.
કૃતઘ્ની = ગુણને ભૂલનાર. નિમકહરામ.
કૃષિત = સુકાયેલી, પીડાયેલી.
ખગ = પક્ષી.
ખડગ = દરિયાના ડુંગર.
ખલ = દુર્જન.
ખલક = દુનિયા.
ખલતા = નીચપણું, નીચતા.
ગગનવિહારી = આકાશમાં ઉડનાર.
ગ્રીષ્મ = ઉનાળો.
ગુરૂ = ૧ મોટો. ૨ શિક્ષક.
ગોપવી = સંતાડી.
ઘન = વાદળ.
ચંદ્રિકા = ચાંદની.
ચમન = આનંદ.
ચાપ = ધનુષ.
ચારૂ = સુંદર.
જહાં = દુનિયા.
જાયું = જન્મેલું.
જીગર = અંતઃકરણ.
જ્યોત્સ્ના = પ્રકાશ.
જ્યોતિષ્મતી = અજવાળી રાત્રી.
તટ = કિનારો.
તડાગ = સરોવર.
તન્વંગી = કોમળ સ્ત્રી.
તનવી = (તન્વી) નાજુક સ્ત્રી.
તનુ = ૧ શરીર. ૨ કોમળ.
તમા = દરકાર.
તરંગ = ૧ મોજું. ૨ વિચાર.
તરૂ = ઝાડ.
તરૂણ = જુવાન.
તરૂણી = જુવતી.
તલ = સપાટી.
તિમિર = અંધારૂં
ત્વરિતા = નદી.
ત્રાતા = પરમેશ્વર.
દંપતી = પતિપત્ની, જોડું.
દરી = ગુફા.
દામ્ભિક = ખોટા આડંબરવાળો.
દિનકર = સૂર્ય.
દિલબર = સ્નેહી.
દિવ = આકાશ.
દિવાનો = ગાંડો.
દ્રગ = આંખ.

દૃષ્ટિમર્યાદા = નજર જ્યાં સુધી પહોંચતી હોય તે ક્ષિતિજ.
દૃશ્ય = દેખાવ.
દ્વંદ્વ = યુગલ, જોડું.
દ્વિજ = પક્ષી.
દ્વિરેફ = ભ્રમર.
દ્રુમ = ઝાડ.
ધરણી = પૃથ્વી.
નગ = પર્વત.
નર્તકી = નટી.
નભ = આકાશ.
નસીહત = શીખામણ.
નિખાલસ = શુદ્ધ.
નિગૂઢ = અપ્રસિદ્ધ.
નિમજ્જન = ડુબકી.
નિર્વિકારી = સ્થિર.
નિશા = રાત્રિ.
નીલ = ભૂરૂં.
નૌકા = વહાણ.
પક્ષ્માગ્રેથી = આંખના ઈસારાથી.
પંકજ = કમળ.
પટ = વસ્ત્ર.
પતંગ = પતંગીયું.
પદ્માકર = સરોવર.
પય = દુધ.
પયોધર = સ્તન.
પરવરદિગાર = પરમેશ્વર.
પરાકાષ્ઠા = છેલ્લી હદ. પરિસીમા.
પરાગ = ફૂલની રજ.
પરિમલ = સુગંધ.
પરિવેષ = ચંદ્રની આસપાસ જળકુંડ દેખાય છે તે.
પાન્થ = મુસાફર.
પાંસુ = ફૂલની રજ.
પાળી = છરી.
પિપાસા = તૃષા, તરસ.
પીત = પીળું.
પુલક = રોમ, રૂંવાટી.
પુલકિત = રોમાંચિત.
પુષ્પ = ફૂલ.
પ્રગલ્ભા = પૂર્ણ યુવાનીમાં આવેલી સ્ત્રી. પ્રૌઢા.
પ્રણય = પ્રેમ.
પ્રતિમા = મૂર્ત્તિ, બાવલું.
પ્રદોષ = સંધ્યા.
પ્રભુતા = મોટાઈ.
પ્રાંતમાં = અંતમાં.
પ્રૌઢા = પ્રગલ્ભા સ્ત્રી. પૂર્ણ યૌવના.
ફાળ = ૧ ફલંગ. ૨ ધ્રાસ્કો.
બિરાદર = ભાઈ.
બેચમન = દિલગીર.
ભટ = યોધ્ધો.
ભદ્રા = સખી.
ભાનુ = સૂર્ય.
ભેક = દેડકો.
ભોમ = ભૂમિ.
ભૃકુટિ = ભમર.
ભૃંગ = ભ્રમર.
મકરંદ = ૧ ભ્રમર, ૨ મધ, ૩ કોયલ. ૪ આંબો.

મક્ષિકા = માખી.
મત્સ્ય = મચ્છ.
મંદાનિલ = ધીમો પવન.
મંદાકિની = આકાશ ગંગા.
મધ્યા = યુવાન પણ સહેજ શરમ-
વાળી સ્ત્રી.
મન્મથકારી = કામ વિકારવાળી.
મનોજ્ઞ = સુંદર.
મયૂર = મોર.
મહિષી = ભેંશ.
મહોબત = પ્રેમ.
માનિની = સ્ત્રી.
માર = કામ દેવ.
માલિની = માલણ.
માશૂક = પ્રિયતમા.
મીન = માછલી.
મુગ્ધા = યુવાનીમાં પ્રવેશ કરતી શ-
રમાળ સ્ત્રી.
મુષક = ઉંદર.
મેષ = ઘેટાં, મેંઢાં.
મૃગજળ = ઝાંઝવાનાં પાણી.
મૃદુ = કોમળ.
મૃદંગ = તાળ પૂરવાનું વાદ્ય.
મૃદિત = કરમાયેલી, ચોળાયેલી.
મ્હાત = કેદ.
યુગલ = જોડ.
રજનિ = રાત્રી.
રણ = લડાઈ, યુદ્ધ.
રતિ = પ્રેમ.
રતિરંગ = કામવિલાસ.
રમા = સ્ત્રી.
રસના = જીભ.
રહેમ = દયા.
રાજીવ = કમળ.
લઘુતા = નાનાપણું.
વદન = મુખ.
વર્તુલ = ગોળાકાર.
વસન = વસ્ત્ર.
વસુધા = પૃથ્વી.
વસુપતિ = ધનવાન.
વસુમતિ = પૃથ્વી.
વાત = પવન.
વારાંગના = વેશ્યા સ્ત્રી.
વારિ = પાણી.
વાસિત = સુગંધિદાર.
વિકારી = અસ્થિર.
વિકાસ = ખીલવાપણું.
વિકાસી = ખીલીને.
વિકાસિત = પ્રફુલ્લિત.
વિચરે = જાય.
વિદાય = જવું તે.
વિદ્યુત = વીજળી.
વિધિ = નસીબ.
વિપરિત = ઉલટું.
વિભાવરી = રાત્રી.
વિરહ = વિયોગ.
વિહાર = ચાલવું તે.
વ્રતતિ = વેલ.
વ્રીડા = શરમ.
વ્યોમ = આકાશ.

શયનગૃહ = સુવાનો ઓરડો.
શર્વરી = રાત્રી.
શર = બાણ.
શવ = મૃત દેહ.
શશી = ચંદ્ર.
શિઘ્ર = ઉતાવળું.
શિલા = પથર.
શિવ = મોક્ષ.
શિશુ = નાનું બાળક.
શુક = પોપટ.
શુષ્ક = સુકાયેલું.
શેહ = ડર. આ શબ્દ શતરંજબાજીમાં ખાસ વપરાય છે.
શોકાબ્ધિ = દુઃખનો દરિયો.
શોકાગાર = દુઃખનું ઘર.
શ્રવણ = કાન.
શ્વશુરગૃહ = સાસરૂં.
શૃંગ = ૧ શિખર. ૨ શીંગડાં.
ષટપદ = ભ્રમર.
સંચય = ભંડાર.
સદન = ઘર.
સદીપ = દીવાવાળો.
સનમ = પરમેશ્વર.
સમ = ૧ સરખું. ૨ સોગંદ.
સમીર = પવન.
સર = તળાવ.
સરવર = સરોવર.
સરોજ = કમળ.
સલિલ = પાણી.
સહકાર = ૧ આંબો. ૨ સાથ.
સહોદર = ભાઈ.
સાશ્રુ = આંસુવાળો.
સીતમ = જુલમ.
સીતમગર = જુલમ કરનાર.
સુદર્શન ફાકી = તાવની કડવી દવાનું નામ છે.
સુધાકર = ચંદ્ર.
સુરભિ = સુગંધિદાર.
સોમ = ચંદ્ર.
સ્મર = કામદેવ.
સ્મારક = યાદ કરાવનાર.
સ્વાતંત્ર્ય = સ્વતંત્રતા, છુટાપણું.
સ્મિત = મંદ હાસ્ય.
સ્વેદ = પરસેવો.
હરિત = લીલું.
હુતાશન = અગ્નિ

# સચિત્ર કાવ્યસરિતા સમાપ્ત.

# પુસ્તક પરિચય.

( પરિચયકાર— **રા. કલ્યાણરાય નથુભાઈ જોષી. બી. એ.**

હેડમાસ્ટર– જી. ડી. હાઇ સ્કૂલ. વિસનગર. )

**સચિત્ર કાવ્યસરિતાઃ**—લેખક શ્રીયુત મહાસુખભાઈ ચુનીલાલ શેઠ. વિસનગર. લગભગ પાંચસો પાનાનો આ ગ્રંથ જેટલો દેખાવમાં અને કદમાં શોભીતો લાગે છે તેટલોજ તે શોભીતો બન્યો છે તેના કાવ્યકલાપથી.

ગુજરાતમાં આ પુસ્તકે આજે જ દર્શન આપ્યું છે તેમ નથી. લેખકના ઉપોદ્ઘાત પરથી જણાય છે કે કાવ્યસરિતાની પહેલી આવૃત્તિ બહાર પડી હતી સન ૧૮૯૮ માં. આજે એ કાવ્યસરિતા મોટા સુધારા વધારા સાથે નવા રંગ ઢંગથી સચિત્ર સ્વરૂપે બહાર પડે છે. ચિત્રોથી કાવ્યચમત્કારનો વધારે સ્ફોટ આપનાર કવિતાઓનો આવો મનોરમ્ય સંગ્રહ ગ્રંથરૂપે ગુજરાતમાં પહેલ વહેલો મારી દૃષ્ટિએ પડે છે.

કવિતા એ કલ્પનાના ક્ષેત્રમાં વિહરતી સાહિત્યકૃતિ ગણાય છે; અને એવી કલ્પનાગમ્ય અને કલ્પનારમ્ય સાહિત્યની કૃતિને સચિત્ર બનાવી રજુ કરવામાં કવિતા બનાવનારને અને તેની સાથે સહકાર કરનાર ચિત્રકારને કેટલી ઝીણવટથી કામ લેવું પડ્યું હશે તેનો ખ્યાલ આ પુસ્તકમાંનાં ચિત્રો જોયા પછી સુજ્ઞ જનોજ કરી શકશે. આ પાંચસો પાનાના પુસ્તકમાં લગભગ ૬૦ જેટલાં મનોવેધક ચિત્રો મૂકવામાં આવ્યાં છે. એ એટલાં બધાં સફળ છે કે એ કામ માટે ચિત્રકાર શ્રી કલાબ્ધિને ધન્યવાદ આપવો કે કલાબ્ધિને કામની સૂચના અને વિચારની સામગ્રી પૂરી પાડનાર લેખકને અભિનંદન આપવાં તે ઝટ સૂઝી આવે તેમ નથી.

આ પુસ્તકમાંનાં કાવ્યોના ચાર વિભાગ પાડવામાં આવ્યા છેઃ ૧ સૃષ્ટિસૌન્દર્યતરંગ, ૨ નીતિતરંગ, ૩ વૈરાગ્યતરંગ, અને ૪ કાવ્ય-વિનોદતરંગ. સરિતાના જળમાં તરંગ ઉદ્‌ભવે તેમ લેખકની કાવ્ય રૂપી સરિતામાં આ ચાર પ્રકારના તરંગ ઉપજ્યા છે એમ વિભાગના નામ પરથી સ્પષ્ટ સમજાય છે.

આ પુસ્તકના અધિકારી કોણ ગણાય? કાવ્યવાંચન તરફ જેમની અભિરૂચિ ઢળી હોય તે સૌ આ પુસ્તક વાંચી શકે—રસથી વાંચી શકે—એવી ગોઠવણ આ પુસ્તકમાં સમાયેલાં કાવ્યોની થયેલી છે. શ્રી મહાસુખભાઈને કવિ કહી શકાય તેવી પ્રતીતિ આપનાર વસ્તુ આ પુસ્તકમાં છે; અને તેથી કવિતામાંથી જેને રસ લેવો છે તે આ પુસ્તકનો અધિકારી છે. દી. બા. કેશવલાલ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે ભાષણમાં—જુદાં જુદાં સાહિત્યક્ષેત્રની પ્રવૃત્તિનું વર્ણન કરતાં—કહ્યું છે કે "વાણીના વર્ણબદ્ધ મૂળ તત્ત્વોને એક વર્ગ જ્યારે ભાષાશાસ્ત્રીની દૃષ્ટિથી નિહાળે છે, ત્યારે અન્ય વર્ગ શબ્દોના ભાવપ્રદર્શક સામર્થ્યનેજ પકડી લઈ લોકોત્તર ભાવચિત્રનાં કાવ્ય રચે છે, બુદ્ધિસંવાદી અલંકારથી શણગારે છે, હૃદયસંવાદી છંદોમાં ગોઠવે છે, ને શ્રોત્રસંવાદી સંગીતમાં ઉતારે છે." દી. બા. કેશવલાલભાઈએ કવિઓની પ્રવૃત્તિનાં—કાવ્યરચનાનાં—જે લક્ષણો અહિં આપ્યાં છે તે બધાં લક્ષણો આ **સચિત્ર કાવ્યસરિતા**માં મૂકાયેલાં કાવ્યમાંથી બતાવી શકાય તેમ છે.

સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં અનેક કૃતિઓ એવી છે કે જેમાંથી શબ્દોના ભાવપ્રદર્શક સામર્થ્યનો કવિએ ઉપયોગ કર્યાના દાખલા આપી શકાય. પૃષ્ટ ૧૧૧ ઉપર "ગિરિમંડળ દેખાવ" અને પૃષ્ટ ૧૨૪ ઉપર "દુષ્કાળ દેખાવ" એ બે કાવ્યમાં જે કટાવ કવિએ રજુ કર્યા છે તે કોઈ પણ ગુજરાતી કાવ્યસંગ્રહમાં દરેક સમયે ઉડીને આંખે વળગે એવી રચના છે. એ કટાવનો સ્વાદ ગુજરાતને ચખાડ્યો છે

નર્મદાશંકરે, અને પછી શ્રી મહાસુખભાઈએ તથા રા. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસે. જુઓ શ્રી મહાસુખભાઈની કૃતિનો નમૂનો—

( કટાવ )

કોઈ ગુફામાં જોગી દિસે,<br>
શિર જટાથી જેનું ભરેલું,<br>
રાખ તણાં છે વસ્ત્ર ધરેલાં,<br>
જેની આગળ ધૂણી ધખે છે,<br>
તુચ્છ ગણે છે દુનિયાને જે,<br>
ભવનિધિ તરવા ધ્યાન પ્રભુનું<br>
ચિત્ત ધરે છે.

આ એકાંતે નજર દોડતાં,<br>
ઈશિનામ સૌ ઉતરે ધ્યાને;<br>
ગર્ક થાઉં છું ઈશ્વર જ્ઞાને,<br>
ભ્રાંતિ વિરામે, મહા સુખશાંતિ<br>
અંતર પામે, જોઈ ગુફા<br>
સામે સામે સામે સામે,<br>
શોભે શિલાઓ ઠામે ઠામે ઠામે.

સૃષ્ટિસૌન્દર્ય તરંગમાં લોકોત્તર વાણીમાં પર્વત, નદી, સરોવર, આકાશ, વસંત, લતા, કુંજ, બાગ, જંગલ વગેરેનાં દર્શન કવિએ આપ્યાં છે. તેમાં રસ છે, ગેયત્વ છે અને પિંગળશાસ્ત્રના નિયમ પ્રત્યેની વફાદારી છે એટલુંજ નહિં પણ અલંકારોનાં છાંટણાં પણ જ્યાં ત્યાં છંટાયેલાં છે. "નદી દેખાવ" નામના એક કાવ્યનો આપણે પરિચય લઈએ: આ આખું કાવ્ય કોઈ પણ પાઠ્ય પુસ્તકમાં સ્થાન પામે તેવું છે. એવાં કાવ્યોના વાંચનથી અને પરિશીલનથી બાળમાનસ કાવ્યપ્રદેશમાં વિહરવાનું મન કરે છે. આજે આવાં સરળ છતાં કાવ્ય-ચમત્કૃતિથી ભરપૂર કાવ્યો વિદ્યાર્થીઓ પાસે શરૂઆતના વરસોમાં

નથી મૂકાતાં એટલે મોટી વયે ગુજરાતી કાવ્યસૃષ્ટિ સાથે તેમનો પ્રેમ જામતો નથી. જુઓ, કવિ કહે છે કે મેં એક પ્રકારની વેલ જોઈ, પણ તે વાસ્તવિક વેલ નથી; ત્યારે શું હશે ?

મનહર છંદ.

છે અદૃશ્ય મૂળવાળી, ભાળી વળી શાખાવાળી,
ફેલાઈ પડેલી, લાંબી વેલ શું વખાણીંએ ?
મૂળમાંથી પાણી ચડે, ચાલી વેગે જાય અંતે,
રોકે નહીં તેને કોઈ, તાજી એથી માનીંએ;
વર્ષાકાળમાં નિહાળો, તૃપ્ત પાણી થકી દિસે,
ગ્રીષ્મકાળે સુકાયેલી પાણી વિના જાણીંએ.
ફાલે તો એ પત્ર નથી, ફૂલતી ફળતી નથી,
માટે એ તો નથી વેલ, ત્યારે શું પ્રમાણીંએ ?

રમતીઆળ વિદ્યાર્થી જરા વિચક્ષિણ હશે તો આ વાંચતાં વાંચતાં હસી પડશે અને તરત ઉત્તર આપશે કે "નદી." જુઓ બીજી ટુક—

વસ્ત્ર નહીં કાય ધારે, નગ્ન રહે નિશદિને,
ભૂમિ પરે સુતેલી શું નિરલજ ભામની ?
અતિ ઉંડા મૂળવાળી, ભારે મુખાળી નિહાળી,
મુખથી પતિને ચૂમે ચાહી ચાહીને ઘણી;
લાજે નહીં કોઈ થકી, જેઠથી કદાપિ લાજે,
તરંગ પ્રવાહ ચિત્તે ચલાવતી કામની;
કિન્તુ હાથ પગ નથી, મુખેથી તે નથી ખાતી,
માટે નથી નારી, ત્યારે વસ્તુ આ તે શી બની ?

આ ટુકમાં કેટલો સરળ અને મનોગમ્ય શ્લેષ છે ! દી. બા. કેશવલાલ ધ્રુવ જેને "બુદ્ધિસંવાદી અલંકારો" કહે છે તે અહિં તરવરે છે. કોઈ કહેશે કે આ તો દલપતરામસાહી અને શામળસાહી પુરાણી ચીજો છે. દલપતસાહી હોવાથી તે ચીજ રસાત્મક મટી જતી

નથી. જો કે અહિં તો શામળની વિચારશ્રેણીને નવાં વસ્ત્રો પહેરાવવામાં આવ્યાં છે. દલપતરામના રંગઢંગથી પણ નવા યુગ માટે કાવ્ય લખી શકાય છે તે વાત કવિએ આજ કાવ્યની છેલ્લી કડીઓમાં સિદ્ધ કરી છે. જુઓ—

ઈન્દ્રવજ્રા વૃત્ત.

બંને તટે છે તરૂઓ ઉગેલાં,
લીલાં ઘણાં તે જળથી થયેલાં,
રૂહે જેહ દાતાર ભલાનીં પાસે
તે કેમ થાયે કદીયે નિરાશ ?
× × × ×
સર્વે મલાદિ જળથી કપાયે,
ન્હાઈ શરીરે સહુ સ્વચ્છ થાયે,
જુઓ રહેવાથીં સતિની સંગે
ના કેમ આવે ગુણ સાર અંગે ?

નર્મદાશંકર અને દલપતરામ એ બે કવિઓએ ભણેલાં ગણેલાંની પહેલી પેઢી ઉપર એવી તો સચોટ છાપ પાડી હતી કે તે પેઢીના માણસોને ખબર ન પડે એવી રીતે એમના જીવનક્રમ, વિચારક્રમ અને આચારક્રમ એ કવિઓએ બાંધેલી સડકેજ રચાતા. નર્મદાશંકરે ગાયું છે કે—

"સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા."

કવિ મહાસુખભાઇ લખે છે—

(શાર્દૂલ વૃત્ત)

સૌ સ્થાને ઉભરાય છે સમૂહમાં કીડી ઈંડાંને લઈ,
ક્યાંથી પાંખ ગ્રહી ? કૃતિ કળીં જુઓ વિલોકીં પાસે જઈ,
કાચંડાતન ઉપરે ચિતરીં આ કોણે પીંછી લાલની ?
કહો ને મિત્ર ! નિશાનીં શાનીં સહુ આ ?—
—નિશાનીં વૃષ્ટિ તણી.

નર્મદાશંકર અને દલપતરામ પછી એક યુગ આવ્યો હતો; તેનું નામ ગોવર્ધનયુગ કહીએ તો ચાલે. પણ કવિતાની દૃષ્ટિએ એ યુગને હરિલાલ હર્ષદરાય ધ્રુવનો યુગ કહેવો ઠીક પડશે. હરિલાલ ધ્રુવની કવિતાથી ગુજરાતી સાહિત્યના ઘણા શોખીનો અજ્ઞાત છે; તેમજ અર્વાચીન શાળોપયોગી કાવ્યસંગ્રહ યોજનાર સાહિત્યપ્રેમીઓ શ્રી મહાસુખભાઈના કાવ્યોથી પણ અજ્ઞાત રહેલા છે. શ્રી મહાસુખભાઇ અને હરિલાલ ધ્રુવ એ બંને એક કોટીના કવિ હોય એવું જણાય છે. શ્રી હરિલાલ ધ્રવના તંત્રી પદે ચાલતા "ચંદ્ર" નામના ગુજરાતના શિષ્ટ માસિકના શ્રી મહાસુખભાઇ કાવ્યલેખક હતા.

નીતિતરંગ વિભાગમાં અનેક સદ્બોધ કાવ્યની રસભરેલી વાણીમાં કવિએ રજુ કર્યાં છે. સંગતની અસર, વિદ્યાર્થીઓને ઉપદેશ, સંપ, દ્વેષ, સટ્ટાનું સંકટ, લોભ, ક્રોધ, વ્યભિચારનિષેધ બાવની, પુત્રધર્મ, ગુરૂભક્તિ, મનહર કથન શતક, પ્રેમમાં પડશો નહીં, બનશો નહીં, ચુકશો નહીં વગેરે એ નામનાં કાવ્યો, કેટલાક ગરબા, ઘોળ, અને પ્રાસ્તાવિક પદો નીતિતરંગમાં મૂકવામાં આવ્યાં છે. નીતિ એ કવિતાનો વિષય હોઈ શકે કે કેમ એ પ્રશ્ન આજના કવિ ઉપજાવે છે અને સીધી રીતે નીતિનો શબ્દ સંભળાવનાર કવિતાને જોડકણું કહેવા મંડી પડે છે. વાત તો એ છે કે મનુષ્યજીવનને સ્પર્શ કરનારા બધા વિષયો ઉપર કવિ કવિતા લખી શકે છે. કવિતામાં રસ લાવવા માટે કેવળ ઉર્મિલતા ઉપજાવે એવાજ વિષયો કવિએ લેવા જોઇએ એવો આગ્રહ નકામો છે. માણસને રસ ઉપજે એવી વસ્તુ રસભરી રીતે—લોકોત્તર વાણીમાં—જો કવિ મૂકી શકે તો પછી કયો વિષય તેણે લેવો અને કયો ન લેવો તેના માટે કાવ્યમિમાંસકોનો આગ્રહ કે દુરાગ્રહ હોવો ન જોઈએ.

શ્રી મહાસુખભાઈએ આ તરંગમાં મૂકેલી કવિતામાં ખાસ લક્ષ ખેંચે એવી ચીજ જો હોય તો તે કાવ્યબંધનાં અંગ અને ઉપાંગ છે. એ નવીનતા એમણે દાખલ કરી છે તેટલે અંશે તે નવા યુગના પ્રતિ-

નિધિ છે; એ એમના માનસની પ્રગતિશીલતા બતાવે છે. જૂના વખતની કેટલીક કાવ્યપ્રણાલિકામાંની આ યુગને નવીન જેટલીજ રસ આપનાર પદ્ધતિ પાદપૂર્ત્તિની છે. જ્યારે જ્યારે સાહિત્યપરિષદ્‌ની બેઠકો ભરવામાં આવી છે ત્યારે ત્યારે કવિમગજને કસવા માટે પાદપૂર્ત્તિની હરિફાઈઓ થયેલી છે. એવા પ્રકારની પાદપૂર્ત્તિ માટે જાણે શ્રી મહાસુખભાઈ પાઠ આપવા બેઠા ન હોય તેમ આ નીતિતરંગમાં થોડાંક કાવ્યો નાનાં અને મોટાં તેમણે રજુ કર્યાં છે. થોડીક વાનગી જોઇએ—

(ક) કદિ અંધકારે કો પડે, પણ હાથમાં દીવો દિસે,
દુનિયા દિવાનો માનશે, દીવો લઈ **પડશો નહીં.**
× × × × ×
આજે રીંસાયેલાં અને કાલે હસી સંપે વસે,
સમજી સગાઇ તેમની વચ્ચે તમે **પડશો નહીં.**

(ખ) અભ્યાસ મોટી વય મહીં કરવો મહા મુશ્કેલ છે,
શિશુ વય સદા અભ્યાસની, તે તક તમે **ચુકશો નહીં.**
× × × × ×
દુશ્મન અને વેપારની પોંઠ કો સમે આવી ચડે
આવી ચડે તો લાભ લેવાનો સમય **ચુકશો નહીં.**

(ગ) દુનિયાથી ડરવું હોય તો તે કામ કદિ કરવું નહીં,
કદિ કામ કરવું ધાર્યું તે તો લોકથી **ડરશો નહીં.**
× × × ×
કૈં ધર્મના બ્હાના નીચે પાખંડ જે ખેલાય છે,
તે બ્હાર લાવી તોડવા કદીએ તમે **ડરશો નહીં.**

(ઘ) ઉપકાર કો સજ્જન કરે સંકટસમે જો તમ પરે
ઉપકારનો બદલો કદાપિ વાળવો **ભુલશો નહીં.**
× × × × ×
બુદ્ધિ અને શક્તિ મહીં બળવાન બહુ કદિ જો બનો,
આ દેશનો ઉદ્ધાર કરવા હૃદયથી **ભુલશો નહીં.**

સંસ્કૃત ભાષામાંના કાવ્યોના અનેક વૃત્તો શ્રી મહાસુખભાઇએ સરસ રીતે ગુંથ્યા છે; એમાં પણ એમણે કાવ્યબન્ધનાં અંગો ઉપર એક નિષ્ણાત સ્થપતિની દૃષ્ટિ રાખી છે:

( શાર્દૂલ વૃત્ત )

ત્રાતા તાત તમામ તું જગતનો તું તૃપ્ત તૃષ્ણા કરે,
પાળે પ્રાણી પ્રીતે પ્રભુ પળ પળે, પ્રેમી પૂરો સૌ પરે,
આણીને અનુરાગ અર્જ ઉરમાં આ અલ્પ ઉતારજે,
સૌ ઉત્કર્ષ વિશેષ હર્ષ ઇશિ આ વર્ષે તું વર્ષાવજે.

સમાન વર્ણના શબ્દોથી શાર્દૂલવૃત્તની રચના ખડી કરવી એ બુદ્ધિની ભાષા પરત્વે એક પ્રકારની કસરત તો છે જ; અને એવા અનેક કસરતી ખેલમાંથી બુદ્ધિ નૈઃસર્ગિક ગેલ સાધી શકે છે એમ કયો માનસશાસ્ત્રી નથી માનતો ? વળી એ પ્રકારના કાવ્યબન્ધથી વાચકો રસની સાથે બુદ્ધિવિકાસ શું નથી સાધતા ?

આ નીતિતરંગના વિભાગમાં " વ્યભિચારનિષેધ બાવની " અને "મનહર કથન શતક" એ બે લાંબાં કાવ્યો સ્વતંત્ર પુસ્તિકા તરીકે પ્રકટ કરી શકાય એવાં ઉપયોગી છે અને રસપ્રદ વાંચન પૂરૂં પાડે તેવાં છે. કવિતાનો આસ્વાદ કેળાંના આસ્વાદ જેટલો જો સુગમ હોય તો ઝટ વાચકો ગળે ઉતારી લે, પણ જો તેનો સ્વાદ લેતાં નાળીએરના ફળમાંથી કોપરૂં કાઢવા જેટલી કડાકુટ કરવી પડતી હોય તો આમ વર્ગ તેટલી ધીરજ બતાવવા તૈયાર ન હોય. શ્રી મહાસુખભાઈની આ બન્ને કૃતિ સામાન્ય વાચકને રસપ્રદ છે તેટલીજ બોધક છે. એ કાવ્યો પોતેજ જાણે લોકશિક્ષણનું કામ કરતી સીનેમાની ફીલ્મ ન હોય તેવાં રચાયાં છે. હરિગીત છંદની બાવન કડીઓ ઉપરા ઉપર એવી સચોટતાથી "વ્યભિચારનિષેધ બાવની" માં રજુ થાય છે કે તે વાંચનારનું કે સાંભળનારનું હૃદય આજની સમાજમાં પ્રવર્તી રહેલા ગુપ્ત વ્યભિચારના કારસ્થાનથી હેબત પામી જાય છે. કેટલાક વાચક આગળ આ કવિતાની અમુક કડીઓ દર્પણ રજુ કરતી હોય તેવું

બની આવે એવાં વાસ્તવિકતા ભરેલાં શબ્દચિત્રો આ બાવનીમાં મૂકવામાં આવ્યાં છે.

બીજું લાંબુ કાવ્ય "મનહર કથન શતક" છે. ગુજરાતી જીવનમાં પ્રચલિત કહેતીઓ અને ચટકદાર ઉકિતઓને ભૂમિતિના સિદ્ધાંતની પેઠે સાબીત કરતા હોય તેવી રીતે અકકેક ઉક્તિ ઉપર અકકેક મનહર છંદની કડી લેખકે લખી છે. આ શતક ઘણી રીતે લોકશિક્ષણને ઉપકારક છે ૧ મનોરંજનની દૃષ્ટિએ, ૨ ભાષાશિક્ષણની દૃષ્ટિએ, ૩ નીતિબોધની દૃષ્ટિએ, ૪ સમાજશાસ્ત્રની ઐતિહાસિક માહિતીની દૃષ્ટિએ, ૫ શાળામાં અને શાળા બહાર નાટચપ્રયોગમાં પાત્રો દ્વારા લોકસમૂહ પાસે રજુ કરવાના શિષ્ટ સાહિત્ય તરીકે. "કેશવકૃતિ" ના લેખકે આવા મનહર છંદ ગુજરાતી સમાજ આગળ ફત્તેહમંદીથી રજુ કર્યા હતા; આજથી ત્રીસ વરસ પહેલાં "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં સ્વ૦ કવિ ભગવાનલાલ ડુંગરસીએ લોકશિક્ષણની દૃષ્ટિએ મનહરછંદની ઝડીઓ વરસાવી હતી. શ્રી મહાસુખભાઈએ પણ આ શતકમાં આબાદ લોકશિક્ષણનું કામ કર્યું છે. વ્યભિચાર નિષેધ બાવનીમાંથી, બનશો નહીં, ચુકશો નહીં, પડશો નહીં વગેરે પાદપૂર્ત્તિ જેવાં બોધક કાવ્યોમાંથી અને આ મનહરકથન શતકમાંથી ગુજરાતની શાળાઓના શિક્ષકો ધારે તો સમારંભ માટે ઘણી વસ્તુ લઈ શકે તેમ છે. એ રીતે લોકભોજ્ય સાહિત્યની કૃતિઓને સમાજ આગળ મૂકવાની સેવા ઉત્તમ રીતે થઈ શકે છે. આ મનહર કથન શતકમાં જે જે લોકોક્તિ ઉપર કાવ્ય રચાયાં છે તે બધી સમાજશાસ્ત્રના ભવિષ્યના અભ્યાસીઓ માટે નક્કર સાહિત્ય થઈ પડશે. ચમત્કાર ત્યાં નમસ્કાર, વાવે તેવું લણે, હૈયે તે હોઠે, મારે તેની તરવાર, બળીઆના બે ભાગ, ખોદે તે પડે, પથ્થર ઉપર પાણી, આહાર એવો ઓડકાર, જેવી સો ઉક્તિઓ ઉપર લખાયેલા મનહર ખંડો બહુ અસરકારક છે. પોતાની ઉક્તિને ગમે તેમ સિદ્ધ કરવામાંજ લેખક પોતાનું કર્તવ્ય સમજ્યા નથી પરંતુ સારાસારનો વિચાર રાખીને તેમણે એ ઉક્તિઓ

સિદ્ધ કરી છે. એમની વિવેકબુદ્ધિનો એક દાખલો આપવા નીચેનો મનહર ખંડ પૂરતો થશે—

૧૮ પ્રમદા બુદ્ધિ પાનીએ.

દુનિયાની એવી કહાણી ભણી ગણી હોય નારી,
તોયે સાચા દિલવાળી વિશ્વાસુ ન માનીએ;
ભમાવનાર જો મળે, ભ્રમથી ભમાવી ભમે,
ફસાવે છે પ્રેમબળે, શંકા નવ આણીએ;
જ્યારે નારી સાડી સજે, જુએ કોર પાની પરે,
ફરી ફરી ઠીક કરે, બુદ્ધિ આ પ્રમાણીએ;
કહે મહાસુખ સુણો, **અપવાદ બાદ મુકી**
જગતમાં જણાય પ્રમદા બુદ્ધિ પાનીએ.

અહીં ન્યાય ખાતર શ્રી મહાસુખભાઈએ "અપવાદ બાદ મુકી" એટલું ચરણ મૂકવામાં પોતાની વિવેકબુદ્ધિ વાપરી છે.

આ પુસ્તકનો ત્રીજો વિભાગ વૈરાગ્ય તરંગનો છે શ્રી મહાસુખભાઇને વૈરાગ્ય વાસ્તે ગઝલના સૂર બહુ અનુરૂપ જણાયા હોય એમ લાગે છે, કારણ કે આ વિભાગમાં જેટલાં કાવ્યો છે તેમાંથી થોડાંક બાદ કરતાં બધાં ગઝલ રૂપેજ લખાયાં છે. પરવા નથી, ગયું પાછું નહીં આવે, રડાવે સ્નેહ અંતરનો, હૃદયની આ કહું કોને ? તને ધિક્કાર છે સંસાર, ભૂલો પડેલો મુસાફર, મન પ્રત્યે હૃદયનો બળાપો, બુદ્ધિશૂન્ય હૃદય, પ્રભુ તાર મને ભવસાગરથી, મનમુસાફર, Elegy written in a country church–yard નું ભાષાંતર, વગેરે કાવ્યો આ વિભાગમાં છે. આ તરંગમાંની કેટલીક ગઝલો કોઇ પ્રભુસ્તવનના કાવ્યસંગ્રહમાં સ્થાન પામે તેવી છે; અને કેટલીક સંસારના ઘાથી ઘાયલ થયેલા અને સ્મશાન વૈરાગ્યથી રંગાયેલા ચિત્તને સમાધાન આપે તેવી છે. કવિ તરીકેની સફળ રચના "ભૂલો પડેલો મુસાફર," "મન પ્રત્યે હૃદયનો બળાપો" અને "તાર મને

ભવસાગરથી" એ કાવ્યોમાં સ્પષ્ટ રીતે દેખાય છે. પહેલા કાવ્યમાં જંગલમાં નદીના ખળ ખળ સૂરના સંગીતથી તણાયેલો મુસાફર પારધીના સંગીતમાં લુબ્ધ બનેલાં હરિણોને જુએ છે. મુસાફર હરિણોને ઠપકો આપે છે કે નાદમાં લુબ્ધ થઈ પ્રાણ ગુમાવવામાં તમને શાં સુખની પ્રાપ્તિ થાય છે ? હરિણ જવાબ આપે છે—

મુસાફર તું શું ખોધે છે ? તણાઇ કેમ તું આવ્યો ?
અમે જેવાં તું તેવો છે ! પડે રાગે અહા આ શું !
અમે તો એકના ભોગી, તું ભોગી પંચ નાદોનો,
દશા કેવી થશે તારી ? વિચારી લે અહા આ શું !

"મન પ્રત્યે હૃદયનો બળાપો" એ કાવ્યમાં મન અને હૃદય વચ્ચે ચાલતી તકરાર કાવ્યસંવાદ રૂપે ગોઠવવામાં આવેલી છે. નાટકની રંગભૂમિ ઉપર મૂર્ત્તિમન્ત મન અને હૃદય ભજવી શકે એવો આ કાવ્યસંવાદ છે. શાળાઓ જરૂર તેનો ઉપયોગ કરી શકે તેમ છે. "પ્રભુ તાર મને ભવસાગરથી" એ પ્રાર્થના ભેરવ રાગમાં યમકની ચમત્કૃતિ સાથે ઉતારવામાં આવી છે, એટલે કોઇ પણ ભક્તહૃદયને એ પ્રાર્થનાના સૂર પીગળાવી શકે તેમ છે. ભવસાગરનું રૂપક અંત સુધી અખંડિત રાખી કવિએ આ પ્રાર્થના ગાઇ છે. આ સંગ્રહમાં ટૉમસ ગ્રેની નામીચી અંગ્રેજી કવિતા Elegy નું કાવ્યભાષાંતર મૂકવામાં આવ્યું છે તે શ્રી મહાસુખભાઇનો અંગ્રેજી સાહિત્ય પ્રત્યેનો પ્રેમ સૂચવે છે. આ કાવ્યના ભાવને ગુજરાતી વાણીમાં ઉતારવા સારૂ કવિને સંસ્કૃત શબ્દો અને સમાસરચનાનો આશ્રય લેવો પડ્યો છે, જેનો ઉપયોગ એમના નૈઃસર્ગિક કાવ્યપ્રવાહમાં બહુ જોવામાં નથી આવતો

સચિત્ર કાવ્યસરિતાનો ચોથો વિભાગ કાવ્યવિનોદ તરંગનો છે. એ વિભાગમાં કાવ્યશાસ્ત્રના ઝીણા વ્યાપારમાં જેમને આનંદ પડે તેવા માણસો માટે કેટલીક સામગ્રી પીરસવામાં આવી છે. કાવ્યના પારિભાષિક શબ્દો જેવા કે રસ, અલંકાર, અને નાયિકાલક્ષણો વગેરેની

સાચી સમજ પૂરી પાડનાર એ કાવ્યો છે તેથી વિદ્યાર્થીવર્ગને તેમજ પુખ્ત અભ્યાસીઓને પણ આ વિભાગ ઉપયોગી થઈ પડે તેમ છે.

અસંભવિત ભાવનાને સંભવિત સ્વરૂપે કવિની કલ્પના રજુ કરે છે, અંગ્રેજીમાં એને paradox કહે છે. એવી રચના બુદ્ધિવ્યાપારની સૂક્ષ્મતા વગર ઉપજાવી શકાતી નથી. કવિ લખે છે કે–" રાત્રે સવિતા ગગને બિરાજે "— અને " હરતી દિસે આં મમ હસ્ત વિષે "– આ બન્ને કાવ્યો જૂના સમયના રાજાના દાયરામાં કાવ્યવિનોદનો કેવો સત્કાર થતો અને તે વિનોદ કેવા રૂપનો હતો તેનું ભાન કરાવે છે. યમક અલંકારકાવ્ય, ચિત્રાલંકારકાવ્ય, વક્રોક્તિ અલંકારકાવ્ય, ગૂઢોક્તિ, અતિશયોક્તિ, વ્યાજસ્તુતિ, અપહ્નુતિ, શ્લેષ, સજીવારોપણ વગેરે અલંકારોના નમૂના રૂપ કાવ્યો આપ્યા પછી કવિએ વિપ્રલંભ શૃંગારરસ કાવ્ય અને સંભોગશૃંગારરસ કાવ્ય આ વિભાગમાં રજુ કર્યાં છે. તે પછી મુગ્ધા, મધ્યા અને પ્રગલ્ભા નાયિકાનાં અને પ્રોષિતભર્તૃકાનાં કાવ્યોમાં જે તે નાયિકાનાં લક્ષણો બતાવનારાં રસિક શબ્દચિત્રો મૂકવામાં આવ્યાં છે. " સંભોગશૃંગારરસ કાવ્ય " વાંચતાં કાઠીઆવાડી કવિ નથુરામ સુન્દરજીનું " શૃંગારસરોજ " નામનું પુસ્તક આંખ આગળ ખડું થાય છે, " અમરૂશતક " ના કાવ્યરૂપે થયેલા ભાષાન્તરની ચોપડી પણ સ્મરણમાં આવ્યા વગર રહેતી નથી. જુઓ કેટલો સૌમ્ય પણ મત્ત શૃંગાર નીચેની કડીમાં ઉભરાય છે—

પ્રેમી કાન્તા પતિવદનને ચુંબનેથી ભરે છે !<br>
ભાળી ભારી અલિ કમળને જેમ સ્નેહે ચુમે છે !<br>
દાબે દિલે પતિ પણ પ્રિયા રે ન સંતોષ પામે !<br>
સ્વામીઘેલી તરૂણી બની શી ! સભ્યતા સૌ વિરામે !

તેટલીજ રસપ્રદ છબીઓ નાયિકાનાં લક્ષણકાવ્યોમાં કવિએ ઉપજાવી છે. અકકેક નમૂનો અહિં મૂકીએ તો એ કાવ્યોનો કંઇક ખ્યાલ આવે.

મુગ્ધા નાયિકા.

લજ્જા જેવી અદ્દભુત અહા મૃદુ લજ્જામણીની,
સંકોચાયે જરીક અડતાં કાય તે કામિનીની,
તેવી રીતે પ્રણયી અડતાં અંગ સંકોચ પામે,
શાને મુગ્ધા શરમ તજીને ના જુએ સ્વામી સામે ?

મધ્યા નાયિકા.

ક્યાંથી વિદ્યા વશીકરણની શીખી લાવી રસિલી ?
આકર્ષે છે નજર મળતાં યૌવને આમ ખીલી !
શાને ચાલે ચપળ ચતુરા તું મહા સુખરંગે ?
શું લેવું છે જગત કરમાં ખેંચી સૌને અનંગે ?

પ્રગલ્ભા નાયિકા.

" મારાથી રસિલી અતિ અબળ તું શાથી રહે છે બની ?
જાતે તું બની કે બનાવી વિભુએ ? એ યુક્તિ કોના તણી ?"
" ભૂલો છો પતિ હું અતિ સબળ છું, શક્તિ મહા હું ધરૂં,
પીડે જે સ્મર આપનો ક્રુર અરિ હું શાંત તેને કરૂં.

પ્રગલ્ભા પત્ની સાથે રતિરંગથી રમવાના કોડ રજુ કરતી હોરી—પ્રગલ્ભાનું વાક્ચાતુર્ય—રતિરંગે રમીએ ઉલ્લાસે—એ કાવ્યકૃતિ જયદેવ કવિના ગીતગોવિંદમાંની અષ્ટપદીનું શબ્દમાધુર્ય કાનમાં રેડે છે.

એ કાવ્યોને લગતાં ચિત્રો બહુ કાળજીપૂર્વક તૈયાર કરાવવામાં આવ્યાં છે એટલે ચિત્રો ઉપરથી પણ નાયિકાનાં લક્ષણોનું ભાન વાચકને ઝટ થઇ શકે તેમ છે.

કેટલીક સમસ્યાઓ કાવ્યરૂપે આપવામાં આવી છે, અને પ્રબંધ-કાવ્યોની કૃતિઓ પણ સચિત્ર સ્વરૂપે આ વિભાગમાં મૂકાયેલી છે, જેવી કે નાગપાશપ્રબંધ, કૂર્માકાર નાગપાશ, કમળપ્રબંધ, ચક્રપ્રબંધ.

આ વિભાગનો છેલ્લો ભાગ શિક્ષણની દૃષ્ટિથી બહુ ઉપયોગી છે. એ ભાગનું નામ " પિંગળપ્રકાશ " રાખવામાં આવ્યું છે; તેમાં

કવિતાની રચનામાં કયા કયા નિયમો કેવી રીતે પાળવા જોઇએ તેની સમજ સહેલી ભાષામાં ટીપ્પણો સહ શ્રી મહાસુખભાઇએ આપેલી છે. ગણ, માત્રામેળછંદ, અક્ષરમેળ છંદ, અલંકારો, અને નવ રસ સંબંધી માહિતી આ પિંગળપ્રકાશમાં આપવામાં આવી છે; લેખકની આ સેવા બહુ ઉપયોગી થઈ પડે તેવી છે. આજે ગુજરાતી વ્યાકરણના પુસ્તકમાં "કવિતાવિચાર" નો ભાગ ચર્ચાતોજ નથી. જૂના દલપતરામના અને નર્મદાશંકરના પિંગળનાં પુસ્તકો ઉપલબ્ધ નથી. દી. બા. રણછોડરામ ઉદયરામનાં અને રસશાસ્ત્રી શ્રી છોટાલાલ નરભેરામનાં સંગીન પુસ્તકોનો પ્રચાર આજકાલના શિક્ષણશાસ્ત્રીઓએ થવાજ દીધો નથી, તેથી હાલના વાચકો "આપણી કવિતા સંમૃદ્ધિ" માં અને આ "સચિત્ર કાવ્યસરિતા" માં પિંગળશાસ્ત્ર વિષે જે માહિતી મેળવી શકશે તે એ પુસ્તકના લેખકના પ્રયાસને સફળ બનાવ્યા બરાબર થશે.

આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે લેખકે ટીપ્પણો અને સમજુતી આપેલી છે, તેમાં ઘણી વસ્તુ ઉપયોગી છે. એ ટીપ્પણો લેખકની ચીવટ દર્શાવે છે.

સમાજ આગળ જે વિચાર રજુ કરવાના હોય તે આકર્ષક અને સરળ રીતે મૂકવાનું કામ કરવામાં શ્રી મહાસુખભાઈ સફળ લેખક ગણાયા છે. વિચારનો પ્રચાર કરવા માટે તેને કેવું રૂપ આપવું એ શ્રી મહાસુખભાઇ બરાબર સમજ્યા છે; દાખલા તરીકે એમની "અમૃત સરિતા" નામની નવલકથાના બે ગ્રંથો લઈ શકાય. બાળદીક્ષા અને કેટલીક અપાતી દીક્ષાઓ અયોગ્ય છે તે સમાજ આગળ રજુ કરવા માટે તેમણે આ નવલકથા દ્વારા પ્રચારનું કાર્ય ઉપાડયું અને તેવી અયોગ્ય બાળદીક્ષા અટકાવવાનો કાયદો વડોદરા રાજ્યમાં ઘડાયો ત્યાં સુધી તેમણે જાહેર વર્તમાનપત્રોમાં સારા નિબંધલેખક તરીકે સતત ચાર પાંચ વરસ સુધી લેખો લખીને તથા મોટાં શહેરોમાં જાહેર ભાષણો આપીને લોકમત કેળવવાનું પ્રચારકામ છોડયું

નહીં. એમની આવા પ્રકારની સમાજને સાહિત્યદ્વારા સ્પર્શવાની શક્તિની કદર કરીને વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે પોતાના રાજ્યારોહણના હિરકમહોત્સવના ઉજળા પ્રસંગે શ્રી મહાસુખભાઇને **રાજરત્ન**નો સુવર્ણ પદક એનાયત કર્યો છે. શ્રીમંત મહારાજા સાહેબ ગુણજ્ઞ છે. સાહિત્યદ્વારા સમાજના વિચારો ફેરવી શકાય છે એ વાત એઓશ્રીના ચિત્તમાં બરાબર ઠસેલી છે, એની સાબીતી શ્રી મહાસુખભાઇની સાહિત્યસેવાની થયેલી કદર પૂરી પાડે છે.

શ્રી મહાસુખભાઇનાં કાવ્યોમાં મોટા સાક્ષરહૈયાને હચમચાવે એવી ચમત્કૃતિ કદાચ નહિં હોય પરંતુ સમાજના મોટા ભાગને આનંદ અને બોધ આપે એવી ચમત્કૃતિ તો પાને પાને દૃષ્ટિગોચર થાય છે. કાવ્યનો પ્રદેશ એવો છે કે તેમાં એકજ રંગની કૃતિઓ વસતી ન હોય, તેમાં એકજ સરજકની ઢબ પ્રવર્તી ન જ શકે. એકજ સ્વામીની સત્તા પણ એ પ્રદેશમાં જામી ન શકે. ઘડીએ ઘડીએ પાછલા યુગને સંભારવો પડે છે, અને એક વાર ન ગમતી ચીજ બીજે કાળે મનગમતી બની જાય છે. શ્રી મહાસુખભાઇની "સચિત્ર કાવ્ય-સરિતા" લોકશિક્ષણના કામમાં બહુ સફળ સાધન થઈ પડશે એવો અભિપ્રાય એક શિક્ષક તરીકે રજુ કરી આ પરિચય હું આનંદથી સમેટી લઉં છું.

તા. ૧-૧-૩૭
વિસનગર.

કલ્યાણરાય ન. જોષી.

અકસ્માતે કરાવેલી ઓળખાણ અને મદદ, સાધ્વીના પોશાકમાં નવદીક્ષિત સાધુ, પત્નીએ દીક્ષિત પતિનું કરેલું ઐચ્છિક હરણ, શક્તિ હૃદયનું આબેહુબ દૃશ્ય, કાવ્યના મધુર ધ્વનિએ કરાવેલો દૃષ્ટિમેળાપ, પાખંડી પુરૂષોના પાખંડનું ખંડન, સાધુઓના પરિગ્રહનું પ્રદર્શન, સુધારણાર્થે સાધુસંમેલનના ઠરાવો અને શાસ્ત્રીય પ્રમાણો, ન્યાયદરબાર, પાપનો પશ્ચાતાપ, સત્યનો જય, સુલેહશાંતિ ઈત્યાદિ આકર્ષક દેખાવો આપવામાં આવ્યા છે.

**અમૃતસરિતા**ના આ બંને ભાગો એક વખત હાથમાં લીધા પછી પૂરા વાંચ્યા વિના અભિરૂચિ તૃપ્ત થતી નથી. તેની વસ્તુ સંકલના અને તેમાંથી ઉદ્‌ભવતો રસ વાચકોના હૃદયને પીગળાવી ઉંડી અસર કરાવી અમૃતમય બનાવી સચોટ બોધ આપી સત્ય વસ્તુનું ભાન કરાવે છે. દરેક સ્ત્રી પુરૂષને આ પુસ્તક વાંચવા લાયક છે, ભાષા સાદી અને સરળ છે. લાયબ્રેરીઓના કાર્યવાહકોએ બંને ભાગ મંગાવી વાચકોને લાભ આપવા ભલામણ છે. પુસ્તકનું કદ જોવાથી ખાત્રી થશે કે કીંમત નજીવી છે. બંને પાકા પુંઠાનાં દળદાર પુસ્તકો છે. એક વખત મંગાવી-વાંચી-ખાત્રી કરો. આશા છે કે જનસમાજ અને ખાસ કરી જૈનસમાજ આ અમૃત-સરિતાનો સત્કાર કરી લેખકને આભારી કરશે.

## આ નવલકથા સંબંધી થોડાક અભિપ્રાયોનો ટૂંક સાર

રા. મટુભાઈ હ. કાંટાવાળા, એમ. એ તરફથી-" મહાસુખભાઈ અચ્છા કવિ છે અને નિબંધ લેખક છે. એકાદ વાત એમણે લખ્યાનું જાણવામાં હતું, પરંતુ નવલકથાકાર તરીકે આ તેમનો પહેલો પ્રયાસ છે અને એ પ્રયાસ સર્વથા ફત્તેહમંદ નીવડયો છે. × × અયોગ્ય દીક્ષાને બ્હાને ગુજરાતને શિષ્ટ નવલકથા મળી ગઈ છે. × × એમની ધર્મપ્રીતિ અને સત્યપ્રીતિ, વિનમ્ર સરળતા અને હિંમત માટે ધન્યવાદ આપીએ છીએ."

રા. રમણલાલ વસંતલાલ દેસાઈ. એમ. એ. તરફથી–" × × પ્રચારના ઉદ્દેશથી લખાયલું સાહિત્ય બહુ રસમય બનતું નથી એમ વિવેચકોનો મત છે પરંતુ તે મતને અપવાદ હોઈ શકે છે એ આપે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. આપનું પુસ્તક જેમ તેનો અંતરરંગ ઉદ્દેશ બરાબર સાચવે છે તેમ તે કલાની દૃષ્ટિએ પણ બહુ સફળતા પ્રાપ્ત કરે છે. એવી કલા અને Propaganda બંને સિદ્ધ કરે એવાં પુસ્તકો ખરેખર ઉંચા પ્રકારનાં હોય છે અને તેમના કર્ત્તાને ધન્યવાદ ઘટે છે."

રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ. બી. એ. એલ એલ બી. તરફથી–"જનસેવા કરવાને જે હીંમત બતાવી છે તે પ્રશંસાને પાત્ર છે."

રા. હરિરાય ભ. બુચ. બી. એ. તરફથી–" હિન્દુસમાજ અને ખાસ કરીને જૈન સમાજની સુધારણા માટે અમૃતસરિતા ઘણુંજ ઉપયોગી અને મનનીય પુસ્તક છે."

રા. ચીમનલાલ મગનલાલ ડૉકટર એમ. એ. એલએલ. બી. તરફથી –" × × ગ્રંથકર્ત્તાના સખ્ત પ્રહારો સાથે મળતા થઈ તેમને અમે તે બાબત સુંદર રીતે રજુ કરવા માટે હાર્દિક અભિનંદન આપીએ છીએ. ગ્રંથની શૈલિ સરસ, વસ્તુની ગુંથણી સુંદર, ચારિ-ત્ર્યાલેખન આબેહુબ હોવાને લીધે વાંચનારને ઘણો આનંદ પડે છે. ચિત્રો આપ્યાં હોત તો ઓર આનંદ આવત. × × કર્ત્તાનો પ્રયત્ન તથા ઉદ્દેશ સફળ થયો છે, અને જૈન તથા જૈનેતર પ્રજાને આ નવલકથા બોધદાયક છે તેથી તે વાંચવા અમે સૌને ભલામણ કરીએ છીએ."

આ નવલકથા નીચેને ઠેકાણેથી મળશે—



**…ાસુખભાઈ ચુનીલાલ.**

વિસનગર–ગુજરાત.

તથા આ "સચિત્ર કાવ્યસરિતા"ના બુકસેલરો પાસેથી પણ મળશે.

# તૈયાર છે!

## મોટા સુધારા વધારા સાથેની સુંદર આઠ ચિત્રોવાળી

## છઠ્ઠી આવૃત્તિ

# અનવર કાવ્ય

અર્થ અને વિવેચન સાથે પ્રસિદ્ધ કરનાર

## મહાસુખભાઇ ચુનીલાલ.

**કીંમત રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૭-૦**

આ પુસ્તકમાં સમાધિ અને યોગનાં અસરકારક ભજનો, આત્મજ્ઞાન, અભેદ અને બ્રહ્મસ્વરૂપનાં બોધદાયક પદો, ભક્તિશૃંગારરસની સુંદર ગરબીઓ, પરમેશ્વર પ્રત્યેના પ્રેમમાં મસ્ત બનાવનાર ગઝલો, અને જુદા જુદા પ્રકારની નીતિની નસીહતોનો સમાવેશ કરેલો છે. આત્મકલ્યાણ અને આત્મજ્ઞાનના અભ્યાસીઓ માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. કાવ્યોનું રહસ્ય વાચકો બરાબર સમજી શકે તે માટે નીચે ટીકા આપવામાં આવી છે. શરૂઆતમાં રચનાર કાજી અનવર મીયાંએ સવિસ્તર ઉપોદ્‌ઘાત લખ્યો છે જે વાંચવાથી આખા પુસ્તકનું રહસ્ય સમજાય છે. આત્મજ્ઞાની આનંદઘનજી ને ચિદાનંદજીનાં કાવ્યોની છાયા આ કાવ્યોમાં ઘણા ઘણા સ્થળે જોવામાં આવે છે. એકંદર ૪૭૪ પૃષ્ટનું પાકા પુંઠાનું પુસ્તક છે. આ પુસ્તક પ્રત્યે વાચકોની કેટલી બધી અભિરૂચિ છે તે તેની બહાર પડતી આવૃત્તિઓ ઉપરથી સમજાય તેમ છે. આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશેઃ—




**મહાસુખભાઈ ચુનીલાલ.**

**વિસનગર—ગુજરાત.**